## માતૃદેવો ભવ
## પિતૃદેવો ભવ

ગૃહસ્થ જીવનનું પરમ મંગલ કયું એમ જો જો કોઈ પૂછે તો કહેવું કે આ મંત્રોનું હૃદય-ગુંજન. માતા-પિતાને પુત્ર-પુત્રી 'દેવના દીધેલા' લાગવાં જોઈએ ને પુત્ર-પુત્રીને એના માતાપિતામાં જગત સમસ્તના તિર્થસ્થાનોની પવિત્રતા ભાસવી જોઈએ. જે ઘરમાં અને જે-કુટુંબમાં આ ભાવનાનાં ફૂલો ઝીલતાં હશે તે ઘરમાં સાચે જ દેવોનો વાસ હશે.



## સંયુક્ત કુટુંબ

સમાજસંસ્થાની સ્થાપના પછી સંયુક્ત કુટુંબની ભાવનાનો ઉદ્‌ભવ થયો હશે. હજારો વર્ષ પહેલાં અમલમાં મૂકાયેલી આ ભાવના સાચોસાચ અદ્‌ભૂત છે. એની બરોબરી કરી શકે એવી કોઈ યોજના આ વિજ્ઞાનના જમાનામાં પણ નજરે પડતી નથી. માનવજીવનમાં પ્રેમ, સહકાર, ત્યાગ, આનંદ, સંરક્ષણ, વિનય, આદર વગેરેનું જન્મસ્થાન આ કુટુંબભાવનામાં રહેલું છે. ભારતવર્ષના પ્રાચીન સમાજશાસ્ત્રીઓએ નિરૂપેલી આ ભાવનાને આપણે જીવંત રાખીએ.

# પ્રેમ અને પુરુષાર્થ

[સદાચારક ગ્રંથાવલિનાં મનોહર અને
માર્ગદર્શક બાર પુસ્તકોનો સંપુટ]

લેખક
સોપાન



જીવન સાહિત્ય મંદિર
ગાંધી રોડ • અમદાવાદ

# આ લેખકનાં પુસ્તકો

**નવલકથા**

૧ સંજીવની
૨ પ્રાયશ્ચિત ભા. ૧
૩ પ્રાયશ્ચિત ભા. ૨
૪ મંગલમૂર્તિ
૫ જાગતા રે'જો–પૂર્વાર્ધ
૬ ,, ઉત્તરાર્ધ
૭ ફૂટેલાં સુવર્ણપાત્રો
૮ વનવાસ
૯ ૯ ઓગસ્ટ

**નવલિકા**

૧ અંતરની વાતો
૨ અંતરની વ્યથા
૩ ઝાંઝવાંનાં જળ
૪ ત્રણ પગલાં
૫ અખંડ જ્યોત
૬ વિદાય
૭ છેલ્લો પ્રયોગ

**ચિંતન**

૧ લગ્ન–એક સમસ્યા
૨ લગ્ન સાધના
૩ પ્રેમ અને પુરુષાર્થ

**રાજકારણ**

૧ ગાંધી–ઝીણા–મંત્રણા
૨ ચલો દિલ્હી
૩ અગ્નિ પરીક્ષાને અંતે
૪ સુભાષબાબુના લેખો, પ્રવચનો
૫ આસામ, સરહદ સિંધ, અને પંજાબ

પ્રાપ્તિસ્થાન

જીવન સાહિત્ય મંદિર, ગાંધીરોડ, અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

## પહેલી આવૃત્તિ

'સંસારચક્ર ગ્રંથાવલિ'નાં બાર પુસ્તકો 'પ્રેમ અને પુરુષાર્થ'ના નામે ગ્રંથસ્થ થઈ પ્રગટ થાય છે. 'પતિદેવ' અને 'અ. સૌભાગ્યવતી'—ગ્રંથાવલિનાં પ્રથમ બે પુસ્તકોએ, જ્યારે પ્રગટ થયાં ત્યારેજ સમાજના મોટા ભાગ ઉપર કંઇક મુગ્ધ મનોરંજનનું આકર્ષણ ઉપજાવ્યું હતું. પત્રશૈલીમાં અંકાયેલાં આ પુસ્તકો, જેમ જેમ પ્રગટ થતાં ગયાં તેમ તેમ પ્રત્યેક પુસ્તક કંઇક નવીનતા, કંઇક સુખદ કૌતુક, કંઇક જિજ્ઞાસા ને એ બધાં તત્ત્વોને ગૂંથી લેતો અંગત સંબંધનો દોર સંધાતો ગયો. 'પતિદેવે' કોઇના પતિને નવું જીવન આપ્યુ છે તો 'અ. સૌભાગ્યવતી' એ કોઇના ગૃહમંદિરમાં ભાવનાનાં અજવાળાં પૂર્યાં છે. તેવી જ રીતે કોઇ પિતા અને કોઇ પુત્રને પણ એ જ પ્રકારની નવી દિશા લીધી છે. આમ આ બાર પુસ્તકોએ કુટુંબના શાતાદાયી વડલાનું સ્થાન લીધુ છે.

હિંદુ સમાજની ઉપર ખૂબ કડવી ટીકા થતી આવી છે, પણ કેવળ ટીકા કરતાં ત્યાં હૃદય જ ઓચે છે ને સામે જ્યારે સામાજિક અનેક મુશ્કેલીઓ ને પ્રતિકૂળતાથી મૂંઝાયેલું ભૂખ્યુ હૃદય એ વાંચે છે ત્યારે એની અસર સીધી સપાટી ઉપર થવાના બદલે હૃદયમાં જ થાય છે ને જીવનને એના ઊંડાણમાંથી નવીન સ્વરૂપ સાંપડે છે. આવી જ ઘેરી અને સ્થાયી અસર સંસારચક્ર ગ્રંથાવલિના એક એક પુસ્તકે ઉપજાવી છે. ગ્રાહકોની ટપાલથેલીમાંથી, વાચકોના આવતા પત્રો ઉપરથી, કાર્યાલયમાં પ્રત્યક્ષ આવી કહેતી અનેક વાતો દાખવતાં 'સંસારચક્ર'ના કેટલાક ગ્રાહકોને સાંભળતાં એક વાત તો સ્પષ્ટ થઈ જ છે કે આ પુસ્તકોએ ગુજરાતના ઘરઘરમાં સુવાસ ને પરિમલ પાથર્યાં છે. વધુ સુખદ તો એ છે કે એકલા હિંદુ સમાજમાં નહિ પણ મુસ્લિમ, ક્રિશ્ચિયન, પારસી અને ખોજા સમાજમાં પણ આ પુસ્તકો દિલના સાચા પ્રેમથી સત્કારાયા છે.

પુસ્તકના પ્રકાશનની સાર્થકતા તો એ જ હોઈ શકે કે એ પુસ્તકે વાચકના દિલને જીતી લીધુ હોય અને જીવનમાં એની સ્થાયી, ઉપકારક ને મંગળ અસર નિપજતી હોય. આ બાર પુસ્તકો આવાં જ છે એની પ્રતીતિ વાચકોએ જ એના બીજી-ત્રીજી આવૃત્તિ ટૂંક ગાળામાં કરાવી કરી આપી છે. આટલા સ્થિરાયુ પુસ્તકો છૂટાં છવાયાં રહે તેના બદલે એક જ ગ્રંથમાં ગ્રંથસ્થ થાય એ અનિવાર્ય લાગ્યુ. લગ્ન-પ્રસંગ ને જન્મદિન-દરેકના જીવનમાં જેની કંઈક વિશિષ્ટતા છે, ભાઈ-બીજ, નૂતનવર્ષ, અને વર્ષનાં કેટલાંક ભાવનાપૂર્ણ પર્વો વગેરે જીવનના મંગળ પ્રસંગોએ આ ગ્રંથ ભેટ આપી શકાય તેવો રૂપકડો, સ્થાયી, ને આકર્ષક રૂપમાં તૈયાર થાય એવી સતત માગણી પણ વાચકો તરફથી રહી જ છે, ને અમને સંપૂર્ણ શ્રદ્ધા છે કે વાચકો રંગ, રૂપ ને વસ્તુથી જરૂર સંતોષ પામશે. અમારે માટે પણ એ સંતોષનું કારણ છે.

આવા પુસ્તકની સાર્થકતા ને ઉપયોગિતા માટે પ્રકાશકોને લેશ પણ શંકા નથી.

પ્રકાશકો

બીજી આવૃત્તિ પ્રસંગે

આ પુસ્તકને ગૂજરાતે પોતાના પ્રિયજન જેટલા જ પ્રેમથી આવકાર્યું છે. અનેક ઘરોમાં એને એક વહાલા સ્વજનનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

આ પુસ્તકની નાની-મોટી આવૃત્તિઓના પંદર હજારથી પણ વધુ નકલો ખપી ગઈ છે, છતાં એની સતત માગ ચાલુ રહે છે.

પુસ્તકની શોભામાં વધારો કરવા, આ વખતે સુંદર પોત આપ્યું છે, છતાં કીંમત તો એ જ રાખી છે. પુસ્તકની ઉપયોગિતાનો ખ્યાલ કરતાં આ આવૃત્તિને પણ ગૂજરાત એટલા જ પ્રેમથી સત્કારશે એની મને ખાત્રી છે.

અમદાવાદ તા.૫-૧-૫૬

રમણલાલ શેઠ

# પ્રવેશક

પ્રિય વાચક,

તું પુરુષ હો કે સ્ત્રી, યુવક હો કે યુવતી, કુમાર હો કે કુમારિકા– તને ઉદ્દેશીને આ પત્રો મેં લખ્યા છે. ખાતરી આપું છું કે પ્રત્યેક શબ્દ લખતી વખતે આપણાં કુટુંબો પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિની લાગણી જ મેં અનુભવી છે. જે લખ્યું છે તે ઉપદેશ જેવું છે છતાં ઉપદેશ નથી; સમાજનું અને પોતાની જાતનું અવલોકન કરતાં જે વિચારો આવ્યા તે શબ્દબદ્ધ કર્યા છે. પત્રની કલા આમાં હો કે ન હો પરંતુ હૃદયના ભાવો તો એમાં છે જ એટલું કહ્યા વિના રહી શકતો નથી.

આ બધા પત્રો લખાયા છે છેલ્લા દોઢેક વર્ષમાં, પરંતુ એનો વિચાર પાંચ સાત વર્ષનો જૂનો છે. 'લગ્ન એક સમસ્યા' જે દિવસોમાં લખતો હતો તે દિવસોમાં આવા પત્રો લખવાના વિચારો આવેલા. આ દષ્ટિએ તે પછીના વર્ષોમાં સમાજનું અવલોકન કરવાનું પ્રાપ્ત થયું. વચ્ચે 'લગ્ન–સાધના' લખ્યું ત્યારે એ અવલોકનમાંથી કેટલુંક એમાં ઠલવાયું, પરંતુ એ પુસ્તકને ચોક્કસ મર્યાદા હતી એટલે બાકીનું મનમાં જ પડી રહ્યું.

વિચારો આવતા હતા કે બધું કોઈ એવી પદ્ધતિથી લખવું કે જેથી અસરકારક થાય. બહુ વિચારતાં પત્રો લખવાનું જ યોગ્ય લાગ્યું. 'લગ્ન–એક સમસ્યા' અને 'લગ્ન-સાધના'ને મળેલો આવકાર એમાં કારણભૂત ગણાય. લખવાનો આરંભ કરતાં એમાં થે ફેરફારો કરવા પડ્યા. કોઈ પત્રો પત્ની રૂપે ને કોઈ પતિ રૂપે લખ્યા. કોઈમાં વાર્તા જેવું બનાવ્યું. ક્યાંક સત્ય ઘટનાઓને પત્રોની માળામાં ગૂંથી દીધી. ક્યાંક સમાજના પ્રેક્ષક બની અવલોકન કર્યું. ક્યાંક સાચા ને ક્યાંક કલ્પીત પત્રોનો ભૂમિકા રૂપે ઉપયોગ કર્યો. આમ શક્ય તેટલી વિવિધતાથી આ પત્રો મેં લખ્યા છે.

'સંસારચક્ર'ના બે ત્રણ પુસ્તકો પ્રગટ થયાં ને એ વિષે અભિપ્રાયો મળ્યા ત્યારથી આ બધા પત્રોને ગ્રંથરૂપે મૂકવાની ઇચ્છા થયેલી પ્રકાશક મિત્રને એ પુસ્તકોએ ઉત્સાહ આપ્યો એટલે એમના તરફથી જ એવી દરખાસ્ત આવી. લેખક-પ્રકાશકના મીઠા સંબંધના પરિણામ રૂપે નાની પુસ્તિકામાં વહેંચાયેલા આ પત્રો આવું ગ્રંથ-સ્વરૂપ પામી શક્યા.

પણ આ તો હું ઇતિહાસ કહેવા લાગી ગયો. મારે કહેવું તો એ છે કે આ પત્રો પાછળ મેં જે દૃષ્ટિ રાખી છે તે તું લક્ષમાં લેજે. ગ્રંથનું નામ નક્કી કરતી વેળા એ દૃષ્ટિ જ મને મદદરૂપ નીવડેલી. 'પ્રેમ અને પુરુષાર્થ' નામ મને પોતાને તો આ પત્રો માટે ખૂબ સૂચક લાગ્યું છે, કારણ કે કુટુંબભાવનાને જાગૃત કરવા ને પોષવા માટે એ બે તત્ત્વો અનિવાર્ય છે એમ મેં માન્યું છે અને આ પત્રોમાં ફરી ફરીને કહ્યું છે. પ્રેમને વિશાળ અર્થમાં લઈએ તો પુરુષાર્થનો ભાવ એમાં આવી જ જાય, કારણ કે પ્રેમ એ નિવૃત્તિ નથી. નિષ્ક્રિય તત્ત્વ નથી, પરંતુ પ્રવૃત્તિ છે અને સક્રિય તત્ત્વ છે. આ પત્રોમાં પુનરૂક્તિનો દોષ વહોરીને પણ મેં વારંવાર કહ્યું છે કે પ્રેમની પરીક્ષા થવી જોઈએ અને એ પરીક્ષા વર્તન દ્વારા જ થાય. પ્રેમ હોય તો પ્રગટયા વિના રહે જ નહિ.

કેટલાક એવું બોલે છે કે મને અમુક વ્યક્તિ કે રાષ્ટ્ર પ્રત્યે પ્રેમ છે. આની કસોટી કરવાનું અઘરું ન હોય. એમાંથી જો શુભ પ્રવૃત્તિ નીપજે તો તે તેમની કસોટી અને તે જ પુરુષાર્થ. આ દૃષ્ટિએ આ પુસ્તકના નામની પસંદગી થઇ છે. મેં પ્રથમથી જ સ્વીકારી લીધું છે કે આપણા સમાજની મોટામાં મોટી સાધનાનું ફળ સંયુક્ત કુટુંબ છે. આ કુટુંબમાં માનવતાના સર્વ ગુણો સહજ રીતે વિકાસ પામે છે. ત્યાગના ભાન વિના ત્યાં ત્યાગવૃત્તિ કેળવાય છે, સંયમ અને નિયમન પણ ત્યાં જ કાયમ અને સરલ બને છે. સેવા અને વિનય પણ સ્વાભાવિક

રીતે ત્યાં ખીલે છે. કુટુંબની આદર્શ સ્થિતિ કલ્પીએ તો જે કાંઈ સારું છે તે બધું ત્યાં નજરે પડે છે.

પરંતુ આ કુટુંબો આજે છે ક્યાં ! જૂના કાળમાં આદર્શ સ્થિતિએ આપણે પહોંચ્યા હતા એમ કહેવાનો આશય નથી. માનવજીવનની પેઠે એની રચેલી સંસ્થાઓ પણ સર્વસંપૂર્ણ હોઈ શકે નહિ. એમાં હમેશાં પુરુષાર્થ અને વિકાસને અવકાશ હોય જ, પરંતુ તે કાળની સામાજિક રચના એવા પ્રકારની હતી કે જ્યાં આ ગુણો ખીલવવાનું અને કુટુંબ સંસ્થાને સજીવન રાખવાનું સહેલું બને. આજે સમાજની રચના બદલાઈ ગઈ છે. સાહસપ્રિય માનવી માટે જગતના અનેક પ્રદેશો ઊઘડયા છે. જગતની ભિન્ન ભિન્ન સંસ્કૃતિના પ્રવાહો એકબીજાને મળી રહ્યા છે. કોઈ કોઈ સ્થળે ઉગ્ર અથડામણો પણ ચાલે છે. આ બધાંને પરિણામે આપણી કુટુંબસંસ્થા જોખમમાં મુકાઈ ગઈ છે.

છતાં એ સંસ્થાનો નાશ હજી થયો નથી અને હું માનું છું કે થશે પણ નહિ, કારણ કે એના પાયામાં કલ્યાણની ભાવના રહેલી છે. માનવીના ઉચ્ચ ગુણો જ્યારે મૂર્તિમંત થવા ઇચ્છશે ત્યારે એને કુટુંબની જરૂર પડશે જ. આજની બદલાયેલી સમાજરચનામાં ભલે સંયુક્ત કુટુંબોના આસનો ડોલવા માંડયાં હોય, પરંતુ એ ઊખડી પડશે નહિ અને આપણે થોડો પુરુષાર્થ કરીશું તો એને આજે જ, આ યુગમાં જ સ્થિર પણ કરી શકીશું.

પરંતુ એક પ્રશ્ન ઊભો થવાનો સંભવ છે. આજની સમાજરચનાને સંયુક્ત કુટુંબો અનુકૂળ છે ખરાં ? હું તો હા કહું છું. સંયુક્ત કુટુંબનો અર્થ, કોઈ પણ સંયોગોમાં બધાએ સાથે જ રહેવું એવો હું કરતો નથી. એ અર્થ પ્રમાણે આજની રચનામાં સંયુક્ત કુટુંબને કદાચ સ્થાન ન હોય, જો કે ગામડાંની સંસ્કૃતિ આપણે સજીવન રાખી શકીએ તો એ પણ શક્ય છે, પરંતુ સંયુક્ત કુટુંબને એક ભાવના

સમજીએ, પ્રેમભાવના સમજીએ તો આજે તો શું, સર્વ કાળે એ ઇષ્ટ છે અને શક્ય પણ છે, કોઈ પણ પ્રકારની સમાજરચનામાં, સમાજવાદ, સામ્યવાદ કે અરાજકતાવાદમાં પણ એ સ્થાન પામી શકે એમ છે.

મેં એક પત્રમાં કહ્યું છે તેમ સ્વદેશી ધર્મના પાલન જેવું આ છે. હું જ્યાં રહું છું, વિશાળ અર્થમાં કહું તો જે દેશનો હું વતની છું તે દેશ પ્રત્યે મારો જેમ વિશેષ ધર્મ છે તેવું જ કુટુંબનું છે. આફ્રિકાના આદિવાસીઓનાં દુઃખો હું જાણતો હોઉં છતાં મારા દેશની ગુલામી ફેડવાના કાર્યમાં જ મારે મંડી રહેવું જોઈએ; તેવું જ કુટુંબ વિષે છે.

પરંતુ આવી ભાવનામાં સંકુચિતતા ન પેસી જાય તે તો જોવું જ જોઈએ. મેં આ પત્રો દ્વારા એમ બતાવવા પ્રયાસ કર્યો છે કે આખા જગતનાં હિતાહિત ઓછાવત્તા પ્રમાણમાં એક સાથે જ સંકળાયેલાં છે. સમાજની દુર્દશા થાય તો કુટુંબ બચી શકે નહિ. દેશની દુર્દશા સમાજને સ્પર્શ્યા વિના રહે નહિ. એ જ રીતે અન્ય દેશનાં દુઃખોથી વહેલો મોડો આપણો દેશ પણ દુઃખી થાય જ. આજની લડાઈ એનું મોટું ઉદાહરણ છે.

એટલે સમાજને અવિરોધી હોય તેવી જ કુટુંબભાવના સાચી ભાવના ગણાય. આ ભાવનાને જીવનમાં ઉતારવા માટે કુટુંબનાં સંકુચિત અને સ્વાર્થી તત્ત્વો સાથે અથડામણમાં પણ આવવું પડે. પરંતુ એ બધું પ્રેમપૂર્વક થાય. અંતરમાંથી પ્રેમનું ઝરણ વહ્યા જ કરતું હોય, પ્રેમ હોય ત્યાં સજાવટ હોય, જાતે સહન કરવાનું હોય, તપ હોય, સેવાની ભાવના હોય, આ બધું હોય તો જે માર્ગે વ્યક્તિ જવા ઇચ્છતી હોય તે માર્ગે આખું કુટુંબ છેવટે જાય એવી મારી શ્રદ્ધા છે.

આ લાંબા લાંબા પત્રોમાં એ ભાવનાને મેં જુદી જુદી રીતે ઓળખવાનો અને ઓળખાવવાનો પ્રયાસ કર્યો છે. પુરુષાર્થનો ઉદ્ભવ

પ્રેમમાંથી થાય જ છે એમ ઉપર કહ્યા છતાં એ વિષે થોડી સ્પષ્ટતા કરવા ધારું છું.

સમાજનું અવલોકન કરતાં જે અનેક ગૂંચો મેં જોઈ તેનો ઉકેલ કેમ થઈ શકે તેની વિચારણા આ પત્રોમાં, મારી બુદ્ધિ અનુસાર મેં રજૂ કરી છે; આ વસ્તુને હું પુરુષાર્થ કહું છું. મારી એવી દૃઢ માન્યતા છે કે કેવળ પ્રેમથી, કેવળ શુભાશયથી, કેવળ ત્યાગ અને સહનશક્તિથી આ ગૂંચો ઉકલી શકે નહિ. એ બધુ તો જોઈએ જ, ઉપરાંત કુનેહપૂર્વકનું વર્તન પણ જોઈએ. આ સમજાવવા માટે દરેક પત્રમાં મેં પુષ્કળ વ્યવહારિક સૂચનો મૂક્યાં છે.

હું જાણું છું કે સમાજના ને કુટુંબના પ્રશ્નો હજાર-લાખ પ્રકારના હોય છે. એ બધાને આવરી લે એટલાં સૂચનો તો હું મૂકી શકું જ નહિ. મૂકવાનો યત્ન કરું તો મૂર્ખાઈ ગણાય, પરંતુ એ હજાર-લાખ પ્રશ્નો જેમાં સમાઈ જતા હોય તે વિષે તો કંઈક ઉકેલ બતાવી શકાય. શરત બે જ હોઈ શકે. એ ઉપાયો કાલ્પનિક ન હોવા જોઈએ તેમ એ સંકટમાં સપડાયેલા સામાન્ય માનવીની શક્તિ બહારના પણ ન હોવા ઘટે. આ બંને વસ્તુ તરફ મેં સતત ધ્યાન આપ્યુ છે. 'સંસારચક્ર'નાં છૂટાં પુસ્તકોના વાચન પછી વાચકો તરફથી જે વિચારો મને જાણવા મળ્યા તેણે મને આ સૂચનો વિષે સંતોષ આપ્યો છે.

કુટુંબને મેં એક શરીરરૂપે કલ્પ્યું છે. કુટુંબના સભ્યોને અંગરૂપ ગણ્યાં છે. આ અંગોને કેમ નિરોગી રાખી શકાય તેની સૂચના આપતી વખતે શરીરશુદ્ધિ અને સમગ્ર શરીરની બલવૃદ્ધિ તરફ ધ્યાન રાખવું જ જોઈએ. આવું ધ્યાન રાખવા જતાં કોઈ કોઈ વિચારો ને દલીલો બેવડાતાં હોય એવું પણ લાગશે. હું ધારું છું કે આવા પુસ્તકો માટે એ દોષ નિવારવાનું કઠણ છે. મારી શક્તિ અનુસાર એમાંથી બચવાનો પ્રયત્ન કર્યો છે છતાં જો કોઈને આ પુનરૂક્તિઓ કંટાળો આપે તો મને માફ કરશે એવી આશા રાખું છું.

આ પુસ્તકનું લેખન એક બેઠકે થયું નથી. પાંચ–સાત વર્ષની વિચારણા પછી છેલ્લા દોઢેક વર્ષમાં એ કટકે કટકે લખાયું છે. આમ છતાં વિચારનો દોર એક સરખો જ રહ્યો છે એવી મારી માન્યતા છે.

એક વસ્તુ સ્પષ્ટ કરી દેવા ઇચ્છું છું. આ પાનાંઓમાં જે લખાયું છે તે સમાજના સામાન્ય વર્ગને લક્ષમાં રાખીને જ લખ્યું છે. મારી ધારણા પ્રમાણે તો આમાં સામાન્ય માણસને નજર નાખવામાં શ્રમ પડે એવું ઊંડાણ ન હોય તો તે તેનો દોષ નહિ, પણ ગુણ છે. આવાં પુસ્તકો કોને–ક્યા વર્ગને ઉદ્દેશીને લખાયાં તે લક્ષમાં રહે તો તેના વિષે યોગ્ય અભિપ્રાય બાંધી શકાય. અલબત્ત, એમ કહેવાનો આશય નથી જ કે આ પુસ્તક સર્વાંગ સંપૂર્ણ છે. કેટલીક ત્રુટિઓ હું જાણું છું, બીજી ત્રુટિઓ મને બતાવવામાં આવશે તો હું આભાર માનીશ.

મોહનલાલ મહેતા

મુંબઈ
૩૧ : ૧૨ : ૪૪

## નવી આવૃત્તિ વેળાએ

સંસારચક્ર ગ્રંથાવલિના પ્રથમ વર્ષનાં છૂટાં તથા બાંધેલાં ૧૨ પુસ્તકોને ગુજરાતે અત્યંત પ્રેમથી સત્કાર્યાં છે. બહુ ઓછાં પુસ્તકો આવું ને આટલું સ્થાન પામ્યાં હશે. આજે 'પ્રેમ અને પુરુષાર્થ'ની નવી આવૃત્તિ છપાય છે ત્યારે વાંચકવર્ગ પ્રત્યે હું આભારની લાગણી અનુભવું છું. આ પુસ્તક છેલ્લા એકાદ વર્ષથી અપ્રાપ્ય હતું. 'જીવન સાહિત્ય મંદિર'ના સાહસિક ને ઉત્સાહી સંચાલક શ્રી. રમણલાલ શેઠે આનું પ્રકાશન હાથમાં ન લીધું હોત તો પ્રકાશનમાં હજી યે વિલંબ થવાનો સંભવ હતો. એ મારા મિત્ર છે એટલે આભાર માનવાના શિષ્ટાચારથી દૂર રહેવાનું યોગ્ય સમજું છું.

સોપાન

મુંબઈ
૭ : ૧૨ : ૪૯

## અનુક્રમ



# પતિદેવ





## [૧]
## શા માટે ?

પતિદેવ !

તમને હું ઓળખું છું અને છતાં યે નથી ઓળખતી. તમે પણ મને ઓળખો છો અને છતાં યે નથી ઓળખતા. હું શા માટે આવી વિચિત્ર વાણી ઉચ્ચારું છું તેનું તમને આશ્ચર્ય થશે, પરંતુ ખરું પૂછો તો એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ છે નહિ. તમે પુરુષ છો, હું સ્ત્રી છું; તમે પતિ છો, હું પત્ની છું; આપણા બંનેના સંયોગ ઉપર જ આ સૃષ્ટિનો આધાર છે: સૃષ્ટિના જન્મદાતા જ આપણે બંને છીએ. આપણે ન હોઈએ તો ? જવા દો, આપણે સાથે જ ન રહીએ તો ?

આવાં સૃષ્ટિના આદિ, મધ્ય ને અંત જેવાં–આપણે આ પૃથ્વી ઉપર કેટલું મોટું મહત્ત્વ ધરાવીએ છીએ? અને છતાં યે આપણે એકબીજાને ઓળખતાં નથી શા માટે આવી સ્થિતિ હશે?

મારું વચન તમે ખરું માનશો? તો હું આ સ્થિતિનાં સાચાં કારણો આપું. હજારો અને લાખો વર્ષથી આપણે સાથે રહીએ છીએ, હજારો અને લાખો વર્ષથી એકબીજાને પ્રેમ કરીએ છીએ, પૂજીએ છીએ, ભોગવીએ છીએ, ચૂસીએ છીએ, તિરસ્કારીએ છીએ; ઘણું બધુ કરીએ છીએ; પરંતુ કોઈ દિવસ આપણાં હૈયાના કમળને પૂરે-પૂરું ઉઘાડતાં જ નથી, બોલો, મારી વાત સાચી છે ને? જ્યારે આપણે પ્રેમ કરીએ છીએ; ત્યારે એ જ લાગણી વહેવા લાગે છે અને ઈર્ષા, દ્વેષ, ધિક્કાર કે મલિન વાસનામાં પડીએ છીએ ત્યારે એ લાગણી આપણા જીવનનું મુખ્ય ઝરણુ હોય એવુ દેખાય છે. એક સાથે આપણી તમામ લાગણીઓ તો જાણે કદી પ્રત્યક્ષ થતી જ નથી.

અહો! એક શરીર, એક મન અને એક હૃદયમાં કેટકેટલાં સ્વ-રૂપો આપણે ધરાવીએ છીએ! પળે પળે આપણા જીવન–આકાશમાં કેટકેટલા રંગો બદલાયા કરે છે! કયારેક તો જાણે આપણે પ્રકાશથી ઝળહળી ઊઠીએ છીએ, અને કયારેક કાણુ જાણે કેવા ય અંધકારમાં ડૂબી જઈએ છીએ! જીવનની ઉષા અને સંધ્યા, પ્રભાત અને મધ્યાહ્નનો પણ કેટલીવાર આપણે અનુભવ કરીએ છીએ! આવી આપણી ચિત્ર-વિચિત્ર સ્થિતિમાં એકબીજાની પૂરી ઓળખાણ પણ શી રીતે થાય? તેમાં વળી આપણી નિર્બળતાઓ, આપણું અહંમ્, આપણા સ્વાર્થો, આપણી વાસનાઓ આપણા સાચા સ્વરૂપને સદાકાળ ઢાંકી રાખવાનો પ્રયત્ન કરે. સામાજિક રીતરિવાજો પણ આપણાં અંતર આડે પડદાઓ ગોઠવે આમાં શી રીતે આપણી જાત પ્રગટ થઈ શકે? શી રીતે આપણે એકબીજાની પિછાન મેળવી શકીએ?

મને ખાતરી થઈ ચૂકી છે કે આવી ઓળખાણ–સાચી ઓળ-

ખાણના અભાવે, આપણે બંને, જીવનનાં અમૃતને ઘણી વાર ઝેર બનાવી મૂકીએ છીએ આપણો પ્રેમ આ ઓળખાણના અભાવે જ ઘણી વાર ઝૂરીઝૂરીને છેવટ તિરસ્કાર કે અણગમાના રૂપમાં ફેરવાઈ જાય છે. અંતરનું ખરું દર્શન ન થયું હોવાના કારણે જ આપણે એકબીજાની ઇચ્છા, આકાંક્ષા, આશા, અભિલાષા કંઈ જાણતાં નથી. એકમેકને સંતોષ આપવાના આપણા પ્રયત્નો ઘણી વાર આ કારણે જ મિથ્યા જતા હોય એમ લાગે છે.

હું આશા રાખું છું કે મારી આ વાત તમને સાચી લાગશે. અને તમે કબૂલ કરશો જ કે તમે મારા પતિ હોવા છતાં મારી સાચી સ્થિતિ જાણતા નથી. મારું સુખ અને મારું દુઃખ શામાં રહેલું છે તેની શોધ કરવામાં તમે નિષ્ફળ ગયા છો. તમે શુદ્ધબુદ્ધિથી મને સુખી કરવાના પ્રયત્નો કર્યા છે છતાં તેમાં તમને સફળતા મળી નથી.

અને તમને એમ પણ લાગ્યું હશે કે હું તમને પિછાની શકી નથી. તમારી લાગણી સમજતી નથી. મારા માટેની તમારી ઝંખનાઓની હું કદર કરતી નથી. તમારા હૈયામાં જે પ્રેમઝરણ વહે છે તેમાં મારા હૈયાને ઝબોળતી નથી.

જો આ બધું ખરું હોય તો શા માટે આ પત્ર હું લખી રહી છું તે તમે સમજી શકશો અને એની કદર કર્યા વિના પણ તમે રહી શકશો નહિ.

આ પત્ર હું ન લખત. આટલા બધા વર્ષો વીતી ગયા, મેં કદી આવો પત્ર તમને લખ્યો છે ? ના; આજે મને ખાતરી થઈ છે કે મારા અને તમારા, અરે, આખા સંસારના સુખ માટે મારે હૈયાને તમારી પાસે હવે ઉઘાડી દેવું જોઈએ. તમારાથી છાનું રાખવા જેવું મારી પાસે છે શું ? જ્યાં મારી, મારા સર્વસ્વની માલિકી જ તમારી છે ત્યાં ગુપ્તતાને સ્થાન જ ક્યાંથી હોય? મને ઢાંકી રાખતા

જે પડદાઓ મેં રાખ્યા છે, સમાજે અને સંયોગોએ રખાવ્યા છે તે બધા આજે ચીરી નાખવા ચાહું છું અને તમને મારું સાચું સ્વરૂપ બતાવવા ઇચ્છું છું.

અને એટલે જ આ પત્ર લખું છું.

પણ મને એક ભય છેઃ આ સ્વરૂપ તમને કદાચ આકર્ષક નહિ લાગે. તમારી પુરુષવૃત્તિને કદાચ ફટકો લાગશે, કદાચ આંચકો લાગશે, તમે નારાજ થશો, રોષે ભરાશો, મને તિરસ્કારી કાઢવાનું તમને મન થશે. કારણ કે મારું સાચું સ્વરૂપ એ વેદનાનો પરિપાક છે. હું આંસુ અને નિશ્વાસની જ મૂર્તિ છું એમ કહું તો યે ખોટું નથી. સમાજમાં હું રૂપવતી થઈને ફરું છું. પરંતુ એ રૂપ મને કેવું કોરી ખાય છે તે હું જ જાણું છું. હું તમારા ઘરને શોભાવું છું, તમારી જાતને પણ કદાચ શોભાવતી હોઈશ. પરંતુ એ શોભા મારા હીરને તો ચૂસી જ લે છે. હું તમારી પત્ની છું. એ જ એક આશ્વાસન આ જગતમાં જીવન ગુજારવા માટે મારી પાસે હોય છે. એ સિવાય મારી પાસે બીજું છે પણ શું? સ્વમાન, જે જીવનનો પ્રકાશ છે, પ્રાણવાયુ છે, તે તો તમે રૂંધીને બેઠા છો. સંયમ, જે મારા જીવનનો મેરુદંડ છે, તે ઉપર તો તમે સદાય ફટકા લગાવો છો. સ્વતંત્રતા, જે પ્રાણીમાત્રની પ્રકૃતિ છે, તેને તો તમે બંધનમાં નાખેલી છે. સહકાર, જે વિના જીવનનો પંથ કોઇ ખેડી શકતું નથી, તે માટે તો મારે રાતદિવસ તમારી ગુલામી જ કરવી પડે છે.

આવું બધું મારા જીવનમાં પડેલું છે. કોઈ દિવસ મારું આ સ્વરૂપ તમે જોયું છે? મારા નિશ્વાસ કદી સાંભળ્યા છે? આ સ્વરૂપમાં સુંદરતા નથી, ઉલ્લાસ નથી, પ્રફુલ્લતા કે પ્રકાશ નથી. આમાં તો અંધકાર, નિરાશ[illegible] જડતા, કુરૂપતા અને દુર્ગંધ ભરેલાં છે. બોલો, એ સ્વરૂપનું [illegible]ન કરશો? કરી શકશો?

પરંતુ હું છું કોણ? અને તમે પણ કોણ છો? અને આટલાં બધાં દુઃખોના ચોપ વચ્ચે હું લાખ્ખો વર્ષોથી જીવું છું શી રીતે? આ પ્રશ્નો તમને ઊઠશે. મને પણ ઊઠે છે. એનો જવાબ હું હમણાં જ તમને આપું છું.

જુઓ, પહેલાં તો છેલ્લા પ્રશ્નનો જવાબ આપું. હું અને તમે લાખ્ખો વર્ષો થયાં જીવીએ છીએ તેનું કારણ મારી અને તમારી પ્રબળ જિજીવિષા છે. આપણે બંને કોઇ પ્રકારે, કોઈપણ પ્રયાસે જીવવા ચાહીએ છીએ તે જ આજના જીવનનું કારણ છે. અને મારે કબૂલ કરવું જોઈએ કે જીવનને ટકાવનારું જે પ્રેમતત્ત્વ છે તે પણ હજી મૃત્યુ નથી પામ્યું. તમે મને તિરસ્કારી છે, મારું સ્વમાન હણી નાખ્યું છે, મારા સ્વત્વનો તમે ભોગ લીધો છે. તમે મારા પર કશું યે કરવામાં કમીના નથી રાખી છતાં તમે મને ચાહી છે. કોઈ કોઈ વાર તો ખરા અંતરથી પણ ચાહી છે.

અને એ ઉપરાંત આ જીવનની હસ્તીનાં બીજાં પણ કારણો છે. હું સ્ત્રી છું. પ્રકૃતિએ મને માતા બનવાનું અહોભાગ્ય આપ્યું છે. તમારા દ્વારા પ્રાપ્ત થએલા નવા જીવમાં મારા જીવનના શ્વાસો વણી દઉં છું અને પછી જીવું છું. મારી આસપાસ એક સૃષ્ટિ ઊભી કરું છું અને પછી જીવવા માટે જે આનંદ અનિવાર્ય છે તે મેળવી લઉં છું.

પરંતુ એ કરવામાં તમારો હિસ્સો નથી એટલું તો તમે સમજી જ ગયા હશો. હા, તમે જ્યારે મને પ્રેમ કરો છો, સાચો પ્રેમ કરો છો ત્યારે જે જીવનબળ મને પ્રાપ્ત થાય છે તે તો તમારા જ પ્રતાપે હોય છે, પરંતુ એનું પ્રમાણ કેટલું બધું અલ્પ છે? અને કરોડો નારીઓમાં કોના સદ્‌ભાગ્યે એ જીવનબળ નોંધાય છે?

હવે એ પણ કહું કે હું કોણ છું અને તમે કોણ છો. તમે પતિ છો. આ પૃથ્વી ઉપરના તમામ પતિઓના તમે પ્રતિનિધિ છો. હું તમામ પત્નીઓની પ્રતિનિધિ છું. મારામાં વિધવાઓનાં ડૂસકાં છે,

ત્યક્તાઓના નિશ્વાસ છે, અણુમાનીતીઓનાં આંસુ છે. હું કોઈની પ્રિયતમા છું, કોઈની ગૃહરાણી છું, કોઈની દાસી છું, કોઈની વાસના છું, કોઈની પાપમૂર્તિ છું અને મુફીલર પતિઓની જીવનસહચરી પણ છું.

આવી હું આજે તમારી સમક્ષ આવી છું, મારા અંતરને ઉઘાડવા. મેં એમ માન્યું છે–આટલાં બધાં દુઃખોની વચ્ચે પણ એમ માન્યું છે કે મને દુઃખી કરીને તમે સુખી નથી થઈ શકયા. માત્ર તમે નહિ, આખી માનવજાત આ કારણે સંકટમાં આવી પડી છે. કારણ કે હું પણ માનવજાતનું જ અર્ધું અંગ છું. મારા વિના માનવજાતની હસ્તીનો સંભવ નથી. તમારો પણ સંભવ નથી. હું અને તમે શરીરથી અને મનથી ભિન્ન દેખાઇએ છીએ, પરંતુ ખરેખર તો એમ છે જ નહિ. શરીરને જેમ જીવનનાં લક્ષણોથી જુદું કલ્પી જ ન શકાય તેવું મારું અને તમારું છે. શ્વાસોચ્છ્વાસ એ શરીર નથી છતાં એ વિના શરીરનો સંભવ જ નથી. આપણો સંબંધ આંખ અને પ્રકાશ, નાક અને સુગંધ, કાન અને સ્વર, ત્વચા અને સ્પર્શ, જીભ અને સ્વાદ જેવો છે. આપણામાં કોણ આંખ છે અને કોણ પ્રકાશ છે તે કહેવા હું નથી ઇચ્છતીઃ તે તમે જ નક્કી કરજો. પરંતુ પ્રકાશ અને આંખ વચ્ચે વેર સંભવી જ ન શકે એ તો તમે સ્વીકારશો જ. આંખ પ્રકાશનો વિરોધ કરે તો? પ્રકાશને રૂંધે તો? પછી આંખને કરવાનું જ શું રહે છે? એથી તો આંખને જ હાનિ પહોંચે. એ જ રીતે. તમારો વિરોધ કરી હું કેમ જીવી શકું? અને તમે પણ મને દુઃખી કરી શી રીતે સુખી થઈ શકો?

હું આમ માનું છું, દૃઢતાપૂર્વક માનું છું અને તેથી જ આ લાંબો પત્ર લખવા માટે પ્રેરાઈ છું. આ પત્ર દ્વારા મારે તમને બતાવવું છે કે તમે મનસ્વી રીતે વર્તો છો ત્યારે મારા જીવનમાં કેવી અને કેટલી વેદનાઓ જન્મે છે, એક સ્ત્રી પોતાના પતિ પાસે શું માગે છે તે હું આ પત્ર દ્વારા તમને બતાવવા ઇચ્છું છું. તમે જો

ખરેખર સુખ ઇચ્છતા હશો તો આ પરિસ્થિતિ પ્રત્યે બેદરકાર રહી શકશો નહિ. મારું, તમારું, આપણી સંતતિનું, કુટુંબનું અને સમસ્ત સંસારનું સુખ આ પરિસ્થિતિના ઉકેલમાં જ રહેલું છે.

[ ૨ ]

## અભિલાષા

તમે જાણો છો કે લગ્નનો વિચાર જ્યારે પહેલવહેલો અમારા અંતરમાં દાખલ થાય છે ત્યારે અમે કેવો લજ્જાભર્યો આનંદ અનુભવીએ છીએ! લગ્નની મસ્તીનો અમને વિચાર જ નથી આવતો. નવા યુગની કોઈ કુમારિકા તમારા જેવી, પુરુષો જેવી મસ્તીનો કદાચ અનુભવ કરતી હશે, અમે તો સમર્પણની ભાવનામાં જ તરબોળ રહીએ છીએ. તમારો વિચાર, તમારી કલ્પના સુદ્ધાં અમને અસર કરી જાય છે. તમે આ લાગણી ક્યાંથી સમજો?

તમે પુરુષ છો. લાખ્ખો વર્ષની સમાજરચના, જે તમે જ રચી છે તેણે તમને મહાન બનાવ્યા છે. તમારે મન લગ્ન એ સમર્પણ નથી, સ્વીકાર છે. તમે અમને સ્વીકારો છો. જો તમારે યે સમર્પણ થતું હોત તો કદાચ અમારા મનની સ્થિતિ તમે સમજી શકત. તમે જન્મો છો ત્યારથી સ્થિર રહો છો, જ્યારે અમે તો અસ્થિરતામાં જ ઊછરીએ છીએ. અમને અને અમારાં માતાપિતાને ક્યાં ખબર હોય છે કે ક્યા અજાણ્યા ઘરને અમારે અમારું જીવનભરનું ગૃહ બનાવવું પડશે! અને અમારાં ભાઈબહેન અને માતાપિતાને જિંદગી પર્યંત છોડી દઈ કોઈ અજાણ્યાઓને જ અમારા હૈયામાં બહેન ભાઈ અને માતાપિતાને સ્થાને સ્થાપવાં પડશે! ત્યાં અમે ઊછરીએ

છીએ, જ્યાં અમે રમીએ છીએ, જે શેરીમાં અને આંગણામાં અમે નાચીએ કૂદીએ છીએ, જે ખોળા અમે ખૂંદીએ છીએ તે બધું એક સમય આવતાં અમારે છોડવું પડે છે.

તમે કોઈ વાર અમારી આ સ્થિતિનો વિચાર સુદ્ધાં કર્યો છે? જે દિવસે અમે તમારા ઘરમાં પગ મૂકીએ છીએ ત્યારે તમને એવું થાય છે કે 'આ તો પોતાનું સર્વસ્વ તજીને મારી પાસે આવી છે!' હૃદય ઉપર હાથ મૂકીને આ પ્રશ્નનો જવાબ આપજો.

આ બધું લખીને અમારો ત્યાગ કેટલો ભવ્ય છે એવું તમારા મન ઉપર ઠસાવવા હું નથી ઇચ્છતી. ખરી વાત તો એ છે કે અમને ત્યાગનું ભાન પણ નથી હોતું. અમારો આ ત્યાગ સાવ સ્વાભાવિક હોય છે. તમે એટલું તો જાણી શકશો કે જે ત્યાગની પાછળ એના કરતાં યે મહાન વસ્તુની પ્રાપ્તિની આશા રહેલી હોય તે ત્યાગમાં આનંદ ઊભરાય છે. એ ત્યાગ કદી ખૂંચતો નથી. અમારો ત્યાગ એવો હોય છે. તમારા વિષેની અમારી કલ્પના એટલી તો મનોરમ હોય છે કે એની પ્રાપ્તિ માટે કશું જ છોડવું અમારા માટે વિસાતમાં નથી. અમે પ્રેમપૂર્વક અને છાના દર્દના આનંદપૂર્વક બધું છોડી દઈ તમારી પાસે આવીએ છીએ.

હવે તમે સમજી શકશો કે તમારી પાસે અમે શા માટે મોટી મોટી આશાઓ રાખીએ છીએ અને તમારી પેઠે લગ્નની મસ્તીમાં જ અમે શા માટે મસ્ત નથી રહેતાં? અમારી સ્થિતિની એક બીજી બાજુનો પણ તમને ખ્યાલ આપી દઉં. આપણાં કુટુંબોમાં કન્યાની કેટલી કિંમત હોય છે તે તો તમે જાણતા હશો. હજારો કુટુંબોમાં તો અમે ભારરૂપ જ હોઈએ છીએ. છેક બાળપણથી અમને ભાન થઈ આવે છે કે અમે આ ઘરમાં અણુનોતર્યાં પરોણા છીએ. અમારા કુમળા અંતર ઉપર અમારી અને અમારા ભાઈ વચ્ચે થતા ભેદની ભારે અસર પહોંચે છે. અમારા પ્રત્યે જે બેદરકારી બતાવવામાં

આવે છે તે અમારી શક્તિઓનો તો હ્રાસ કરે છે પરંતુ અમારી કેટલીક સુમધુર લાગણીઓને પણ સળગી નાખે છે. તમે જાણો છો. આમ શા માટે થાય છે? હજારો-લાખ્ખો માતાપિતાઓ એમનાં જ લોહી-માંસ ને આત્મા દ્વારા સરજાયેલાં અમે-તેમની પ્રતિ શા માટે આવું નિષ્ઠુર વલણ ધરાવે છે? શું તેઓ જંગલી છે? ઘાતકી છે?

ના, પરંતુ જે ભવિષ્યમાં બનવાનું છે તેની અસર તેઓ પહેલેથી જ અનુભવે છે. તેઓ અમારા જન્મથી જ અમને 'પારકું ધન' માને છે અને એમાં ખોટું પણ શું છે? અમે પારકું જ ધન છીએ ને! અમારા ભાઈ માટે તેઓ જે કંઈ સહન કરે છે, જે કંઈ ત્યાગ કરે છે, જે કંઈ ખર્ચ કરે છે તે સૌની સામે ઉજ્જવળ ભવિષ્ય તેઓ જોઈ શકે છે. એ ભાઈ જ એમને મદદગાર થાય છે: એ જ એમના ઘરને ટકાવનારો મોભીઓ બને છે. અને અમે? અમે તો પંખીની પેઠે એક દિવસ ત્યાંથી ઊડી જઈએ છીએ. અમે એમને ત્યાં અવતરીએ છીએ માત્ર તમારા જ માટે. તેઓ જે કંઈ કરે છે તે તમામનો લાભ તમને, માત્ર તમને જ મળે છે. કહો, તમારા માટે જીવનનો પહેલો શ્વાસ લેતાં જ અમે જે સહન કરવા માંડીએ છીએ તેનો હજારમો અંશ પણ તમે ભોગવો છો?

કોઈ સંસ્કારી અને પ્રેમાળ માતાપિતા આવો ભેદ નથી કરતાં અને કોઈ જૂજ દાખલામાં અમે કન્યા છીએ એટલા ખાતર અમારા પ્રત્યે વિશેષ મમત્વ પણ બતાવવામાં આવે છે, પરંતુ આવાં કુટુંબોની સંખ્યા અતિ અલ્પ છે એ તો તમે પણ કબૂલ કરશો જ. પરંતુ જાણવા જેવું તો એ છે કે આવાં પ્રેમાળ કુટુંબોમાં પણ જીવનનો રસ તો અમે મેળવી શકતાં જ નથી. સમજણાં થઈએ છીએ ત્યારથી અમને ખાતરી કરાવવામાં આવે છે કે આ ઘર અમારે છોડી જવાનું છે. કહો, જેનો વહેલામોડો ત્યાગ જ કરવાનો છે તેમાં કોઈ પણ માણસ લઈ લઈને પણ કેટલો આનંદ લઈ શકે! અમારી દષ્ટિ

ભાવીના અજાણ્યા પ્રદેશ ઉપર જ હમેશાં મંડાયેલી રહે છે. અમે તદ્દન સામાન્ય નહિ, પણ શિક્ષિત કે સંસ્કારી કન્યા હોઈએ છીએ તો પણ અમારા મનની સ્થિતિ એ જ હોય છે. જીવનનું કોઈ ધ્યેય, કોઈ કાર્ય, કોઈ સિદ્ધાંત નક્કી કરતાં અમે ડરીએ છીએ. અમને ક્યાં ખબર હોય છે કે કેવા વાતાવરણ વચ્ચે અમારી જિંદગી પસાર કરવાની છે ? અરે, અમે એમ પણ ક્યાં જાણીએ છીએ કે ક્યા શહેરમાં ક્યા, પ્રાંતમાં, ક્યા કુળમાં અમારો વાસ થવાનો છે ?

આનું નિશ્ચિત પરિણામ શું આવે છે તે તમે જાણો છો ? એ જણાવવા માટે જ આટલા વિસ્તારથી અમારી આ સ્થિતિ મેં જણાવી છે. આનું પરિણામ અમારા જીવનમાં અદમ્ય એવી એક તૃષા જન્માવે છે. માતાપિતાને ત્યાં અમે કશાથી તૃપ્તિ અનુભવતાં નથી. અમારાં સુકુમાર હૈયામાં એક ઝંખના જાગે છે. પ્રચલિત ભાષામાં કહું તો અમે એટલે જ 'કોડભરી કન્યા' બનીએ છીએ. જીવનની સૂક્ષ્મ અને સ્થૂળ દરેક બાબતમાં અમારી આશા તમારા પર–એક સાવ અજાણ્યું પુરુષ ઉપર મંડાયેલી રહે છે. ભોજનથી માંડીને જીવનના પરમ ધ્યેય સુધીની તમામ વસ્તુઓ વિષે અમે એમ વિચારીએ છીએ કે 'લગ્ન પછી 'એમની' સાથે હું બધું ભોગવીશ, બધું કરી લઈશ.'

ε

આવી અખૂટ અને અદમ્ય આશા, આકાંક્ષા, ઝંખના સાથે એક દિવસે અમારો હાથ તમારી હથેલીમાં મુકાય છે. પતિદેવ ! અંતરને જરા પૂછી જુઓ. એ વખતે તમે શી લાગણી અનુભવો છો ? મને ક્ષમા કરજો. તમે, તમારામાંના ઘણાખરા તો ત્યારે એમ જ માનો છો કે આજે તમારી વાસનાઓને પુરબહારમાં માર્ગ આપવાનું એક સુંદર અને સ્વતંત્ર સાધન તમને પ્રાપ્ત થયું ! જવાબ આપો, તમે માનો છો ખરા કે તમારા હાથમાં શરીર નહિ પણ એક તૃષાતુર અંતર સોંપાયું છે ? કહો, જીવનની પળેપળ જે સંઘર્યું તે સઘળું તમને સોંપવા અને તેમાંથી જ તૃપ્ત થવા કોઈ આવ્યું છે એમ તમને લાગે છે ખરું ?

આવી અભિલાષાઓ સાથે અમે આવીએ છીએ. તમે, તમારા-માંથી જે કોઈ એ સમજી જાગો છો તેમના અમે સ્વેચ્છાએ ગુલામ બનીએ છીએ, ભક્ત બનીએ છીએ, શિવનાં પાર્વતી બનીએ છીએ. અમારી તમામ શક્તિઓ ખીલી ઊઠે છે. લાગણીઓ નવું જીવન મેળવી શુદ્ધ થાય છે. ત્યારે જ અમે સેવામૂર્તિ, ત્યાગમૂર્તિ, મંગલમૂર્તિ, પ્રેરણામૂર્તિ બની શકીએ છીએ. દાંપત્યનું અર્ધું અંગ બીજા અંગને ત્યારે બળ આપે છે; એનો બોજ હળવો કરે છે.

અને એમ નથી થતું ત્યારે? અમારા શરીરનો જ માત્ર સ્વીકાર થાય છે ત્યારે? આ પ્રશ્નોના જવાબની જરૂર છે? હું ધારું છું કે જવાબ તમે જાણો છો. આપણાં લાખો ઘરોમાં ભૂતાવળની પેઠે એ જવાબ ઘૂમ્યા કરે છે. મારે ફરીને એ દૃશ્ય રજૂ કરવાની જરૂર નથી.

અમારી આ અભિલાષા, આ મનઃસ્થિતિનો તમે જો ખ્યાલ કરી શકો કદર કરી શકો તો મને લાગે છે કે જીવનને પહેલે જ પગલે આપણે સફળ થઈએ. આવી અભિલાષાઓ તમારા દ્વારા અમારે પૂરી કરવાની હોય છે એટલે અમે તમારા વિષે કેવી કેવી કલ્પનાઓ કરતાં હોઈશું તેનો ખ્યાલ આવી શકે છે? અમે તમને જીવનસાથી તો માનીએ જ છીએ, પણ સ્વામી માન્યા વિના પણ અમારાથી રહી શકાતું નથી. અમે નિર્બળ કે ગમાર છીએ માટે આવું માનતાં હોઈશું એમ કૃપા કરી ન ધારતા. અમે આશાભર્યાં હોઈએ છીએ માટે જ એમ માનીએ છીએ. પરંતુ આનો અર્થ એ નથી કે તમે અમને દાસી માનો તો તે અમને સારું લાગે અથવા અમે સહન કરી શકીએ. ના, ના, અમારી લાગણીની વિચિત્રતા જ એ છે કે અમે તમને પ્રભુ માનીએ પણ તમે અમને પ્રભુ ન જ માનવા દો—એમાં અમારો આનંદ હોય છે. અમે તમને ચાહીએ છીએ અને તમારામાં જ લય પામી જવા ઇચ્છીએ છીએ તે જ આ લાગણીનાં મૂળ કારણો છે.

આ લાગણી અને આ ઝંખનાનો આજે પણ તમે સત્કાર કરશો

તો આપણા જીવનમાં નવી જ સુગંધ ઉમેરાશે. ભલે, અ-
-ન હોઉં અને લગ્નજીવનને વર્ષો વીતી ગયાં હોય, છતાં મારી એ કોડ
અને મારી એ અભિલાષા તો એટલાં જ જાગૃત છે. આજે તમે એને
તૃપ્ત કરવાનો પ્રયત્ન કરો તો હું લગ્નના પ્રથમ દિવસે જેવી તૃષાતુર હતી
તેવી જ બની જઈશ અને તમે જે નિર્મળ રસનું પાન કરાવશો તો
તમારું અંતર પણ એથી ભીનું બનશે, શીતળ બનશે અને તૃપ્તિ અનુભવશે.

[૩]

## અંતઃપુરમાં

હું કન્યારૂપે શી શી ઇચ્છાઓ રાખું છું તે તો મેં તમને કહ્યું,
પરંતુ તે સાથે મારા મનમાં ભયની લાગણી પણ વ્યાપેલી રહે છે તે
જણાવતાં તો હું ભૂલી જ ગઈ. કન્યાકાળમાં જ પુરુષોના સ્વભાવ
વિષે અમે જે કાંઈ સાંભળીએ છીએ તેમાંથી જે અર્થ નીકળે છે તે
અમને ભય પમાડે છે. તમે અમને દાસી બનાવી મૂકશો, તમારી
આજ્ઞાનું ઉલ્લંઘન થતાં તો અમારું મોત આવશે. તમે તમારી ઇચ્છાઓ
બળાત્કારે પણ પૂરી કરશો, અમને તમે રમકડું બનાવી મૂકશો; આવી
આવી ભયકારક કલ્પનાઓ પણ અમારા મગજમાં દાખલ થઈ જાય
છે. અને તે કેટલી બધી સાચી છે! લગ્ન પછી અમારામાંની સેંકડે
નેવું કન્યાઓને એ સિવાય બીજું શું પ્રાપ્ત થાય છે?

એ ભય અને પેલા કોડ સાથે અમારા લગ્ન-જીવનનો આરંભ થાય
છે. એક બાજુ અમે તમારામાં ઓતપ્રોત થવા માટે ઉત્સુક હોઈએ છીએ,
ત્યારે બીજી બાજુ અમારું મન, અંતર, બુદ્ધિ બધું શંકાથી મૂંઝાતું
હોય છે. તમારા એકેએક હાવભાવ, ઉચ્ચારણો, વર્તાવ, ઇચ્છા,

દષ્ટિ એ સૌ તરફ આવી પ્રેમ અને શંકાભરી નજરે અમે નિહાળી રહીએ છીએ. એટલે જ 'પહેલી રાત' ઘણીવાર અમારા જીવનના અંધકારનો આરંભ કરનારી જ બની જાય છે. તમે અમારી રાહ જોઈને જ તમારી લાલસાઓ રોકી બેઠા હો એમ વર્તવા લાગો છો. મુખેથી વાણી પ્રેમની ઉચ્ચારો છો, કેટલીક ભેટો આપો છો અને શ્રદ્ધા બેસાડવા માટે કેટલાંક આશ્વાસનો અને વચનો પણ આપી દો છો. પરંતુ એ બધાંને વીંધીને તમારી આંખની જ્વાળા અમને ઝડપી લેવા તલપતી હોય છે તે અમે જોઈ લઈએ છીએ. તમારી ભેટો, વચનો, આશ્વાસનો લાલચરૂપ બની રહે છે અને તમે અમારા ભયની બધી કલ્પનાઓને સાચી પાડી દો છો.

હું–અમે કંઈ દેવીઓ નથી. અમે પણ સંસારસુખની ઇચ્છાઓ રાખીએ છીએ. લગ્નના ધર્મો અમે પણ સમજીએ છીએ. તમારી વૃત્તિની કદર કરવાનું પણ અમારા ધ્યાન બહાર નથી હોતું, પરંતુ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે અમે માત્ર તમારી વાસનાઓનું પાત્ર છીએ એવી અસર અમારા મન ઉપર પહેલેથી જ દઢ થયેલી છે તેને તમે દઢિભૂત કરવાને બદલે ભૂંસી નાખવાનો યત્ન કરો તો જ અમારું હૈયું તમારા સ્વાગત માટે તત્પર બને. આ વિવેની અમારી વૃત્તિ વિષે તમારાં શાસ્ત્રોએ ગમે તે વાતો કહી હોય, પરંતુ હું પોતે તમને કહું છું કે અમે મર્યાદાપ્રિય છીએ. અમે શાન્ત અને સ્વસ્થ પ્રેમ ઉપર અમારું સર્વસ્વ ન્યોછાવર કરવા ચાહીએ છીએ.

એટલે તમે યાદ રાખો કે અમે તમારા પ્રેમને ઝંખીએ છીએ તેને બદલે તમે તમારી એની એ મનોવૃત્તિનું પ્રદર્શન ન કરતા. અમે પ્રેમ માગીએ છીએ અને સાથે સંયમ પણ માગીએ છીએ. સાધુઓનો સંયમ નહિ, ગૃહસ્થોનો સંયમ. એ સંયમ જો તમે નહિ બતાવી શકો અને તે પછી અમારા માટે આ પૃથ્વી ઉપરની તમામ સુંદર વસ્તુઓ હાજર કરશો કે અમારી એકેએક ઇચ્છા પૂરી કરવા તત્પર થશો, તો

પણ અમારા માનસ ઉપર તો તમારા અસંયમની, બળાત્કારની, લોલુપતાની, શ્વાનવૃત્તિની જ અસર રહેશે. સંયમહીન પ્રેમને અમે પ્રેમ ગણતાં જ નથી: એ તો લાલચ છે, ખુશામત છે, મોહની વૃત્તિ છે.

તમે પ્રેમભર્યા શબ્દો બોલો છો કે અમારા માટે કંઈ સહન કરતા હો, કંઈક પરિશ્રમ કરતા હો એવું દેખાય છે ત્યારે અમે લળી પડીએ છીએ. આ અમારી દુઃખદ નિર્બળતા છે. અમને એમ થઈ આવે છે કે તમે સાચો પ્રેમ કરી રહ્યા છો, પરંતુ તમારા પ્રયત્નોનું પૂર્ણ-વિરામ જ્યારે અમારા દેહ પાસે આવી જાય છે ત્યારે અમે સખત આંચકો અનુભવીએ છીએ. અમારું પ્રિયજન, અમારા પ્રાણરૂપ સ્વજન, જે કરતાં વહાલું આ સચરાચર સૃષ્ટિમાં કશું જ નથી તેનું મહત્ત્વ અમારી નજરમાંથી ઘટી જાય છે. આવા પ્રસંગો જેમ જેમ વધતા જાય છે તેમ તેમ અમારા હૃદયમાંથી પ્રેમનું અને રસનું અમૃત ઢોળાતું જાય છે. વર્ષો પછી અમે પ્રેયસી કે પ્રિયતમા મટીને તમારા મંટેનું એક યંત્ર માત્ર બની જઈએ છીએ. તમે પોતે જ કબૂલ કરશો કે ઘણી વાર થોડાં વર્ષોમાં જ તમે અમારામાંથી જીવનનો રસ (એ ખોટો શબ્દ છે, ખરો શબ્દ તો તમારા વિષયનો રસ) ગુમાવી બેસો છો, કોઈ પણ યંત્ર સાથે માણસ રસ અનુભવી શકે ખરો !

અને પછી તમારી આંખ જ્યાંત્યાં ભટકવા માંડે છે. આ વિષે મારે તમને, પુરુષને ઘણું કહેવું છે, પરંતુ એ હું પછી કહીશ. અત્યારે તો આટલું જ કહેવા ઇચ્છું છું કે મારામાં સ્વભાવથી જ પ્રેમની જે ભૂખ છે તેને સુયોગ્ય રીતે સંતોષવાને બદલે તમારી વાસનાતૃપ્તિ માટે તેનો ઉપયોગ ન કરો. મારામાં આવી ભૂખ છે અને તમારાથી વિશેષ છે તેનાં કારણો હું આપી ચૂકી છું. હું કન્યા છું એટલે મારી તમામ તૃષા તમારા દ્વારા છિપાવાની અપેક્ષા રાખતી હોઉં છું. એ જ છે પ્રેમ અને સ્નેહની ભૂખ. મારી લાગણીનો તમે દુરુપયોગ ન કરો એટલું પગે પડીને માગી લઉં છું.

આનો અર્થ એ નથી કે આપણાં દાંપત્ય જીવનમાં શરીર-સંબંધને સ્થાન નથી. અથવા તો એ સંબંધ ઉપરનું નિયમન માત્ર મારું જ હોવું જોઈએ. મારું કહેવાનું આટલું જ છે: આ સંબંધને આપણે નિર્મળ, સદા યે રસયુક્ત અને નિરોગી રાખવા ઇચ્છતાં હોઈએ તો એક પ્રતિજ્ઞા પહેલે જ દિવસે લઈ લેવી જોઈશે કે બંનેની હર્ષપૂર્વકની સંમતિ વિના આ સંબંધ થઈ જ ન શકે. મને દુઃખદ રીતે એમ જણાયું છે કે તમે અમારી સંમતિની કદી પરવા કરતા નથી. તમારો થાક કે કંટાળો ઉતારવા માટે પણ તમે અમારો ઉપયોગ કરો છો. કોઈવાર તમારો અધિકાર સિદ્ધ કરવા માટે પણ આ પગલું ભરતાં તમે અચકાતા નથી. અમે તમને વશ થઈ જઈએ છીએ અને કેટલીક વાર હર્ષ પણ બતાવીએ છીએ, તેનો તમે હમેશાં ઊલટો જ અર્થ કરો છો. તમને એમ લાગે છે કે અમે સંયમનો ડોળ કરીએ છીએ. એમ નથી જ. અમે તમારા સામે ઝૂઝી નથી શકતાં એટલે જ વશ થઈએ છીએ અને કયારેક જો હર્ષ બતાવીએ છીએ તો તે પણ નબળાઈને તાબે થઈને જ. એ સ્વાભાવિક ભાગ્યે જ હોય છે.

વારંવાર અમે તમારી માગણીને વશ થઈએ છીએ તેનું એક પરિણામ-યંત્રરૂપ બની જવાનું મેં તમને જણાવ્યું. બીજું પરિણામ અમે પણ તમારા જેવાં જ બની જઈએ તેવું આવે છે. બે અગ્નિ ભેગા થયા પછી સર્વનાશમાં કશી યે ખામી રહે ખરી? એ પછી એકબીજાને ચૂસવાની, એમે તેની શારીરિક કે માનસિક સ્થિતિમાં પણ ભોગ ભોગવવાની વૃત્તિ માઝા મૂકે છે. એમાંથી માંદગી, કલેશ સંતતિનું દુર્ભાગ્ય અને ભયંકર રોગોનો જન્મ થાય છે. હું કબૂલ કરું છું કે કોઈ દાખલામાં સ્ત્રી પણ આનું કારણ હશે, પરંતુ મુખ્યત્વે પુરુષ જ આક્રમક હોય એ તેની તમે ના પાડી શકશો?

અને તમે તો વિકૃતિઓના ભોગ બનો છો. અમે જો ઈન્કાર કરીએ તો તેમાં તમને રસ આવે છે. સ્વાભાવિક સ્થિતિ તમે ગુમાવી

બેસો છો. બળાત્કાર અને અનાચાર એ જ તમારો રસ બની જાય છે. એક બાજુ અમે જડ બનતાં જઈએ છીએ અને બીજી બાજુ તમે શ્વાન બનતા જાઓ છો. આ સ્થિતિનો અંત આવતો જ નથી.

એક બીજું દુર્ભાગ્ય પણ અમારી સાથે કુદરતે જોડી દીધુ છે. આ અતિભોગના પરિણામો અમારે ભોગવવાં પડે છે. અમે માતા બનવા માટે ઝંખતાં હોઈએ છીએ. કન્યાકાળમાં પણ એનાં સ્વપ્નાં અમને આવી જાય છે. આ માતૃત્વ કેટલું કીમતી અને કેટલુ પવિત્ર છે તેનો ખ્યાલ તમને કદી પણ આવશે ખરો ? તમે તો સદા યે નશામાં જ ચકચૂર રહો છો. એમાંથી અમને બાળકની પ્રાપ્તિ થાય છે. એ બાળક જ્યારે અમે પોષીએ છીએ ત્યારે અમારું આખું ચિત્તતંત્ર બદલાઈ જાય છે, તે તમે ક્યારે સમજી શકશો ? એ વખતે અમારા ઉપરનો અધિકાર તમારો નહિ, પેટમાં સૂતેલા બાળકનો હોય છે. એ વખતે અમારી આખ તમારા ઉપર નહિ પણ એના ઉપર ઠરેલી હોય છે, પરંતુ તમે એ ક્યાં લક્ષમાં લો છો ? તમારી દૃષ્ટિએ અમારું સ્થાન કદી જાણે બદલાતું જ નથી.

અને એ પ્રસંગ ઉપર કોઈ દિવસ વિચાર કરો છો ? લગભગ મૃત્યુના મુખ સુધી જઈ આવીને અમે એક નવા જીવને જન્મ આપીએ છીએ. એ અપાર વેદના ભોગવવાનું સામર્થ્ય અમને ક્યાંથી પ્રાપ્ત થાય છે ? એક પવિત્ર અને પ્રબળ લાગણી અમને તાકાત આપે છે, પરંતુ તમે એ જ લાગણી ઉપર ઘા કરવાનું ચૂકતા નથી. કૃપા કરી અમારા માતૃત્વનું તો સન્માન કરો !

એ પછી અમારાં બાળકો અને અમારી તદુરસ્તીનો સવાલ આવે છે. હું જાણું છું કે દવાઓનાં બિલ ભરવા તમે તૈયાર રહો છો. મને સારી કરવાનાં બીજાં ફાંફાં મારવામાં પણ તમે પાછું વાળી જોતા નથી. પરંતુ જે ઉપાય તમારા હાથમાં છે તે લેવા માટે જ તમે આનાકાની કરો છો.

હવે જ્વા દઉં એ વાત તમે મારી વેદના સમજી ગયા હશો હુ તમારા પ્રેમની ભૂખી છુ. એ ભૂખ એટલી બધી પ્રબળ છે કે તમારી અયોગ્ય ઇચ્છાને પણ સમજી શકતી નથી. એ ભૂખને તમે સમજો અને તમારો પ્રેમ, તમારુ હૃદય મને આપો. હુ શુ માગું છુ તે વધુ સ્પષ્ટ કરું ? મને તમે તમારા જ જીવન તરીકે સ્વીકારો તમારાથી ભિન્ન એવા કોઈ સાધન તરીકે નહિ એટલે કે તમારી જાત તમે મને અર્પણ કરો. મેં તો મારી જાત તમને આપી જ છે તમારા જીવનની એકેએક વાતમા મને રસ લેતી કરો તમારા આનદ અને અફસોસની, સુખ અને દુ ખની, પરિશ્રમ અને આરામની મને ભાગીદાર બનાવો. હુ રાત–દિવસ તમારા સુખનો, તમારા આરામનો અને તમારી ઉન્નતિનો ખ્યાલ કરુ છુ તમે પણ મારા વિષે એમ જ કરો મને અણુયે અણુમા ખાતરી કરાવી આપો કે મારાથી વિશેષ આ જગતમા તમને કશુ જ વધુ પ્રિય નથી

હું તમારી પાસે જો અયોગ્ય માગણી કરુ તો તમે જરૂર ઇન્કાર કરજો પરતુ યોગ્ય માગણી સ્વીકારવામા નાનમ ગણતા નહિ. મારી ઇચ્છાઓ જો તમને બાધક ન હોય તો હું જાહેર કરુ તે પહેલા સમજી જઈને પૂર્ણ કરજો. માન મુખેથી બોલાવવાનો પ્રયત્ન ન કરશો જો બોલાવશો તો મને લાગશે કે તમે ઉપકાર કરી રહ્યા છો અથવા તો ધણી થઈને ખુશ કરના ચાહો છો જે કરો તે દિલથી કરજો વચનથી એ કાર્યને અભડાવશો નહિ ખાતરીપૂર્વક માનજો કે પ્રેમને હુ સમજુ છુ તમારી લાગણીને પણ હુ સમજુ છુ. મને તમારી આખમા જ બધું વાચવા દેજો કશુ લખતા નહિ, કઈ બોલતા નહિ હૃદયે હૃદયને સધાવા દેજો

ઈશ્વર પાસે માગુ છુ એટલુ જ પ્રેમ આપજો અને સયમ પણ આપજો રસ આપજો અને મર્યાદા પણ આપજો

[ ૪ ]

## કેવો પતિ ગમે ?

હું કેવો પતિ પસંદ કરું એવો પ્રશ્ન તમે કોઈ વાર મને પૂછો છો. આજે હું એનો જવાબ આપવા ધારું છું. હું નહિ, પરંતુ અમારી સમગ્ર નારી જાતિ કેવા પતિ ઇચ્છે તે મારા જવાબમાંથી તમે જાણી શકશો.

જે વાત મેં આગલા પત્રોમાં કહી છે તે તો તમને યાદ હશે જ. એ ગુણો અમારા પતિમાં હોવા જ જોઈએ. ઉપરાંત દરેક સ્ત્રી-દિલમાં જે ઇચ્છા હોય છે તે ટૂંકમાં જણાવી દઉં.

પુરુષના મનની દૃઢતા વિષે દરેક સ્ત્રી શંકાશીલ હોય છે તે કદાચ તમે નહિ જાણતા હો. કેટલીક વાર કશું યે ન હોવા છતાં સ્ત્રી શંકા ઊઠાવી પતિને દુઃખી કરી મૂકે છે તે હું જાણું છું, પરંતુ ઘણા દાખલાઓમાં સ્ત્રીની શંકા સાચી જ હોય છે તેનો તમે ઇન્કાર કરી શકશો ? આજના ઘણા જુવાનો એમ માની બેઠા છે કે સ્ત્રી રંગીલા જુવાન તરફ હમેશાં આકર્ષાય છે. આ માન્યતા જુઠી છે. સ્ત્રી દરેક પરાક્રમ તરફ ખેંચાય છે. કોઇ મસ્ત જુવાન એનું ધ્યાન અવસ્ય ખેંચે છે, પરંતુ એ મનનો નિર્બળ જણાયો કે આકર્ષણનો અંત આવ્યો. જ્યાં નિર્બળતા પ્રગટી આવવાનો સંભવ હોય ત્યાં પણ જો પુરુષ દૃઢ રહે તો સ્ત્રીનું હૃદય એના પ્રત્યે નમી પડે છે. સ્ત્રીને બહુ ઊંચુ સ્થાન આપવા માટે હું આ નથી લખતી. તમે પુરુષો પણ દૃઢ મનની સ્ત્રી તરફ જ આકર્ષાઓ છો એમ હું માનું છું, પરંતુ તમારું અભિમાન તમને ઘણી વાર પછાડે છે. એવી દૃઢતા તોડવાનો તમે પ્રયત્ન કરો છો એ શરમજનક પણ સાચી હકીકત છે. દૃઢતાનું સ્ત્રી સન્માન કરે છે. આવી દૃઢતા હું તમારામાં ઇચ્છું છું.

આનો બીજો અર્થ એ થયો કે તમે ચારિત્ર્યશીલ હો એવી ઇચ્છા મારા મનમાં અગ્રપદે છે. બીજી બધી ઇચ્છાઓ એ પછી આવે છે. જે પુરુષ બીજે ભમે છે તેની સ્ત્રીના હૃદયની કરુણ સ્થિતિનું વર્ણન થઈ શકે તેમ નથી. સ્ત્રી બધું સહન કરી શકે છે પરંતુ પતિની આ ઊણપ કદી સહન કરી શકતી નથી એને એમ જ લાગે છે કે પતિની પાસે એના વ્યક્તિત્વની કશી કિંમત નથી. એ પછી જ્યારે જ્યારે પતિની ઇચ્છાને વશ થવા એ તત્પર થાય છે ત્યારે ત્યારે પોતાનું શરીર બળપૂર્વક આગમાં ફેંકતી હોય એવો ભાવ અનુભવે છે. પ્રેમ તો નષ્ટ થઈ જાય છે. આશાઓ અને અભિલાષાઓની રાખ થાય છે. જીવનનો સામાન્ય રસ પણ એ સ્ત્રી માટે સુકાઈ જાય છે. એ સ્ત્રીનું જીવન બોજારૂપ જ બની રહે છે.

પોતાનો પતિ બીજી પત્ની કરે એમ કોઈ સ્ત્રી કદી ઇચ્છે નહિ, પરંતુ હું એમ માનું છું કે કોઇપણ સ્ત્રી પતિના છાના અનાચારો કરતાં તો શોક્યને વધુ પસંદ કરે. એટલી મર્યાદા પણ એને થોડી રાહત આપે એમ હુ ધારું છું. પુરુષ સ્ત્રીના દિલને ઓળખવાનો જો કોઈ દિવસ પણ પ્રયત્ન કરતો હોય તો એના ઉપર કેવા કારમા જખમો થાય છે તે એ સ્પષ્ટ રીતે જોઈ શકે.

જેમ અંગત રીતે તેમ જાહેર રીતે પણ સ્ત્રી પોતાના પતિના ચારિત્ર્યની સદાયે પ્રતિષ્ઠા રહે એમ ઇચ્છતી હોય છે. કારણકે એમાં જ એની પ્રતિષ્ઠા હોય છે. પત્નીનું મૂલ્ય કેટલું છે તેનું માપ પણ ચારિત્ર્ય ઉપરથી નીકળી આવે છે. એટલે તમારા પ્રશ્નનો મારો પહેલો જવાબ એ કે જો તમે મારી સાથે લગ્ન કર્યાં છે તો હવે તમારી આંખને મારા ઉપર જ સ્થિર કરો. જેમ તમારા સિવાય કોઈના પ્રત્યે મારી નજર પડે તો તમને અસહ્ય થઈ પડે તેવું જ મને થઈ પડે છે એમ ખાતરીપૂર્વક માનો. તમે બળવાન છો એટલે મારા દોષ બદલ મને શિક્ષા કરી શકો છો. હું નબળી છું એટલે

રહું છું પરંતુ યાદ રાખો કે મારા નિઃશ્વાસો વૃથા જતા નથી.

મારી બીજી ઇચ્છા તમારા સ્વભાવ અંગેની છે. તમે ઘણા હોશિયાર પણ લુચ્ચા હો તે કરતાં સરળ હો તે મને વધુ સારું લાગે. તમે ધનવાન હો પરંતુ મારી સાથે બેસવાની નવરાશ જ ન મેળવી શકો કે એમાં તમને રસ જ ન આવે તે કરતાં તમે ગરીબ હો અને એ ગરીબાઈ મારા શ્રમના પરસેવાથી હું દરરોજ ધોઈ શકતી હોઉં તેમાં મને આનંદ છે તમે એવું માનશો જ નહિ કે અમે સ્ત્રીઓ ધન પાછળ ગાંડી બનીએ છીએ કેટલાક દાખલાઓમાં એવું હશે ખરું, પરંતુ અમે ગાંડી તો બનીએ છીએ. તમારા સાચા પ્રેમ પાછળ–હૃદય પાછળ. ધન અમને વહાલું છે, પરંતુ તમારાથી વિશેષ નહિ. ગરીબાઈમાં તો અમે અમુક પ્રકારની મધુરતા પણ અનુભવી શકીએ છીએ. અમને એ સ્થિતિમાં અમારું કંઈક મહત્ત્વ સમજાય છે. અમે તમને સુખ આપી શકીએ, તમારો થાક ઉતારી શકીએ, તમારી ગરીબાઈનું ઢાંકણ બની શકીએ તેમાં કેટલો ગર્વ અને આનંદ લઈએ છીએ તે તમે ક્યાંથી જાણો? ગરીબાઈનો અમને ડર જ નથી. એવી સ્થિતિમાં અમારી માગણી એટલી જ હોય છે કે તમે અમારી ચિંતા કરતા નહિ. અમને પરિશ્રમ કરવા દેજો.

તમારા કરતાં વિશેષ અમને કોઈ પણ હોય ! કોઈ વાર તમે એવું જુઓ તો ખચિત માનજો કે કુળની આબરૂ સાચવવા કે એવા જ કોઈ કારણસર તમારા પ્રત્યે દુર્લક્ષ થયું હશે. તમારું અપમાન કરવાનો કે તમારાથી વિશેષ ઊંચું સ્થાન કોઈને આપવાનો અમારો ઈરાદો કદી હોય જ નહિ. અમારા હૃદયસિંહાસનનું સ્વામિત્વ તમારા એકલાનું જ છે તેનો તમને વિશ્વાસ આપું છું. આ વિશ્વાસ ઉપર તમે નિર્ભય રહો એવી મારી માગણી છે.

ઉપરાંત, તમને હું સદા યે પ્રસન્ન જોવા ઇચ્છું છું. જે સમાજ-રચના વચ્ચે આપણે જીવીએ છીએ ત્યાં સદાકાળ મનની પ્રસન્નતા રહેવાનું શક્ય નથી તે જાણું છું પરંતુ આપણા ગૃહજીવનમાં તો પ્રસન્નતાનું જ વાતાવરણ જોઈએ. એ વાતાવરણ જ તમને જગતના ઝંઝાવાતો સામે ઝૂઝવાનું બળ આપશે અને એ પ્રસન્નતાને કારણે આપણા ગૃહમાં જે કોઈ હશે તે નવી સ્ફૂર્તિ મેળવશે. તમે જો ઉદાસીન હશો તો હું ઉદાસીન બનીશ. વડીલો અને બાળકો પણ એની અસરમાંથી મુક્ત રહી શકશે નહિ. આ ઉદાસીનતા આપણા સૌની શક્તિઓને ક્ષીણ કરશે. આશાનો પ્રકાશ ઘટી જતાં ઝૂઝવાનું બળ પણ ઓછું થઈ જશે એટલે તમે ઘરમાં પગ મૂકો ત્યારે બહારની ચિંતા સાથે લાવતા નહિ. ઘરને અંગે તમારે કશી યે ચિંતા નહિ વેઠવી પડે તેની હું તમને ખાતરી આપું છું. ગૃહના શાન્ત, મધુર અને કલ્લોલમય વાતાવરણમાં તમારું આગમન સુખરૂપ નીવડો એવી હમેશ હું ઇચ્છા રાખું છું.

અને આરોગ્ય તમારા અંગેઅંગમાં તરવરતું હું જોવા ઇચ્છું છું. સુંદરતાની વ્યાખ્યામાં બીજું જે સમાઈ શકતું હોય તે ભલે સમાય, પરંતુ આરોગ્ય વિનાનું સૌંદર્ય હોઈ જ ન શકે એમ હું માનું છું. એવી કઈ સ્ત્રી હશે જે પોતાના પતિને સુંદર જોવા ન ઇચ્છે ! અને એ સૌંદર્ય નિરોગીતાનું, સશક્તિનું હોય ત્યારે કેટલો આનંદ પામે !

ઈશ્વરે આપણા દેહનો ઘાટ ઘડયો હોય તેવો આપણે નિભાવવો જ પડે છે પરંતુ આરોગ્યની બાબતમાં તો એમ નથી જ. એ વિષે તો તમામ આધાર આપણા પુરુષાર્થ ઉપર જ હોય છે. કદરૂપતા હોય તો તે પણ નિરોગીતાથી જ ઢંકાય છે અને આ આરોગ્યની અસર પ્રથમ મારા ઉપર અને તે પછી આપણી ભાવિ પ્રજા ઉપર પણ થાય છે. આ સૌના ભાવિનો આધાર જો આપણું જ આરોગ્ય હોય તો તે વિષે આપણે બેદરકાર કેમ રહીએ ? અને નિરોગીતાનો તમે જે આનંદ ભોગવી શકો તે તો વિશેષમાં.

હું તમને હંમેશાં નિર્વ્યસની પણ જોવા ઇચ્છું છું, રખે માની બેસતા કે હું સાધુડી છું. ના, નહિ જ. હું તમામ રસો ચાખવા ઇચ્છું છું. મારે પણ જિંદગીની મોજ લુંટવી છે. પરંતુ કોણ જાણે કેમ વ્યસન તરફ મને ભારે અણગમો છે. મને સમજાતું જ નથી કે લોકો કેમ એમાં ફસાતા હશે ? પ્રથમ તો એમાં મને ગુલામી જણાય છે. બીજું એથી આરોગ્યને હાનિ પહોંચે છે. ત્રીજું, એમાંના ઘણા ખરાં વ્યસનો ગંદા હોય છે. દા. ત. તમારું મોં તમાકુવાળું, પાન ચાવેલું અને સિગારેટથી ગંધાતું હોય તો મને નજીક આવવાનું રૂચે જ નહિ. ધૂમાડાથી હું ભારે ત્રાસું છું. એક બીજી અસર પણ નિર્વ્યસનની મારા મન ઉપર થાય છે. મને એમ લાગવા માંડે છે કે મારો પતિ દૃઢ મનનો છે; એ કદી અયોગ્ય માર્ગે ખેંચાશે નહિ.

આ યાદીને હું હજી કેટલીયે લંબાવી શકું ? પણ તમે મારું મન સમજી ગયા હશો. હું તમને દૃઢ મનના, નિરોગી, પ્રસન્ન, શાન્ત, સ્વસ્થ અને સરલ ઇચ્છું છું. તમારું શરીર, તમારું મન, તમારી વાણી અને તમારું વર્તન કોઈ સંસ્કારથી સદા યે સુવાસિત રહે એ મારી મનોકામના છે. હું એવા પતિની પત્ની થવામાં કેટલો બધો ગર્વ અનુભવી શકું તે તમે જાણો છો ? અને એવા પતિની પત્ની કેવાં બાળકોની માતા બને ! મારા જીવનના બંને છેડાઓ પવિત્રતા,

પ્રેમ અને શક્તિ–સંયમથી શોભી ઊઠે તો મારું જીવન મને ધન્ય લાગે. હું માનું કે આ પાર્વતીનું તપ આખરે ફળ્યું ખરું.

કહો, આમ કરશો ? એવો પ્રયત્ન પણ આરંભશો ? કે માત્ર પૂછીને જ સંતોષ માનશો ? અમારા મુખેથી ખુશામત સાંભળવા માટે તો તમે આવા પ્રશ્નો નથી પૂછતા ને ? તમે જેવા છો તેવા યે વહાલા તો છો, પરંતુ એ વહાલ શાશ્વત નથી. એમાં ભરતી–ઓટ આવ્યા કરે છે. તમે જ્યારે ચલિત થાઓ છો ત્યારે પ્રથમ દુઃખ થાય છે અને એવા પ્રસંગો જેમ જેમ વધે છે તેમ તેમ અણગમો અને છેવટે તિરસ્કાર પ્રગટે છે. એક સ્ત્રીના દિલમાં પોતાના પતિ માટે તિરસ્કારની લાગણી પ્રગટે એ જેવું–તેવું દુર્ભાગ્ય નથી હો ! એવી લાગણી સહજ રીતે કદી પ્રગટે નહિ. જ્યારે અંતર બળીને ખાખ થઈ જાય ત્યારે એ ખાખમાંથી એ લાગણીનું ભૂત પેદા થાય. મારું એ ભૂત જન્મતાં પહેલાં જ મૃત્યુ પામે એમ હું ઇચ્છું છું, તમે એ ઇચ્છા પૂરી કરશો ને ?

[ ૫ ]

## સહચાર

એમ થાય છે કે તમારી ધીરજ હવે ખૂટવા આવી હશે. તમે પુરુષો અમારી વાતો ક્યારે ધ્યાન દઈને સાંભળો છો ? અમે તો તમારે મન ટાયલા કરનારીઓ જ છીએ ને ? પરંતુ આજે હૈયું ઉઘાડ્યું છે તો બધું કહી જ દઉં એમ થાય છે. એક વાર, માત્ર એક વાર તો ધીરજ રાખી આ બધું વાંચી જ જજો. જો લક્ષ આપશો તો મને વિશ્વાસ છે કે મારા પ્રત્યે તમારામાંથી એક લાગણીનું ઝરણ પ્રગટ્યા વિના રહેશે નહિ.

હવે બહુ ચવાયેલી અને ગવાયેલી કેટલીક વાતો કહેવા માગું છું. ખૂબી તો એ છે કે આ બધી વાતો આજ સુધી મુખ્યત્વે પુરુષોએ જ કરી છે. સ્વતંત્રતા, સમાનતા, આદર, સહકાર, સન્માન એ બધું સ્ત્રીને મળવું જોઈએ એમ તમે લોકો હમણાં હમણાં બોલો છો. તમારા વચનોમાં કોઈ વાર દાન કે ઉદારતાનો ભાવ આવે છે. કોઈ વાર દયાથી તમે ડોલી જાઓ છો અને કોઈ વાર સાચેસાચ તમારું અર્ધું અંગ પક્ષાઘાતથી પીડાતું હોય એવી વેદના સાથે સાચી વાત ઉચ્ચારી દો છો.

તમારી આ વાતો સાંભળી સાંભળી અમે સ્ત્રીઓએ પણ એવી વાતો કરવા માંડી છે. અમારામાંથી કેટલીક સ્ત્રીઓ તો અમારી સ્થિતિથી સળગી ઊઠી હોય એવો પણ દેખાવ કરે છે. હું 'દેખાવ' કહું છું; કારણ કે ખરેખર જળી ઊઠેલી સ્ત્રી તો મને ભાગ્યે જ દેખાય છે. મધ્યમમાર્ગી સ્ત્રીઓ સ્વતંત્રતા–સમાનતાના આદર્શ સાથે થોડાક સુધારાઓ જ વાંછે છે. જે વિશેષ જાગ્રત છે તે સમાન અધિકારની માગણી કરે છે અને ઉપર કહી તેવી સળગી ઊઠેલી જે સ્ત્રીઓ છે તે તો લાખ્ખો વર્ષોની ગુલામીનું વેર લેવા ચાહે છે. એમને મન તમે પુરુષો તો જાલિમોની જમાત છો. જીવનના દરેક ક્ષેત્રમાં તમારી હરીફાઈ કરી, તમને મહાત કરી, ઉપર આવવાના તેમના પ્રયત્નો છે. એમ કહી શકાય કે જે સ્થાન આજ સુધી તમે ભોગવ્યું છે તે સ્થાન હવે તેઓ ભોગવવા ચાહે છે.

હું આમાંથી કયા વર્ગમાં છું ? ખરું કહું તો હું એ સર્વની વતી બોલી રહી છું. મારે તમારી પાસે એટલું જ કહેવું છે, જેટલામાં અમે સૌ એકમત છીએ. માટે જ મારા આ વચનોનું ગાંભીર્ય અને બળ વધી જાય છે. તમે આકાશની અટારીએ બેસીને એક અરજ સાંભળતા હો એમ જ જો આ વાર્તા સાંભળશો તો અમારાં અંતરને કદી નહિ સમજી શકો. અમે આજે જે દશામાં પડેલાં છીએ તેમાં

તમારો હિસ્સો જેવોતેવો નથી. બધા દોષોનું કારણ તમે જ છો એમ તો હું નથી કહેતી, પરંતુ એટલું જરૂર કહું છું કે અમારી નિર્બળતાનો તમે ભારે ગેરલાભ ઉઠાવ્યો છે. અમારામાં જીવનબળ હોત તો તમે અમને આવી દશામાં ન જ રાખી શકત. તમારા એવા પ્રયત્નો સામે અમે જાનના જોખમે બંડ ઊઠાવ્યું હોત. પરંતુ અમારી નિર્બળતા તમારા દોષને હળવો તો બનાવી શકે નહિ એટલે તમે પ્રાયશ્ચિત કરવાની વૃત્તિથી આ પ્રશ્ન સમજશો તો એનો ઉકેલ સરળ રીતે આવી જશે. હિંદુઓ અને હરિજનોનો પ્રશ્ન લગભગ આવો જ છે ને? અમે તમને વચન આપીએ કે વેરની વૃત્તિ રાખીશું નહિ, તમે વચન આપો કે, દયાની વૃત્તિ નહિ રાખો. આમ થશે તો જ અમારો અને એમાંથી જ આપણો ઉદ્ધાર થશે. એ સિવાય બીજો કોઈ રસ્તો અમને દેખાતો નથી.

આ છેલ્લા ફકરાઓ ફરીને વાંચુ છું. એમ થાય છે કે, મેં મારી આજની સ્થિતિ ભૂલી જઈને જ આ બધું લખી નાંખ્યું છે. હું કેટલી અજ્ઞાન અને કેટલી નિર્બળ છું? તમારા વિના જીવવાનું જ મારા માટે કેવું મુશ્કેલ જણાય છે? તમે મારું શિરછત્ર છો. તમે જો ન હો તો આ ભર્યા જગતમાં મારું કોણ? ઓહ! યાદ આવે છે મને વિધવાઓ અને ત્યક્તાઓની સ્થિતિ. ભયથી ધ્રૂજી ઊઠું છું. અધિકારની વાતો તો કરું છું, પરંતુ તમે એથી નારાજ થઈ જશો તો? મારા તરફ તિરસ્કાર લાવશો તો? મારી જ કોઈ બહેન તરફ ખેંચાઈ જશો તો! મારા પ્રત્યે ક્રૂર બેદરકારી કેળવશો તો? વિચારતાં કંપારી છૂટે છે.

વિધવાને એક પરમ પુરુષે ત્યાગમૂર્તિ કહી છે. હશે. મને તો એના જેવી દુઃખમૂર્તિ આ પૃથ્વી ઉપર દેખાતી નથી. સૌની દયાનું એ પાત્ર, જે ઘરમાં એ હોય, ત્યાં સાક્ષાત્ અમંગળનો જ જાણે વાસ. એના કિસ્મતમાં તો છાનાંછાનાં આંસુ સારવાં અને રાતદિવસ કામનો

ઢસરડો કરવો. આનંદ જેવું, જીવન જેવું, આશા જેવું કંઈ મળે જ નહિ. શા માટે ? એનો પુરુષ ચાલ્યો ગયો એટલા જ ખાતર ને ? આવી અમારી સ્થિતિ હોય ત્યા સુધી તમારા પાસે અમે અધિકારની માગણી કરીએ તો તમે હસી કાઢો એમાં નવાઈ પણ શી ! તમે બરાબર જાણો છો કે તમારા વિના આ જગત ઉપર અમારા માટે અંધકાર અને અરણ્ય જ છે. આ સ્થિતિનો લાભ ઉઠાવવાની તમને લાલચ થાય તે હું સમજી શકું છું.

અને વૈધવ્ય તો કિસ્મત અપાવે છે. તમે જીવતાંજાગતાં અમારી સ્થિતિ વિધવાની કરી મૂકો છો તેનો વિચાર એથી યે વિશેષ ભયકારક છે. એ સ્થિતિમાં તો અમારી દશા નહિ વાટના, નહિ ઘાટના કૂતરા જેવી જ થાય છે. પિયરથી અમે પરવારી બેઠાં હોઈએ છીએ. ત્યાં રહેવામાં અમારું અપમાન છે અને અમારા માતાપિતાની અપ્રતિષ્ઠા છે. તો અમે રહીએ ક્યાં ? અમારા પ્રત્યે કોઈ જગ્યાએ દયાભાવ જાગે છે છતાં યે એમાંથી તિરસ્કારની ગંધ ઊગ્યા વિના રહેતી નથી. અમે માનવ તરીકે, સ્ત્રી તરીકે, પત્ની તરીકે, ગૃહિણી તરીકે આ જગતમાં નાલાયક સાબિત થઈએ છીએ. વૈધવ્યનું દુઃખ આ કરતાં ઘણું ઓછું હોય છે.

અને તમે આ સ્થિતિ જાણો છો. તમે અમને ધક્કો મારવાની ધમકી એટલે જ આપો છો. અમે કંપી ઊઠશું, નમી પડશું, અમારાં માતાપિતા પણ તમારી પાસે લાચાર થઈને ખોળા પાથરશે એ બધું તમે સમજો છો એટલે અમે જો માથું ઊંચું કરીએ તો તમે અમને ઘરનો દરવાજો બતાવી શકો છો.

પરંતુ આટલું જ નથી. આ કરતાં ય કાતિલ શસ્ત્ર તમારા હાથમાં છે. એ છે ક્રૂર બેદરકારીનું. એથી તમારી આબરૂને પણ હરકત નથી આવતી. તમે બધું સલામત રાખીને અમારા ઉપર ત્રાસ ગુજારી શકો છો. તમારા માટે બહારની વિશાળ દુનિયા પડેલી હોય છે. ત્યાં તમે આનંદ લૂંટી શકો છો. અમારા માટે નાનકડું ઘર હોય છે. એ.

ઘરનો દીવો તમે જ. એટલે ઇચ્છો ત્યારે અંધારું કરી શકો છો. તમે ઘેર આવો છો. રહો છો, જમો છો, સૂઓ છો; પણ સાવ અજાણ્યાની પેઠે જ. અમે પડછાયાની માફક તમારી આસપાસ ઘૂમીએ છીએ. તમારો બોલ ઝીલવા, તમારી સેવા કરવા તત્પર રહીએ છીએ. પરંતુ અમારા નસીબમાં પડછાયો—માત્ર પડછાયો જ હોય છે. મૃત્યુ કરતાં યે આકરી વેદના અમે ભોગવીએ છીએ. ઘરમાં રહેવું અમને આકરું લાગે છે, પણ જઈએ ક્યાં? આંગણામાં બાંધેલા પશુની પેઠે પેટ ભરીએ છીએ અને તમારી ચાકરી કરતાં કરતાં જિંદગી ગુજારીએ છીએ.

આ બધું તો તમે જરા સમજુ અને આબરૂથી ડરનારા હો ત્યારે. જો એવું કશું તમારામાં ન હોય તો? તદ્દન કંગાલ, ગરીબ, અશક્ત, પામર હોવા છતાં તમે અમારા ઉપર ઘા કરી શકો છો, ગાળોનો વરસાદ વરસાવી શકો અમારાં માતાપિતા, ભાઈ–બ્હેન એ સૌને ભાંડી શકો છો અને અમારા દેહ ઉપરના તમારા આનંદ–અત્યાચારો પણ ચાલુ રાખી શકો છો.

અમારી આ સ્થિતિ હું ભૂલી જવા ઇચ્છું તો યે કેમ ભૂલી શકું? નવા યુગમાં કોઈ કોઈ સ્થળે અમે તમને મૂંઝવવાનો પ્રયત્ન કરીએ છીએ. પરંતુ ત્યાં યે આખરે તો તમે જ ફાવી જાઓ છો. અમે ગમે તેમ તો યે આબરૂથી ડરીએ છીએ. અમારા માતાપિતાની બેઇજ્જતીનો પણ અમને ભય હોય છે. અને ખરું કહું તો અમારું પંગુપણું પણ અમને લાચાર બનાવી મૂકે છે.

પણ આ બધું છતાં મને એમ થાય છે કે જે કાંઈ મારા અંતરમાં પડેલું છે તે બધું તમને દેખાડી આપું. તમે માનો કે ન માનો, હું યે હજી ગઈ કાલ સુધી નહોતી માનતી પણ હવે મને દીવા જેવું દેખાઈ ગયું છે કે જે દુનિયા તમે રચી છે તેના પાયા હલી ઊઠ્યા છે. જડ પથ્થર જેવી સ્ત્રીઓ કોઈ રામના સ્પર્શે પ્રાણવંતી થતી હોય એવું દેખાય છે. ચેતનાનો હજી પહેલો જ ઝબકારો થયો છે, પણ એણે

વિશ્વાસ આપ્યો છે કે ચેતનાનું અને પ્રકાશનું અસ્તિત્વ છે જ. એનો નાશ સ્ત્રીઓ પોતે પણ કરી શકી નથી અને તમે પણ કરી શકવા નથી. ઇશ્વરી પ્રેરણાએ જે ચેતના આજસુધી સલામત રાખી છે તે હવે જાગી હોય એવું હું જોઈ રહી છું.

અને તેથી જ આટઆટલા ભયોની વચ્ચે તમને ન ગમે તેવા થોડાક શબ્દો હું બોલી ઊઠી છું. એ જ મનોભાવના સાથે મારે તમને સાફ શબ્દોમાં જણાવી દેવું જોઇએ કે પતિદેવ જાગો, ચેતો, નવા ઝબકારાને આંખમાં ઝીલી લો. અમે તમારી પત્નીઓ, પ્રિયતમાઓ અને બીજા સંબંધે ભગિનીઓ, પુત્રીઓ, માતાઓ નવા અવતારનો અનુભવ કરી રહ્યાં છીએ. તમે એનું સ્વાગત કરો. આપણે બંને એથી સુખ પામશું.

કોઈ દુર્ભાગ્યે તમે તમારા ગર્વમાં મસ્ત રહેશો અને અમે તમને પ્રેમથી આ નવા અવતારનું દર્શન નહિ કરાવી શકીએ તો કેવી વિષમ સ્થિતિ આવશે તેનો તમને ખ્યાલ આવી શકે છે? મેં અગાઉ લખ્યું છે કે કેટલીક સ્ત્રીઓ આ સ્થિતિથી સજાગી ઊઠી હોય એવો 'દેખાવ' કરે છે. આ દેખાવ 'દેખાવ' મટી જઈ સાચી સ્થિતિમાં પલટાઈ જશે અને જેની સંખ્યા આજ અતિ ઓછી છે તે તમામ સ્ત્રી સમાજમાં વ્યાપી જશે તો? આનાં માઠાં પરિણામોથી તમે, અમે કે કોઈ પણ નહિ બચી શકીએ? તમે વિચાર તો કરો. મારી અને તમારી વચ્ચે, માતા અને પુત્રની વચ્ચે, બહેન અને ભાઇની વચ્ચે જે દિવસે ઈર્ષાના ભાવ જાગશે તે દિવસે આ પૃથ્વી ઉપર શીતળતા ક્યાં સાંપડશે? તે દિવસે જીવનને મધુર રસ આપનાર પ્રેમનું તો મૃત્યું થયું હશે. ઉદારતા, સ્વાર્પણ, ત્યાગ, ક્ષમા, દયા એ બધા ગુણોનો લોપ થઈ જશે. આ સ્થિતિ મારે અને તમારે કોઈ પણ ભોગે અટકાવવી જોઈએ. અમારા તરફથી જે કાંઈ કરવા જેવું છે તે કરવા માટે અમે તૈયાર છીએ. તમે તમારું કર્તવ્ય બજાવવા માટે તત્પર છો?

જો તમારી તત્પરતા હોય તો કૃપા કરી આટલું તો ધ્યાનમાં રાખી જ લો.

વૈધવ્ય હવે અસહ્ય છે. તમે પ્રતિજ્ઞા કરો કે જો મારું મૃત્યુ થશે તો તમે વિધુર રહેશો. એમ ન બની શકે તો તમારી પેઠે જ મને પણ લગ્નની છૂટ આપો. અમે સ્ત્રીઓ એ પગલું ભરતાં અચકાઈએ તો અમને ઉત્તેજન આપો. અમારો ભય નિવારો. સંયમને સ્વાભાવિક બનાવો. અમારા ઉપર બળાત્કારે સંયમ ન લાદો. સ્વેચ્છાએ તો અમને અને તમને બંનેને સંયમમય જીવન ગાળવાની છૂટ છે જ.

કાયદામાં તમને જે લાભ પ્રાપ્ત થાય છે તે જ્યાં સુધી કાયદો ન બદલે ત્યાં સુધી તમે તમારી ઇચ્છાથી છોડી દો, એટલે કે એક ઉપર બીજી પત્ની કરવાનો કે એવો વિચાર કદી કરો જ નહિ. કાયદો છૂટાછેડાની છૂટ ન આપે ત્યાં સુધી કોઇ પણ હાલતમાં અમને નિભાવી લો અને જ્યારે એવી છૂટ મળે ત્યારે પણ અમારો ત્યાગ કરતા પહેલાં અમારા ભવિષ્યની ગોઠવણ થઈ જવા દેજો. અમને મદદ કરજો. અંતરિયાળ રઝળાવતા નહિ.

માફ કરજો. અમારી સાથેના તમામ વર્તનમાં તમારે ધરમૂળથી ફેરફાર કરવો પડશે. તમારી કલ્પના જ તમારે બદલી નાખવી પડશે. અમારા ઉપર હાથ ઉગામવવાનું બબારપણું તો કદી કરતા જ નહિ ગાળો ઉચ્ચારતાં પહેલાં તમારી જીભ ખેંચી લેવાનું પસંદ કરજો. અમારાં માતાપિતા કે ભાઈબહેનને એક પણ ખરાબ શબ્દ બોલશો તો અમારું અંતર તમારાં સ્વજનો માટે શાપ ઉચ્ચારવા જેવું પતિત થઈ જશે. એ સ્થિતિમાંથી તમે બચજો, અને અમને પણ ઉગારજો.

ક્રૂર બેદરકારી પણ તમારે છોડવી જ જોઈશે. એ મૂગો માર વધુ કાતિલ હોય છે. અમે કેવી ભાવનાઓ સાથે તમારે ત્યાં આવ્યાં છીએ. તેનું સતત સ્મરણ રાખશો, તો એ બેદરકારી તમારામાં કદી આવશે જ નહિ.

આવી આવી સૂચનાઓ તો અનેક આપવી છે પરંતુ તમે જો સમજવા પ્રચ્છશો તો આટલામાં સમજી જ જશો એવી મને શ્રદ્ધા છે. અને જો ન સમજવાનો જ તમારો નિર્ણય હશે તો હું ગમે તેટલા વિસ્તારથી મારી વેદના વર્ણવીશ તો ય તે મિથ્યા જ જશે. તમે જો તમારી કલ્પના બદલી નાખશો તો આરંભમાં કદાચ તમે તમારી સત્તાનું સુખ ગુમાવી બેઠા છો એમ લાગશે પરંતુ એ નશો દૂર થતાં પ્રેમનું વાતાવરણ પેદા થશે. તમે જોઈ શકશો કે તમારા સુખ માટે હું સદા સર્વદા તૈયાર જ હોઇશ. એ જ રીતે તમે પણ તમારી જાતને મારે માટે તત્પર રાખતા થઈ ગયા હશો. જરૂર છે તમારે મારા વિષેની—સ્ત્રી વિષેની કલ્પના જ બદલી નાખવાની.

તમે નિશ્ચય કરો કે હવે મને તમારાથી નીચી કક્ષાની કદી માનશો નહિ. હું તમારાથી ઓછું ભણેલી હોઉં કે ન હોઉં, મારાં માતાપિતા ધનવાન હોય કે ગરીબ હોય, મારી બુદ્ધિ તેજસ્વી હોય કે મંદ હોય પરંતુ તમે મારી માનવતાનું, મારા વ્યક્તિત્વનું, મારી જાતિનું સ્વમાન જાળવશો. સમાનતાના સિદ્ધાંતનું એના વિશાળમાં વિશાળ અર્થમાં પાલન કરશો.

એટલું થયા પછી સ્વતંત્રતાની માગણી મારે કરવી જ નહિ પડે. જો તમે સ્વતંત્ર છો તો હું છું જ. કાયદેસર કે રૂઢિગત જે સ્થાન અને અધિકાર તમારાં છે તે જ મારાં છે તેનો તમે સ્વીકાર કરી લો પછી મારે બીજું શું જોઈએ ? હું જાણું છું કે આપણે વિશાળ કુટુંબના વડલા નીચે જીવતાં હોઈએ ત્યારે આપણી સ્વતંત્રતા ઉપર આપણે મર્યાદા મૂકવી પડે છે. એ વિષે તમે ડર ન રાખશો, અમારા સ્વભાવમાં જ એ મર્યાદા રહેલી છે. એવી મર્યાદાનું પાલન તમારે પણ કરવાનું છે એટલું તમે ભૂલતા નહિ

બીજી શી માગણી કરું ? આટલું બધું પ્રેમ વિના તો શકય જ નથી એટલે તમારો સાચો સહકાર મને સમગ્ર જીવનમાં પ્રાપ્ત થશે જ.

હું અંતઃકરણપૂર્વક કહું છું કે એથી વિશેષ મારે બીજું કશું જ જોઇતું નથી. આટલું પ્રાપ્ત થતાં મારું હૃદય પ્રેમથી છલોછલ ભરાઇ જશે. કન્યાકાળમાં રચેલાં બધાં સ્વપ્નો તો એ પછી સિદ્ધ થશે જ થશે.

[ ૬ ]

## આખરે

મારા આ લાંબા પત્રનો છેલ્લો હિસ્સો હવે લખી નાખું. જે કાંઈ બાકી રહ્યું છે તે છૂટક છૂટક આ પત્રમાં લખીને હુ તમારા સમક્ષ પત્રરૂપે આવી પહોંચીશ. તમે આમાં મને, મારી જાતને, મારા હૃદયને અવશ્ય વાંચી શકશો. મને આ શબ્દો લખતાં એવી શ્રદ્ધા પ્રગટે છે કે તમે જરૂર આની કદર કરશો જ. કેમ નહિ કરો ? હું કોઈ પરાઈ વ્યક્તિ છું ? મારાથી વિશેષ તમારે છે શુ ? ક્ષણે ક્ષણે તમારું જ ચિંતન કરનાર મારા સિવાય બીજું કોણ છે ?

મને અત્યારે, ભલે આંગળીને વેઢે ગણી શકાય એટલા અલ્પ હોય, પરંતુ જે સાચા પ્રેમીઓ છે તેમનું સ્મરણ થાય છે. તમે ને હું એમનાં પણ પ્રતિનિધિઓ તો છીએ જ ને ? એ જીવનમાં કેટલો રસ અને કેટલી પ્રસન્નતા રેલાય છે ? સમગ્ર કુદરત પણ જાણે એમના આનંદમાં વૃદ્ધિ કરે છે. આપણાં સૌનું જીવન એવું જ મધુર, આનંદમય અને નિરોગી હોય એવી ભાવના અત્યારે મારા હૃદયમાં વ્યાપી જાય છે.

આ પત્રોમાં મારા પ્રિયતમને મેં કેટલાક આકરા શબ્દો કહી નાખ્યા છે–તે ન કહેવા પડ્યા હોત તો કેવું સારું હતું ! તમે એ ઉપરથી

એમ ન માનશો કે મારી ભૂલો અને મારી ઊણપો હું સમજતી જ નથી. મારી તો માગણી છે કે જેમ મેં તમારા પાસે હૈયું ખોલી નાખ્યું છે તેમ તમે પણ એક વખત ખોલી નાખો. હું વચન આપું છું કે પૂર્ણ પ્રેમ, ભક્તિ અને સમભાવથી હું તમને ઓળખવા અને અનુકૂળ થવા પ્રયત્ન કરીશ. અત્યારે તો હું એટલું જ કહેવા ઇચ્છું છું કે હું તમારા કરતાં અનેક રીતે નિર્બળ છું તેનું મને બરાબર ભાન છે. કોઈ નિર્બળને એના ખરા અધિકારો પ્રાપ્ત થતા નથી. આ માટે તો હું નવું જોમ પામવાનો યત્ન કરું જ છું. પરંતુ તમે પણ એમાં મને સાથ આપો એવી મારી પ્રાર્થના છે. હું તમારું જ અંગ છું ને? મારું બળ જો વધશે તો તેનો ઉપયોગ તમને પણ મળવાનો જ છે. હું નિર્બળ હોઈશ તેટલા તમે પણ નિર્બળ રહેશો.

આ સાથ અને સહકાર ઉપર હું વધુ ને વધુ ભાર એટલા માટે મૂકું છું કે મારી નિર્બળતા જ મારા દુઃખનું મૂળ કારણ છે તે હું સમજી ગઈ છું. તમારી દૃષ્ટિએ હું ઘણીવાર મારું અવલોકન કરી જોઉં છું. તમે મારા પ્રત્યે તુચ્છ દૃષ્ટિ રાખો છો તેનું કારણ મારું અજ્ઞાન, ગમારપણું, સંકુચિતતા, નવા યુગને જોવાની અશક્તિ વગેરે હશે. જીવનમાં જે સાહસો તમે કરી શકો છો તે કરવાની હિંમતનો અભાવ પણ આમાં કારણભૂત હશે. મારી શારીરિક દુર્બળતાને પણ ભૂલી શકાય નહિ. આ બધાથી તમે કંટાળો નહિ, થાકો નહિ, એટલા ખાતર મારા તરફ દુર્લક્ષ કરો નહિ એવી મારી માગણી છે. તમે બુદ્ધિશાળી છો. તમારે સમજવું જોઈએ કે મારી આ અશક્તિઓનું કારણ માત્ર હું જ નથી. તમે જ અમને બળપૂર્વક પછાત નથી રાખી! અમારી કેળવણીનો તમે જ અગાઉ વિરોધ નથી કર્યો? શક્તિના ઝરણરૂપ સ્વતંત્રતા તમે જ ખૂંચવી નથી લીધી! સાહસની દુનિયામાંથી અમને ઘરમાં ગોંધી રાખવામાં તમારો પણ હિસ્સો નથી? અમારાં અજ્ઞાન, અશક્તિ, અશિક્ષિતતા, ગમારપણું એ બધું ક્યાંથી

આવ્યું છે? આજે તમે એનાથી નાસો કે ત્રાસો તે કેમ કામ આવશે? એ દૂર કરવામાં તમારે સાથ આપવો જ જોઈએ–આપવો જ પડશે.

નવા યુગના બધા યુવકો ઇચ્છે છે કે એને સશક્ત, સુંદર, સુશિક્ષિત અને સંસ્કારી કન્યા પ્રાપ્ત થાય. આ ઇચ્છા હું સમજી શકું છું, પરંતુ મારે એમને આટલું જ કહેવું છે કે પ્રથમ એ બધા ગુણો તમે જાતે પ્રાપ્ત કરો અને તે પછી જ એવી અપેક્ષા રાખો. કોઈ સદ્‌ભાગ્યે એની પ્રાપ્તિ તમને થઈ હોય તો તમારા સમાજનું જરા અવલોકન કરો. તમે નથી જોઈ શકતા કે સમાજમાં કુમારોના વર્ગ કરતાં કન્યાઓનો વર્ગ ઘણો પછાત છે? જો એ વાત ખરી હોય તો બધા જ કુમારોને એવી જ કન્યાઓ ક્યાંથી મળશે! જો તમે સંસ્કારી હો તો તમારું કર્તવ્ય થઈ પડે છે કે તમારી આસપાસની કન્યાઓમાં, એ તમારી બહેન હોય, ભાભી હોય પત્ની હોય–ગમે તે હોય, ત્યાં જ્ઞાનનો દીવો કરો. પણ તમે માત્ર ભણ્યા જ હો અને સંસ્કારનો અભાવ હોય તો ઓછામાં ઓછું તમારા ભાગ્યમાં પત્નીરૂપે જે માનવી આવ્યું છે તેના શિક્ષણનો ભાર તો ઉપાડી જ લો. આટલું તમારે કરવું જ જોઈએ. એ માટે પણ તમે તૈયાર ન હો તો મારે કહેવું જોઈએ કે તમે આ જગત ઉપરના એક મોટા સ્વાર્થી માનવ છો. તમે સમાજ પાસેથી સર્વ કાંઈ ઇચ્છો છો પરંતુ તેનો યથાશક્તિ બદલો આપવા માટે તૈયાર નથી.

તમે હવે મારી માગણીને યથાર્થરૂપે સમજી ગયા હશો. હું આગળ આવવા માટે તમારી મદદ માગું છું. હું અજ્ઞાન હોઉં તો તમે એ અજ્ઞાન ફેડો, મારામાં તમારે યોગ્ય બુદ્ધિ ન હોય તો ધીરજ રાખી તમે એ મારામાં સીંચો. હું રૂઢિમાં જકડાયેલી હોઉં તો ધીરજ રાખી તમે મને મુક્ત કરો. મારાથી નાસો નહિ, મારા પ્રત્યે બેદરકારી સેવો નહિ. હું જાણું છું કે આ બધું કરવામાં તમને ભારે શ્રમ ઉઠાવવો પડશે. જે કાળે તમે લગ્નનો રસ ઇચ્છતા હશો ત્યારે જ તમારે પ્રિયતમને બદલે એક શિક્ષકની ગંભીરતા ધારણ કરવી પડશે. પરંતુ

એ ખ્યાલમાં રાખજો કે જિંદગી ઘણી લાંબી છે, એ લાંબી જિંદગીને લક્ષમાં રાખી પરિશ્રમ કરશો તો બધું આસાન લાગશે. એમાં તમને રસ પણ આવવા માંડશે અને જ્યારે હું તમારે યોગ્ય થઈ ગઈ હોઈશ ત્યારે? ત્યારે આપણા આનંદની કોઈ સીમા નહિ રહે. એટલે તમે મને દોરો, આગળ લાવો, મદદ કરો. હું શ્રદ્ધાપૂર્વક તમારું અનુસરણ કરીશ.

હવે બીજી એક વાત કહું. કૌટુંબિક સંબંધોમાં તમે મારું માન જાળવો એવી મારી માગણી છે. આપણા કુટુંબોમાં હું 'પગનું પગરખું' ગણાઉં છું તે સ્થિતિ દૂર કરવાનું તમારા હાથમાં છે. તમારા કુટુંબમાં મારું કહેવાય એવું તમારા સિવાય કોઈ નથી તે ખ્યાલમાં રાખજો. તમે જો મારી વાત નહિ સાંભળો તો મારું શું થશે? વડીલોની સેવાનો હું ઇન્કાર કરીશ નહિ. પરંતુ હું પણ એક માનવીની પેઠે સ્વમાનપૂર્વક જીવી શકું તે તમારે જોવું જ જોઈએ મારો વિકાસ ન રૂંધાય તેની પણ તમારે ગોઠવણ કરવી જોઈએ. ચૂલા તરફ મને તિરસ્કાર નથી પરંતુ એ જ મારા જીવનની ક્ષિતિજ ન બને એમ તો હું ઇચ્છું છું. તમે એ બધું કરશો?

આ પત્ર હવે પૂરો થવા આવ્યો છે. છેલ્લે છેલ્લે તમારા માટે મારું દિલ જે છાની ઝંખના ગણે છે તે પ્રગટ કરી દઉં. હું સ્ત્રી છું. તમે મારા પતિ છો. અગાઉ કહ્યું તેમ મારા મનમાં તમારા માટે સ્વામી-ભાવ જાગૃત થઈ જાય છે. એક સમાન મિત્ર તરીકે પણ તમારી ઉન્નતિની મને ઇચ્છાઓ થવી જોઈએ, પરંતુ તમારી પ્રિયતમા તરીકે એ ઇચ્છાઓ અતિશય પ્રબળ રૂપમાં પ્રગટે છે. મને શું થાય છે તે જણાવું?

સમાજમાં તમે પ્રતિષ્ઠિત હો, રહો એવી મારી ઝંખના છે. તમારી કીર્તિનો મને અપાર આનંદ છે. તમારાથી એવું કંઈ યે ન થવું જોઈએ જે તમારી આબરૂને, તમારી પ્રતિષ્ઠાને, તમારી માનવતાને શરમાવનારું

હોય. સર્વ સ્થળે તમારી પ્રશંસા જ હું સાંભળું એવી ઇચ્છા ફરી-ફરીને મને થાય છે.

તમે શક્તિશાળી રહો, ન હોય તો પ્રાપ્ત કરો. મારો પતિ નિર્બળ છે એવો વિચાર પણ મારાથી સહન ન થઈ શકે. તમે શક્તિ પ્રાપ્ત કરશો ને મારું આકર્ષણ વધતું જશે. મેં અગાઉ કહ્યું છે કે અમે સ્ત્રીઓ પરાક્રમ તરફ આકર્ષાઇએ છીએ. આ શક્તિ કયા પ્રકારની જોઈએ તે તો સમજી જ શકશો.

અને તમારું સ્વમાન તો સદાયે અખંડ જ રહેવું જોઈએ તમને ખુશામત કરતા હું જોઈ જ ન શકું. કોઈની પાસે ઝૂકી પડો તે મારાથી સહન જ ન થાય. ભલે ગરીબ રહીએ પણ કદી અપમાન તો ન જ સાંખીએ. અમને એની બહુ માઠી અસર થાય છે.

હું જાણું છું કે આવું બધું અમને થાય છે તેમાં અમારો સ્ત્રીભાવ, નિર્બળભાવ પણ કારણભૂત છે. પરંતુ એમ થાય છે એ તો ચોક્કસ, અમે જેમ આગળ વધીશું, શક્તિ મેળવીશું તેમ આ પ્રકારની માત્ર ઇચ્છા જ નહિ કરીએ, એની પ્રાપ્તિ પણ કરીશું અને એ માટે જરૂર પડશે તો ઝૂકીશું પણ ખરાં.

ચાલો, હવે વિદાય લઉં. તમારી ધીરજની મારે વધુ કસોટી ન કરવી જોઈએ. પત્ર પૂરો કરતાં તમને વિશ્વાસ આપું કે આમાં જે કાંઈ લખ્યું છે તે પ્રેમની પવિત્ર લાગણીથી પ્રેરાઈને જ લખ્યું છે. સાથે તમારૂ હૃદય જીતવાની શુભ મનોકામનો પણ પ્રત્યેક અક્ષર પાડતાં જાગૃત રહી છે તમને દુઃખ આપવાનો કે નારાજ કરવાનો લેશ માત્ર ઈરાદો સેવ્યો નથી અને જે કાંઈ લખ્યું છે તે દિલની સચ્ચાઈ સાથે લખ્યું છે. તમારું હૃદય ભલે મેં પૂર્ણરૂપે ન જોયું હોય, ભલે હું તમને સંપૂર્ણ રીતે ન ઓળખતી હોઉં, પરંતુ જે મેં જોયું છે ને જાણ્યું છે તે આ જગતમાં બીજું કોણ જાણે છે? બીજા કોણે જોયું છે? તમારા તરફથી અમે જુલમોની ઝડીઓ

સહન કરી છે, અપમાન તો અમારું નિત્યનુ સાક્ષી રહ્યું છે છતાં એ બધાની પાછળ તમારું હૈયું જે પ્રેમથી ક્યારેક દ્રવે છે તેનાં સુખદ દર્શન મેં કર્યાં છે. આ દર્શનના આધારે જ આવો પત્ર લખવાની મેં હિંમત કરી છે.

અને કોઈ કોઈ સ્થળે તો તમે પરમ મંગળનું દર્શન પણ કરાવ્યું છે. તમે શક્તિશાળી હોવા છતાં તેનું અભિમાન કર્યું નથી. કાયદો તમારે પક્ષે હોવા છતાં એ તરફ તમે નજર કરી નથી. અમે અમારા અજ્ઞાનમાં તમને દુઃખ આપ્યું હોય તે તમે શંભુની અદાથી ગળી ગયા છો. અમારા પવિત્ર સ્મરણ સાથે વૈધુર્યનું કઠોર તપ આદર્યું છે તે પણ અમે જાણીએ છીએ. આ બધું સંભારવું કેટલું સુખદ છે! કેટલું મંગલમય છે! કેટલું પ્રેરણાદાયી છે! આ જે અલ્પ છે તે સમગ્ર જીવનમાં—સમગ્ર પુરુષ જાતિમાં વ્યાપી જાઓ!

પતિદેવ! નમસ્કાર સાથે હવે રજા લઉં.

લી.........ના
પ્રેમપ્રણામ



# અખંડ સૌભાગ્યવતી

[૧]

## આકર્ષણ



અ. સૌ.

**ત**મને જો હું અખંડ સૌભાગ્યવતી કહીને સંબોધું તો એનો અર્થ એમ ન માનશો કે મારા જીવન વિષે જ હું આશીર્વાદ ઉચ્ચારી રહ્યો છું, તમને અ. સૌ. ગમે છે અને એમ કહેવાનો રિવાજ પડી ગયો છે માટે જ મેં એ સંબોધન વાપર્યું છે,

તમારો પત્ર મને મળી ગયો છે. યોગાનયોગ એવો થયો છે કે મેં પણ એ જ વખતે મારા મનની વાતો તમારા પાસે પ્રગટ કરવાનો વિચાર કરેલો. હું જંજાળી રહ્યો એટલે મને થોડું થયું અને તમે પહેલાં થઇ ગયાં. ખેર, એટલી ખાતરી આપું છું કે ભલે આ પત્રમાં તમે તમારા પત્રનો જવાબ ન વાંચો. પરંતુ તમે લખેલો એકેએક શબ્દ મેં ધ્યાનથી વાંચ્યો છે ને દિલ તથા દિમાગમાં ઉતાર્યો છે. એનો જવાબ આપવાનો હું પ્રયત્ન કરત તો મારી બુદ્ધિ અને દલીલશક્તિ મારી જાતની વકીલ બની જઈ એક મોટું બચાવનામું

રજૂ કરી દેત. તમે જ કહો, એવા બચાવનામા કરતાં તમારા ઉપરનું આ ખુલ્લું તહોમતનામું જ મારા માટે વધારે સારું નથી? હું પણ તમારી પેઠે જ હૃદયદરવાજાના આગળા ઊઘાડી નાખું છું. અમે બાહ્યરૂપે એટલા કઠોર દેખાઈએ છીએ કે અમારું અંતર કેવું છે તેનો તમને કદી વિચાર જ આવી શકતો નથી. દિલના દરવાજા તોતિંગ છે, પણ જોઈએ તેવા મજબૂત નથી. દેખાવે એ ભયંકર લાગે છે પરંતુ એના મર્મસ્થાન ઉપર ટકોર પડતાં જ તૂટી જાય એટલા નાજુક છે.

અને દિલના એ દરવાજા જોઈને જ તમે પાછાં વળી જાઓ અને પછી ફરિયાદ કરો કે તમારા અંતરની અમને કશી માહિતી નથી એ કેવું! તમારે હિંમતપૂર્વક એ દરવાજાને ઠોકવાનો પ્રયત્ન કરવો જોઈએ. એમ ન થઈ શકે ત્યાં ધૈર્ય રાખીને થોભવું જોઈએ. એ પણ અશક્ય હોય તો એની મેળે જ એ ક્યારેક ઊઘડી જાય છે ત્યારે પૂર્ણ શ્રદ્ધા સાથે અંદર પ્રવેશવું જોઈએ. તમે આમાંનું કશું કર્યું છે? આને પણ કરો છો?

તમે તો એમ માની બેઠાં છો કે અમે પુરુષો હૈયું જ નથી ધરાવતા! કેટલું પાગલપણું છે આ માન્યતામાં? જો હૈયું જ ન હોય તો તમે અમારા ઉપર જે સૂક્ષ્મ સત્તા ભોગવી રહ્યાં છો તે કદી ભોગવી શકત ખરાં? તમે દલીલ કરશો કે 'અમે સત્તા ભોગવતાં જ નથી, અમે તો તમારા ગુલામ છીએ.' પણ આ સાચી દેખાતી દલીલ કેટલી ભરમાવનારી છે તે આ પત્રમાં હું તમને બતાવી આપીશ. છતાં ઘડીભરને માટે તમારી દલીલનો સ્વીકાર કરીએ તો પણ અમે હૈયાશૂન્ય છીએ એમ સાબિત થઈ શકશે નહિ. જો એમ હોત તો તમારી આજે હસ્તી જ ન હોત. આ ઘર અને કુટુંબ કદી રચાયાં જ ન હોત. બાળકો ઉત્પન્ન થયાં હોત તો એ જીવ્યાં ન હોત અને જીવ્યાં હોત તો એ આપણને જ ખાઈ જવાનો પ્રયત્ન કરત. શ્રીમતીજી,

એવો ગર્વ કરશો જ નહિ કે આ મીઠાં ગૃહસંસારની રચના તમે—તમે એકલાંએ જ કરી છે! અમારા વિનાના તમે આ પૃથ્વી ઉપર કેવું સ્થાન ધરાવો છો તેનું વર્ણન તો તમે જાતે જ કર્યું છે એટલે એ વિષે હું ફરીને લખતો નથી.

માટે પ્રથમ તો એ સ્વીકારી લો, કે જેવું કોમળ હૈયું તમે ધરાવો છો તેવું જ અમે ધરાવીએ છીએ. અમારી કઠોરતા તો એક આભાસ માત્ર છે. એમાં કશી તાકાત જ નથી. તમારા શાન્ત અગ્નિ પાસે લાખ્ખો વાર એ ઓગળી જાય છે. ક્યારેક એ અભેદ્ય દેખાય છે, પરંતુ તમારું પોચા પાણી જેવું સામર્થ્ય ધીમે ધીમે એના પાયાને જ ભીંજવી નાખે છે. તમારા ને મારા સહજીવન ઉપર એક નિષ્પક્ષ દૃષ્ટિ ફેંકી જશો તો મારી આ વાતનું સમર્થન મળી રહેશે.

પત્ર શરૂ કરતાં જ આ સવાલ મેં એટલા માટે ઉઠાવ્યો છે કે જ્યાં સુધી એનો સ્વીકાર તમે કરો નહિ ત્યાં સુધી હું જે કાંઈ લખું તે નકામું નીવડે. હૈયાસૂનાને વળી વેદના શી? દુઃખ શું? દર્દ શું! ફરિયાદ શી? મારે તમને બતાવવું છે કે અમારી સામે જેટલી ફરિયાદો છે તે કરતાં યે વિશેષ ફરિયાદો અમે અમારી છાતીમાં દબાવીને બેઠા છીએ. અમારો સ્વભાવ આંસુ સારવાનો કે નિસાસા મૂકવાનો નથી તેથી એ તરફ અમે કદી લક્ષ આપતા નથી. તમારી પેઠે રાત અને દિવસ એ ફરિયાદો ગાયા કરવાની પણ અમને ટેવ નથી. અમે ફરિયાદોનાં કારણો સમજી લઈ સમાધાન મેળવી લઈએ છીએ. અમારા સ્વામિત્વનો ઉપરછલ્લો દેખાવ કાયમ રાખી, સૂક્ષ્મ ગુલામીનો સ્વીકાર પણ કરી લઈએ છીએ, અમે જગત સમક્ષ અમને અને તમને પણ સારાં દેખાડવા ચાહીએ છીએ એટલે તમે નહિ, પણ અમે જ મોટે ભાગે આપણાં ઘરનું અને આપણી ઇજ્જતનું ઢાંકણ બનીએ છીએ.

તમે ધીરજ રાખજો. આ બધું હું સાબિત કરી આપવાનો છું. કેવળ જેમ તેમ બકવાદ કરીને મારે તમને દોષિત નથી ઠરાવવાં. સાચી હકીકતોના ઢગલાઓ રજૂ કરીને તમને પોતાને જ ખાતરી કરાવવી છે, કે તમે રોતાં રોતાં પણ અમને કેટલા બધા અન્યાયો કર્યા છે અને આજે પણ કરી રહ્યા છો! મને આશા છે કે તમે પોતે પણ એ જાણીને આશ્ચર્યમાં ડૂબી જશો અને નિશ્ચય કરી નાખશો કે હવે પછી એવો અન્યાય તમારા તરફથી કદી થશે નહિ. આમ કરશો એટલે તમારી અન્યાયની પ્રકૃતિ પણ બદલાઈ જશે. મને ખાતરી છે કે એથી આપણું ગૃહજીવન સુંદર બનશે.

આટલું વાંચતાં તમને એમ થશે કે આ પત્રોમાં હું શોધી શોધીને તમારા દોષો જ બતાવીશ અને મને, મારી જાતને દેવ જેવી બતાવવાનો પ્રયત્ન કરીશ. પરંતુ એવી મારી વૃત્તિ નથી. હું દેવ છું નહિ, કદી હતો નહિ. તમે અમને ક્યારેક દેવ માનો છો કે મનાવો છો તેમાં અમે કોઈ વાર ફસાઈ પણ જઈએ છીએ, પરંતુ સ્વસ્થ થતાં જ અમને ખબર પડી જાય છે કે અમે માનવ છીએ, પામર માનવ છીએ. અમને એમ પણ લાગે છે કે તમે ખુશામત કરી અમને દેવ બનાવો છો ખરા, પરંતુ ખરેખર તો ત્યારે અમે બેવકૂફ બનીએ છીએ, તમારી પાસે બેવકૂફ બનવાનો અમારો સ્વભાવ પડી ગયો છે, અને તમે એનો બરાબર લાભ ઊઠાવો છો.

અમે માનવ છીએ; અનેક ત્રુટિઓ અને દોષોથી ભરેલા માનવ છીએ. આજના આપણાં દુઃખોનું કારણ માત્ર તમે જ છો એમ માનતા નથી, પરંતુ એ વાતનો યે ઈન્કાર કરીએ છીએ કે બધાં દુઃખોના જન્મદાતા અમે પુરુષો જ છીએ. ખરી વાત તો મેં તમને કહી નથી કે અમે બેવકૂફ—અક્કલહીન છીએ અને તેથી જ જે કંઈ બને છે તેનો દોષ અમારા ઉપર આવી પડે છે. અમારી કેટલીક નબળાઈઓ છે તેનો તમે આબાદ રીતે લાભ ઊઠાવો છો. એ

નબળાઈઓ અમારે ખંખેરી નાખવી જોઈએ, પરંતુ અમે ન ખંખેરી શકીએ તો યે તમારે તો એનો લાભ ઊઠાવવો જ ન જોઈએ.

સ્વભાવથી જ અમે સત્તાશોખી છીએ, જરા ગર્વિષ્ઠ પણ ખરા, બળવાન દેખાવાની અને ઉપકાર કરવાની વૃત્તિ પણ ઠીક પ્રમાણમાં; લાગણીઓનો આવેશ પણ તમારાં કરતાં વિશેષ બળવાન. આ બધું અમને પછાડે છે. તમે અમારા સત્તાશોખનો સ્વીકાર કરી ઘરની ગાડીનું એન્જીન અમને બનાવી દો છો. અને તમે બની જાઓ છો ગાર્ડ. અમને લાગે છે કે ગાડી અમે ચલાવીએ છીએ, પણ દોરનાર તો અમારી પાછળ હોય છે. દુનિયા અમને જુએ છે, કારણ કે મોટા ધમપછાડા કરતા અમે જ આગળ દોડતા હોઈએ છીએ. કેટલી કુનેહ છે તમારામાં? અમારા પાસે તમે મજૂરી કરાવો છો, અમને જોખમમાં મૂકો છો, સળગતી ભઠ્ઠી જ અમારી નજીકમાં જ હોય છે. છતાં અમે એમાં આનંદ માનવા લાગી જઈએ છીએ. આવું જ બીજી બધી બાબતો માટે છે. સમય આવ્યે એ સઘળું આપની સમક્ષ સાદર કરીશ. અત્યારે તમારા મન ઉપર એટલું ઠસાવવા માગું છું કે તમે અમારા દોષોની જ રાતદિવસ ગણતરી કર્યા કરો છો તે સ્વભાવ છોડો અને જરા આત્મનિરીક્ષણ પણ શરૂ કરો.

મને એમ લાગ્યું છે કે તમારા સ્વભાવમાં મોટામાં મોટો દોષ આ જ છે. આત્મનિરીક્ષણ તમે કદી કરતાં જ નથી. મનોમંથનને અને તમારે કશું લાગેવળગે જ નહિ. તમે તો મંથન શરૂ થતાં પહેલાં જ આંસુના બે ચાર ટીપાં પાડી દો. બસ, વેદનાનો અંત આવી ગયો. મારી તમને સલાહ છે કે આ સ્વભાવ બદલી નાખો. જો તમારી જાતને જોવાની વૃત્તિ જાગશે તો અમારા દોષો આજે દેખાય છે તેથી અર્ધા તો તુરત થઈ જશે. તમને પોતાની જાત સુધારવાનું થોડું કામ મળી રહેશે. અમારો સ્વભાવ તો એવો છે કે આવું દૃશ્ય જોતાં જ અમે તમારા ઉપર મુગ્ધ બની જઈશું. તમે નહિ

ઇચ્છો તો યે અમારાથી તમને સુખ આપવાના પ્રયત્નો કર્યા વિના રહેવાશે નહિ. તમે આમ કરશો ખરાં ?–કે જે ચીલે ચાલો છો તે જીવનના અને જગતના અંત સુધી તમારી પ્રકૃતિ અનુસાર છોડશો જ નહિ ? કારણ કે નવો માર્ગ ન લેવાનો પણ તમારો એક સ્વભાવ છે.

ફરી કહું છું કે અમે કેવા મહાન છીએ અને તમે કેવાં પામર છો એમ બતાવવાનો આ પત્રનો ઉદ્દેશ નથી. અમને મહાન્ બતાવવાનો અભાગી સ્વભાવ છે ખરો, પરંતુ આજે એ છોડી દઈને આ પત્ર લખી રહ્યો છું. એ સ્વભાવ અમનેજ નુકસાન કરે છે એટલે તમારે એથી ડરવા જેવું નથી. અમે જાણીએ છીએ કે અમે અને તમે, બંને આજની સ્થિતિ માટે સરખાં જ જવાબદાર છીએ. હજારો–લાખો વર્ષો પહેલાં, જ્યારે આપણાં ગૃહજીવનનો ઉષઃકાળ હશે ત્યારે વિરોધનું પહેલું બીજ કોણે રોપ્યું હશે તે હું નથી જાણતો. એવી ચર્ચામ ઊતરવાનો મને રસ પણ નથી. હું વર્તમાનમાં સુખરૂપ જીવવા માગું છું અને અંધકારભર્યાં દેખાતા ભવિષ્યને ઉજ્જ્વળવાની મારી ઇચ્છા છે. ભૂતકાળની અગાધ ખીણમાં હું ક્યારેક જ દૃષ્ટિ નાખું છું ત્યારે મને માત્ર આટલું જ દેખાય છે.

એક પુરુષ છે, એક સ્ત્રી છે. બંને પ્રકૃતિમાં પોષાયાં છે. ત્યાં જ ઊછર્યાં છે અને ત્યાં જ યુવાન થયાં છે. એ બંને એક–બીજા તરફ ખેંચાય છે. શા કારણે તે જાણતાં નથી. પ્રકૃતિએ જ એમને એવાં આકર્ષક સર્જ્યાં જણાય છે. એમને જંપ નથી. દૂર દૂરના આકાશ–કિનારેથી બંને ચાલ્યાં આવે છે. એમના પગલે પગલે કુમકુમ વેરાય છે, આંખમાંથી કિરણો ફૂટે છે અને અંધારઘેરી કેડી ઉપર અજવાળાં પથરાતાં જાય છે. બંને ચાલ્યાં આવે છે. બંનેની દિશા ભિન્ન છે અને છતાં યે એક છે. મધ્યબિંદુ સુધી બેમાંથી કોઈ હજી પહોંચ્યું નથી. પરંતુ કોઈના દિલમાં એનો અફસોસ નથી. પ્રવાસનો થાક તેઓ

જાણતાં નથી. તેઓ અશાન્ત છે અને ,છતાંયે પરમ શાન્તિ ધરી આગળ ને આગળ વધી રહ્યાં છે.

બસ, આટલું જ મને દેખાય છે. એ સિવાય ભૂતકાળમાં બીજું કશું જોવા યોગ્ય હોય એમ હું માનતો નથી. પ્રિયતમે, એ પુરુષ હું છું અને એ સ્ત્રી તું છે. કોઈ અગમ્ય આકર્ષણે આપણે એકબીજાની સાથે લડતાં-ઝગડતાં પણ એકરૂપ થવાને-મધ્યબિંદુએ પહોંચવાને તલસી રહ્યાં છીએ.

## (૨)
## પુરુષનું હૈયું

હૃદયની દુનિયાના એક ઊંચેરા શિખર ઉપરથી મેં ભૂતકાળમાં દૃષ્ટિ નાખી છે. પરંતુ મારું રોજનું નિશાન, નિત્યનું લક્ષ તો વર્તમાન ઉપર જ કેન્દ્રિત થયું છે. હું જાણું છું કે ભૂતકાળના ગર્ભમાં આજનો વર્તમાનકાળ પોષાઇ રહ્યો છે અને ભાવિનું સર્જન વર્તમાનમાં જ આ પળે થઈ રહ્યું છે. ભૂતકાળને હું અવગણવા નથી ઇચ્છતો પરંતુ હું પુરુષ છું અને પુરુષાર્થ કરવો એ મારો ધર્મ છે એટલે વર્તમાન ઉપર જ મારી દૃષ્ટિ સ્થિર રાખું છું. એ વર્તમાન દુ:ખમય છે અને સુખમય પણ છે. દુ:ખ અને સુખ છૂટાં પણ પાડી શકાતાં નથી. ક્યારેક તો જેને બુદ્ધિ દુ:ખ કહે તેને હૃદય સુખ કહે છે અને કોઈ વાર એથી ઊલટું પણ બને છે. સુખદુ:ખની ફૂલગૂંથણી જ આપણું જીવન તો નથી ને ?

લગ્ન પહેલાંના મનોભાવ તમે જણાવ્યા છે. હું પણ જણાવવા ઇચ્છું છું. એમ ન માનશો કે હું તમારું અનુકરણ કરી રહ્યો છું.

હું માનું છું કે મારી જાતને પ્રગટ કરવા માટે એ આવશ્યક છે. મેં પહેલાં જ કહી દીધું છે કે હું તમારા પત્રનો જવાબ નથી આપતો પરંતુ સ્વતંત્ર જ પત્ર લખું છું એટલે એ રીતે જ આ પત્રને વાંચો એવી મારી વિનતિ છે.

લગ્ન પહેલાં અમારી માનસિક તૈયારી લગ્ન માટે હોય જ છે. અમે પણ સમજવા માંડીએ છીએ ત્યારથી જ અમારાં લગ્નની વાત સાંભળીએ છીએ, એમાં ફરક માત્ર એટલો કે તમારી પેઠે અમારે ઘર બદલવાનું હોતું નથી; અમારા જીવનમાં સ્થિરતા હોય છે. અમે જે કાંઈ તૈયારીઓ કરી હોય તે બધી અમને કામમાં આવે છે, પરંતુ આનો અર્થ એવો નથી. કે લગ્નનું અમારા જીવનમાં ખાસ મહત્ત્વ નથી અથવા તો અમારા સમગ્ર જીવન ઉપર અસર કરનારો એ પ્રસંગ નથી.

તમે જાણો છો ને કે સંયુક્ત કુટુંબો હવે તૂટતાં જાય છે? મધ્યમ વર્ગમાં તો જુદા થવું હવે સામાન્ય બની ગયું છે. જે વર્ગ શિક્ષિત કે સંસ્કારી ગણાય છે તે તો હવે માબાપથી દૂર જ વસે છે. આ જુદા થવાનું અને કુટુંબમાંથી છૂટા પડવાનું ક્યારે બને છે? તમે જાણો છો કે લગ્નના વિચારની સાથે જ અમારા દિલમાં મંથન પેદા થાય છે! અમે ભૂલી જ નથી શકતા કે એક અજાણી કન્યા અમારા ઘરનો કારભાર ચલાવવા આવવાની છે. તમે ગમે તેમ માનો, પણ મારે તમને કહેવું જોઈએ કે એક બાજુ માતાપિતા પ્રત્યેનો ધર્મ અને પ્રેમ અને બીજી બાજુ તમારા પ્રત્યેનો પ્રેમ-ધર્મ અમને તીવ્ર મંથનમાં મૂકી દે છે. અમારા આદર્શો વળી અમને કંઈક જુદું જ કરવા પ્રેરી રહ્યા હોય છે. આ સ્થિતિનો તમને કદાચ ખ્યાલ જ નહિ આવી શકે.

અમારામાં જે પુરુષો સામાન્ય છે—એટલે કે જેઓ જૂની ઘરેડ પ્રમાણે જ ચાલનારા અને કશું નવું કરવાના જેમ કે ઇચ્છા વિનાના

છે-તેમનાં જીવનમાં તમે જ્યારે દાખલ થાઓ છો ત્યારે પણ એ બનાવ સામાન્ય નથી હોતો. સંયુક્ત કુટુંબમાં નાનાંમોટાં ભાઈ-બહેનો, જેઠાણી-દેરાણી, માતાપિતા એ સૌ હોય છે. તમને જ્યારે લાવવાનાં હોય છે ત્યારે એ બધાંનો આનંદનો પાર નથી હોતો. તમારે જેમ અજાણ્યાંને તમારા માતાપિતા અને ભાઈ-બહેન માનવાં પડે છે. તેમ જ એ સૌને પણ તમારા અધિકારનો સ્વીકાર કરવો પડે છે. તમે સાવ અજાણ્યા છો છતાં ઘરના અધિકારી છો તેની કોઈથી ના પાડી શકાતી નથી. સાસુ-નણંદના જુલમોની વાતો મેં બહુ સાંભળી છે. એમાં કોનો કેટલો દોષ છે તે બતાવવાનો આ પત્રનો ઉદ્દેશ નથી, કારણ કે એ સાસુ અને નણંદ તો સ્ત્રી જ છે ને તમે પણ કોઈની નણંદ હશો અને કોઈનાં સાસુ પણ બનશો જ. મારે તો આ પત્રમાં પુરુષની મનોદશા જ વ્યક્ત કરવી છે.

તમે જ્યારે આવા ઘરમાં આવો છો ત્યારે તમારું સ્થાન શું હોય છે તેનો તમે કદી વિચાર કર્યો છે ? પહેલી વાત તો એ કે જે ઘર તમે કે તમારા વડીલોએ પસંદ કર્યું છે તેને અનુરૂપ અને અનુકૂળ થતાં તમને આવડવું જ જોઈએ અને અમે જે કન્યા પસંદ કરી હોય તેને અમારે અમારામાં સમાવી જ દેવી જોઈએ. હવે, જો તમે એવા સંસ્કાર સાથે ઘરમાં દાખલ થાઓ કે બસ, ધીમે ધીમે સત્તા જમાવી દેવી છે અથવા તો મને-તમારા પતિને યુક્તિપૂર્વક માતાપિતાની વિરુદ્ધ કરી મૂકવો છે તો તમને કદી શાન્તિ પ્રાપ્ત થઈ શકે ખરી ? કોઈ દાખલામાં તમે આવા પ્રયત્નોમાં સફળ થાઓ છો અને પુષ્કળ કંકાસને અંતે તમારું ધાર્યું કરાવ્યા પછી શાંતિ અને સુખ મેળવી શકો છો, પરંતુ મોટાભાગે તો તમારે વધુ ને વધુ દુઃખી થવું પડે છે. કુટુંબમાં ભાગ્યે જ તમે પ્રેમ મેળવી શકો છો અને આખું કુટુંબ નિત્યની અશાન્તિમાં ડૂબે છે.

તમારી સ્વતંત્રતા અને સમાનતાની જો તમે વાત કરવા ઇચ્છો.

તો મારે તમને કહેવું જોઈએ કે તમે એમાં કશું સમજતા જ નથી. જેવો હું અને મારું કુટુંબ સામાન્ય હોય છે તેવાં જ કે તેથી યે વિશેષ તમે પણ સામાન્ય જ છો, તો પછી એવા સુધારાની અપેક્ષા કેમ રાખી શકો ? હું, પુરુષ પણ તમારી દૃષ્ટિએ વિચારીએ તો, એવા કુટુંબમાં પરતંત્ર જ હોઉં છું. તમારી હરીફાઈ તો મારી સાથે છે ને ? તો તમે જોઈ શકતાં હશો કે એવાં કુટુંબોમાં જેટલું તમારું ચાલી શકે છે તેથી વિશેષ મારું ચાલી શકતું નથી. માતાપિતા કે મોટાભાઈ–ભાભી જ ઘરનાં મુખી હોય છે. તેઓ જેમ કરે તેમ થઈ શકે છે.

તમે જાણતાં હશો કે આવાં કુટુંબોની સંખ્યા કરોડોની છે. એમાં તો મારા ને તમારા સ્થાન વચ્ચે બહુ તફાવત નથી, પરંતુ આ પત્ર વાંચનાર તમે, મારાં પત્ની કે જેને હું પત્નીરૂપે સ્ત્રી માત્રના પ્રતિનિધિ તરીકે સંબોધી રહ્યો છું તે; અને હું, જે પુરુષોનો પ્રતિનિધિ બન્યો છું, તે એ વર્ગનાં નથી જ એટલે એ વિષે ઘણું બધું મારે કહેવાનું હોવા છતાં હું ત્યાં થોભતો નથી અને આગળ વધું છું.

અમે જ્યારે સંયુક્ત કુટુંબમાં રહેતા હોઈએ છીએ ત્યારે લગ્ન અંગેના અમારા આનંદ અને ઊર્મિઓમાં એક ચિંતાની લાગણી પણ ઓતપ્રોત હોય છે. અમને બધાં જ એમ કહે છે કે લગ્ન પછી આ માતાપિતાને, આ ભાઈબહેનને મારે તજવાં તો નહિ પડે ? આ ત્યાગની પાછળ તમારા જેવો છાનો ઉલ્લાસ નથી હોતો, દુઃખ જ હોય છે. કારણ કે જેમ તમારાં માતાપિતાનો આધાર તમે નહિ, પરંતુ તમારાં ભાઈ–ભાભી જ હોઈ શકે તેવું જ અમારું છે. અમે જો યુવાન થયા પછી અમને તજી દઈએ તો પછી એમનું કોણ ? એમની વૃદ્ધાવસ્થામાં સાથ–સહકાર વિના કેમ ચાલી શકે ?

હવે મારા આનંદ–ઊર્મિઓની વાત કરું. તમે નહિ જાણતાં હો કે અમે જ્યારે લગ્નની ઇચ્છા કરીએ છીએ ત્યારે અમારા હૃદયમાં

ભયાનક શૂન્યતા વ્યાપેલી હોય છે. રૂઢિ અમને લગ્ન કરવાની ફરજ નથી પાડતી: અમે ઇચ્છીએ તો લગ્ન વિના રહી શકીએ. તમારી પેઠે અમે માતાપિતાને મન 'પારકું ધન' નથી. જરા આગળ વધીને કહું તો 'સાપનો ભારો' પણ નથી. અમે એમનો આધાર છીએ, આશા છીએ; એમના સત્વનું જ બીજું સ્વરૂપ છીએ. એમની સતત ઇચ્છા હોય છે કે અમે લગ્ન કરીએ, એમાં અમારા અને એમના સુખનો, પ્રતિષ્ઠાનો, કંઈક ગર્વનો અને કંઈક પોતાનો વંશવેલો ચાલુ રાખવાનો ખ્યાલ રહ્યો હોય છે. અમે જ્યારે લગ્ન માટે તત્પર થઈએ છીએ ત્યારે આ ખ્યાલો નથી હોતા અથવા ગૌણ હોય છે. અમારામાં એકલતાનો જે ભાવ જાગે છે તે તમને મેળવવા માટે મથે છે. અમે તમારો સ્વીકાર કરીએ છીએ તેનો અર્થ એ કે અમારામાં તમને સમાવી દઈએ છીએ. અમારું જે કંઈ છે તે તે જ દિવસથી તમારું અને માત્ર તમારું જ બની જાય છે. દેખીતી રીતે અમે કશો ત્યાગ કરતા નથી. શા માટે કરીએ? એની જરી યે જરુર પણ નથી. અમે અમને અપૂર્ણ માનીએ છીએ. અમને એમ લાગે છે કે તમારા વિના બધું શૂન્ય છે, અધૂરું છે. અમે અમારા થાકમાં, અભિમાનમાં, વાસનામાં, ઉલ્લાસમાં, મહત્ત્વાકાંક્ષામાં, એકલતામાં, આનંદમાં તમને સંભારીએ છીએ. એમ લાગે છે કે જો તમે અમારી પડખે નહિ હો તો અમે ઉગી શકીશું નહિ ફૂલ અને પાન વિનાના છોડ જેવી અમારી મનઃસ્થિતિ હોય છે.

તમે એમ માનશો કે આ મનોભાવની પાછળ સળગતી વિષયવાસના જ છે. તો મારે પણ તમારી આકાંક્ષા ને અભિલાષાઓ વિષે એવું જ કહેવુ પડશે કે કૃપા કરી એવુ આરોપણ અમારા ઉપર કરશો નહિ. સાગર અને સરિતાની ઉપમા પુરુષ અને સ્ત્રીને આપવામાં આવે છે. મને એ એક રીતે યથાર્થ લાગે છે. અમે સાગરની પેઠે અમારી મર્યાદામાં જ ઊછળ્યા કરીએ છીએ. કોટિ કોટિ તરંગો

.. કરવાની કે રાખવાની વૃત્તિ દેખાય છે કે અમારા દ્વારા
.!! શોખો સંતોષી લેવાની ઇચ્છા દેખાય છે ત્યારે અમારું
ગી જાય છે; અમે હતાશ થઈને પાછા વળીએ છીએ
.. પ્રત્યાઘાતો તમારે સહન કરવા જ પડે છે.

જરા વિચારો, ગુરુદેવી! જેને અમે અમારી જાત અર્પણ
છીએ અને જેના બોલ ઉપર કુરબાન થઈ જવા ચાહીએ છીએ
.મે દુઃખ આપી શકીએ? તેને અમે ભોગનું, અમારી વાસના-
ું સાધન માની શકીએ? એ બધું અમારામાં આવે છે ધીમે
કારણ કે અમને એમ લાગી જાય છે કે એ સિવાય બીજું
તમે આપી શકો એમ નથી એ વખતે અમારો પ્રેમ વિકૃત
! તમારા શરીરને ભોગવવા ચાહે છે. તમે માત્ર છેલ્લી સ્થિતિનો
ખ્યાલ રાખો છો. એ સ્થિતિને જન્માવનાર કોણ છે તે તમે
તાં જ નથી ઇચ્છતાં.

આવો, હું એ સ્થિતિના મૂળના તમને દર્શન કરાવું.

[ ૩ ]

## પ્રેમની સ્થાપના

હું જાણું છું ત્યાં સુધી અમારા ઉપર જો મોટામાં મોટો કોઇ
આપ હોય તો આ જ છે: અમે સ્ત્રીઓને ભોગનું સાધન માનીએ
છીએ, સાચો પ્રેમ અમે આપી શકતા જ નથી; અમારા પ્રેમનું

અમને વશ કરવાની કે રાખવાની વૃત્તિ દેખાય છે કે અમારા દ્વારા તમારા બધા શોખો સંતોષી લેવાની ઇચ્છા દેખાય છે ત્યારે અમારું હૃદય ભાંગી જાય છે; અમે હતાશ થઈને પાછા વળીએ છીએ અને તેના પ્રત્યાઘાતો તમારે સહન કરવા જ પડે છે

જરા વિચારો, ગૃહદેવી! જેને અમે અમારી જાત અર્પણ કરીએ છીએ અને જેના બોલ ઉપર કુરબાન થઈ જવા ચાહીએ છીએ તેને અમે દુઃખ આપી શકીએ? તેને અમે ભોગનું, અમારી વાસના-તૃપ્તિનું સાધન માની શકીએ? એ બધું અમારામાં આવે છે ધીમે ધીમે કારણ કે અમને એમ લાગી જાય છે કે એ સિવાય બીજું કશુ તમે આપી શકો એમ નથી એ વખતે અમારો પ્રેમ વિકૃત બની તમારા શરીરને ભોગવવા ચાહે છે. તમે માત્ર છેલ્લી સ્થિતિનો જ ખ્યાલ રાખો છો એ સ્થિતિને જન્માવનાર કોણ છે તે તમે જોવાં જ નથી ઇચ્છતાં.

આવો, હું એ સ્થિતિના મૂળના તમને દર્શન કરાવું.

[ ૩ ]

## પ્રેમની સ્થાપના

હું જાણું છું ત્યાં સુધી અમારા ઉપર જો મોટામાં મોટો કોઇ આપ હોય તો આ જ છેઃ અમે સ્ત્રીઓને ભોગનું સાધન માનીએ છીએ, સાચો પ્રેમ અમે આપી શકતા જ નથી; અમારા પ્રેમનું પૂર્ણવિરામ વિષયવાસના જ છે.

મારે આ આરોપોના જવાબ આપવા છે—એક વકીલની દૃષ્ટિએ નહિ, પરંતુ અમારા અંતરનાં તમને દર્શન કરાવીને, અને તે માટે જ

તમારા વર્તનનું તમને ભાન કરાવીને. જો તમે પૂર્વગ્રહ છોડીને આ પત્ર વાંચશો તો મને ખાતરી છે કે આ વિષેની તમારી માન્યતાઓ બદલાઈ જશે. તમે અમારા બદલે તમને કદાચ દોષનું મૂળ નહિ માનો, પરંતુ તમે સાચાં હશો તો તમારે એટલું સ્વીકારવું જ પડશે કે દોષના અર્ધોઅર્ધ ભાગીદાર તમે પણ છો અને કેટલીક વાર એ દોષોની પ્રેરણા તો માત્ર તમારી જ હોય છે. આ વિધાન તમને નહિ ગમે, પણ ધીરજ રાખજો. ઉશ્કેરાટ અનુભવ્યા વિના મારા શબ્દો ઉપર તમારા ચિત્તને સ્થિર કરજો.

પહેલાં બે ત્રણ પ્રશ્નો પૂછી લઉં. તમે લગ્ન કરો છો શા માટે? તમારા લગ્નવિચારમાં શરીરસુખને કંઈ સ્થાન ખરું કે નહિ? તમે શરીરસુખને કોઈ હલકું કાર્ય તો નથી સમજતાં ને? આના જવાબો તમે આપશો? આપો કે ન આપો. હું કહી દઉં. તમે અમારી પેઠે જ શરીરસુખ ઇચ્છો છો. અમારી પેઠે જ તમારા લગ્નવિચારમા પણ એ ક્રિયાને સ્થાન છે. અમારી અને તમારી વચ્ચે તફાવત એટલો જ છે કે અમે પેલી સાગર–સરિતાની ઉપમાને યાદ કરીને કહીએ તો આ બાબતમાં સરિતા છીએ; અને તમે સાગર છો. અમે આક્રમક દેખાઈએ છીએ, પરંતુ એ આક્રમક વૃત્તિ પેદા કરનારું બળ તમે છો, પ્રેરણા તમે છો. સંભવ છે કે તમારી આ પ્રકૃતિનો તમને પણ ખ્યાલ ન હોય. જરા વિચારશો તો મને વિશ્વાસ છે કે એ ખ્યાલ તમને આવી શકશે. તમારો એક સ્વભાવ અમને વશ કરવાનો છે. એ સ્વભાવ અહીં પણ પ્રગટ થાય છે. તમારા મનોભાવ તમારી આંખમાં પ્રગટે છે. અમને ખેંચીને પછાડવા માટે એટલું જ બસ હોય છે. અમે તે પછી તમારા ગુલામ બની જઈએ છીએ. તમે જો ઇન્કાર કરો તો તમારી લાચારી કરીએ છીએ અને અથવા તમારા ઉપર જુલમ ગુજારવા તત્પર બનીએ છીએ. આ બંનેની પાછળ મનોવૃત્તિ તો એક જ પ્રકારની હોય છે.

તમે જો જૂની રૂઢિના ઘરમાંથી આવો છો તો અમને ઉશ્કેરવાની તમારી પદ્ધતિ એક પ્રકારની હોય છે. સુધારાના પ્રદેશમાંથી પધારો છો તો વળી જુદી જ રીતે તમે અમને ઉશ્કેરો છો. તમે અમારો સ્વભાવ એક પળમાં જાણી લો છો. અમે પ્રકૃતિથી જ ઉતાવળિયા છીએ. ઉશ્કેરાટ અમારો સ્વભાવ જ છે. તમે એ જાણો છો અને તેનો લાભ ઉઠાવો છો. ધૈર્ય અમે રાખી શકતા નથી. અમારો ઉછેર પણ આ સ્વભાવના ઘડતરમાં કારણરૂપ છે. અમે બહાર ફરીએ છીએ. અમારી ઇચ્છાઓનું તમારી પેઠે અમારે બહુ દમન નથી કરવું પડતું. આના લાભ-ગેરલાભ આપણે બંને સહન કરીએ છીએ. અમે શિથિલ હોઈએ છીએ અને તમે કદાચ વિકૃત માનસ ધરાવો છો. સંયમ અને પવિત્રતા તો આપણા બંનેથી દૂર જ હોય છે. તમે જો જૂના ઘરમાંથી આવો છો તો તમારાં ભાભી કે બીજું કોઈ તમને આ વિષેની સમજણ આપે છે. અમને કેમ વશ કરવા, કેમ નમાવવા એ તમે શીખી જાઓ છો. રિસામણા, મનામણા પણ અમને ખેંચવાનાં સાધનો જ છે. તમારું રુદન, નિસાસા, ભેટ લેવાની ઇચ્છાઓ, લજ્જા એ બધું અમારી કઈ લાગણીને જગાડનારું હોય છે?

અને તમે નવા યુગમાંથી આવો છો તો તમારા જીવન ઉપર ચલચિત્રો અને નવલ-વાર્તાઓની અસરો હોય છે. પ્રેમના કંઈ કંઈ પ્રકાર તમે જાણો છો. તમે બહુ સહેલાઈથી અમને ખેંચી શકો છો. અમે ખરેખર પતંગિયાની માફક ખેંચાઈ આવીએ છીએ. તમે એને 'આક્રમણ' કહો છો? વીજળીની ચાંપ તમે દબાવો છો અને અગ્નિ પ્રગટે છે ત્યારે તમે વિરોધ ઊઠાવો છો. આવી જ તમારી રીતભાત નથી?

રખે ગેરસમજ થાય. હું તમને દોષિત ઠરાવવાનો પ્રયાસ નથી કરતો. અથવા તો તમે અમારું પતન કરાવો છો એમ સાબિત કરવાનો પણ આ પ્રયત્ન નથી. હું કહેવા એમ ઇચ્છું છું કે આ વૃત્તિ

મારામાં અને તમારામાં સરખા જ પ્રમાણમાં છે. માત્ર જે તફાવત છે તો તો એના સ્વરૂપનો જ. તમે સ્થિર છો, હું આક્રમક છું. તમે સાગરની માફક તરંગો ઉછાળો છો, હું સરિતાની પેઠે ધસી આવું છું; તમે ફૂલની પેઠે ઝૂલો છો ને પ્રફુલ્લો છો, હું ભ્રમરની પેઠે ત્યાં ઊડી આવું છું; તમે દીપક છો, હું પતંગિયું છું. જો વિષયસંબંધ એ દોષ છે, ગુનો છે, પાપ છે તો એના સરખે હિસ્સે ભાગીદાર આપણે બંને છીએ.

હું એમ કહેવા માગતો જ નથી કે મારામાં એવી વૃત્તિ નથી. છે, છે જ. ન હોય તો તમે મને ઉશ્કેરી શકો નહિ. ફૂલ ભ્રમરને બોલાવી શકે અને દીપક પતંગિયાને આકર્ષી શકે તેનું કારણ એ બંને પણ એ જ પ્રકારની વૃત્તિ ધરાવતાં હોય છે એ છે. અફસોસ મને એનો થાય છે કે આ સંસારનું ફૂલ અને સંસારનો દીપક આ વાતનું રહસ્ય સમજતાં નથી અથવા તો સ્વીકારતાં નથી. એ તો ભ્રમર અને પતંગને ભોગી કહે છે, આક્રમક કહે છે.

મને ડર છે કે તમારામાં આવી પ્રેરકશક્તિ રહેલી છે તેનો તમે ઇન્કાર કરશો. હું તો એને કુદરતી સમજું છું એટલે સાબિત કરવાનું જરા કઠણ છે છતાં બાહ્યરૂપે જે એક વસ્તુ દેખાય છે તેનો તમને ખ્યાલ આપું. શરીર શણગારવાની, રૂપ વધારવાની અને રૂપાળાં દેખાવાની વૃત્તિ જગતના આદિકાળથી તમારામાં અત્યંત પ્રબળ રૂપમાં છે તેની તમે ના કહેશો ? પુરુષોમાં આ વૃત્તિ મુદ્દલ નથી એમ હું નથી કહેતો, પરંતુ તમારી સરખામણીમાં તો એ નહિવત્ છે. આ વૃત્તિનું મૂળ ક્યાં છે ? શા માટે રૂપાળાં દેખાવાની આટલી બધી ચિંતા ? પરંતુ અહિંયા પણ એક આશ્ચર્ય વર્તી રહ્યું છે. જે વૃત્તિ તમારા સ્વભાવમાં જ છે તેનો દોષ પણ તમે તો પુરુષો ઉપર જ ઢોળો છો. એમ કહેવામાં આવે છે કે પુરુષ પોતાના સુખોપભોગ માટે સ્ત્રીને શણગારે છે. હું એ વિષે એટલું જ કહીશ કે આપણા સમાજની કન્યાઓનું જરા અવલોકન કરી લેજો. એને તો હજી પુરુષ પ્રાપ્ત થયો નથી ને ? અને તમે તમારા પોતાના અંગ અને

સામાનને તપાસી લઈ એમાં તમારી પસંદગીનું, માગણીનું, ખરીદનું શું છે અને તમારા પતિદેવે તમારી ઇચ્છા વિરુદ્ધ આપેલું કેટલું છે તે જોઈ લેજો, મને આશા છે કે કાં તો તમારી ભ્રમણા ભાંગશે અથવા તો જે ડોળ તમે કરી રહ્યાં છો તેનો અંત આવશે.

પણ માની લો કે અમે આક્રમક છીએ. તો તમારે અમારી પ્રકૃતિમાં જ એ દોષ રહેલો છે એમ માની લઈને તમારું વર્તન ઠીક રાખવું જોઈએ. અમારામાં આક્રમક વૃત્તિ પેદા ન થાય તેનું તમારે ધ્યાન રાખવુ ઘટે. અમારી સાથે તો તમારો વર્તાવ પણ એ જ જાતનો જોઈએ. અમને ભોગી અને વિલાસી કહેવાથી અમારો એ દુર્ગુણ દૂર થાય નહિ. એની મર્યાદા તમારે જ રચવી જોઈએ. તમે કોઈ દિવસ એમ કરવાનો વિચાર પણ કરો છો? અમારામાં અગ્નિ હોય તો તમારે ધર્મ શીતળ જળ બનવાનો નથી? જો તમારા વિકાસ માટે તમે અમારા સાથની અપેક્ષા રાખતા હો તો અમારી નબળાઈને નિવારવાનું કાર્ય તમારે ન કરવું જોઈએ?

પરંતુ તમે એવુ કશું કરતાં નથી. કાં તો એ વસ્તુની ગંભીરતા જ છોડી દઈ અમને યથેચ્છ વર્તવા દો છો. તમારું હૃદય અમારી સાથે નથી રહેતું એટલે અમે ચામડાં ચૂંથનારા જ બની જઈએ છીએ અમારી ભૂખ કદી સંતોષાતી નથી. તમને કદી આનંદની પ્રાપ્તિ થતી નથી. અમારું આદર્શ–ધોરણ નીચું ઊતરતું જ જાય છે. અમે હલકા પ્રકારોમાં રસ લેવા માંડીએ છીએ. તમે ત્યારે શું કરો છો, શું વિચારો છો તે અમે જાણતા નથી; જાણવાની પરવા પણ કરતા નથી. તમારા મૌનને અમે સંમતિ માનીએ છીએ. તમે ભયથી, લાલચથી કે બીજા કોઈ કારણથી જો આનંદ વ્યક્ત કરો છો તો અમે પાગલ બની જઈ, એ જ માર્ગે આગળ ધસી જઈએ છીએ.

કહેવા જ બેઠો છું ત્યારે જરા વધુ પણ કહી દઉં. કુદરતે અમારા કરતાં તમારામાં કામવાસના વધુ મૂકેલી છે કે ઓછી તે વિષે ધર્મ-

શાસ્ત્રો અને દાક્તરો જે અભિપ્રાયો ઉચ્ચારતા હોય તે ભલે ઉચ્ચારે. એક વાત ચોક્કસ છે. તમારા જીવનમાં એવા દિવસો અને પછી મહિનાઓ આવે છે કે જ્યારે તમારું દિલ બીજી જ બાબતમાં પરોવાય છે. એ વખતે જો અમારા તરફથી આક્રમણ થાય છે તો તમારો આઘાત અનેકગણો વધી જાય છે. આ સ્થિતિ હું સમજી શકું છું. પરંતુ તમારે પણ જાણવું જોઈએ કે કુદરતે અમારામાં તો એવી કોઈ મર્યાદા મૂકેલી જ નથી. અમે જે સંયમ કેળવીએ તો સ્વપ્રયત્ને જ કેળવી શકીએ. તમારા નાજુક દિલને જો અમે આઘાત કરી બેસીએ તો તમારે અમને માફ કરવુ જોઈએ.

જરા વિશેષ. ચારિત્ર્યની વાત પણ સાથે સાથે કરી નાખું. સ્ત્રી કરતાં પુરુષનું ચારિત્ર્ય ઊંચું નથી હોતું એવો પ્રચલિત મત છે. મારે આ મતની તરફેણમાં કે વિરુદ્ધમાં કશું કહેવું નથી. હું માત્ર એટલું કહેવા માગું છું કે અમારા પાપમાં જે ભાગીદાર થાય છે તેના વિષે તમે શું કહેશો? જો સ્ત્રીમાં ચારિત્ર્યશીલતા જ હોત તો પુરુષોના દોષ અર્ધા થઈ ગયા હોત. ઉપરાંત, અમારી પરિસ્થિતિ તમારા કરતાં જુદી છે તેનો પણ તમારે ખ્યાલ કરવો જોઈએ. સામાજિક રીતે અમારા દોષો તમારા જેટલા ભયંકર નથી ગણાતા. કુદરતી રીતે તમને આવા સંબંધોમાં જે ભય રહ્યો છે તે અમને નથી. આ બંધનો ન હોવાના કારણે અમે સહેલાઈથી પડી જઈએ છીએ. વળી, અમે કમાઈએ છીએ, બહાર ફરીએ છીએ એટલે પણ અમને પતનને માર્ગે જવાની સગવડ વિશેષ મળે છે. અમારા ઉપર તમે દોષારોપણ કરો ત્યારે આ વસ્તુસ્થિતિનો પણ તમારે વિચાર કરી લેવો જોઈએ.

પણ હું સ્પષ્ટ કહી દઉં અને ઉતાવળે સ્પષ્ટ કહી દઉં કે આ બધું મેં લખ્યું છે તે અમારી નબળાઈઓને કાયમ રાખવા કે તેને યોગ્ય ગણાવવા માટે નહિ. હું તો આ હકીકત દ્વારા એટલું જ જણાવવા ઇચ્છું છું કે: (૧) અમારા વિષેનો તમારો પૂર્વગ્રહ—'પુરુષ સ્ત્રીને

ભોગનુ સાધન જ માને છે' તે છોડી દો (૨) તમે ચારિ યશીલ છો, શાન્ત અને સ્વસ્થ છો અને અમ આક્રમક છીએ નીચ પ્રમગના આનદમા રસ લઈએ છીએ, એવી માન્યતા એક કોર મૂકો (૩) એમ માનો કે તમે અને અમે માટીનાં જ પૂતળાં છીએ આજની સ્થિતિ માટે બને સરખા જ જવાબદાર છીએ (૪) અને જો એમ જ ખાતરી થાય કે અમારી પ્રકૃતિ જ પતનશીલ છે તો અમારા પ્રત્યે ક્ષમાદષ્ટિ રાખી તમારા પ્રયત્નોથી અમને સ્થિર અને સ્વસ્થ રાખો અમને તિરસ્કારો નહિ તેમ અમને વશ પણ થાઓ નહિ

આનુ આનુ લખતા મને ઘણી શરમ થાય છે, પરંતુ શુ કરું? આપણા સંબધોની સ્પષ્ટતા આ પ્રશ્નની ચર્ચા વિના શી રીતે થઈ શકે? આપણે તદ્દન સડી ગયાં છીએ, આપણી સતતિ નિર્માલ્ય છે, જુવાનોમાં કશુ હીર નથી, સાહસિકતા તો મરી પરવારી છે એ બધાનુ મૂળ આ સવાલ અંગેની નિર્બળતા જ છે ને? અમે પુરુષો કૂતરાની પેઠે તમારા તરફ જોઈ રહીએ છીએ તમે નીકળો છો ત્યારે રોગને લઈ જનાર માખીઓની પેઠે અમારી આખો તમારા ઉપર ચોંટે છે આ બધુ અમારા માટે શરમાવનારુ છે, પરંતુ તમે એ આંખો ખેચવામા કેટલો મોટો હિસ્સો લો છો તે જાણો છો? તમે સ્ત્રી છો એટલુ જાણે બસ ન હોય તેમ તમે તો શણગાર સજીને સ્વર્ગની અપ્સરા બનવા ચાહો છો અમારી આખો ખેચવા માટે નહિ તો કહો, શા માટે આ સાજશણગાર સજીને સમાજમા ફરો છો? હુ તમારા મન ઉપર એમ ઠસાવવા માગુ છુ કે તમે કે અમે એકલા જ આ માર્ગેથી પાછા નહિ વળી શકીએ આપણા બંનેના સયુક્ત પ્રયત્નની જરૂર છે

હવે થોડી બીજી બાબતો વિચારી લઈ આ પ્રશ્નને પૂરો કરુ એક વાત ગમવા ન ગમવાની અને રૂપની છે પુરુષ જ્યારે સ્ત્રીને તજી દે છે અને એ ત્યક્તા બને ત્યારે બહાર એવાં જ કારણો રજૂ થાય છે કે પુરુષને એ ગમતી નહોતી માટે એણે તજી દીધી છે હુ જાણુ છુ કે

કોઈ દાખલામાં આવું બને છે, પરંતુ સોમાં નેવું દાખલામાં શરીરના રૂપનો સવાલ જ નથી હોતો. ન ગમવાનાં અનેક કારણો એમના ગૃહસંસારમાં પડેલાં હોય છે. આમ છતા હું એ સ્વીકારું છું કે જ્યાં સુધી સ્ત્રી–પુરુષની કાયદેસર સમાન સ્થિતિ ન હોય અને સ્ત્રી પોતાનો માર્ગ લઈ શકવાની શક્તિ ન ધરાવતી હોય ત્યાં સુધી પુરુષ એને તજી શકે નહિ. બંનેએ કોઈ પણ રીતે નિભાવી લેવું જોઈએ. પરંતુ હું તમને, એક સ્ત્રીને આ પત્ર લખી રહ્યો છું એટલે મારે કહેવું જોઈએ કે આવા બનાવોમાં પુરુષના જેટલી જ સ્ત્રી પણ દોષિત હોય છે. પુરુષની સામાન્ય ઇચ્છાઓને અનુસરવામાં ન તો એણે અપમાન માનવું જોઈએ કે ન તો પોતે ગુલામ ગણાશે એવો વિચિત્ર ખ્યાલ રાખવો જોઈએ. નિત્યનાં ગૃહક્લેશનો નિકાલ લાવવા માટે બંનેએ સંયુક્ત પ્રયત્નો કરવા જોઈએ. પુરુષ પોતાના અભિમાનમાં અને સ્ત્રી પોતાની હઠમાં આજના ગૃહજીવનને ઝેરી બનાવી મૂકે છે એમ હું માનું છું. સ્ત્રી જો સામાન્ય સંસ્કારની હોય છે તો પુરુષને પોતે નથી ગમતી એવો ખ્યાલ મેળવતાં જ એક બાજુ દુઃખી થાય છે અને બીજી બાજુ વહેમી બને છે. પુરુષ એ વહેમથી એના પ્રત્યે વધુ અણગમો સેવવા માંડે છે. જો એના સંસ્કારો ઊંચા ન હોય તો એ બેદરકાર બની ભટકવા લાગે છે. એમ અંતર વધતું જ જાય છે.

અને જો સ્ત્રી નવા યુગની હોય તો તો એના રોષનો પાર જ રહેતો નથી. પુરુષને જે નથી ગમતું તે તો એ ખાસ કરવા લાગે છે, કારણ કે સ્વાતંત્ર્યતા અને સમાનતા વિષે આશ્ચર્યજનક ખ્યાલો એ ધરાવતી હોય છે. પરિણામે ધીમે ધીમે બંને એકબીજાને તિરસ્કારવા લાગી જાય છે અને દાંપત્યજીવનનો અંત આવે છે.

ગમવા ન ગમવામાં અનેક વસ્તુઓ ભાગ ભજવે છે રૂપ, ગુણ, રીતભાત, શક્તિઓ–આ બધાંનું મહત્ત્વ આદર્શ સ્થિતિએ પહોંચેલાને ન હોય, અમ જેવા સામાન્ય પુરુષોને હોય છે. મારી તમને વિનતિ

છે કે એ વિષે અમે જે કહીએ તે તરફ તમે બેદરકાર ન રહો. સાથે સાથે એ પણ કહું કે અમારા પ્રત્યેના તમારા ગમા-અણગમા પણ અમને જણાવતાં રહો. એમાં તમે ન અપમાન માનો, ન વહેમ લાવી અમને તમારા તરફ અણગમો પ્રેરો.

બીજું, તમારામાં એવી સ્ત્રીઓની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમાં છે કે જે હમેશા પુરુષને ખુશ રાખવાનો જ પ્રયત્ન કરતી હોય છે. આવો પ્રયત્ન અંતરથી થાય તો એ પ્રયત્ન ન રહે, ટેવ કે ગુણ બની જાય. એની મધુરતા સૌ કોઈ અનુભવી શકે, પરંતુ હૃદયના સહકાર વિના આવો પ્રયત્ન થાય છે ત્યારે અમને શાન્તિ મળતી નથી. એ બધી સેવા નિષ્ફળ જ નહિ, નુકશાનકારક નીવડે છે. તમે એમાંથી બચો. શરીરસંબંધમાં પણ આ બાબત વિચારવા જેવી છે.

ત્રીજું, જેમ અમારામાં તેમ તમારામાં પણ શ્વાનવૃત્તિ, ચારિત્ર-હીનતા, વિકૃતિઓ વગેરે ઠીક ઠીક પ્રમાણમાં રહેલાં છે તેનો તમે સતત ખ્યાલ રાખો. કચરો ઢાંકવાથી ડૂંડાને હસે નહિ તે તમારે અને અમારે જોવું જોઈએ. જાતીય સવાલને અંગે તો મને લાગે છે કે તમારે તમને ઊંચાં અને અમને નીચા માનતાં અટકી જવું જોઈએ. અમે તમને કેવળ વાસનાતૃપ્તિ માટે જ સ્વીકારીએ છીએ એ માન્યતા પણ છોડવી જોઈએ. અને એમ માનવું જોઈએ કે પુરુષમાં કે સ્ત્રીમાં જે વિકૃતિ, જે વાસના, જે લોલુપતા દેખાય છે તે માટે એક અથવા બીજી રીતે બંને જવાબદાર છે. એમાંથી જો આપણે ઊગરવું હોય તો બંનેએ સાવધ બનવાનું છે. પુરુષને તમે દોષિત ગણીને એનો પ્રેમ મેળવી શકશો? અને પ્રેમની સ્થાપના વિના આપણા ગૃહજીવનમાં કોઈ કાળે સુગંધ અને સંવાદ પેદા થઈ શકશે? અમારામાં અને તમારામાં જ્યાં સુધી અહીં વર્ણવેલાં દોષોની હસ્તી હશે ત્યાં સુધી સાચા પ્રેમનો સંભવ જ નથી; અને ત્યાં સુધી આપણે બંને એક-બીજાને ચૂસ્યા જ કરશું, પછી ભલે ચૂસવાની રીતમાં તફાવત હોય!

આમાંથી તમે ઊગરો, અમે પણ ઊગરીએ.

[ ૪ ]

# કડવું સત્ય

હું આશા રાખી શકું કે આ પત્ર તમે રોષ વિના વાંચી રહ્યાં હશો ? જો ઊંચે શ્વાસે કે ગુસ્સા સાથે તમે એનું વાંચન કરશો તો મને ભય છે કે આપણો સંબંધ છે તેથી યે વધુ ખરાબ થશે. આપણે બંને જાણીએ છીએ કે એકબીજાના સહકાર અને સાથ વિના ચાલવાનું જ નથી; છતાં આટલાં બધાં વર્ષો પછી પણ આપણો સંબંધ કેમ પ્રેમપૂર્ણ નહિ થઈ શકયો હોય ? મને એનું કારણ અત્યારે સમજાય છે. આપણે આપણા પોતાના દોષ જોવા કે સાંભળવા માટે કદી તૈયારી જ નથી બતાવતા. હું તમારા ઉપર આક્ષેપો કરું અને તમે મારા ઉપર કરો. જેનામાં તાકાત હોય તે જીતી લે. પુરુષમાં વિશેષ તાકાત છે એટલે એ જીતી શકે છે, પરંતુ સ્ત્રીમાં વળી બીજા પ્રકારની શક્તિ વિશેષ પ્રમાણમાં છે એટલે એ પુરુષની જીતને નિષ્ફળ બનાવી દે છે. એમ કહી શકાય કે પુરુષમાં બાહુબળ છે. અને સ્ત્રીમાં સ્નેહનું બળ છે. મારો મત એવો છે કે મોટે ભાગે છેલ્લી જીત પુરુષની નહિ, પણ સ્ત્રીની જ થાય છે.

પરંતુ એવી જીતથી પુરુષ કે સ્ત્રી સાચું સુખ પામી શકતાં નથી. લગ્ન પહેલાં અને લગ્ન પછીના આરંભના દિવસોમાં બંનેનાં હૈયાં એકબીજા માટે તલસતાં હોય છે અને એમાંથી જ બંનેની ઊણપોને નિભાવી લેવાની વૃતિ જન્મે છે. આ મધુર સ્થિતિનો થોડા દિવસમાં કે થોડા મહિનામાં જ અંત આવે છે. પહેલી વસંત ઋતુ સુધી પણ લગ્નનો વસંતકાળ ચાલતો નથી, માટે જે ધ્યાનપૂર્વક તમારો આ પત્ર મેં વાંચ્યો છે અને હજી યે ફરીફરી વાંચીશ તે જ ધ્યાનપૂર્વક તમે વાંચજો.

મારાથી તમને દુઃખ ઊપજે, કદાચ અન્યાય પણ થાય એવું કંઈ લખાઈ જાય તો પણ એક પ્રિયજનના હૃદયની સાચી વેદના અને સાચી સમજણ છે એ રીતે તમારા મન ઉપર એ વસ્તુને લેજો.

હવે તમારી સામાન્ય ફરિયાદોના જવાબો અને મારી દૃષ્ટિએ તમારામાં વ્યાપક સ્વરૂપે દેખાતા દુર્ગુણો તરફ તમારું લક્ષ ખેચું. પુરુષ અને સ્ત્રી સિવાય એવુ કોઈ તટસ્થ પ્રાણી જો પૃથ્વી ઉપર હોત તો આપણા બને વિષે નિષ્પક્ષ અભિપ્રાય ઉચ્ચારી શકત. એવાં પ્રાણીના અભાવે એ કાર્ય મારે અને તમારે જ પતાવવાનું રહે છે. મારા પત્રમાં જો તટસ્થતા ન દેખાય તો તમે મને માફ કરજો.

પ્રથમ પગલે જ હું સ્વીકારી લઉં કે આજે પુરુષ અને સ્ત્રી એ બનેને ભિન્ન વર્ગ ગણીએ તો મારે કબૂલવું જોઈએ કે સ્ત્રીની દશા દયાજનક છે: એ અશક્ત છે, અજ્ઞાન છે, પ્રગટ રીતે તો પુરુષની ગુલામ પણ છે. પુરુષ એના તરફ એ દૃષ્ટિએ જ હમેશાં જુએ છે. સ્ત્રીમાં પુરુષ ઉપર કાબૂ મેળવી લેવાની સૂક્ષ્મ શકિત જ હોત તો એની દશા પશુ કરતાં યે બદતર હોત. આ રીતે જોઈએ તો બાહ્ય સ્વરૂપે એ અત્યંત દુઃખી છે અને કંગાલ છે. વધુમાં કાયદો પણ એના પક્ષમાં નથી. કાયદો ઘડવાની સત્તા પણ દેશી કે પરદેશી—પરંતુ પુરુષોના જ હાથમાં છે. ત્યક્તાની, વિધવાની, અરે, કન્યાની સ્થિતિ પણ અનુકંપા ઊપજાવે એવી છે. સ્ત્રીઓમાં આજે પ્રમાણમાં કોઈ સુખી હોય તો પરણેલી સ્ત્રી જ હોય છે. માટે જ એનું મહત્ત્વ મનાયું છે. એ શુકનવંતી કહેવાય છે. એનાં સૌભાગ્ય માટે આશીર્વાદ ઉચ્ચારાય છે.

પરંતુ આ સ્થિતિ શાને આભારી છે ? શા માટે પુરુષોના જેવું જ તમારું સ્થાન નથી. શા માટે તમે નિર્બળ, કંગાળ, કમતાકાત ગણાઓ છો ? શા માટે પતિ વિનાનું તમારું જીવન શાપરૂપ મનાય છે ? એ માટે કન્યાકાળમાં પણ તમારી દશા ભિખારી જેવી હોય છે ?

આ પ્રશ્નોના જવાબો તમે આપી શકશો ? કે પુરુષ જ અમારી આ દશા માટે જવાબદાર છે એમ કહીને સંતોષ માનશો ? હું એમ માનું છું કે આ સ્થિતિ વિશેની મુખ્ય જવાબદારી અમારી નહિ, પણ તમારી છે. વધુમાં તમને એ જણાવવા માગું છું કે તમારી આજની દશાનું કારણ તમે સ્ત્રી છો એ નથી, પરંતુ જગતના જીવનસંઘર્ષમાં તમે અશક્ત છો તે જ છે. હિંદુસ્તાન જેવો દેશ ગુલામ છે તેનું કારણ એની નિર્બળતા સિવાય શું છે ? અને જે દશા તમારી છે તે કરતાં યે બદતર દશા લાખો પુરુષોની પણ છે તે તો તમે જાણતાં હશો. જે ગુલામી, જે અજ્ઞાન, જે અપમાન તમે ભોગવો છો તે બીજા ઉપર આધાર રાખીને જીવતા લાખો પુરુષો પણ ભોગવે છે. માટે સમજી લો કે સ્ત્રી હોવાના કારણે જ તમારી આ સ્થિતિ નથી. તમે સ્ત્રી હોવા છતાં જ્યાં ધનવાન કે સમૃદ્ધિવાન છો ત્યાં પુરુષ-નોકર ઉપર હુકમ બજાવી શકો છો. એ પુરૂષ હોવા છતાં તમારો ગુલામ હોય છે.

હા, પત્ની તરીકે તમે પછાત છો ખરાં, પરંતુ તેનું યે કારણ એ જ છે. તમારા એટલા સદ્ભાગ્ય છે કે ગુલામ હોવા છતાં ઘરનો દોર, પુરુષ ન જાણે તેમ, તમારા હાથમાં રાખવાની બુદ્ધિશક્તિ ઈશ્વરે તમને આપી છે. ઘરમાં ખરું રાજ્ય તમારું જ ચાલે છે, પરંતુ તે માટે તમારે કોઈ પણ યુક્તિથી પુરુષની મહેરબાની મેળવી લેવી પડે છે. આ સ્થિતિ હોવાને કારણે તમારી બીજી શક્તિઓ વિકાસ પામતી જ નથી. એ શક્તિઓ વિના જીવનસંઘર્ષમાં તમે પુરુષ સામે ટકી શકતાં નથી.

પણ આ માટે જવાબદારી કોની ? હું કહું છું કે તમારી. તમે જ્યાં સુધી તમારી સાચી સ્થિતિ સમજી લઈ એમાં પલટો આણવાના ભગીરથ પ્રયત્ન નહિ કરો ત્યાં સુધી તમારી દશા સુધરવાની જ નથી. તમે જેને પુરુષોના જુલમો ગણો છો તેને એક પછી એક હું તપાસી જાઉં ? તમે કન્યાકાળથી માતા થતાં સુધીમાં શું શું કરો છો તે તમારી સમક્ષ રજૂ કરી દઉં ? મારી તમારા પાસે એટલી જ માગણી છે કે તમે જરા

વિચાર કરવાની, કોઈ પણ પ્રશ્નમાં ઊંડા ઊતરવાની, કંઈક આત્મનિરીક્ષણ કરવાની ટેવ પાડો. એ વિનાના બધા પ્રયત્નો નકામા નીવડશે.

તમે કહો છો કે તમારા જન્મની સાથે જ તમારી અવદશા શરુ થાય છે. છોકરા-છોકરી વચ્ચેના ઊછેરમાં જ તફાવત હોય છે. આ વાત સાચી છે, પરંતુ એ માટે પુરુષ દોષિત છે ? કૃપા કરી જરા વિચાર કરો. તમારા ભાઈબહેન વચ્ચે ભેદ પાડવામાં તમારા પિતા અને માતામા કોણ વધુ ભેદ પાડે છે ? કોણ વધુ રૂઢિની ગુલામી ભોગવે છે ? કોણ દીકરા પાછળ ગાંડુ બને છે અને દીકરીને દૂર હડસેલે છે ? બંનેમાં કોણ તમને વધારે પ્રમાણમાં 'પારકું ધન' કે 'સાપનો ભારો' માને છે ? મને આશા છે કે તમારે તમારાં માતુશ્રી ઉપર જ દોષનું વિશેષ પ્રમાણ ઢોળવું પડશે. હવે બીજી સ્થિતિ જોઈએ. જે સંસ્કારી કુટુંબોમાં ભાઈબહેન વચ્ચે ખાસ ભેદ બતાવવામાં નથી આવતો ત્યાં તમે શું કરો છો ? નાનપણથી જ તમારી દૃષ્ટિ સંકુચિત નથી રહેતી ? પુરુષ ઉપર, પતિ ઉપર આધાર રાખવાની જ તમારા મનને તમે તાલીમ નથી આપતાં ? તમે કદી એવો પતિ પસંદ કરો છો કે જે શક્તિમાં તમારાથી ઊતરતો કે સમાન હોય ? તમારે કબૂલવું જ પડશે કે તમે જાણ્યે અજાણ્યે પતિના, પુરુષના આધારે જ રહેવા ઈચ્છો છો. શક્તિમાં તમે ઊતરતા હોવા છતાં સમાન સત્તા માગો છો. દુનિયામાં ક્યાં ય એવું તમે જોયું છે ?

જરા આગળ વધીએ. તમે માતૃપદની લાગણી અનુભવવા લાગો છો ત્યારે તમારા હૃદયમાં પુત્ર ઈચ્છો છો કે પુત્રી ? શ્રીમતીજી, છાતી ઉપર હાથ મૂકી આ પ્રશ્નનો જવાબ આપજો. તમે સુધરેલાં હો કે ગ્રામવાસી હો પરંતુ આ બાબતમાં તમે સરખી જ નીચી કક્ષામાં રહેલાં છો તેની ના પાડી શકો એમ નથી. તમે પુત્ર જ ઈચ્છો છો. શા માટે ? જવાબ તમે આપી શકશો નહિ. હવે કહો, તમારા માતાપિતા સામે લગીર પણ ફરિયાદ કરવાનો તમને અધિકાર છે ? જો તમે સ્ત્રી છો અને સ્ત્રીની ઉન્નતિ ચાહો છો તો શા માટે પુત્રીની અપેક્ષા નથી રાખતાં ?

અને તમને પુત્રી થાય છે તો ? તમે એને પ્રેમથી ચાહો છો ખરાં, પરંતુ પુત્રદેવનું પારણું ન બંધાય ત્યાં સુધી જ. પુત્ર નથી ત્યાં સુધી તમે પુત્રીને પુત્ર માની ઊછેરો છો. તમારાં પ્રેમ અને વાત્સલ્યનાં સંબોધનો પણ એ પુત્ર હોય એવાં જ હોય છે. અરે, તમારાં હાલરડાં અને બાલગીતો પણ પુત્રો માટે જ વિશેષ પ્રમાણમાં છે ને ? આ રીતે તમે જ તમને નીચા પાડો છો અને ફરિયાદ કરો છો પુરુષોની સામે.

હજી આગળ વધવું છે ? તો જવાબ આપો કે તમે પુત્રીને કેવી રીતે ઉછેરો છો ? તમે કોઈ દિવસ એવો વિચાર કર્યો છે કે આ સ્ત્રી છે. પુરુષની સમાન કક્ષાએ મારે એને પહોંચાડવી છે. 'ભલે હું અશક્ત અને ગુલામ બની ગઈ, પરંતુ આ કન્યાને મારે સ્વતંત્ર અને ઉન્નત રહેવાની તાલીમ આપવી છે!' મને ખાતરી છે કે આ પ્રશ્નનો જવાબ તમારે 'ના'-માં જ આપવો પડશે. તમે જૂના જમાનાની સ્ત્રી હો કે નવા જમાનાની, એક બાબતમાં તમે મૂળરૂપે લગભગ સરખાં જ છો અને તે કન્યાના ઊછેરમાં. જૂની સ્ત્રી કશું સમજતી નથી, એણે પોતે કશી કેળવણી લીધી હોતી નથી. એની દીકરી જો શિક્ષણ મેળવે કે થોડીક પણ સ્વતંત્ર થઈ શકે એવું વાતાવરણ મેળવે તો તે એનો વિરોધ જ કરે છે. એવે વખતે પુત્રીની મદદે પિતા આવે છે. પિતા પુરુષ હોય છે એ તમારા ખ્યાલમાં છે ને ?

અને નવા જમાનાની માતા પોતાની જેવી જ તાલીમ એની પુત્રીને આપે છે. એને કદી યાદ પણ નથી આવતું કે મારે સ્ત્રી જાતિની ઉન્નતિ કરવી છે. એ તો પુત્રીને લડાવે છે, શણગારે છે, નવા યુગના બધા શોખો શીખવે છે, એની પુત્રી બહારથી સ્વતંત્ર દેખાય છે પરંતુ અંદરથી તો એવા જ, પુરુષને આધારે જીવવાની નિર્બળ તાલીમ મેળવે છે. એટલું જ નહિ પણ સુધરેલા ઘરોનાં મોટા ભાગમાં તો

એ કન્યાની કેમ જાણે બજારમાં ખરીદી થવાની હોય તેમ જ એને સમજાવવામાં આવે છે, એનું શિક્ષણ, પહેરવેશ, કોઈ લલિતકલાનું જ્ઞાન વગેરે એ દ્રષ્ટિએ જ અપાય છે અને પછી કોઈ વાડી-બંગલા ધરાવતા શ્રીમંતના પુત્ર તરફ નજર કરવામાં આવે છે. કન્યા પણ સ્વતંત્રતા, શિક્ષણ અને સંસ્કારના નામે એની પાછળ ફર્યા કરે છે.

આ છે તમારી સાચી સ્થિતિ. સ્વતંત્ર અને સમાન થવા માટે જે પરિશ્રમની, જે સાહસવૃત્તિની, જે સ્વમાનપ્રિયતાની જરૂર છે તેનો તમારામાં અભાવ છે. આશ્ચર્ય જેવું એ છે કે તમે ત્યાગ કરો છો, પરંતુ તેમાંથી મળતો આનંદ કે પ્રાપ્ત થતું બળ તમે મેળવતાં નથી. કારણકે તમારો ત્યાગ રૂઢિગત હોય છે. તમે પરિશ્રમ કરો છો અને જોખમ પણ ખેડો છો, પરંતુ નવા ક્ષેત્રમાં પગ મૂકતાં જ નથી. ચીલે ચાલ્યા જવું, પુરુષના પગલે ચાલવું એ જ તમારો સ્વભાવ છે અને ઇચ્છા પણ છે.

આમ હોવાનાં કારણો સ્પષ્ટ છે. તમને એ ગમે છે અને એમાં જ સુખ લાગે છે. આ યુગમાં સ્વાતંત્ર્યનો જે વાયુ ફૂંકાયો છે અને તે તરફ તમને જે આકર્ષણ જાગ્યું છે તેનું કારણ એ નથી કે તમે અત્યારની સ્થિતિથી ગૂંગળાઈ ગયાં છો. પરંતુ તેનું કારણ, એમાં વિશેષ સુખની તમને આશાઓ છે. તમે નવા અને જૂના-બંને જમાનામાં તમને જે સુખરૂપ છે તે રાખવા ચાહો છો. તમારા ઉપર, ખાસ કરીને સુધરેલી કન્યાઓ અને સ્ત્રીઓ ઉપર મારો આ ખુલ્લો આરોપ છે. આનાં કારણો હું આગળ ઉપર રજૂ કરીશ. અત્યારે હું એટલું જ કહું કે તમે કામનો ઢસરડો ખેંચતા હો તો પણ અને પ્રસવકાળનું જાનનું જોખમ વહોરતાં હો તો પણ સુખ અને આરામ ઇચ્છનારાં જ છો. ગમે તે ભોગે તમે એ મેળવી રાખો છો. જોખમ ખેડવા તમે માગતાં જ નથી. ઊલટાનું એ મેળવવા માટે કુનેહ વાપરો છો, ખુશામત કરો છો, અરે, ગુલામી પણ સ્વીકારી લો છો.

આ છે તમારી સાચી સ્થિતિ. પ્રથમ એમાંથી બહાર નીકળો પછી પુરુષની મદદ માગો. પુરુષને કહ્યા કરવું કે એ અમને ગુલામ રાખે છે અને પોતે ગુલામીની લાયકાત જ વધારતા જવી એ અયોગ્ય છે, બેહૂદું છે. પુરુષ તમને સાથ આપવા આજે ઊભો થયો છે. તમે એ તકને ઝડપી લો. ખાતરીપૂર્વક માનો કે શક્તિ વિના, યોગ્યતા વિના આ જગતમાં કશું મળતું નથી, અને ભીખ માગવાથી જે મળે છે તે લાંબો કાળ ટકતું નથી. તમે, તમે જ તમારી આજની દશા માટે જવાબદાર છો એમ માનીને કમર કસો તો જ તમારો ઉદ્ધાર છે. એ સિવાય કંઈ પણ માનવું કે કહેવું તેમાં આત્મવંચના સિવાય બીજું કશું જ નથી.

લેશો આ નક્કર હકીકતો લક્ષમાં ? કે ચીલો છોડશો જ નહિ ?

[૫]

## કેટલુંક આવશ્યક

ધાર્યા કરતાં પત્ર વધુ લાંબો થતો જાય છે, પરંતુ મારે જે કહેવાનું છે તે તો ટૂંકમાં પણ કહી જ દેવું જોઈએ. હું ધારું છું ફરીને આવો પત્ર હું લખું તે તમે પસંદ નહિ જ કરો, એટલે તમારે જે સ્વભાવ અને તમારી જે ટેવો મને પસંદ નથી તે, અને તમાર વિષે હું શી શી અભિલાષા રાખી રહ્યો છું તે જણાવવાનો આ છેલ્લ હિસ્સામાં હું પ્રયત્ન કરીશ.

તમે અમારા ઉપર અધિકાર જમાવવાનો જે પ્રયાસ કરો છો તે મને પસંદ નથી. તમારો પતિ છું અને એટલો અધિકાર તમારે

છે જ. પરંતુ તમે તો, જો આંપણું કુટુંબ બહોળું હોય તો મને માત્ર તમારી આસપાસ ફરતો જ બનાવવા ચાહો છો. કુટુંબનાં બીજાં માટે હું કંઈ કરું તે તમને ગમતું નથી. મારાં ભાઈ-બહેનો કે ભાભીઓ તરફ તમે છાની ઈર્ષા રાખો છો તે સારું ન કહેવાય. આ ઘરમાં સૌનો સરખો હક્ક માની આપણે વર્તીએ તો જ સુખી થઈ શકીએ. તમારે જો કંઈએ ધ્યાન રાખવાનું હોય તો તે બીજાને વધુ આપી તમારે ઓછું લેવાનું જ રાખવાનું છે. સંયુક્ત કુટુંબ ન હોય તો બીજા સંબંધોમાં પણ તમારી એવી જ દૃષ્ટિ રહે છે.-સ્વભાવે તમારે ઉદાર બનવું જોઈએ. આપણે કુટુંબની સાથે રહીએ કે દૂર, એમના પ્રત્યેની આપણી ફરજ તો આપણે બજાવવી જ જોઈએ.

તમે હમેશાં, તમારા પિયર તરફ પક્ષપાત રાખો છો. હું માનું છું કે તમારાં સગાંઓ માટે તમે કંઈ પણ કરી શકો તો તે કરવું જોઈએ, પરંતુ પહેલું સ્થાન તો જે ગૃહના તમે ગૃહિણી બન્યાં છો તેનું છે. બીજું સ્થાન તમારા પિયરનું ગણાય. એમ થાય તો જ સામાજિક વ્યવસ્થા જળવાઈ શકે. તમે તો પહેલેથી જ એમ માનીને ચાલો છો કે જો તમે મને છૂટો મૂકશો તો હું 'માવડિયો' એટલે કે મારા કુટુંબની આંખે જોતો અને કુટુંબના કાને સાંભળતો થઈ જઈશ. કોણ જાણે શા માટે, પણ તમે મને કાચા કાનનો ભોળો માની લઈ, તમારા પિયર પક્ષ તરફ વાળવાનો પ્રયાસ કર્યા કરો છો. આનું પરિણામ સારું નથી આવતું. હું બંને પક્ષની સહાનુભૂતિ ગુમાવી બેસું છું. તમારું પણ વખત જતાં એવું જ બને છે.

આપણા ઘરમાં સાસુ-વહુ કે નણંદભાભી વચ્ચે પ્રેમ રહે એવી મારી ઇચ્છા છે. તમે વિશ્વાસ રાખો કે હું મારી માતા તરફથી કે બહેન તરફથી તમને અન્યાય થતો હશે તો તે નહિ જ સાંખું. એમની વાતોને, પણ ખાતરી કર્યાં વિના સાચી નહિ માનું, પરંતુ તમે એવો પ્રયત્ન ન જ કરો કે જેથી એમના પ્રત્યે ધીમે ધીમે પણ મને અણગમો

રોષ અને તિરસ્કાર પેદા થાય અને આપણે જુદા થઈ જઈએ. હું પૂરી સમજપૂર્વક તમને કહું છું કે જે પુત્ર એના માતાપિતાની સેવા નથી કરી શકતો તે આ જગતમાં કોઈની સાચી સેવા કરવા માટે નાલાયક છે. તમે ઘરની સાચી હકીકતથી મને જરૂર વાકેફ રાખજો, પરંતુ તેમાં નિંદા ન આવી જાય, કાનભંભેરણી ન થાય તે જોજો. તમારા સ્વભાવમાં જ આવા કેટલાક દોષો રહેલા છે. બીજાની નિંદા કરવામાં તમને અજબ રસ આવે છે. એ જ રીતે તદ્દન નાની વાતોને તમે મોટું રૂપ આપી વાતાવરણ તંગ બનાવી મૂકો છો. સામાન્ય બનાવોને હસી કાઢતાં, ગળી જતાં શીખી લેવું જોઈએ.

અને હું કે કોઈ પણ માણસ કદાચ કોઈ વાંકમાં આવેલ હોય તો એ ભૂલનો એને ખ્યાલ આવી જાય તેટલાથી જ તમે સંતોષ માનો. એ ન સ્વીકારો તો તમારો વિરોધ પ્રગટ કરો, પરંતુ કલાકો અને દિવસો સુધી કોઈ વાતને લંબાવો નહિ. દરેક પુરુષને તમારા આ સ્વભાવનો ભારે કંટાળો આવે છે. તેઓ એ સહન જ કરી શકતા નથી. આ માટે ઉદારતાનો ગુણ તમારે જરા કેળવવો જોઈએ. તમે અન્યાય સહન કરો એમ હું કહેતો જ નથી, પરંતુ વાતની ચોળાચોળ ન કરો. જે કરવા ઈચ્છતાં હો તે કરી નાખો. પછી ભલે પ્રસંગ સામાન્ય હોય કે અતિ ગંભીર હોય.

તમારા વહેમી સ્વભાવ વિષે તો મારે બહુ વિસ્તારથી લખવું જોઈએ. તમારા આ સ્વભાવે કેટલા ઘરોમાં આગ જલાવી તે તમે જાણો છો ? તમારે સમજવું જોઈએ કે વહેમ રાખ્યા કરવાથી તમે અમને, જો અમે ખોટા માર્ગે હોઈશું તો બચાવી શકશો નહિ, એટલું જ નહિ પણ એ માર્ગે ધક્કો જ મારશો. તમારા વહેમના કારણે તમારા વર્તનમાં ફેર પડશે. અમને તમે પ્રેમ કે આરામ આપી શકશો નહિ. તમારું રડવાનું, મૌન રહેવાનું, નિસાસા નાખવાનું અને વાત વધે તો ભૂખ્યા રહેવાનું ને બાળકો ઉપર જુલમ કરવાનું

ચાલવા માંડશે. અને પરિણામે આપણાં સ્નેહસંબંધ ઉપર છીણી મુકાઈ જશે.

અને એવી સ્થિતિ આવે તો આડકતરાં કટાક્ષો કે બીજું કાંઈ કરવાને બદલે તમે અમારી સાથે ચોખ્ખી જ વાત કરો તે અમે પસંદ કરીશું. એનું પરિણામ કાં તો તમારા મનના સમાધાનમાં આવશે અને કાં તો એનો બીજો કશોક નિકાલ આવી જશે. મિથ્યા વાતો તો આપણા જીવનને કોરી ખાશે, જૂનાં અને નવાં બંને ઘરોમાં આ વહેમનું સામ્રાજ્ય છે. નવામાં એનું જોર વિશેષ પ્રમાણમાં છે, કારણ કે એ માટેનાં કારણો પણ વિશેષ છે. આ વહેમી સ્વભાવથી કોઈ દિવસ પુરુષનું દિલ જીતી શકાતું નથી. એ દિલ દૂર જ થતું જાય છે. એવી સ્થિતિ આવતાં જ તમારાં દુઃખ અને આઘાત તમારે પ્રગટ કરી દેવાં જોઈએ અને અમારા ખુલાસાઓને સાચા માનવા જોઈએ. એ ખોટા હશે તો યે તેથી તમારું નુકસાન વધી જવાનું નથી. જેના વિષે તમને માત્ર 'શંકા' છે તેને સત્યનું રૂપ આપી જોખમ ન વહોરવું જોઈએ.

આમ કરવા માટે તમારે તમારો સંકુચિત સ્વભાવ બદલવો પડશે. વિશ્વાસના વાતાવરણમાં નવા જમાનાનો સ્વીકાર કરવો પડશે. તમને તમારા પતિ ઉપર અને તમારા પ્રેમ ઉપર શ્રદ્ધા હોવી જોઈએ. એ શ્રદ્ધા ભુક્કી પડે તો, અને એની પાકી ખાતરી થાય તો સ્વભાવ અને શીલને શોભે તેમ તમારે એ પ્રશ્નનો નિકાલ કરવો જોઈએ. સહજ રીતે તો એ શ્રદ્ધા જ સૌને બચાવી લેશે એમ તમે માની લેજો. વાતવાતમાં ખિસાઈ જવાનું, નાગજ થવાનું, આંસુ પાડવાનું તમારે છોડી દેવું જોઈએ. એવું વારંવાર બને ત્યારે તેની ગંભીરતા જતી રહે છે ને એની અમારા મન ઉપર કશી અસર થતી નથી. રુદન તો ત્યારે જ થાય, જ્યારે એ દુઃખ અને આઘાત સહી ન શકાય એટલાં ઉગ્ર હોય. વાતવાતમાં રડવાથી આંસુનું મહત્ત્વ ઊતરી જાય છે.

તમારી પ્રકૃતિમાં બેદરકારીનો એક દુર્ગુણ છે. એથી તમને કંઈ પણ નવું કરવાની પ્રેરણા થતી નથી. એક બાજુ રૂઢિપ્રિયતા અને બીજી બાજુ આ બેદરકારી. પછી નવુ શીખવાની, નવા ક્ષેત્રમાં ઘૂમવાની, કંઈક સાહસભર્યો પ્રયત્ન કરવાની ઇચ્છા જ કેમ થાય? આ જગત પ્રત્યે તમારે સજાગ બનવું જોઈએ. આજનો પુરુષ તમારી એ જાગૃતિથી ખુશ થશે; એને માન આપશે. જાગૃતિ જોઈએ, જાગૃતિનો ડોળ નહિ.

તમે સ્વતંત્રતા અને સમાનતા ચાહો છો, પરંતુ મારું અવલોકન એમ કહે છે કે જ્યાં એ તમને પ્રાપ્ત થયાં છે ત્યાં એનું રહસ્ય તમે પિછાન્યું જ નથી. સ્વતંત્રતા એક રસાયન છે. જો એ પચાવી ન શકાય તો સ્વચ્છંદતાના રૂપમાં રોગની પેઠે ફૂટી નીકળે. તમે સ્વતંત્ર થતાં જ શેખી મારવા લાગી જાઓ છો. પુરુષના અપમાનમાં તમારું સ્વમાન જુઓ છો. સ્ત્રીના જે સહજ ધર્મો છે તે વિષે અજ્ઞાન રહેવું અને પુરુષના ક્ષેત્રમાં હરીફાઈ કરવા દોડવું એ તમારું ધ્યેય બની જાય છે. બરાબર અર્ધદગ્ધની જે દશા હોય તેવી દશા તમારી થાય છે. તમે ઘરમાં ન રહેવા ઇચ્છતો હો તો જરૂર બહાર આવો; અમારી પેઠે પરિશ્રમ કરો અને શક્તિ પ્રાપ્ત કરો, પરંતુ તે સાથે જ કુદરતે સ્ત્રી તરીકે તમને જે ખાસ કામ સોંપ્યું છે તે તરફ બેદરકાર ન રહો. કવિએ અને ચિત્રકારે જો મહાન બનવું હોય તો પોતપોતાના ક્ષેત્રમાં જ વિકાસ સાધવો જોઈએ. અમારા ક્ષેત્ર વિષે તમે અજ્ઞાન ન રહો. એમાં જરૂર ઘૂમો, પણ સ્ત્રી મટી જઈને નહિ. એથી અંતે તમને અને સમસ્ત સંસારને નુકસાન થશે.

હમણાં હમણાં એક બીજો દોષ બહુ વ્યાપક થતો જાય છે. જૂની રૂઢિ અને જૂના ચીલા સ્ત્રી છોડે છે અને નવા રીતરિવાજમાં દાખલ થતી નથી. દાખલા તરીકે એ ગૃહિણી બનવાનો, ઘરકામ કરવાનો, પતિની અને વડીલોની સેવા કરવાનો, બાળકોની સંભાળ રાખવાનો ઇન્કાર કરે છે—પુરુષ શા માટે એમ નથી કરતો એવું કહીને અને

કમાવાનો, પરિશ્રમ કરવાનો, જોખમમાં મુકાવાનો વિચાર જ નથી કરતી. જૂની અને નવી રૂઢિમાં પોતાને જે આરામ આપનાર છે તેને જ એ સંભાળી રાખે છે. અમે તમને કહીએ છીએ કે કાં તો ગૃહિણી બનો અને કાં તો અમારી સાથે કામ કરવા બહાર નીકળી આવો. અમને બનાવવાનું અને ફેશનમાં ફસાવાનું છોડી દો. તમારી નવરાશથી તમે ઘડીભર અમને ખુશી કરી શકો છો, પરંતુ તેમાં અમારું, તમારું કે બાળકોનું હિત સધાતું નથી.

તમને થતું હશે કે મેં તો આજે દમ ભીડીને બસ લખવા જ માંડયું છે. દુર્ગુણોની મોટી હારમાળા તૈયાર થઈ ગઈ. આમાં હજી બીજા મણકા ઉમેરી શકાય એમ છે, પરંતુ તમારી ધીરજ હવે ખૂટી જશે અને કદાચ તમે રડવા લાગી જશો એટલે હું થોભી જાઉં છું. અને આ બધું જેણે લખ્યું છે તેના અંતરની સાચી સ્થિતિનું તમને દર્શન કરાવું છું.

એનાં અંતરમાં તમારું સ્થાન સર્વથી ઉન્નત છે. એ મિત્રો ધરાવે છે અને કુટુંબના વિશાળ વડલાની પ્રેમછાયા પણ એના ઉપર છે, પરંતુ એના જીવનની સાચી પ્રેરણા એ તમને જ માને છે. એ ઇચ્છે છે કે જ્યાં જ્યાં પ્રેમ છે, સેવા છે, સહકાર છે તે કશું એણે ન છોડવું પડે, પરંતુ તમને તો એ કદી છોડવા ચાહતો જ નથી. કોઇ અભિમાની કે કોઈ કામી તમારો ત્યાગ કરે અને તેમાં તમારો દોષ મુદ્દલ ન હોય તો યે તેટલા ખાતર આખી પુરુષ જાત માટે મત બાંધી લેશો નહિ. લાખો ને કરોડો પુરુષોના દિલનો આરામ તમે જ છો. થાક્યા-પાક્યા એ સાંજે કે રાત્રે ઘેર આવે છે ત્યારે તમારા સ્મિતની અને સ્વાગતની કલ્પના એનો તમામ થાક હરી લે છે. ભયંકર ગરીબાઈમાં એ અને એનાં બચ્ચાં જીવી શકે છે તે તમારી આંખમાંથી ઝરતાં અમૃતનું પાન કરીને જ. તમે એનાં સાચેસાચાં જીવનસાથી છો, કોઈ દુર્ભાગી પળે એ તમારા ઉપર રોષ કરે, અધિકાર જમાવવાનો યત્ન કરે, તમને

ગુલામ માને કે નબળાઇને વશ થઈ અનાચાર કહી શકાય એવું કરવા લાગી જાય તો યે ખાતરીથી માનજો કે એનાં જીવનનું સારસર્વસ્વ તમે જ રહો છો.

આટલું જાણ્યા પછી મારા મનોભાવ વિષે તમને સંદેહ રહેશે? હું માનું છું કે એવું જ મધુર અને સુલલિત પ્રેમઝરણુ તમારા હૃદયમાં પણ વહે છે. આપણાં આજનાં દુઃખો આ પરમ સુખની પાસે કશી વિસાતમાં નથી. પરંતુ એનો યે આપણે અંત કેમ ન આણીએ? એકમેકને સમજી જઈ હવે આપણે શુદ્ધ બનીએ. સાચા અર્થમાં સંસ્કારી બનીએ. હાથમાં હાથ પરોવી આ પૃથ્વી ઉપરનું આપણું આનંદ-પર્યટન આપણે પૂરું કરીએ. પ્રભુ એમાં આપણને અવશ્ય સહાય આપશે.

વિશેષ શું લખું? પ્રેમ.



# તીર્થસ્વરૂપ પિતાશ્રી





[૧]

## આપની જવાબદારી

તીર્થસ્વરૂપ પિતાશ્રી,

**આ**જે હું મારા અભ્યાસના છેલ્લા વર્ષમાં દાખલ થાઉં છું. એક વર્ષ પછી અભ્યાસકાળ પૂરો થશે અને સંસારની કઠણ ધરતી ઉપર મારે આવવું પડશે. જે જગતનો મને મુદ્દલ અનુભવ નથી તેમાં પગલું મૂકતાં પહેલાં તમને મારા અંતરની કેટલીક વાતો કહી દેવા ઇચ્છું છું. ઉપરાંત, મને પાકી ખાતરી છે કે આજ સુધી તો મારા લગ્નની વાત જેમતેમ કરીને મેં દૂર ઠેલી છે, પરંતુ મારો અભ્યાસ પૂરો થયા પછી તમારો આગ્રહ એટલો પ્રબળ બનશે કે એ વાતનો કોઇ.ને કોઈ પ્રકારે મારે ફેંસલો કરવો પડશે. મારી પાસે જિંદગીની સલામતીનું આ છેલ્લું વર્ષ છે, તેનો ઉપયોગ જીવન વિષેની

વિચારણામાં હું ગાળવા ઇચ્છું છું. એ વિચારણાનો આરંભ કરતા જ મારે મારા જન્મકાળથી આજ દિન સુધીના જીવન ઉપર દૃષ્ટિ નાખવી પડે છે. હું જોઈ શકું છું કે એ જીવનના ગુણો ને અવગુણો મુખ્યત્વે તમને જ આભારી છે. કેટલુંક મને ખૂબ સુંદર અને ભવ્ય લાગ્યું છે, જે માટે મારું અંતર તમને વંદે છે. કેટલુંક દુઃખદ છે તે માટે હું દુઃખી રહ્યા કરું છું. મારા સદ્‌ભાગ્યે એવું કશું બન્યું નથી કે જેના પરિણામે મારું અંતર તમને શાપ આપે, પરંતુ મારી આસપાસના કેટલા યે કુમારો અને જુવાનોના જીવનમાં, જેમાંથી શાપ જ જન્મે એવી વસ્તુઓ હું જોઈ રહ્યો છું. મારો આ પત્ર તમને–મારા પિતાને જ ઉદ્દેશીને છે છતાં મને આશા છે કે આપણા સમાજના સર્વ પિતાઓને એ ઉપયોગી જણાશે, આંખ ઉઘાડનારો જણાશે, ચોંકાવનારો પણ જણાશે. એ જ રીતે એમાં મારા અંતરની જ વેદના અને ઉલ્લાસ મુખ્યત્વે ભરેલાં છે છતાં એમાં પુત્ર માત્રની અને કંઈક અંશે પુત્રીની પણ મનોવ્યથા અને પ્રેમભક્તિ તમે જોઈ શકશો.

હું તમને ખરેખર તીર્થસ્વરૂપ માનું છું અને તેથી જ એ સંબોધન મેં વાપર્યું છે. તીર્થ કરવા હું જતો નથી અને જવાનો નથી. કારણ કે એમાં મને શ્રદ્ધા નથી. એ સ્થાનોમાંથી ધર્મે હવે વિદાય લીધી છે એમ મને લાગે છે. નવાં તીર્થો હવે રચાઈ રહ્યાં છે, ને એ તરફ મારું મન હમેશાં ઝૂકી રહે છે એટલે તીર્થનું માહાત્મ્ય તો હું સમજું છું અને એ સમજ સાથે જ પિતાજી, તમને હું તીર્થસ્વરૂપ માનું છું. આ પત્રમાં તમને દુઃખ ઊપજે એવું કેટલુંક મારે કહેવું છે એટલે પહેલે જ પગલે મારા મનમાં તમારું સ્થાન કેવું છે તે સ્પષ્ટ કરી દઉં છું. તમે મને પૂજ્ય છો અને મારા પ્રત્યેના તમારા અનંત ઉપકારોનો બદલો વાળવાની મારી તાકાત નથી. તમે અને મારી માતાએ જે પ્રેમથી મારું જતન કર્યું છે તે ન કર્યું હોત તો આ પૃથ્વી ઉપર એક દિવસ પણ જીવવાનું મારા

મારે અશક્ય હતું. મને જીવન આપનાર માતાપિતાનું ઋણ ચૂકી જાઉં એવો કપૂત હું નથી.

અને તેથી જ તમારા કેટલાક વર્તન માટે મને દુઃખ ઊપજ્યું હોવા છતાં, અને એ દુઃખ કદાચ જીવનભર મને સાલશે તે જાણવા છતાં પણ હું તમારો તિરસ્કાર કરતો નથી. કારણ કે હું સાફ જોઈ શકું છું કે મારા જન્મના પ્રથમ દિવસથી આજની ઘડી સુધી તમે મારા પ્રત્યે પ્રેમની લાગણીથી જ જોયા કર્યું છે. તમે જે કંઈ કર્યું છે તે મારું હિત સમજીને જ કર્યું છે. મારા જીવનને નુકસાન પહોંચાડનારું કે મારી શક્તિઓને ક્ષીણ કરનારું તમારાથી જે કાંઈ બની ગયું છે તેમાંનું કશું યે ઈરાદાપૂર્વકનું નથી: એમ હોઈ જ ન શકે. હું તમારો હરીફ કે દુશ્મન થોડો જ છું ? હું તો તમારી ઇચ્છાઓનું, આશાઓનું અને શક્તિઓનું બાળક છું. મારા માટે તમે જે કર્યું છે તે તમારા પોતાને માટે કરો તે કરતાં યે વિશેષ પ્રેમ અને કાળજીથી કર્યું છે.

—છતાં પિતાશ્રી, કેટલુંક એવું બન્યું છે કે જેને પરિણામે મારા જીવન ઉપર બહુ માઠી અસર થઈ છે. ત્યારે તો હું કશું વિચારી શકતો નહોતો, પરંતુ આજે તો વિચારી શકું છું. અને એટલે જ મારી પોતાની અને મારી આસપાસની આજની સ્થિતિ માટે હું ધારું છું કે તમે જ જવાબદાર છો એમ મારે કહેવું જોઈએ. એમાં જે સારું છે અને જે ખરાબ છે તે સઘળાની જવાબદારી તમારી એટલે કે પિતાઓની અને આગળ વધીને કહું તો એમના પણ પિતાઓની છે. દા. ત. આપણા દેશની ગુલામી માટે પણ કોણ જવાબદાર છે ? આ ગુલામી અમારે ત્યાં બાળકો થાય ત્યારે પણ જો ચાલુ રહે અને તેને ભૂંસી નાખવાના પ્રયત્નો, જાનના જોખમે પણ અમે ન કર્યા હોય તો અમારા પુત્ર-પુત્રીઓ માટે અમારી પણ એક જ જવાબદારી છે. હું તો ત્યાં સુધી કહું છું કે તેઓ પોતાને ગુલામ

પિતાના બાળક તરીકે ઓળખાવતાં ભલે શરમાય! ભલે અમારું નામ તેઓ ભૂંસી નાખે!

એ જ રીતે સામાજિક સ્થિતિ માટે પણ તમારી જ જવાબદારી હું માનું છું. તમારી એટલે મારા નામ ઉપર જેમનું નામ લખાય છે તે વ્યક્તિની નહિ, પરંતુ આજની નવી પેઢીના માતાપિતાની–વડીલોની. આ જવાબદારીનો તમે ઇન્કાર કરી શકશો? અમારી આજની સ્થિતિ એ તમારો અમને આપેલો વારસો નથી તો બીજું શું છે? એટલે સૌથી પહેલાં તો મારું દુઃખ આજની સ્થિતિ માટે જ હું વ્યક્ત કરવા ઇચ્છું. મને એમ લાગે છે કે તમે એ માટે તમારા પિતા અને પ્રપિતાને દોષ આપી શકો છો, પરંતુ તમે પોતે પણ એ દોષમાંથી છટકી શકતા નથી. પરંતુ આવી કોઇ જવાબદારીનો તમે કદી વિચાર પણ નહિ કર્યો હોય. તમારી દૃષ્ટિ તમારા નાનકડા કુટુંબથી આગળ ગઈ જ નહિ હોય. સામાજિક સુખદુઃખ અને સમૃદ્ધિ ગરીબીના વારસાની કલ્પના તમને કદી આવી જ નહિ હોય.

પણ મારા આરોપોનો તમે ઇન્કાર તો નહિ જ કરો એમ હું માનું છું. તમને ગુનેગાર ઠરાવવાના હેતુથી આ મેં નથી લખ્યું. પરંતુ અમારા ઉછેરમાં પણ તમે વિશાળ દૃષ્ટિ નથી રાખતા તેનું અમને અને અમારી પ્રજાને કેટલું નુકસાન વેઠવું પડશે તે બતાવવા માટે લખું છું. અમે કંઈક કરવા માગીએ છીએ ત્યારે અમને તેમ કરતાં અટકાવીને કેવું ગંભીર પાપ આચર્યું હતું તે બતાવવાનો મારો હેતુ છે. વ્યક્તિ અને સમાજ એકબીજામાં ઓતપ્રોત ન હોય તો બંનેનું પતન જ થાય. વ્યક્તિ સમાજ પાસેથી બળ ન મેળવી શકે. અને વ્યક્તિના, આંતરિક સહકાર વિના સમાજની તો હસ્તી જ ક્યાંથી હોય!

એટલે દરેક પિતાએ આટલું ખ્યાલમાં રાખવું જોઈએ કે તેઓ જો ખરેખર પિતૃધર્મ બજાવવા માગતા હોય તો તેમણે પોતાના કાળની

સમાજરચનાના દૂષણો દૂર કરવાના પ્રયત્નો કરવા જ જોઈએ. સામાયું. જેક ધર્મનું પાલન કર્યા વિના કોઈ આદર્શ પિતા થઈ શકે નહિ. ગ્નતાની ગંધાતી ગટરોને ચાલુ રહેવા દઈ જે પિતા પોતાના પુત્રને સુખાગ્નની શય્યામાં સુવાડશે તે એને રોગથી બચાવી શકશે નહિ; એ ગંધાતો ગટર સૌને ભરખી જશે.

અને તમે જો તમારા કાળની સામાજિક સ્થિતિ બદલવા માટે કુરબાની આપી હોત તો? તો તમારા પુત્રના ગર્વનો પાર રહેત નહિ. એટલું જ નહિ, એ તમારાથી સવાઈ કુરબાની માટે હમેશાં તત્પર રહેત. તમારે એ ભૂલવું ન જોઈએ કે તમે એને શક્તિનો જે વારસો આપી જાઓ છો એ વારસો વધતો ને વધતો તમારા વંશમાં ઊતરે છે, અને તમારા કુળગૌરવને વધારનારો બની રહે છે. ત્યારે તમે સાચા પિતા બનો છો. તમારું નામ અને કામ તમારા પુત્રો દ્વારા અમર રહે છે.

એટલે મારી તમારી પાસે પહેલી માગણી એ છે કે જે ગર્વ મેં અનુભવ્યો નથી તે હું અનુભવી શકું, જે પ્રેરણા મેં પીધી નથી તે હવે પણ જરાતરા પી શકું અને મારાં નાનાં ભાઈબહેનો એનું પાન કરીને મસ્ત બને એવું કંઇક તમે કરજો. ન કરી શકો તો તમારી નબળાઈને ઢાંકતા નહિ. એનો સ્વીકાર કરજો. આમ કરશો તો અમારો માર્ગ સાફ થશે. જે પ્રેરણાની અમને જરૂર છે તે જગતના પ્રવાહો-માંથી અને આપણા દેશના મહાપુરુષોના જીવનમાંથી મળી રહેશે. અને એ સાથે તમારા આશીર્વાદ હશે જ એટલે તમે જે નથી કરી શકયા તે અમે કરીશું અને તમારા ચિત્તને શાન્તિ આપીશું. પુત્રનો ધર્મ પણ એ જ છે ને? પિતાની શુભ ઇચ્છાઓ જો અધૂરી રહી હોય તો પુત્રે તે પૂરી કરવી જ જોઈએ.

પરંતુ આનો ઊલટો અર્થ ન થાય, જે તમે હમેશાં કરો છો. દરેક પિતા એવી ભૂલો કરતા આવ્યા છે. તેઓ પોતાના બાળક દ્વારા

...ે કરવા ચાહે છે. તેઓ ભૂલી જાય છે કે પ્રથમ તો ...ઇચ્છા ... શુભ હોવી જોઈએ, કલ્યાણકારી હોવી જોઈએ, એમાં ... ... સમાજનું હિત હોવું જોઈએ; અને તે પૂરી કરવા માટે જે જ્ઞાન, જે બળ, જે સંસ્કારની જરૂર છે તે પોતાના પુત્ર-પુત્રીમાં પોતે સીંચેલાં હોવાં જોઈએ. આવું કશું જે કરે નહિ તે પિતાની ઇચ્છા પૂરી થાય ખરી ? એ પછી પુત્ર અને પિતા વચ્ચેના પ્રેમ-સંબંધો નષ્ટ થાય એમાં કશી નવાઇ છે ? પુત્રના દોષો માટે પહેલી જવાબદારી પિતાની પોતાની છે છે તે એમણે કદી ન ભૂલવું જોઇએ.

આટલા ખાતર મારે ન કહેવી જોઈએ તેવી એક વાત હું તમને કહેવા માગું છું. અમે તમારા પુત્રો છીએ અને તમે જ અમને ઉછેરીને મોટા કર્યા છે, આ લખી શકું છું તે શક્તિ આપવામાં પણ તમારો હિસ્સો છે છતાં એટલું સાચું નથી કે મારો જન્મ એક અકસ્માત છે ? તમે મને ઇચ્છતા હશો પરંતુ એ માટે કશી તૈયારી તમે કરેલી ? પિતા થતા પહેલાં મારે શું શું કરવું જોઈએ એ વિચારો આજે મને આવી શકે છે કારણ કે એક બાજુ માગ લગ્નની વાતો થાય છે અને બીજી બાજુ આજની સામાજિક સ્થિતિ, પિતા-પુત્રના સંબંધો, આપણા ભાંગી રહેલાં સંયુક્ત કુટુંબો વગેરે હું જોઇ રહ્યો છું. આ વિષેના આપણા વિચારકોના વિચારોનું પણ હું મનન કરું છું. આ બધા ઉપરથી મને એમ લાગ્યું છે કે તમે મારા માટે કશી જ તૈયારી કરી નહોતી. લગભગ બધા માતાપિતાની આ જ સ્થિતિ છે ને ? જો તૈયારી કરો હોત તો મારો ઉછેર જુદી રીતે થયો હોત, આજે મારામાં સમજણ છે, પણ શક્તિ નથી—તે સ્થિતિ હોત જ નહિ.

એક વાત સ્પષ્ટ કરી દઉં. નહિ કરું તો મેં અસત્ય આચર્યું ગણાશે. મેં ઉપરની જ કંડિકામાં લખ્યું છે કે 'આ લખી શકું છું તે શક્તિ આપવામાં પણ તમારો હિસ્સો છે.' હિસ્સાનો અર્થ એટલો ... ... મને ભણવા દીધો. આવું બધું વાંચવા વિચારવા દીધું.

મારા મગજ અને હૃદયને ગૂંગળાવવાનું દુષ્ટ કાર્ય તમારા હાથે ન થયું. આ શક્તિ આપનાર તો આજના યુગપુરુષો છે. આજના વિચાર-પ્રવાહો છે. આજની પળે પળે પરિવર્તન પામતી દુનિયા છે.

એ જ તમે આપ્યું હોત તો? પણ અહીં મને વિચાર આવે છે કે જે તમારી પાસે નથી તે તમે શી રીતે આપી શકો? પણ એનો પે જવાબ મનમાંથી ઊઠે છે. પિતા થતાં પહેલાં એવી શક્તિ ન મેળવવી જોઈએ? લખવાનું રૂચતું નથી છતાં લખું છું કે જો તમારામાં જ્ઞાન હોત, શક્તિ હોત, સમજણ હોત, પુરુષાર્થ હોત તો હું-તમારો પુત્ર-આજે કેટલો મહાન હોત? એની ભાવનાઓ કેટલી ઊંચી હોત! એનાં સ્વપ્નો કેટલાં ભવ્ય અને સુંદર હોત? એના જીવન ઉપર માનવજાતે કેવી આશાની મીટ માંડી હોત?

પણ એ હોત! આજે તો હું ભાંગેલો છું. સમજ્યો છું પણ સંસ્કાર નથી. અને શક્તિ નથી એટલે તરફડીને જૂના ચીલે જ ચાલ્યો જાઉં છું; હું જાણું છું કે તમને એનો મુદ્દલ અફસોસ નથી. અરે, વિચાર પણ નથી, પરંતુ મને છે-મને લાગે છે કે હું ભારરૂપ જીવન ગુજારી રહ્યો છું.

[ ૨ ]

## અમારો ઉછેર

તમે જેમ મારા પિતા છો તેમ આપણા ઘરના મુખી છો. આપણે હજી સંયુક્ત કુટુંબ રાખીને બેઠા છીએ, પરંતુ એમાંથી સ્નેહનું તત્ત્વ, જે સૌને જોડી રાખે છે તે હવે ખૂટતું જાય છે. હું મારા વિષે વધુ

કંઈ લખું તે પહેલાં આ વિષે થોડું કહી લેવા માગું છું. તમ એથી જરા ખ્યાલ આવશે કે અમે બોલીએ કે ન બોલીએ, પરં અમારા કુમળા મન ઉપર નાનપણમાં જ કેવી અસર તમે પાડો છો !

સૌથી પહેલી વાત મારે એ કહેવાની છે કે દાદાજી જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી તમારી અને એમની વચ્ચે મનનો મેળ થયો જ નહિ. શા માટે આમ બન્યું તે હું જાણતો નથી. દાદાજી સ્વભાવે ઉગ્ર હતા એટલી મને ખબર છે. પરંતુ પિતાશ્રી, તમારો સ્વભાવ પણ શું ઉગ્ર નથી ? આપણે મઝિયારો ન વહેંચ્યો, પણ તમારે જુદા આવીને કેમ વસવું પડ્યું ? જરૂર, દાદાજી સાથે તમને કે મારાં બાને નહિ ફાવ્યું હોય, મોટાં બા પણ કદાચ કારણરૂપ હોય. ગમે તે હોય; એટલી વાત ચોક્કસ ગણાય કે નહિ, કે જ્યારે દાદાજીને અને મોટાં બાને તમારી અને મારાં બાની સેવાની ખાસ જરૂર હતી ત્યારે તમે એ ફરજ ન બજાવી શક્યાં ? કારણ ગમે તે હોય, પણ હકીકતનો ઈન્કાર થઈ શકે એમ નથી.

બીજું, તમે પાંચ ભાઈઓ અને ચાર બહેનો છો, પરંતુ તમારા વચ્ચે કોઇ દિવસ પ્રેમભર્યો સંબંધ અમે જોયો જ નથી. મારાં ફઈબાઓ તો પોતપોતાને રસ્તે ચાલ્યાં ગયાં છે. કાકાઓમાંથી બે કલકત્તા જઈને જુદા જુદા રહી વેપાર કરે છે. બે કાકા અને તમે

મારે આ પ્રશ્નમાં ઊંડા નથી ઊતરવું. માત્ર તમારા ખ્યાલ ઉપર જ આટલું લાવવું હતું અને તમને જણાવવું હતું કે જે ઘરના તમે મુખી છો તે ઘરની ખરી સ્થિતિ આવી છે. આ સ્થિતિ જોયા અને સમજ્યા પછી તમે અમને સ્નેહ, સંપ, આજ્ઞાપાલન, પિતૃસેવા વગેરે વિષે ગમે તેટલી વાતો કરો તેની અમારા ઉપર શી અસર થાય ? મને એમ થાય છે કે તમને કોઈ દિવસ એવો વિચાર આવતો હશે ખરો કે 'જો મેં મારા પિતાની સેવા નથી કરી તો મારા પુત્રો મારી સેવા કેમ કરશે ? એવી ઇચ્છાયે શું કેમ રાખી શકું ? ' પિતૃસેવા, પુત્રની ફરજ વગેરે વિષે હું શું સમજું છું અને માનું છું તે તો યથાવકાશે તમને કહીશ જ, પરંતુ અત્યારે આ એક દૃષ્ટિ તો તમારી પાસે રજૂ કર્યા વિના મારાથી રહેવાયું જ નથી. ઘરના મુખી તરીકે સૌને તમારી પાંખમાં લેવાનું તમારું કર્તવ્ય નથી ! દાદાજીનો સ્વભાવ ગમે તેવો હોય, તેમની સેવાનો તમે ઇન્કાર કરી શકો ? મારાં બાને અને મોટા બાને ન ફાવતું હોય તો મધ્યમ માર્ગ તમારે ન શોધી આપવો જોઈએ ?

પરંતુ આ બધું તો વસ્તુસ્થિતિના પૂરા જ્ઞાન વિના જ હું લખી રહ્યો છું, મારે કહેવાનું એટલું જ છે કે અમારા ઉપર આ બધાંના પરિણામે સારા સંસ્કાર નથી પડતા. અમને એમ થાય છે કે અત્યારે જે રીતે આપણે સંયુક્ત કુટુંબ રાખી રહ્યા છીએ તે રીત ખોટી છે. આ કુટુંબ અંતે તૂટવાનું જ છે. અમારી અને તમારી વચ્ચે ભવિષ્યમાં કેવો સબંધ રહેશે તે વિષે પણ મનમાં ડર રહ્યા કરે છે. આ પત્રથી એ ડર હું વ્યકત કરી દઈશ. એ પછી એ સબંધને સારો રાખવાનું તમારા હાથમાં જ રહેશે. હું તો મારા વિચારો જણાવીને છૂટી જઈશ. હા, એમાં કંઈ દોષ હોય તો તમે અવશ્ય મારું ધ્યાન ખેંચી શકો છો.

મેં તમારી જવાબદારીની થોડી વાત તો કરી દીધી છે. પરંતુ એમાંથી તમે અજ્ઞાન કે અશક્તિ કબૂલ કરીને તમારો બચાવ કરી શકો છો. હવે હું મારા જન્મ પછીની અને કેવળ મારી જ વાત કરવા

માગું છું. સમાજની અને જન્મ પહેલાંની વાત હવે પૂરી થઈ.

તમે મને કહો કે મારા જન્મ વખતે તમારા મનમાં આનંદ અને મને ઉછેરવાની નહિ જેવી ચિંતા સિવાય બીજી કોઈ લાગણી જન્મેલી ? તમને એમ થયેલું કે પરમાત્માએ પોતાનો એક અંશ તમને સોંપ્યો છે ? તમને એમ થયેલું કે મારા કબજામાં, મારા ખોળામાં એક એવો જીવ આવ્યો છે કે જેને હું ધારું તો દેવ બનાવી શકું: ધારું તો રાક્ષસ બનાવી શકું ? તમે જન્મદાતા છો, પણ મારે કહેવું જોઈએ કે કોઈ પિતા આ વિચાર કરતા જ નથી, એમને લાગવું જોઈએ કે અમારું જીવન, મરણ, આરોગ્ય, અનારોગ્ય, શિક્ષણ, સંસ્કાર, જ્ઞાન, જડતા, માનવતા, પશુતા એ બધું સરજવાનું એમના જ હાથમાં છે. જો આમ લાગે તો અમારા તરફની એમની દૃષ્ટિ જ બદલાઈ જાય. અમને જે લાડ લડાવવામાં આવે છે તેમાં યે ફેર પડે. અમે એમના આનંદનું, સુખનું, અભિમાનનું સાધન મટી જઈએ. એક કલાકારના હાથમાં રંગ અને પીંછી હોય, શિલ્પીના હાથમાં પત્થર અને ટાંકણું હોય, કવિના હૈયામાં ભાવના અને કલ્પના હોય અને પછી જે સર્જન થાય એ કેટલું પ્રાણવાન હોય ! અમારા માતાપિતા માટે પણ આમ જ હોવું જોઈએ. આ જે હું તમને કહી રહ્યો છું તે જ મારી માતાને પણ કહું છું અને તેમાં મારી બહેનનો પણ સૂર સામેલ છે

શા કારણે તમે અમારા ઉછેરમાં જોઈએ તેવું ધ્યાન આપતા જ નથી ? કલાકારના મનમાં ચિત્રની કલ્પના હોય, તમારા મનમાં શું હોય છે ? તમે શું એમ માનો છો કે અમે જન્મથી જ સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવીએ છીએ ? અમે અમારો વિકાસ સ્વયંસ્ફુરણથી કરી લઈશું ? વાત તો ખોટી નથી, પરંતુ એ માટે તમારે જે કરવું જોઈએ તે કરો છો ? એવી તમને ખબર પણ છે ? અમારું વ્યક્તિત્વ છે છતાં અમે તમારા જ લોહી–માંસમાંથી પેદા થયાં છીએ અને તમારા ગુણો–અવગુણો અમને વળગેલા જ હોય છે–બરાબર પેલા કલાકારની પેઠે જ, એટલે

તમારે તો અમારા ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ. તમારા જીવનની જે ત્રુટીઓ હોય તે અમારામાં ન રહે, જે ખામીઓ હોય તે દૂર થાય, જે નવાં તત્ત્વો આવશ્યક હોય તે અમારામાં દાખલ થાય. આ માટે તમારે ખાસ પ્રયત્નો કરવા જોઈએ.

વળી તમે કહેશો કે આવું કંઈ અમે સમજતા નથી. સાચી વાત હશે, છે. પણ હવે સમજશો ખરા ! મારાં નાનાં ભાઈ–બહેનો તરફ આ નવી દૃષ્ટિએ નીરખશો ! જો એમ કરશો તો અમારા વિષે તમારે ખૂબ વિચારવું પડશે, વાંચવું પડશે. અવલોકન કરવું પડશે; અમારા બધા ચેનચાળાનું પણ તમારે નિરીક્ષણ કરવું પડશે. રખે, તમે એમ માનતા કે એ બધું શુષ્ક છે અથવા તો કઠિન છે. હું જાણું કે તમારા પાસે બહુ સમય નથી. હું એ પણ જાણું છું કે આ દેશનાં ઘણાંખરાં માતા-પિતાનું જીવનકાર્ય કમાવામાં અને ખાવાનું મેળવવામાં જ ખતમ થાય છે. આ દુર્ભાગ્ય આપણે બદલવું જ છે. તમે જો દૃષ્ટિ કેળવશો અને અમારો વિકાસ કરવાનો વિચાર સતત તમારા મન સમક્ષ રાખશો તો તમને જે કંઈ વખત મળશે, જે કંઈ અનુકૂળતા મળશે તેનો લાભ અમને મળ્યા વિના રહેશે નહિ. એમાંથી જ આપણા દુર્ભાગ્યનો અંત આવશે.

આ હું તમને જ નહિ, સૌને કહી રહ્યો છું. હું જાણું છું કે તમારી સ્થિતિ તો બીજા અનેક માતાપિતા કરતાં સારી છે. તમે જો ઇચ્છો તો આજે જ પિતૃધર્મનો સ્વીકાર કરી શકો; જરૂર છે તમારી ઇચ્છાની. એ ઇચ્છા હવે નહિ કરો ! અમને શું પશુની પેઠે જ મોટા થવા દેશો ? ગાય કે બળદ કદી એનાં બચ્ચાં માટે વિચાર કરતાં નથી, સ્વયંપ્રેરણાથી જે થાય તે કર્યે જાય છે. આપણે–બુદ્ધિશાળી માનવો–સ્વયંપ્રેરણાનું સ્થાન રૂઢિને, પ્રચલિત પદ્ધતિ અને રૂઢ માન્યતાને આપ્યું છે. તમે એમ જ કરો છો ને? જે સામાજિક વર્તુલ વચ્ચે તમે જીવો છો. ત્યાં જે રીતે બાળકને ઉછેરાય છે, કેળવાય છે, કેળવણી અપાય છે તે જ રીતે તમે કરો છો. બીજાં માબાપો વળી બીજા વર્તુળ પ્રમાણે

વર્તે છે. કલાકારની મૌલિકતા દેખાતી જ નથી એટલે ચારે બાજુ માનવ નહિ, પણ માનવનાં બીબાં જ દેખાય છે.

એટલે તમે અમને કેળવણી એવી આપો કે જેથી અમારી તમામ શક્તિઓ ખીલી ઊઠે. આ જગતમાં માનભેર જીવવા માટે, જગતમાં જ્યાં જ્યાં અનિષ્ટ જોઈએ ત્યાં તેની સામે લડવા માટે ચારે બાજુ પ્રેમનું વાતાવરણ સર્જવા માટે જે જે તાલીમ જરૂરી હોય તે અમને મળવી જોઈએ. આ માટે તમારે પોતાએ કેટલુંક ત્યાગવું પડશે. પરંતુ એ વિનાનું જીવન એ જીવન છે ?

તમે સમજી ગયા હશો કે અમારા ઉપર સૌથી પહેલી અસર તમારી–અમારાં માતાપિતાની થાય છે. જે દિવસે અમે જીવરૂપે માતાના ઉદરમાં આવીએ છીએ તે દિવસથી આ અસર થવા માંડે છે. જેને શિક્ષણ કહેવામાં આવે છે તે તો ઘણું મોડું અમને પ્રાપ્ત થાય છે. અને એટલે જ એ પહેલાં અમારું માનસ અમુક વલણ લેવા માંડે છે. એ વલણનો બધો આધાર તમે, તમે માતાપિતા જ છો. તમે એ ગંભીરતા નથી સમજતાં તો, તમારો ગમે તેટલો પ્રેમ હોવા છતાં, અમારું તો આવી જ બને છે.

એ પછી અમે આંગણામાં, શેરીમાં રમવા માંડીએ છીએ પણ તમે કદી જુઓ છો ખરા કે અમે ક્યાં રમીએ છીએ, શું રમીએ છીએ ? રમીને શું મેળવીએ છીએ ? રમત અમારે જોઈએ જ; એ જ અમારી કેળવણી છે. અમારી એકેએક ઇંદ્રિય વિકાસ માટે આતુર હોય છે. પણ તમે ક્યાં તેની પરવા પણ કરો છો ? તમે તો નિરાંત મેળવવા માટે જ અમને રમવા મોકલો છો. અને અમારી સાથે જ્યારે તમે હો છો ત્યારે પ્રેમ વરસાવ્યા સિવાય શું કરો છો ? બચીઓના વરસાદ વરસાવવાથી કે અમને વહાલભર્યાં સંબોધનો આપવા માત્રથી અમારું શું ભલું થાય ? તમારે અમારા તલસાટને સમજવો જોઈએ.

અને પછી તમે અમને શાળામાં મોકલો છો. શા માટે ? એનો વિચાર તમે કરતા નથી. તમારી કલ્પનાશક્તિ તમારાથી તમારા વર્તુલથી આગળ જતી જ નથી. શાળામાં જવું તો સારું છે, પણ અમે શું શીખશું, અમારી વૃત્તિ શી છે, અમારી જિજ્ઞાસા શું માગે છે, અમારો તલસાટ શાને માટે છે એનો પણ વિચાર કરવો જોઈએ ને ? ગમે તેમ કરી, ટીંગાટોળી કે મારપીટ કરીને પણ અમને શાળામાં મોકલવાથી અમે કક્કો બારાખડી શીખીએ છીએ ખરા; એકડા-બગડા પણ અમને આવડી જાય છે, પણ અમે બદલામાં કેટલું હીર ગૂમાવી બેસીએ છીએ તે તમે જાણતા નથી. પરિણામે સ્વયંસ્ફૂર્તિનું બળ ઓછું થવા માંડે છે, થનગનાટ-વિકાસ માટેનો થનગનાટ પણ ધીમે ધીમે શમવા લાગે છે.

અને આ બધા સમય દરમિયાન તમારી-અમારાં માતાપિતાના જીવનની અસર તો અમારા ઉપર પડયા જ કરે છે. આપણી શેરી પણ એની ધૂળ અમારા ઉપર ઉડાડે છે. કાકા, મામાના અને પાડોશીનાં છોકરાંઓ પણ એનો સ્પર્શ અમને આપી જાય છે અને આશ્ચર્યકારક રીતે આ બધાં તરફ તમે આંખો બંધ જ રાખો છો. તમે ધ્યાન એટલું જ રાખો છો કે અમે મોટા થઈએ, તમારા જેવા થઈએ, તમારી આશાઓ પૂરી કરીએ.

[ ૩ ]

## બે યુગોનું જોડાણ

**મા**ત્ર મારી અને તમારી વચ્ચે જ નહિ પરંતુ ઘરઘરમાં પિતા-પુત્રો વચ્ચે જે પ્રશ્નો વિષે ઘર્ષણ થયા કરે છે તે વિષે થોડું

લખવા માગું છું. લગ્નનો સવાલ હમણાં હું બાજુએ રાખીશ. એ પ્રશ્ન અંગે અમારે અમારા પિતાઓને ઘણુંખરું કહેવાનું છે. પરંતુ એ સિવાયના પણ અનેક પ્રશ્નો એવા છે કે જે વિષે તમે અમારું મન જાણતા નથી અને તમારો આગ્રહ અમે સમજી શકતા નથી. ઉપરાંત, જે યુગમાં તમે અને હું જીવીએ છીએ તે યુગનું મહત્ત્વ જાણવું પણ આપણા સંબંધો માટે ઇષ્ટ છે.

પિતાશ્રી, અવિનય થાય તો ક્ષમા કરશો. પરંતુ એક જ વાક્યમાં એક સત્ય તમારા પાસે હું ઉચ્ચારી દેવા માગું છું. હું માનું છું અને લગભગ તમામ વિચારકો પણ માને છે કે એક યુગ, જેના તમે પ્રતિનિધિ છો અને વારસ છો, તે હવે ખતમ થઈ ગયો છે અને બીજો યુગ, જેનું હું ફરજંદ છું તેનું પ્રભાત અત્યારે ઊઘડી રહ્યું છે. આ બીજા યુગમાં જે કંઈ છે તે બધું જ સારું છે એમ તો હું કહી શકતો નથી, પરંતુ પહેલા યુગમાં યે બધું ઉત્તમ છે એમ તમે કહી શકશો નહિ. દરેક યુગનું મહત્ત્વ એ કાળમાં પ્રવર્તી રહેલા વિચારોમાં રહ્યું છે. હું એમ માનું છું કે તમારા યુગમાં જે વિચારોનું મહત્ત્વ હતું તે આજે રહ્યું નથી: એ વિચારોમાંથી જીવનતત્ત્વ ખલાસ થયું છે. તમે સમાજના સુખ અને સમૃદ્ધિ અર્થે જે કંઈ કર્યું તે માટે આભાર, પરંતુ હવે એ જ માર્ગે કશું વિશેષ થઈ શકે એમ નથી. વિચારોનો પ્રવાહ હવે અટકી ગયો છે. જે સરિતા હતી તે હવે માત્ર રેલો જ રહ્યો છે, નવા યુગનું નવું ઝરણું અત્યારે ફૂટી રહ્યું છે તેનું પણ કાળે કરીને એવું જ થશે. આ નવા વિચારો પણ જ્યારે ઉત્ક્રાંતિનો અનુભવ નહિ કરતા હોય, પરિસ્થિતિનું તોલન કરી નવા પ્રવાહો માટે માર્ગ નહિ ઉઘાડતા હોય ત્યારે તેનું પણ મૃત્યુ થશે. પરંતુ એ દિવસોને હજી વાર છે. અત્યારે તો અમે પહેલું પગલું જ માંડી રહ્યા છીએ. આ પગલાંના જે જોખમો તમે વર્ણવો છો તેનું અમને ભાન છે, પરંતુ જોખમ વિના, અને આગળ વધીને કહું તો

ભૂલો કર્યા વિના, આ જગતમાં કઈ વ્યક્તિ, કઈ પ્રજા, કયો યુગ પ્રગતિ સાધી શક્યો છે? ભૂલો થશે, જરૂર થશે. કેટલીક વાર તો જૂના યુગના પુનિત સ્મારકો ઉપર પ્રહારો કરવાનું પાપ પણ અમે કરી બેસશું, પરંતુ એ બધું અનિવાર્ય છે, એમ થશે, થવું જ જોઈશે. એ વિના અમારું વિચારઝરણુ આ પૃથ્વી ઉપર માર્ગ મેળવી શકશે નહિ./

ફરીને સ્પષ્ટ કરવા માગું છું કે અમે જ સાચા છીએ અને તમે જે કહો છો અને કરો છો તે બધું જૂઠું છે એમ કહેવાનો મારો આશય નથી. કોણ સાચું અને કોણ જૂઠું તેનો નિર્ણય આજે થઈ શકશે નહિ. ભાવિનો ઇતિહાસકાર જ એ બધું નક્કી કરશે. એટલી વાત તમે કબૂલ કરશો કે છેલ્લાં બેત્રણ હજાર વર્ષોનો જે ઇતિહાસ આપણે જાણીએ છીએ તેમાં આવાં યુગપરિવર્તનો આવ્યાં છે. એ પરિવર્તનો જેમ અચાનક આવતાં નથી તેમ એનું કારણ અકસ્માતે નથી. આકાશમાં બેઠેલા કોઈ ઈશ્વરના તરંગનું પણ એ પરિણામ નથી. આ પરિવર્તનો આવે જ છે, જેમ અંધકારભરી રાત્રી પછી દિવસ આવે છે તેમ જ. આપણા દુર્ભાગ્ય એ છે કે એવું પરિવર્તન લાવવા માટે જે વ્યક્તિ કે વ્યક્તિઓ પ્રયાસ કરે છે તે પોતાના કાળમાં ધિક્કારને પાત્ર ઠરે છે. કોઈને વધસ્થંભ ઉપર ચડવું પડે છે. કોઈને ઝેરના પ્યાલા પીવા પડે છે. કોઈને વનવન રઝળવું પડે છે. કોઈને તપસ્યા પાછી કરી કરીને કાયા ગાળી નાખવી પડે છે. પરંતુ જ્યારે એ વ્યક્તિઓના જીવનની સંધ્યા આવે છે ત્યારે એમના પૂજનનો પ્રારંભ થાય છે અને એમના મૃત્યુ પછી એ દેવ બની જાય છે. એ સમયે એમના વિચારોને જે અનુસરે છે તે જ શિષ્ટ અને સાચા માનવીઓ મનાય છે. જે વિરોધ કરે છે ત્યારે તિરસ્કારને પાત્ર ઠરે છે. આવી અજબ છે આપણી દુનિયા!

આજે જે બળવાખોરો તરીકે ઓળખાય છે તેવા જ બળવાખોરો

મંદિરોમાં પુજાય છે. એવા જ બળવાખોરોના ઉપદેશો ઘરઘરમાં વંચાય છે. જો આ બધુ સાચું હોય તો તમે એવી આશા કેમ ન રાખી શકો કે આજના જે વિચાર-પ્રવાહો તમને અકળાવે છે તે જ આવતી કાલે આપણા સમાજના જીવનપ્રવાહોના રૂપમાં બદલાઈ જશે! જે યુગ તરફ તમે ભયભરી નજરે જુઓ છો તે યુગ જ્યારે પોતાનું આસન જમાવી દેશે ત્યારે જગતના તમામ લોકો તેની પાસે મસ્તક ઝુકાવશે.

આપણા સૌનું કેવુ દુર્ભાગ્ય છે કે જે થવાનું જ છે તે ન થવા દેવાના મિથ્યા પ્રયત્નો કરીને આપણે આપણી શક્તિઓને ક્ષીણ કરીએ છીએ? જેના ઉપર આપણા સુખનો અને જીવનનો આધાર છે તેની સાથેના જ પ્રેમસંબંધો આપણે બગાડી બેસીએ છીએ! તમે જાણો છો કે આજે લગભગ તમામ પિતાઓને ખાતરી થઇ ગઈ છે કે કેટલીક બાબતોમાં એનો પુત્ર એમનું માનવાનો નથી. એટલું જ નહિ, પણ એમને પૂછ્યા વિના જ પોતાનું ધાર્યું કરવાનો છે. આમ છતાં તેઓ એ સ્થિતિને નિભાવી લેવાને બદલે દુઃખી થાય છે અને બીજાને દુઃખી કરે છે. ઓછામાં ઓછું એમની પાસે એટલું ન માગી શકાય કે નવા યુગમાં જે અનીતિકર નથી, અસત્યમય નથી, ધર્મના સાચા અર્થમાં અધાર્મિક નથી તે તો એ સહન કરી લે. જે પિતા આમ કરે છે તે એના પુત્રના અંતરમાં કેવુ મહાન સ્થાન ભોગવે છે તે જણાવવાની જરૂર છે ખરી? પરંતુ કેટલા જૂજ કુટુંબોમાં આવું દૃશ્ય નજરે પડે છે છે!

એમ કહેવાય છે કે આજનો કાળ એ સંક્રાંતિ કાળ છે. બે યુગનું અત્યારે જોડાણ થઇ રહ્યું છે. એક વિદાય લે છે, બીજો આવવાની તૈયારી કરે છે. હું કહું છુ કે આ માન્યતામાં થોડો ફેરફાર કરવાની જરૂર છે. મારી ધારણા પ્રમાણે તો એક યુગ હવે પૂરો થઇ ગયો છે. જે બાકી છે તે તેના નિર્જીવ અવશેષો જ માત્ર છે. બંને

યુગ વચ્ચેના જબરદસ્ત સંઘર્ષનો કાળ આપણે વટાવી ગયા છીએ. આપણા જ સમાજની વાત કરીએ તો જે વિચાર કે વર્તન વીસ વર્ષ પહેલાં અસહ્ય મનાતાં તે આજે સહ્ય બની ગયાં છે. જૂના યુગનું જોર હવે રહ્યું નથી. નવા યુગનાં કિરણો આખી પૃથ્વી ઉપર પથરાઈ ગયાં છે. અત્યારે બંને વચ્ચે જે અથડામણો દેખાય છે તે સાવ મામુલી છે એટલું જ નહિ, પરંતુ હાસ્યજનક પણ છે. જૂના યુગના જે પ્રતિનિધિઓ હજી યે તેને સાચવવા માટે તનતોડ પ્રયાસો કરી રહ્યા છે તેમની કદર કરનાર હવે કોઇ રહ્યું નથી. તેઓ એક કાળમાં પૂજ્ય મનાતા તે હવે હાંસીપાત્ર બની રહ્યા છે.

આ નક્કર હકીકતને આધારે જ હું કહેવા માગું છું કે હવે તો પિતા અને પુત્ર વચ્ચે–જૂના અને નવા યુગ વચ્ચે સમાધાન થઈ જ જવું જોઈએ. જો આ અથડામણો ચાલુ જ રહેશે તો જૂના યુગે પોતાના આરંભકાળે જે કંઈ સિદ્ધિઓ મેળવી છે તેનો લાભ નવા યુગને મળશે નહિ. નવા યુગના લોકો જૂના યુગનું જે કંઈ હશે તેનો નાશ કરવાની ઇચ્છા સેવશે, પરિણામે સૌ કોઈને હાનિ જ પહોંચશે. જો તમે એમ ઈચ્છતા હો કે નવા યુગમાં અવિનય ન હોવો જોઈએ, જૂનાનું જે સારું છે તે તેણે ગ્રહણ કરવુ જોઈએ, તમે પરિશ્રમ કરીને જે મેળવ્યું છે તેમાં અમારે વૃદ્ધિ કરવી જોઇએ. તો હું કહું છું કે તમારે અમારા પાસે કંઈ પણ કરાવવાનો આગ્રહ છોડી દેવો જોઈએ. અમને બધી વસ્તુઓનું મૂલ્ય આંકવાની સ્વતંત્રતા આપી દેવી જોઈએ. જેમ જેમ તમારો આગ્રહ મોળો પડતો જશે તેમ તેમ તમારામાં શું સારું છે તે શોધવાની વૃત્તિ નવા જમાનામાં તીવ્ર થવા માંડશે. તમે અમુક કરાવવાની હઠ જ પકડી રાખશો તો સામા પક્ષે, એવું નહિ જ કરવાનો ક્રમભાગ્ય નિશ્ચય પેદા થશે.

આ બધું લખતાં એક ભય સતત મારા મન સમક્ષ રહ્યા કરે છે તે તમને જણાવી દઉં. સંભવ છે કે તમે તમારા જમાનાનું જે કંઈ

છે તે બધું શુભ અને કલ્યાણકારી જ સમજતા હો. તમને પોતાને તો હું ઓળખું છું; તમે એવું માનતા નથી, પરંતુ એવું માનનાર પિતાઓની સંખ્યા હું માનું છું કે ઓછી નથી. એ સૌને દષ્ટિમાં રાખીને મારે એમને પૂછવું જોઈએ કે અત્યારે જે દશા આપણા દેશની, સમાજની, જ્ઞાતિની, કુટુંબની અને વ્યક્તિની છે તેને તમે શુભ અને કલ્યાણકારી કહી શકો છો? જો આ પ્રશ્નનો જવાબ 'હા' છે તો મારે એમની સાથે વાત સરખી પણ કરવી નથી. હું એમ માનીશ કે તેઓને આંખ ન હોવાને કારણે તેઓ અંધકાર અને પ્રકાશનો ભેદ સમજતા નથી. એમની વિવેકબુદ્ધિ નષ્ટ થયેલી હોવાથી શુભાશુભનો ખ્યાલ એમને આવી શકતો નથી. જે દુઃખને સુખ સમજે અને મૃત્યુને જીવન સમજે તેઓની સાથે કોઈ પ્રકારની વિચારણા જ શકય નથી. એવાં જે વડીલો હોય, પિતા હોય, માતા હોય તેમનો વિરોધ કરવો એ જ પુત્રનો સાચો ધર્મ હોઈ શકે. એમની એવી માન્યતાને તાબે થવામાં એમનું, અમારું કે સમાજનું કોઈ પ્રકારે શ્રેય થઈ શકે નહિ.

પરંતુ મને આશા છે કે મોટા ભાગના પિતા આજની સ્થિતિને શુભ અને કલ્યાણકારી કહી શકશે નહિ. પોતાના સ્વાર્થને ખાતર એક બ્રાહ્મણ અસ્પૃશ્યતાનો બચાવ કરી શકશે. પરંતુ સમજ પામેલો ભંગી પિતા તો એના પુત્ર પાસે કબૂલ કરશે જ કે એવી દશાનો સત્વર અંત આવવો જોઈએ. આજે જે દુઃખ છે, જે અજ્ઞાત છે, જે ગુલામી છે, જે દારિદ્ર્ય છે, જે જડતા છે, જે અનારોગ્ય છે એ બધાનું કારણ કોણ છે? કોણે આ સ્થિતિ ઉત્પન્ન કરી છે? આપણા સમાજની આજે જે કરુણાજનક દશા છે તેને માટે જવાબદાર કોણ છે? સુખ, સંપ કે પ્રેમનું અસ્તિત્વ જ નજરે પડતું નથી. આખી પ્રજા પાયમાલ છે. સ્ત્રીઓ ગુલામીમાં સબડે છે. બાળકો કરુણ મોતે મરે છે. વૃદ્ધોને સાચવનાર કોઈ નથી. સામાજિક રૂઢિઓ સૌને ભરખી ખાય છે. કંગાલિયતનો અંત કયાંય દેખાતો નથી. આ

બધું એમ ને એમ હસ્તીમાં નથી આવ્યું. જે આ સ્થિતિને નિભાવે છે તે એમ શી રીતે કહી શકશે કે 'જે છે તે ઇષ્ટ છે, એમાં ફેરફાર કરશો નહિ.' એમ પણ કેમ કહી શકે 'જે આ અંધકારને દૂર કરવાનો પ્રયાસ કરશે તે અમારો વિરોધી બનશે?'

આમ બધી રીતે વિચાર કરતાં એટલી વાત તો સ્પષ્ટ થાય જ છે કે જૂનો યુગ ખતમ થયો છે. કોઈ કહેતું હોય કે નથી થયો તો એ તત્કાળ થવો જોઈએ, એની હસ્તી માટે હવે કોઈ કરતાં કોઈ કારણ રહ્યું નથી. એમાં જે કંઈ સારું છે—હા, સારું છે જ, માટે તો એ યુગ આટલો સમય ટકી શકયો—તેનું નવા યુગે રક્ષણ કરવું જોઈએ અમે તમારા પાસે એટલી જ માગણી કરીએ છીએ કે બધું સાચવી રાખવાની વૃત્તિ તમે છોડો અને બધાનો નાશ કરવાની જે વૃત્તિ અમારામાં ઘણી વાર જાગ્રત થઈ આવે છે તે અમે છોડીએ. જો આમ થશે તો આ નવો યુગ સુવર્ણમય બની શકશે.

તમે પ્રશ્ન ઉઠાવશો કે એમ શી રીતે થઈ શકે? એનો જવાબ હું આપી ચૂકયો છું. ફરીને કહું કે આપણે એક સિદ્ધાંત નક્કી કરી લઈએ. તમારી અને અમારી માન્યતાઓ એ સિદ્ધાંતની કસોટી ઉપર ચડાવીને જોઈએ અને પછી તેનો સ્વીકાર કરીએ. આ સિદ્ધાંત છે સત્યનો: જે સાચું છે તે જ શુભ છે અને તે જ કલ્યાણકારી છે. એમાંથી જ પ્રેમનો ઉદ્ભવ થાય છે. એમાંથી જ અનિષ્ટનો નાશ કરવાની અને ઇષ્ટનું સર્જન કરવાની શક્તિ ઉદ્ભવે છે. આ સત્યની કસોટી ઉપર આપણી વચ્ચે ઊઠતા તમામ પ્રશ્નોને આપણે તપાસી લઈએ. મને આશા છે કે મારી આ વિચારણાનો તમે વિરોધ નહિ કરો. જો એમ જ હોય તો ચાલો, આપણે આપણા નિત્યજીવનના પ્રશ્નોનું અવલોકન કરીએ.

[ ૪ ]

# આજ્ઞાપાલનની મર્યાદા

સત્ય અને નીતિની કસોટી સાથે આપણી વચ્ચેની અથડામણોનો હવે વિચાર કરીએ. જે જે પ્રશ્નો વિષે આપણે એકબીજાનો વિરોધ કરીએ છીએ, કયારેક લડીએ છીએ અને કયારેક સમસમીને બેસી રહીએ છીએ તે બધા જ પ્રશ્નો ચર્ચવાનું આ પત્રમાં શકય નથી, પરંતુ જીવનના મેરુદંડ સમા જે મહત્ત્વના પ્રશ્નો છે તેની જ હું ચર્ચા કરીશ અને આશા રાખીશ કે જો એટલી બાબતોમાં આપણી વચ્ચેનો મતભેદ નાશ પામશે તો બીજા ગૌણ પ્રશ્નોનું નિરાકરણ આપોઆપ આવી જશે.

સૌથી પહેલાં તો તમારી દૃષ્ટિમાં મારું સ્વતંત્ર વ્યકિતત્વ કંઈ છે કે કેમ તે જ હું સમજવા માગું છું. હું દુઃખપૂર્વક જાણું છું કે મુદ્દલ જ નથી. હું પ્રણામપૂર્વક તમને પૂછી શકું કે શા માટે મારા વ્યક્તિત્વનો જ તમે ઈન્કાર કરો છો? જો આ એક જ માગણી હું તમારા પાસે સ્વીકારાવી શકું તો બીજી બધી જ બાબતો વિષે હું નિશ્ચિંત બની જઈશ. આ પત્રના આરંભમાં જ આ વિષે થોડું લખી નાખ્યું છે. એમાં તો મારી માગણી છેક બાલ્યકાળમાં પણ મારા વ્યકિતત્વનો સ્વીકાર કરવાની છે. તમે એમ કરી શકશો? એમ ન કરી શકો તો કૃપા કરી મારામાં સમજશકિત આવે ત્યારે તો તેનો સ્વીકાર કરો. હું તમારું બાળક છું અને તમારામાંથી જ મારું સર્જન થયું છે છતાં એ વાત સાચી નથી કે હું તમારાથી સાવ ભિન્ન પ્રકારનો પણ હોઈ શકું! કેટલા પિતા અને પુત્ર એક જ પ્રકારના મળી આવે છે? અને એક જ લોહીમાંસમાંથી જન્મેલાં કેટલાં ભાઈબહેનો સરખી જ પ્રકૃતિ અને આકૃતિ ધરાવે છે?

હું તમારો છું છતાં યે તમારાથી ભિન્ન છું તે તમારે સમજવું જોઈએ. મારા ઉપર જેમ તમારી–મારા પિતાની અસર થાય છે તેમ આ વિશ્વના તમામ સજીવ અને નિર્જીવ તત્ત્વોની પણ અસર થયા જ કરે છે. હું એક રીતે કોઈનો જ નથી અને બીજી રીતે તમામ વિશ્વનો છું.

અને પિતાજી, તમે તો કર્મના સિદ્ધાંતમાં પણ માનો છો. જો માન્યતા પ્રમાણે તો મારું જીવન મારા જન્મકાળથી નહિ, પણ અનંત વર્ષોથી શરૂ થઇ ચૂકેલું છે. તમારે ત્યાં મેં જન્મ લીધો તેથી એ પ્રવાહ અટકી શકતો નથી. હું મારી તમામ મૂડી સાથે જ તમારે ત્યાં આવું છું. મારાં કર્મો મને પ્રેરે છે અને મારો આત્મા મને દોરે છે. તમારે તો મને સત્યમાર્ગ માટે માત્ર અનુકૂળતા જ કરી આપવી જોઈએ ને?

પણ કર્મના તત્ત્વજ્ઞાનમાં મારે ઊંડા ન ઊતરવું જોઈએ. તમે સમજી શક્યા હશો કે દુનિયામાં કોઈ બે વ્યક્તિ એક સરખી મળતી નથી. ઝાડ ઉપરના બે પાંદડાં પણ એક સરખાં નથી. કુદરતે સૌ કોઈને જુદું જ વ્યક્તિત્વ બક્ષ્યું છે. પ્રભુની કહો, કુદરતની કહો, એ જ વિશેષતા છે. પ્રભુ અનેક રૂપે આ વિશ્વમાં પ્રગટ થવા ઇચ્છતા હોય એવું દેખાય છે!

એટલે મારી જે સ્વતંત્ર પ્રકૃતિ છે તેને જ તમે પ્રગટ થવા દો. આજે તો હું યુવાન થયો છું. હવે કેવળ પ્રકૃતિનો સવાલ નથી, મારી માન્યતા અને મારી સમજનો પણ સવાલ છે. કોઇ માણસ પૂર્ણજ્ઞાન તો કદી પ્રાપ્ત કરી શકતો જ નથી. પરંતુ જીવન જીવવા માટે અનિવાર્ય ગણાય એટલું જ્ઞાન હવે મને મળી ગયું ગણાય. મારાં આ જ્ઞાનની, ઉંમરની, શક્તિની, તમારે કદર કરવી જોઈએ. હું તો ત્યાં સુધી કહું છું કે ઘરના તમામ પ્રશ્નોમાં માત્ર મને રસ લેતો જ નહિ, પણ અભિપ્રાય આપતો અને તે પ્રમાણે વર્તતો તમારે કરવો જોઈએ. એ ન બની શકે, એમ કરવામાં તમારું મન ન માને તો ઓછામાં ઓછું

મારા પોતાના પ્રશ્નો વિષેનો નિર્ણય તો મારા ઉપર જ છોડવો જોઇએ. સંભવ છે કે એ નિર્ણય તમારા નિર્ણયથી વિરુદ્ધનો હોય, સંભવ છે મારા જીવન માટે અહિતકર હોય, સંભવ છે કે મને મહાન જોખમમાં મૂકી દેનાર હોય-છતાં યે જો મારે મારું વ્યક્તિત્વ ખીલવવુ હોય તો એ નિર્ણય પ્રમાણે જ ચાલવું જ જોઈએ. તમે કે કોઈ ભાગ્યે જ એમ કહી શકશો કે તમારા બધા નિર્ણયો સાચા અને સારા જ હોય છે. જો સૌ કોઇ ભૂલ કરે છે તો હું યે કેમ ન કરું? જીવનમાં અનુભવ મેળવવાનો એ જ સાચો માર્ગ નથી?

આવું તો ક્યારે થઈ શકે? તમે જો મારા વ્યક્તિત્વનો સ્વીકાર કરો. મને હવે નાનો ભાઇ કે મિત્ર માનો. તમે આટલા વર્ષમાં જે કંઈ સંસ્કારો આપ્યા છે તે ઉપર શ્રદ્ધા રાખો. આમ થાય તો જ હું સ્વતંત્ર નિર્ણય કરતો કરતો મારી શક્તિઓને વિકસાવી શકું.

પરંતુ તમે અને મોટા ભાગના પિતાઓ આમ કરી શકતા જ નથી. સ્વેચ્છાએ તો પોતાના પુત્રના હાથમાં, ઘરની શું, એના પોતાના જીવનની લગામ પણ સોંપતા નથી. પુત્ર જ્યારે બળપૂર્વક એ લગામ ઝૂંટવી લે છે ત્યારે કેટલાક પિતાઓ પરિસ્થિતિ પારખી લઈને ચૂપ રહે છે અને કેટલાક ત્યારે પણ લડવા-ઝૂડવાનું ચાલુ રાખે છે. હું તમને જણાવું કે આમ શાથી બને છે? લગામ ન છોડવાની તમારી મનોવૃત્તિની પાછળ પડેલાં કારણો જો હું સ્પષ્ટ કરું તો મને માફ કરશો? મને વિશ્વાસ છે કે એ કારણો તમને સાચાં જ લાગશે અને તમે જો સમાધાન ઈચ્છતા હશો તો એ જાણીને થોડી શરમ પણ અનુભવશો.

આ રહ્યાં એ કારણો:

અમારો જન્મ થાય છે તે પહેલાંથી જ અમારી કલ્પના કરી તમે આનંદ મેળવો છો અને અમારા ઉપર પ્રેમ વરસાવો છો. જન્મ

પછી તમે ગમે તેટલી મુસીબતો સહન કરીને પણ અમને ઉછેરો છો. આ બધું તમે જેટલા પ્રમાણમાં પ્રેમથી પ્રેરાઈને કરો છો તેટલા પ્રમાણમાં એ શુદ્ધ હોય છે અને તેની અસર અમારા જીવન ઉપર એવી જ થાય છે, પરંતુ એ પ્રેમનાં ઝરણમાં કેટલોક મનનો મેલ પણ ઘસડાઇ આવે છે તેની તમને ખબર હોતી નથી. તમે પ્રેમ કરતાં કરતાં અમને તમારી માલિકીની કોઈ વસ્તુ હોય એમ માનવા લાગી જાઓ છો. આ ભૂલ આદિકાળથી થતી આવે છે. શ્રી રામચંદ્રજીના પિતાએ પણ એ ભૂલ કરી હતી. પુષ્પતવયના પુત્રને વનવાસમાં મોકલવાનું એટલે જ શક્ય બન્યું હતું.

આ ભૂલના કારણે તમે અમારી સ્વયંસ્કુરણા તરફ જોઈ શકતા નથી અને તમારી જે ઇચ્છાઓ હોય છે તેવા અમને બનાવવાનો પ્રયત્ન કરો છો. આ ઇચ્છા જ્યારે અમે સંતોષી શકતા નથી ત્યારે તમે ચીડાઓ છો, દુઃખી થાઓ છો. પિતૃધર્મ ભૂલી જઈ તમે અમારા ઉપર જે ઉપકારો કર્યા હોય તે ગણાવવા માંડો છો.

આનું પરિણામ કેટલું ખરાબ આવે છે ? અમને લાગવા માંડે છે કે તમે તો તમારા સ્વાર્થ ખાતર જ અમને ઉછેર્યા છે. મનમાંનો પૂજ્યભાવ ઘસાવા માંડે છે. અમે પણ સ્વાર્થી અને ઉદ્ધત બનવા માંડીએ છીએ. અમે કહીએ છીએ કે 'અમે તમારા પાસે અમારા જન્મની માગણી કરી નહોતી. તમે અમને શા માટે ઉછેર્યા ?' અને જો અમે થોડી દલીલશક્તિ પ્રાપ્ત કરી હોય તો એમ પણ કહી નાખીએ છીએ કે જે રીતે તમે અમને ઉછેર્યા છે તે રીતે તમારું પાલન અમે કરીશું. અમે જેમ મૂગા મોંએ બધું સહન કરતા હતા તેમ જ તમે કરો.

આ સ્થિતિ કેટલી શરમજનક છે ? તમારા મનમાંથી માલિકીની વૃત્તિનો સમૂળગો નાશ થવો જોઈએ. ઉપરાંત, તમને એમ ન લાગવું

જોઈએ કે તમે ઉપકાર કર્યો છે. આ પૃથ્વી ઉપર માનવ પિત સિવાય બીજા ક્યા પ્રાણીને એમ લાગે છે ! કોઈ પંખી કે પશુને માતા ઉપકારનો ભાવ દાખવે છે ? એનો બદલો માગે છે ? તમે અમને ઉછેર્યાં છે તેનો બદલો શું બાલ્યકાળમાં જ અમારી હસ્તીથી અમારા હાસ્યથી, અમારા કિલકિલાટથી, અમારી કાલીઘેલી વાતોથી અમે નથી આપી દીધો ?

અને છતાં યે હું તો સ્વીકારું છું કે તમારા ઉપકારો અનંત છે પરંતુ તમે જ એ ગણાવવા લાગશો તો એ અનંતનો તાત્કાલિક અંત આવી જશે. કોઈપણ ઉપકારનો બદલો એ શુભ કાર્ય કર્યાના આનંદની બરાબર હોતો જ નથી. તમે તમારા પ્રેમને આવા વિચારોથી કલુષિત ન બનાવો. અમે અમારો ધર્મ કદી ન ચૂકીએ

હવે તમે સમજી શક્યા હશો કે અમારા જીવનની લગામ અમારા હાથમાં ન સોંપવાની પાછળ તમારી કઈ મનોવૃત્તિ પડેલી છે. આ મનોવૃત્તિને કારણે તમારામાં પ્રબળ અહંવૃત્તિ પણ જાગે છે. તમને એમ લાગે છે કે તમે જ બધું સમજો છો અને અમે સદા યે અણસમજુ બાળક જ છીએ. અમારું જ્ઞાન તમને કદી અસર જ કરતું નથી. તમારી દૃષ્ટિએ અમારો જીવનધર્મ તમારી સેવા કરવાનો અને તમે જે કહો તે આજ્ઞાનું પાલન કરવાનો જ હોય છે. મને લાગે છે આ બધું ભૂલભરેલું છે.

વ્યક્તિત્વના સ્વીકારના પ્રશ્ન સાથે જ આજ્ઞાપાલનની વાત પણ મારે ચોખ્ખી કરી નાખવી જોઈએ. આપણાં પુરાણોમાં અને આપણી જૂની માન્યતામાં આજ્ઞાપાલનનું બહુ જ મહાત્મ્ય ગવાયું છે. અને સાથેસાથ મારી [illegible] એવા [illegible]

પડી ગયા હતા. એણે તો શ્રીરામને આજ્ઞા આપી નહોતી. એમનો દેહ શ્રીરામ વિના નહિ ટકી શકે એવી સ્થિતિ હતી. છતાં શ્રીરામ તો વનવાસમાં ગયા જ. પિતાનું દુઃખ એ પી ગયા. મૃત્યુનો કારમો ઘા પણ એમણે જીરવી લીધો. શા માટે? પિતાની નહિ, આખા કુળની લાજ રાખવા માટે. એમાં મોહ નહોતો, એમાં ટેક હતો. એમાં પિતા ગૌણ હતા, સત્ય અને પ્રતિજ્ઞા પ્રધાન હતાં. એ જ પિતાએ કોઈ નિર્દોષનો વધ કરવાની આજ્ઞા આપી હોત તો? હું માનું છું કે શ્રીરામ એનો ઇન્કાર કરત. અને જો ઇન્કાર ન કરત તો મારે મન એ રામની કશી કિંમત ન રહેત. આ શ્રીરામ સાચા હોય કે કાલ્પનિક કથાના–તેની મને ચિંતા નથી.

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે જે આજ્ઞામાં સત્ય હોય, ધર્મ હોય, તેનું જ અમારે પાલન કરવું જોઈએ. એમ ન હોત તો પ્રહ્લાદ પરમ ભક્ત બની શકત નહિ, તેનો રાક્ષસ પિતા જ સૌ કોઈનો આદર્શ બની જાત. પરંતુ એમ છે નહિ.

ફરી ફરીને એમ નક્કી થાય છે કે સત્ય જ સૌથી મહાન છે. એનાથી મહાન આ જગતમાં કશું જ નથી. માતા નહિ, પિતા નહિ, ગુરુ નહિ, મિત્ર નહિ, પત્ની નહિ, કશું જ નહિ. આ સત્ય પાસે સર્વ કાંઇ ડૂલ થઈ જવું જોઈએ. દશરથ જેવા પિતાનું મૃત્યુ આ સત્યની શક્તિથી જ સહન કરી શકાય.

મને આશા છે કે મારી આ વિચારણાનો તમે સ્વીકાર કરશો. જો એમ હોય તો હવે એક જ પ્રશ્ન બાકી રહે છે. આ પ્રશ્ન તે સત્ય શું અને અસત્ય શું? ધર્મ શું અને અધર્મ શું?

આ કઠિન પ્રશ્નનો હું સહેલો જ જવાબ આપવા માગું છું. આજ સુધી પરમ સત્યની અને પરમ ધર્મની શોધ કોઈ કરી શક્યું નથી. અને માનવની કલ્પના કહે છે કે એવી શોધ કોઈ કદી કરી શકશે નહિ. છતાં સૌ સંતોએ તપથી શુદ્ધ થઈને એમ તો કહ્યું જ છે કે

જે પોતાને સાચું લાગે તે જ સત્ય. આ સત્યનો તમારે સ્વીકાર કરવો જોઈએ, અને જે સાચું લાગે, ધર્મ્ય લાગે તે જ હું આચરું એવો તમારે આગ્રહ રાખવો જોઈએ. તમારી દરેક આજ્ઞાને હું આ કસોટી ઉપર મૂકી જોઈશ અને પછી જ તેનું પાલન કરીશ. હું ખાતરી આપું છું કે જો તમે–જગતના પિતાઓ–અમારા વ્યક્તિત્વનો સ્વીકાર કરશો તો અમારી બુદ્ધિ શુદ્ધ થશે, અમારી શક્તિઓ વિકાસ પામશે અને તમારી એક પણ ધર્મ્યઆજ્ઞાનું ઉલ્લંઘન થશે નહિ. પિતા અને પુત્ર વચ્ચે આ કલિયુગમાં પણ સત્યયુગની સ્થાપના થશે.

પરંતુ એવો સ્વીકાર તમે કરશો ખરા?

## [ ૫ ]

## આગ્રપ્રશ્નો

**આજ્ઞાપાલન** અંગેના મારા વિચારો જાણીને તમારા મનમાં મારા વિષે કેવા ખ્યાલો પેદા થશે તે હું કલ્પી શકતો નથી. એ જ પ્રશ્નને હજુ વધુ લંબાવવાની મારી ઈચ્છા છે, છતાં તમે વધુ નારાજ થઈ જશો એ બીકથી એ ઈચ્છાને દબાવું છું. મેં અગાઉ લખ્યું છે તેમ મારા લગ્નના પ્રશ્નની જ મારે ચર્ચા કરી લેવી જોઈએ. એમાં યે આજ્ઞાપાલનનો સવાલ આવી તો જશે જ, પરંતુ એ માટે હું લાચાર છું.

આ યુગમાં કેટલાયે રિવાજો અને માન્યતાઓ પરિવર્તન પામ્યાં છે, પરંતુ હું ધારું છું કે લગ્નના સવાલ અંગે જે વિચારપરિવર્તન દેખાય છે તેની તોલે બીજું એકે ય પરિવર્તન આવી શકે એમ નથી. આઈ કાલ સુધી લગ્ન એ કુટુંબનો પ્રશ્ન હતો. વ્યક્તિનું એમાં ગૌણ સ્થાન

હતું. આજે હવે વ્યક્તિ પ્રધાનપદ ભોગવે છે અને કુટુંબ ગૌણ બની ગયું છે. હું જાણું છું કે આ પરિવર્તન તમને ખૂંચે છે. તમે પ્રમાણમાં સુધારક છો છતાં મારા માટે જ્યારે કોઈ કન્યા શોધો છો ત્યારે તમારી દૃષ્ટિમાં પ્રધાનપણે હું નહિ, પરંતુ આપણું આખું કુટુંબ હોય છે.' પ્રભુની એટલી કૃપા છે કે તમારી દૃષ્ટિમાં મારું પણ કંઈક સ્થાન છે ખરું, બાકી લાખ્ખો પિતાઓની દૃષ્ટિમાં પરણનાર પુત્ર–પુત્રીઓનું કશું સ્થાન જ હોતું નથી. જ્યાં બાળલગ્ન પ્રચલિત છે ત્યાં તો એવા સ્થાનનો સવાલ જ ઉદ્ભવતો નથી અને જ્યાં આપણાં ઘર જેવો સુધારો દાખલ થયો છે ત્યાં પણ કન્યા માટે તો કશો વિચાર કરવામાં આવતો જ નથી. આ સ્થિતિ અમે આજના યુવાનો મિટાવવા માગીએ છીએ. તમે એમાં સંમત થશો તો આપણી કુટુંબસંસ્થા સુરક્ષિત રહેશે અને આ પરિવર્તન સૌને સ્વાભાવિક લાગશે. પરંતુ જેમ અનેક માતાપિતાઓ આ પરિવર્તનની સામે ઊભાં છે તેમ જ તમે ઊભા રહેશો તો આપણા સંબંધો જાળવવાનું મુશ્કેલ બની જશે. સંયુક્ત કુટુંબની તમારી કલ્પના પણ ભાંગી પડશે. મારા માટે તમે જે આશાઓ રાખી હશે તે ઉપર પણ પાણી ફરી વળશે.

આ સવાલ માટે હું આટલો બધો ઉગ્ર અને ગંભીર શા માટે છું તે પણ મારે જણાવવું જોઈએ. સંયુક્ત કુટુંબની મહત્તા હું નથી સમજતો એમ તમે માનતા નહિ. કુટુંબની દરેક વ્યક્તિએ કુટુંબભાવ કેળવવા માટે ત્યાગ, તપ અને આજ્ઞાપાલનની વૃત્તિ કેળવવી જોઈએ તે પણ હું સ્વીકારું છું, પરંતુ માણસે રચેલી દરેક સંસ્થાઓમાં કાળે કરીને જે પરિવર્તન આવશ્યક છે તે તો થવાં જ જોઈએ એવો મારો મત છે. જો એમ ન થાય તો કોઈ પણ સંસ્થા જીવી શકે નહિ. બાળકનો જ વિચાર કરો. કેટકેટલા પરિવર્તનો કરીને એ વિકાસ પામે છે! વનસ્પતિ ઉપર નજર ફેંકો, કુદરતના દરેક કાર્યને અવલોકો, સર્વ સ્થળે માલૂમ પડી આવશે. આજે જે રિવાજો અને જે માન્યતાઓ તમે ધરાવો છો તે હજાર વર્ષ પહેલાં નહોતાં જ. એક કાળે આપણે

સૌ માંસાહારી હતા. આપણા લગ્નોમાં પણ આજના જેવા નિયમો નહોતા. એ બધું આપણા પૂર્વજોએ એમના વડીલો સામે લડી લડીને બદલી નાખ્યું. આજે એ જ કાર્ય હવે અમારા શિરે આવ્યું છે.

પિતાજી, આપણા દેશનો વિકાસ અને હ્રાસ જે ઝીણી નજરે અવલોકી શકે છે એવા સમાજશાસ્ત્રીઓનો મત તમે કદાચ જાણતા નહિ હો. તેઓ કહે છે કે જે રિવાજોને તમે આજે પકડી બેઠા છો તે રિવાજો તો છેલ્લા થોડાક સૈકાઓથી જ આપણી પ્રજામાં દાખલ થયા છે અને તેનું કારણ આપણી નિર્બળતા, ગુલામી, પરદેશીઓના હુમલા અને જુલમ સામે ઝૂઝવાને બદલે સંતાઈ જવાની કાયરવૃત્તિ જ હતી. થોડાક સૈકા પહેલાંની સ્થિતિ આજના કરતાં અનેક રીતે ઉત્કૃષ્ટ હતી. અમે આજે પ્રાચીન ઉપર પ્રહાર કરી રહ્યાં છીએ; તમારું રચેલું બધું જમીનદોસ્ત કરી રહ્યા છીએ; એવા જે આક્ષેપો અવારનવાર અમને સંભળાવવામાં આવે છે તેના જવાબરૂપે જ મેં આટલું કહી નાખ્યું છે. આપણી પ્રાચીન સંસ્કૃતિ પરિવર્તનશીલ હતી અને તેથી જ એમાં જીવન હતું. જ્યારથી તમે એ પરિવર્તનથી ડરી જઇ રિવાજોના બંધનો સ્વીકાર્યા છે ત્યારથી આપણું જીવન રૂંધાવા લાગ્યું છે; આપણી પ્રજાનો સર્વ રીતે હ્રાસ થવા માંડયો છે.

અને આજે હવે અમે માગીએ છીએ કે એ સંસ્કૃતિ ફરીને પ્રાણવાન થાય. પરિવર્તન વિના એ કેમ બની શકશે? આજની યુગ-પરિસ્થિતિનું અવલોકન અને તોલન કરીને દરેક માન્યતાઓને આપણે તપાસવી જોઈએ; હું જ્યારે એમ કહું કે મારા લગ્નમાં મને જ પ્રધાનપદ આપવું જોઈએ, ત્યારે ખોટું શું કહું છું? હા, તમારા જમાનામાં આ વિચાર ભલે નવો અને આઘાતજનક હોય, આજે એમ નથી. તમે તો જાણો છો કે પચાસ વર્ષ પહેલાંના પિતા અને પુત્ર વચ્ચે, ભાઈ અને ભાઈ વચ્ચે સંસ્કારનો, સ્વભાવનો, શિક્ષણનો જે તફાવત હતો તે કરતાં આજે હજારગણો વધુ તફાવત છે. તમે મારે માટે જે કન્યાની શોધ

કરો તે તો તમારા સંસ્કાર પ્રમાણે જ શોધો ને ? તમે એમ કહી શકશો કે મારા અને તમારા સંસ્કારો એકસરખા છે ? તો પછી એ કન્યા મારા જીવનને શી રીતે ઉજાળશે ? અને હું પણ એનું શી રીતે હિત સાધી શકીશ ?

આજના યુગપલટાને તમારે ઓળખવો જોઈએ. વ્યક્તિએ વ્યક્તિએ વિચારોની, સંસ્કારોની, સ્વભાવની, માન્યતાઓની ભિન્નતા છે. એ ભિન્નતાની વચ્ચે આપણે જો એકતા સાધવી હોય તો વ્યક્તિઓને એમના પ્રશ્નમાં પૂર્ણ સ્વતંત્રતા મળવી જોઈએ. એમ નહિ થાય તો કુટુંબ, જ્ઞાતિ, સમાજ એ બધું ભાંગીને ભૂક્કો થઈ જવાનું છે. તમે શું, જગતની કોઈ સત્તા એ સંસ્થાઓની રક્ષા કરી શકશે નહિ. એવી રક્ષાનો એક માત્ર ઉપાય વ્યક્તિસ્વાતંત્ર્ય છે, બીજો ઉપાય છે જ નહિ.

રખે, મારા આ શબ્દોનો ખોટો અર્થ કરતા. લગ્નમાં તમારો, મારી માતાનો, મારા ભાઈબહેનોનો, મારા કુટુંબનો, મારા સમાજનો મારે વિચાર જ ન કરવો જોઈએ એમ હું કહેતો નથી. એમ હું માનતો પણ નથી. એવો વિચાર કર્યા વિના કેમ ચાલે ? જેમની સાથે અને જેમની વચ્ચે હું જીવું છું તેમનો વિચાર કર્યા વિના મારું પણ શું ભલું થવાનું છે ? પરંતુ હું લગ્ન કરું છું મારા માટે; મારા અંતરની ભૂખ સંતોષવા, મારું જીવન સંપૂર્ણ કરવા. એટલે પ્રથમ તો મારી દૃષ્ટિએ, મને જ મધ્યમાં રાખીને મારો લગ્નપ્રશ્ન મારે વિચારવો જોઈએ. 'મારા'માં કુટુંબ આવી જ જશે, કારણ કે 'હું' કુટુંબમાં છું. સમાજ આવી જશે કારણ કે 'હું' સમાજમાં છું. જો હું મારો પોતાનો વિચાર નહિ કરું તો સમાજનો કે કુટુંબનો વિચાર શું કરવાનો હતો ?

મારો કહેવાનો આશય હવે તમે સમજ્યા હશો. હું ઇચ્છું છું મારો લગ્નપ્રશ્ન મારે જ ઉકેલવો જોઈએ પરંતુ આનો અર્થ એ પણ નથી

કે એમાં તમારે મુદ્દલ આવવું જ ન જોઈએ. હું તો ત્યાં સુધી કહું છું કે જો તમે મારું અંતર, મારી પ્રકૃતિ સમજી ગયા હો તો તમે મારા માટે કન્યા શોધી છો એટલે તમારો ધર્મ મને આંગળી ચીંધવાનો જ છે, અને કોઈ પણ રીતે ત્યાં જોડી દેવાનો નહિ. મારું અંતર જો ના પાડે અને તમને એ કન્યા મારા માટે સુયોગ્ય લાગતી હોય તો તમે મને સમજાવો, ફરી ફરી સમજાવો, પરંતુ મારું મન ન જ માને તો તમારો આગ્રહ છોડી દો. એ જ રીતે જો હું કોઈ કન્યા સાથે મારું ભાગ્ય જોડવા ઇચ્છતો હોઉં અને તમને એ યોગ્ય ન લાગતું હોય તો તમે મારું ધ્યાન ખેંચો, સમજાવો, ફરી સમજાવો, પણ હું ન સમજું તો મને ભૂલ કરીને દુ:ખી પણ થવા દો એવી મારી માગણી છે. કારણ કે મારા મત પ્રમાણે એ દુ:ખ જ અંતે મારું સુખ નીવડશે.

મને આશા છે કે આ પ્રશ્ન વિષે હું કેટલું દર્દ અનુભવું છું તે હવે તમે સમજ્યા હશો. આજે જ્યારે તમે મારા લગ્નનાં સ્વપ્નાં સેવો છો ત્યારે આ વેદના મારે તમને જણાવવી જ જોઈએ. આ પ્રશ્ન અંગે આજ્ઞાપાલનનો સવાલ ઊઠવો જ ન જોઈએ. લગ્ન કોઈ દિવસ આજ્ઞાથી થઈ શકે નહિ, અને જો થાય તો તેમાંથી પ્રેમ, ધર્મ, કર્તવ્ય, હૃદય બધું નાશ પામે. લગ્ન અંતરની વૃત્તિથી જ થવાં જોઈએ. મારી એ વૃત્તિ તમે સમજી જાઓ તો કેવું સારું !

પણ શી રીતે તમે મારી વૃત્તિ સમજી શકો ? શી રીતે મારું હૈયું હું તમારા પાસે ઊઘાડી શકું ? જો તમે હમેશાં મને બાળક જ માન્યા કરો, અણસમજુ અને ઉતાવળીઓ જ ધાર્યા કરો તો મારું અંતર કદી ઊઘડી શકે ખરું ? તમને નથી લાગતું એ માટે તમારે મારા મિત્ર બનવું જોઈએ ? મને હૈયું ઉઘાડવાની ઇચ્છા થાય એવું વર્તન કેટલું આવશ્યક છે તેનો આ ઉપરથી તમને ખ્યાલ આવી શકશે ? ફરી ફરીને કહું છું કે મારા સ્વતંત્ર વ્યક્તિત્વને તમારા અંતરમાં સ્થાન આપો અને પ્રેમથી મારું સર્વસ્વ મેળવી લો.

[ ૬ ]

## કેટલુંક અગત્યનું

હવે મારા લાંબા પત્રનો અંત ભાગ લખીને તમારી વિદાય લઉં.
તા અને પુત્ર વચ્ચે કેટલીક સામાન્ય લાગતી બાબતો ધીમે ધીમે
ંભીર સ્વરૂપ ધારણ કરી આખા ગૃહજીવનને કલુષિત કરી મૂકે છે તે
રફ તમારું ધ્યાન ખેંચવા માગું છું. મને આશા છે કે ટૂંકમાં જ
ણાવેલી બાબતો પ્રત્યે તમે ઘટતું લક્ષ આપશો.

ું મેં મારા લગ્નપ્રશ્ન અંગે વિસ્તારથી લખ્યું છે, એ તો છે મારા
જીવનસાથીની પસંદગીની વાત. પરંતુ મારી કે તમારી ઇચ્છા વડે
પરણી જાઉં તે પછી શું? તે પછી એ પ્રશ્ન કશી મૂંઝવણ
ભી નહિ કરે? હજારો કુટુંબોની કથા સાવ જુદી જ છે. ખરી
કલીફો, મતભેદો, કલહો, આગળ વધીને કહું તો કરુણાજનક
ાપઘાતો અને છાની યાતનાઓનો કાળ તે પછી જ આવે છે. લગ્ન
ખતે માતાપિતાનો હર્ષ કયાંય સમાતો નથી. પુત્રને પરણાવવાનું
ભિમાન એટલું પ્રબળ હોય છે કે તે માટે ઘરની માલમિલકત
ાચવી પડે કે કરજ કરવું પડે, તો પણ માતાપિતાને એ અભિમાનમાં
ંતોષ છે. પુત્રવધૂને લાવવામાં કેમ જાણે કોઇ દેશ ઉપર વિજય
ેળવ્યો હોય એવો ગર્વ અને એવી કુરુખાની ત્યારે દેખાય છે. પરંતુ
ગ્ન પતી ગયા પછી? પછી થોડા દિવસો આનંદમાં અને કુતૂહલમાં
સાર થાય છે. પરંતુ જીવનના મહાસાગરમાં બિંદુ સમાન એ
દિવસોને વીતતાં વાર લાગતી નથી. એ પછી માતાપિતા એમ માનવા
ાગે છે કે ઘરમાં આવેલી વહુ એમની માલિકીની કોઇ વસ્તુ છે. બસ,
ેદભાવનું ત્યારે અવસાન થાય છે. પુત્ર તરફ પણ સાશંક નજરે
જોવામાં આવે છે. એ એની પત્નીનો પક્ષ કરી ન લે એવી તકેદારી

રાખવામાં આવે છે અને ભૂલેચૂકે પણ એ એમ કરે તો એને બાયલો કહેતાં પણ માતાપિતા અચકાતાં નથી.

આ વિષે મારા મનમાં છે તે બધું હું લખું તો પાનાનાં પાનાં ભરાય, પણ આટલામાં જ મારું દર્દ તમે સમજી જાઓ એવી મારી પ્રાર્થના છે. મારી બહેનો પણ કોઈને ત્યાં પુત્રવધૂ થવાની છે અને એક દિવસે તો મારી માતાની પણ એ જ સ્થિતિ હતી ને ! એમના અંતરને આરામ મળે તેવું વાતાવરણ દરેક કુટુંબમાં સર્જાવું જોઈએ. પરાયા ઘરમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરનારનું પૂરું સન્માન કરવું જોઈએ, એ વિના ગૃહજીવન ટકી શકશે નહિ. પુત્રનો સ્નેહ કે સેવા પણ પ્રાપ્ત થઈ શકશે નહિ. આજે લગભગ દરેક ઘરમાં 'જુદા થવાનું' સહજ બની ગયું છે તેનાં કારણો શાં છે ? યુવાનો ઉચ્છૃંખલ બની ગયા છે એમ માનીને કોઈ સંતોષ ન લેજો. ગૃહિણી થઈને આવનારને ગૃહ નથી મળતું તે જ આ 'જુદા' થવાનું કારણ છે. અને આશા છે કે મારા ઘરમાં તો આવું નહિ બને. તમે જેટલો પ્રેમ મારા પ્રત્યે અને મારી બહેનો પ્રત્યે રાખો છો તેટલો જ એના પ્રત્યે રાખશો તો હું ખાતરી આપું છું કે અમે બંને અમારાં માતાપિતાની સેવા કરવામાં કચાશ નહિ રાખીએ.

સામાન્ય કુટુંબોની આર્થિક સ્થિતિ વિષે પણ બે શબ્દો કહી દઉં. મારું કે કોઈ પુત્રનું લગ્ન કરજ કરીને કરવું જ ન જોઈએ. એમ કરવાથી પિતાનું અભિમાન કદાચ સંતોષાતું હશે. કદાચ એમને ફરજ બજાવ્યાનો આનંદ પણ આવતો હશે, પરંતુ પુત્રનું તો એમાં મોત જ થાય છે, એનું લગ્ન ભાગ્યે જ સુખદાયી નીવડે છે કારણ કે લગ્ન પછી તરત જ એના નસીબમાં કરજ ભરવાનું અતિ કપરું કામ આવી પડે છે. પુત્ર પોતે જ એટલા પૈસા પ્રાપ્ત ન કરી લે ત્યાં સુધી લગ્નનો વિચાર છોડવો જોઈએ.

એક બીજી વાત પણ મારે અહીં કહી દેવી જોઈએ. કેટલાયે

પિતાઓ પુત્રને મોટો વારસો આપી જવા અથવા તો પોતાનું જ નામ વધારવા કોઇ પણ કૃત્ય કરતાં અચકાતા નથી. જિંદગીને કાંઠે આવી જાય છે ત્યારે પણ પુત્રોની ચિંતા કરીને ધન એકઠું કરવાનો ધંધો છોડતા નથી. આ સૌ પિતાઓને અમારી વિનતિ છે કે સાચો વારસો પૈસાનો નહિ, પણ શક્તિનો, નીતિનો, સત્યનો છે અને એ જ તમે અમને આપો. તમારો ધનનો વારસો અમને દુન્યવી સુખો ચૂસવાનું કદાચ શીખવી શકશે, પરંતુ અમારી માણસાઇ, અમારી શક્તિઓ, અમારાં ધર્મ--નીતિ એથી હરાઇ જશે. અમે તમારા નામને ઉજાળશું નહિ, પરંતુ કલંક લગાડશું.

સાથે સાથે અમે એમ પણ ઇચ્છીએ છીએ કે અમારા માટે તમે અસત્ય ન આચરો, ચોરી ન કરો, ગરીબને ન રંજાડો; તમે અતિ ગરીબ હો તો પણ અપમાન ન સહો, કોઇની લાચારી ન કરો, માનવતા ન ગુમાવો. અમારું પોષણ કરવાનું તમારામાં સામર્થ્ય ન હોય તો અમને વગડામાં ફેંકી આવજો પણ અમારામાં હીન સંસ્કારોનું સીંચન થાય એવું કશું જ કૃપા કરી ન કરશો.

માન, અપમાન અને મર્યાદા વિષે પણ મારે થોડું કહેવું જોઇએ. આ પત્રમાં એ વિષે કેટલુંક તો હું લખી ગયો છું. છતાં ફરીને કહી દઉં કે માન, અપમાન, મર્યાદા તમે આ જમાનાની આંખે જોજો. તમારી હાજરીમાં મારી પત્ની સાથે હું વાત કરું કે અમે સાથે ફરવા જઇએ તો એને મર્યાદાભંગ ન માનશો. અમે ઉચ્છૃંખલ નહિ બનીએ, મર્યાદાનું અવશ્ય પાલન કરીશું, પરંતુ અમારા સમર્યાદ વર્તન પ્રત્યે તમે આનંદ અને આશીર્વાદની નજરે નિહાળજો.

વધુ શું લખું ? ઘણું લખી નાખ્યું છે. કેટલુંક તમને દુઃખ પણ ઉપજાવશે. કદાચ મન ઉપરની લગામ ખોઇ નાખીને પણ મારાથી કેટલુંક લખાઇ ગયું છે. પરંતુ આખત મનથી એક વાતની તો તમને ખાતરી આપું છું કે તમારા તરફ અનહદ પ્રેમ અને ભક્તિ છે

અનુભવું છું. તમને સુખ ઊપજે, સંતોષ થાય, તમારું હૈયું આશીર્વાદ ઉચ્ચારે એવો થવા હું ઝંખું છું. પરંતુ તે સાથે જ મારે નવા યુગનું જે સારું છે તે પ્રાપ્ત કરવું છે. જે રૂઢિ અને રિવાજમાં સ્વતંત્રતા નથી, સમાનતા નથી, જ્યાં ઊંચા–નીચાની ભાવના છે, જ્યાં પુત્ર–પુત્રીને માલિકીની વસ્તુ માનવામાં આવે છે, જ્યાં વ્યક્તિઓનો વિકાસ રૂંધાય છે, જ્યાં નિર્દોષ વહુના આંસુથી ઘરની ધરતી ધોવાય છે તે બધાંનો મારે નાશ કરવો છે. નવા યુગનું નિર્માણ કરવામાં હું મારી જાતનો અને મારા સર્વસ્વનો ભોગ આપવા ઇચ્છું છું. જે વિચારો મેં ગૃહજીવન અંગે લખ્યા છે તે જ વિચારો રાષ્ટ્રજીવન માટે પણ હું ધરાવું છું. કોઈ ને કોઈ દિવસ એ સવાલ પણ ઉગ્ર બનીને તમારી સમક્ષ આવશે. મારે મારા દેશ માટે, દેશબંધુઓ માટે, જગતની શાન્તિ માટે કંઈ ને કંઈ કરવું જ પડશે. એ દિવસે તમે મને રોકશો?

મેં તમને આ પત્રમાં અનેકવાર કહી રાખ્યું છે કે સત્ય સૌથી મહાન છે. તેની પ્રાપ્તિ માટે જ્યારે હું બલિદાન આપવા તત્પર થાઉં ત્યારે તમે મને આશીર્વાદ આપજો. તમે નથી જાણતાં કે તમે ને હું આજે એ દિવસોની વચ્ચે જ જીવીએ છીએ. મારા નિર્બળ સંસ્કારોના કારણે હજી સુધી હું બેસી રહ્યો છું. વિચાર્યા કરું છું, પણ પગલું ભરી શકતો નથી. પરંતુ એ પગલું અવશ્ય ભરાઈ જશે. કારણ કે વાતાવરણમાં અત્યારે એવી ચેતના ભરેલી છે. એ દિવસ આવે ત્યારે તમે આનંદ અનુભવજો.

હવે આ પત્ર પૂરો કરું છું અને કંઈ અવિનય થયો હોય તો ફરી ફરીને ક્ષમા ચાહું છું.

લિ............ના
દંડવત્ પ્રણામ



# ચિરંજીવી કુમાર



## [ ૧ ]
## યુવાનીમાં પ્રવેશતાં



વહાલા પુત્ર,

**આજે** તને વીસમું વર્ષ પૂરું થાય છે. આવતી કાલે એકવીસમા વર્ષમાં તારો પ્રવેશ થશે. તું જાણે છે કે આવતી કાલે આપણે ઘેર મોટો ઉત્સવ થવાનો છે. યોગાનુયોગ એવો થયો છે કે આવતી કાલે આપણાં દેશી પંચાંગ પ્રમાણે મને પણ એકાવનમું વર્ષ બેસે છે. આપણાં શાસ્ત્રોમાં વનપ્રવેશને ભારે મહત્ત્વ અપાયું છે. તને ખબર છે કે હું તો આપણી પુરાણી માન્યતાઓ તરફ ભક્તિભાવની નજરે જોઉં છું. આપણી કોમમાં મને સૌ સુધારક તરીકે ઓળખે છે, પણ હું ખરેખર તો જૂના વિચારનો જ છું, તને અને તારી બહેનને હું કેળવણી આપી રહ્યો છું તેથી, કે કેટલાક રૂઢિ–રિવાજો હું બરદાસ્ત નથી કરતો તેથી કંઈ સુધારક થોડો જ બની જાઉં છું! તું તો જાણે

છે કે આપણા જુવાનોની દૃષ્ટિએ હું અર્ધદગ્ધ છું અથવા તો દહીં-દૂધમાં પગ રાખનારો છું! પણ હું જે હોઉં તે. આ પત્ર લખતી વખતે મારા મન ઉપર મારા વનપ્રવેશની અને તારા એકત્રીસમા વર્ષના પ્રારંભની ભારે અસર છે. આજે મને એમ થયા જ કરે છે કે તું યુવાનીમાં આગળ પગલાં ભરી રહ્યો છે અને હું નિવૃત્તિ તરફ ઝૂકતો જાઉં છું ત્યારે તને કેટલીક સાચી વાતો કહી દઉં.

તારે એટલું યાદ રાખવું કે આ વાતો કરનાર કોઈ ત્રાહિત–ત્રીજો માણસ નથી, પરંતુ તારો પ્રેમાળ પિતા જ છે. એ જે કહે છે તે કહેવા ખાતર કહેશે નહિ. એની ફરજ બજાવ્યાનો સંતોષ મેળવવા ખાતર પણ એ કશું બોલશે નહિ. તને દુઃખી કરવાનો કે તારા સામે વધુ પડતા જોખમો રજૂ કરવાનું પણ મારાથી બને નહિ. હું તો જે કહીશ તે ઈશ્વરની સાક્ષીએ જે મને સાચું લાગતું હશે તે જ કહીશ. એટલું ખરું કે આજ સુધીમા જે રૂબરૂમાં નહિ કહી શકયો હોઉં, તારી ઉંમર ખ્યાલમાં રાખીને કેટલીક વાતો મેં મનમાં જ ઢાંકી રાખી હશે તે પણ આ વખતે જણાવી દઈશ. શાસ્ત્રોક્તિ પ્રમાણે તો મારે તને સોળમે વર્ષે મિત્ર માનવો જોઈએ. એ ન થઈ શકયું તો હવે વીસમે વર્ષે મિત્ર માનીને જે કંઈ મારા મનમાં છે તે બધું કહી દઈશ.

તને કાગળ લખવાનો વિચાર તો છેલ્લા એક માસથી મારા મનમાં ઘોળાયા કરે છે. કારણો તું સમજી શકે એવા છે. આપણા કુટુંબમાં મારે નાનો ભાઈ નથી. તારી બા અને હું જ બધો વ્યવહાર ચલાવીએ છીએ. કુટુંબના કેટલાક પ્રશ્નો હવે સામે આવીને ઊભા છે. એ સૌના જવાબો જ્યારે હું શોધું છું ત્યારે તારી મદદની મને જરૂર જણાય છે.

તને થોડોક ખ્યાલ આવી ગયો છે, પણ અમારા બન્નેનો એવો પ્રયાસ હતો કે તમને કોઇ દિવસ આ સ્થિતિનો ખ્યાલ ન આપવો. પરંતુ હવે તો એ ખ્યાલ આપ્યા વિના છૂટકો નથી. એક બાજુ મારી શક્તિ હવે વધુ બોજો ઉપાડી શકે એમ નથી અને બીજી બાજુ તું હવે જુવાન થયો છે.

તારા લગ્નનો પ્રશ્ન પણ મનને મૂંઝવે છે, પણ એની બહુ ચિંતા નથી, તારું તેજ અને તારું શિક્ષણ જોઈ ઘણા માતાપિતા પોતાની કન્યા તને આપવા માટે તૈયાર છે, પણ વધુ મૂંઝવે છે કાન્તા અને કુસુમનો પ્રશ્ન. એ બંને વિષે મારા કરતાં યે તારી બાની ચિંતા વિશેષ છે. આમાં પણ તારી મદદ મને જરૂરી જણાય છે.

એક બીજો હેતુ પણ આ પત્ર લખવાની પાછળ રહ્યો છે. તું આજ સુધી આપણી જ્ઞાતિના અને દેશના યુવકસમાજમાં સક્રિય રસ લઇ રહ્યો છે. તું જાણે છે કે એ વિષે મારા વિચારો જુદા પ્રકારના હોવા છતાં મેં કદી તારો વિરોધ કર્યો નથી, તને કોઈ પણ કામ કરતાં રોકયો નથી. તારી બા કયારેક તને સમજાવવાનો પ્રયાસ કરે ત્યારે પણ મેં એને રોકી છે. હું જુદા વિચારોનો હોવા છતાં આપણું ઘર તારી કેટલીયે પ્રવૃત્તિનું કેંદ્ર બની ગયું છે. આ વિષે આજ સુધી મેં જે મૌન રાખ્યું છે તે હવે તોડું એમ થયા કરે છે, કારણ કે યુવક સંઘોમાં તારું સ્થાન આગળ પડતું છે. તને જો હું મારા વિચારો જણાવી શકીશ તો એ સૌની પાસે પહોંચશે એવી મને ખાતરી છે,

આ પત્ર તારી બા પણ વાંચશે અને એ જ આવતી કાલે તું એના આશીર્વાદ લેવા જઇશ ત્યારે આપશે. તું ગંભીરતાથી વિચારજે કે પુત્રના જન્મદિને આશીર્વાદરૂપે જે પત્ર માતાપિતા તરફથી આપવામાં આવે તેની કેટલી કિંમત હોય! એ પત્રમાં જો અમારું હૈયું જ

-ન પરીવાર્યું હોય તો તને આપીએ ખરા? માટે પૂરી ગંભીરતાથી આનું વાચન કરજે.

તારી આ બિચારી બહુ ભણી નથી, પરંતુ એની સમજણ ભણેલી સ્ત્રીઓ કરતાં કરતાં જરા યે ઓછી નથી. મને તો પચ્ચીસ વર્ષના મારા ગૃહસંસારમાં એનો સાથ જીવનના શ્વાસ જેવો ઉપયોગી નીવડયો છે. આજના સુધારક વિચારો હું જ્યારે સાંભળું છું કે વાંચું છું ત્યારે હું અમારા જીવન ઉપર વિચાર કર્યા વિના રહી શકતો નથી. કેટલીયે વાર મને આ નવા વિચાર–પ્રવાહોનું દુઃખ થાય છે અને કોઈવાર તો બાળકોનો ખેલ જોઈને હસવું આવે તેમ હસી જવાય છે. આજ એ બધું આ કાગળમાં મારે કહી નાખવું છે.

તું એમ ન માનીશ કે મને મારી ભૂલો અને મારી મર્યાદાઓનું ભાન નથી. એ ભાન મને છે. હું જાણું છું કે આજના અનેક પુત્રો પોતાની દરેક નબળાઈ માટે અને સમાજની આજની સ્થિતિ માટે એમના પિતા પ્રત્યે રોષ કેળવી રહ્યા છે. કેટલીક જગ્યાએ તો જેમ મજૂર અને માલિક વચ્ચે વર્ગીય ભેદો ઊભા થયા છે તેવા જ ભેદો પિતા અને પુત્ર વચ્ચે ઊભા કરવામાં આવે છે. અને પુત્રના હિતો કેમ જાણે એકબીજાની વિરુદ્ધ હોય તેમ એ ક્ષેત્રમાં પણ લડાઈનાં મંડાણ થઇ ચૂક્યાં છે.

હું એમ કહેતો જ નથી કે અમે તો દેવ સરીખા છીએ, પરંતુ અમારા પુત્રો જ કપૂતો છે. એવું તો બની શકે જ નહિ. અમે દેવ હોઈએ તો અમારા પુત્રોમાં પણ એ દેવત્વ ઊતર્યા વિના રહે નહિ. અમે રાક્ષસ હોઈએ તો પુત્રો પણ રાક્ષસ રૂપે જ અવતરે, પરંતુ મારે એક મહત્ત્વના મુદ્દા તરફ તારું અને આખા યુવક–સમાજનું ધ્યાન ખેંચવું છે તે પ્રારંભમાં જ જણાવી દઉં.

તમે સૌ એમ કહો છો કે જમાનો બદલાઈ ગયો છે અથવા તો

બદલાઈ રહ્યો છે. મને તમે જવાબ આપી શકશો કે એનું કારણ શું છે ? તમે આ જમાનો બદલાવી રહ્યા છો ? કે એ બદલાયેલા પ્રવાહમાં માત્ર તણાયા કરો છો? ગમે તેમ હોય, પણ એક વાત તો નક્કી છે કે આજે તમે જેવા છો તેવા માત્ર અમારા કારણે જ નથી, તમારા ઉપર અમારાં જીવન કરતાં યે આ જમાનાની વિશેષ અસર છે. જો આ વાત ખરી હોય, અને ખરી છે જ, તો અત્યારે નવા જમાનાનાં જેટલાં અનિષ્ટો છે તેની જવાબદારી વિશેષતઃ તમારી જ ગણાશે. તમારે એ જવાબદારી સ્વીકારી લઈ એમાંથી છૂટવું પણ પડશે.

હું કબૂલ કરું છું કે અમે ભૂલો કરી છે, પરંતુ મારી જૂની આંખ જોઈ રહી છે કે તમે પણ એવી જ ભૂલો તરફ ધસી રહ્યા છો. મારી ઇચ્છા તમારા રસ્તા તરફ એક લાલબત્તી ધરવાની છે. પ્યારા પુત્ર, તું પઠીક અહીં થોભજે અને તીક્ષ્ણ નજરે તારા માર્ગનું અવલોકન કરજે. તને લાગે કે મારી નબળી આંખ રસ્તો જોઈ શકતી નથી, માટે જ ભય સેવે છે તો એ લાલબત્તીના તું ચૂરા કરી નાખજે, પરંતુ મારી માગણી માત્ર થોભીને વિચારવાની જ છે એટલું તું ધ્યાનમાં રાખજે.

મારે આ એકના એક, પહેલા અને કદાચ છેલ્લા પત્રમાં શું શું કહેવું છે તે પ્રથમથી જ તારા ખ્યાલમાં લાવું એવી ઇચ્છા થાય છે. પણ મનમાં એવી શંકા રહે છે કે કદાચ એટલું જાણી લીધા પછી તું આખો પત્ર વાંચવાની ધીરજ રાખશે જ નહિ. જે જુવાન છે અને જેણે કૉલેજની કેળવણી લીધી છે તેને એવો ભ્રમ રહે છે કે પોતે બધું સમજે છે. બીજાની વાત સાંભળવા માટે એ ત્યારે જ તૈયાર થાય છે, જ્યારે ક્યાંક ઠોકર ખાઈ ને પડે છે અથવા તો આંખ સામે ગાઢ અંધકાર દેખાય છે. મારો પુત્ર એવો નહિ હોય એવી મને આશા છે છતાં આ પત્રનો અક્ષરેઅક્ષર ધ્યાનથી વંચાય એવી મારી તીવ્ર ઇચ્છા હોવાથી મારે જે કહેવું છે તે અનુક્રમે જ કહીશ. તારી ધીરજની જરા કસોટી થશે, પરંતુ એક પિતાનું હૃદય જાણવાની જિજ્ઞાસા શું તારામાં નહિ હોય ? આ

શબ્દો લખતાં તારું સુકુમાર મુખ મારી આંખ આગળ પ્રત્યક્ષ થાય છે અને વિશ્વાસ રાખે છે કે તું આ પત્ર વાંચશે, પૂરી ગંભીરતાથી વાંચશે અને તારા પિતાએ મામુલી કલમ–શાહીથી નહિ, પરંતુ હૃદયની ભાવનાથી આલેખેલા અક્ષરોને તું તારી છાતીમાં કોતરી રાખશે.

[૨]

## શક્તિ અને સંયોગો

સૌથી પહેલાં તો મારે અમારી મર્યાદાઓ અને અમારા સંયોગો તારા ધ્યાન ઉપર લાવવા છે. તારે સમજી જવું જોઈએ કે આ પત્ર એક પિતા તરીકે એક પુત્રને લખી રહ્યો છું. મારા પત્રમાં સહજ રીતે જ અનેક પિતાઓનાં હૃદય પરોવાઈ જશે અને તને કહેવા છતાં બીજા અનેક પુત્રોને પણ એમના પિતા જે કહેવા ઇચ્છે તે મારાથી કહી દેવાશે.

તું કબૂલ કરશે જ કે કોઈ પણ ગુનેગારનો ન્યાય તોળતી વખતે તેના સંયોગો ન્યાયદેવતાએ લક્ષમાં લેવા જ જોઈએ. અમારામાં જે દોષો છે તે કેટલે અંશે અમારા ઈરાદાઓના કારણે છે અને કેટલે અંશે અમારા કાબૂ બહારના સંયોગોને કારણે છે તે તમારે જાણી લેવું જોઈએ. અને હું સ્વીકારું છું કે માણસે હંમેશાં સંયોગોને આધીન ન રહેવું જોઈએ અને દરેક માનવીનો એવો પુરુષાર્થ પણ હોવો જોઈએ કે એ સંયોગો ઉપર સ્વામિત્વ મેળવે, છતાં સત્ય શોધતી વેળા સંયોગો તરફ ધ્યાન આપવું જ જોઈએ.

મારા જ સંયોગોની વાત કરું : એક ગરીબ અને બહુ જ ઓછું ભણેલા પિતાને ત્યાં મારો જન્મ થયો. હું સોળ વર્ષનો હતો ત્યાં

જ પિતા પરલોક સિધાવ્યા. બીજો ભાઈ તો હતો જ નહિ ત્રણ બહેનો અને મોટાં બાને સંભાળવાનો ભાર મારા માથે આવ્યો. દાદાજીની એવી ઈચ્છા ખરી કે હું શિક્ષણ લઈને કંઇક આગળ વધું. પરંતુ મારે તો તે જ દિવસે શિક્ષણ છોડવું પડ્યું. એ પછી રાત અને દિવસ મેં કમાવામાં અને ઘરની ચિંતામાં ગાળ્યાં છે. નાની બહેનોનાં લગ્ન કર્યાં, હું પણ જાતે પરણ્યો, ઘર વસાવ્યું, તમને સૌને યથાશક્તિ કેળવણી આપતાં આપતાં ઉછેર્યાં. આ બધું જો વિસ્તારથી કહેવા બેસું તો પાનાં ભરાય, પરંતુ તું આટલામાં જ સમજી જશે એવી આશા રાખું છું.

તું જ હવે મને કહે કે આવા વિપરિત સંજોગોમાં જેને જીવવું પડ્યું છે એવો પિતા વધુ શું કરી શકે? બેટા, તું તારા યુવકસંઘના એકેએક સભ્યને એના માતાપિતાના સંયોગો વિષે પૂછી જોજે. તારી કૉલેજમાં રાજકુમારો જેવા થઈને ફરતા વિદ્યાર્થીઓને પણ તું એમના માતાપિતા વિષે પૂછજે. મને તો ખાતરી છે કે સોમાંથી સિત્તેર માતાપિતાના સંયોગો મારા કરતાં યે ખરાબ હશે. વીશેકના સંયોગો મારા જેવા હશે. પચીક મારાથી કંઈક ઠીક હશે એકસોમાં માત્ર પાંચ યુવકો પોતાના માતાપિતાના સારા સંયોગો વર્ણવી શકશે. હવે જો આ હકીકત સત્ય હોય તો તમારી આજની સ્થિતિ માટે કેટલો ભાગ પરિસ્થિતિનો છે તેનું તમે તોલન કરજો.

પિતાપક્ષનો વકીલ બનીને હું કશું લખવા નથી માગતો. તેમ અમે ગમાર છીએ, અસંસ્કારી છીએ અથવા તો અમારા માતાપિતાએ અમને કશું ન આપ્યું એમ કહીને પણ છટકવા નથી ઇચ્છતો. એવી સ્થિતિ પણ છે ખરી, પરંતુ જે પુત્રો પિતાને દોષ દઈ રહ્યા છે તેઓ તો એ જ પુત્રો છે કે જેમને પિતાએ પોતાની શક્તિ અને સંસ્કાર અનુસાર કેળવણી આપી છે, સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ અને પુસ્તક આપ્યાં છે. આ પિતાઓ અભણ કે ઓછું ભણેલ હશે.

છે. અમે જ્યારે એનો જવાબ નથી આપી શકતા ત્યારે તમે એમ માનવા લાગો છે કે તમે સાચા છે. કેમ જાણે સાચ-જૂઠનો નિર્ણય કરવાની સત્તા માત્ર દલીલશક્તિને જ હોય? આજે હું જે કહી રહ્યો છું તે જો મારા એકલાની જ અને સામાન્ય વેદના હોત તો કદાચ મને કંઈ કહેતાં જ ન આવડત, પરંતુ મારું તો અમારે હૈયું જ વહેવા લાગ્યું છે. શી રીતે હું લખી રહ્યો છું તે હું પોતે પણ જાણતો નથી.

તમને ઉછેરવામાં અને કેળવવામાં મેં જે ભૂલો કરી છે અને જે ભૂલો હજારો પિતા આજે પણ કરી રહ્યા છે તેનો હું ઇન્કાર કરવાનો નથી. તેનો બચાવ પણ પણ મારે કરવો નથી. હું તો એ ભૂલો દ્વારા જ તને કેટલુંક કહી દેવા માગું છું કારણ કે હું જોઈ રહ્યો છું કે એ જ ભૂલો, જરા જુદા સ્વરૂપમાં આજે તમે સૌ કરી રહ્યા છે. કેટલીક બાબતોમાં તો તમે ઘોર અંધારામાં અથડાઓ છે અને હમણાં જ કોઈ ભયાનક ખીણમાં કદાચ ધકેલાઈ જશો એવો મને ભય છે. અમારી ભૂલોનો મને અફસોસ છે, પણ શરમ નથી. કારણ કે એકેય ભૂલની પાછળ બદઈરાદો નથી, હોઈ જ કેમ શકે? એ ભૂલો અમારી નબળાઈની સૂચક છે. એ જ નબળાઈ તમારામાં ન ઊતરે એમ હું ઇચ્છું છું. કેટલીક ભૂલો અમારા સંયોગોને કારણે થયેલી હશે. હું ધારું છું કે તમે પણ એવી ભૂલોમાંથી મુક્ત નહિ રહી શકો.

મારી માગણી એટલી જ છે કે અમારા સંયોગો અને તેને અંગે ઊભી થતી મર્યાદાઓ સદાય તમારા લક્ષમાં રહે. જો એમ થશે તો તમને પણ તમારા જીવન વિષે વિચારવાનું, નિર્ણય કરવાનું અને વર્તવાનું સહેલું પડશે, હું એમ જોઈ રહ્યો છું કે આજે ઘણા યુવાનોને પોતાની મર્યાદાઓનો ખ્યાલ જ નથી. આજના શિક્ષણનું કહો, પરિસ્થિતિનું કહો, વાતાવરણનું કહો, એક પરિણામ એ આવ્યું છે કે માણસના પગ ધરતી ઉપર સ્થિર રહી શકતા નથી. એ આકાશમાંથી વિમાનને જોઈને ઊડવાના વિચારો કરે છે, પણ ભૂલી જાય છે કે એને પાંખ નથી, માત્ર

હાથ-પગ છે. એ ઊડી તો શકતો જ નથી પરંતુ એ પૂંછડાના પ્રાબલ્યને લઈ હાથ-પગનો ઉપયોગ કરવાનું પણ એને સૂઝતું નથી. એની સ્થિતિ ત્રિશંકુના જેવી થઈ જાય છે.

દરિયાપારથી વિચારોનાં જે મોજાં આ દેશના કિનારા સાથે અથડાય છે તે તમામનું તમને આકર્ષણ થાય છે. તમે પુસ્તકોમાં જે કંઈ વાંચો છો તે બધું તમારા મન-મગજનો કબજો લઈ લે છે. તમારી શક્તિ અને સંયોગો તમને ખ્યાલમાં જ રહેતા નથી. જ્યારે તમે એ વિચારોમાંનું કશું કરી શકતા નથી ત્યારે તેનો દોષ અભાગ ઉપર, સમાજ ઉપર, પરિસ્થિતિ ઉપર ઢોળી દઈ સાંત્વન મેળવવાનો પ્રયાસ કરો છો; જ્યારે ખરેખર તો તમારી સ્થિતિ વિશે તમે કદી ગંભીરપણે વિચાર્યું જ હોતું નથી. બુદ્ધિમાં તમે જેટલા આગળ વધી ગયા છો તેટલા જ જો સમજણમાં અને શક્તિમાં આગળ વધી શક્યા હોત તો આવું બનત નહિ. જે કરવાનું તમારામાં સામર્થ્ય નથી અને ચાલવાનું તમને સૂઝતું નથી.

આગ આ વિષય વિશે તારે વધુ ખાત્રી કરવી હોય તો તારી સાથેના તારી ઉંમરના કે મોટી ઉંમરના જે જુવાનો પરણી ગયા હોય, ઘરબાર વસાવી બેઠા હોય કે નોકરી-ધંધો કરતા હોય તેની આજની સ્થિતિનું અવલોકન કરજે. અભ્યાસકાળે એમનામાં જે તરવરાટ હતો, તે આજે છે? એ જ શક્તિ, એ જ સ્વમાનપ્રિયતા, એ જ ક્રાંતિકારી વિચારો તેઓ ધરાવે છે? આકાશમાં ઊડવાના સ્વપ્નો એમને હવે આવે છે? એમના પિતાઓ કરતાં કોઈ મહત્ત્વની બાબતમાં તેઓ આગળ વધેલા દેખાય છે? મને લાગે છે કે તને એ અવલોકન કરતાં નિરાશા જ સાંપડશે. આ પરિવર્તનનાં શાં કારણો છે? તારે કબૂલવું પડશે કે એમણે પ્રથમથી એમની શક્તિઓનું માપ જ નહોતું કાઢ્યું.

એટલે માત્ર આધારો જ નહિ પણ તમારા બધા સંયોગોનો સ્પષ્ટ ખ્યાલ, કોઈ પણ વિચારણામાં તમારી પાસે હોવા જોઈએ. એ વિનાના

વિચારો માત્ર તરંગો છે, એનું કશું પરિણામ આવતું નથી. યુવાન મનને એ ક્ષણિક આવેશનો આનંદ આપી જાય છે. હું ઇચ્છું છું કે મારો પુત્ર એવા આવેશમાંથી મુક્ત હોય, ન હોય તો સત્વર થાય અને પોતાની શક્તિનું માપ કાઢવાનું કદી ન ચૂકે.

[ ૩ ]

## અમારી આશાઓ

હું જે લખી ગયો અને હજી યે જે લખવાનો છું તેનો તું એવો અર્થ ન કરીશ કે તમારા ઉત્સાહ ઉપર હું ઠંડુ પાણી રેડવા માગું છું અથવા તો તમને જે પાંખો ફૂટે છે તેને હું અટકાવી રહ્યો છું. અમારા ઉપર આ એક મોટો આક્ષેપ છે. અમે જ્યારે સલામતીની વાત ઉચ્ચારીએ છીએ ત્યારે તેને ધ્યાનથી સાંભળવાને બદલે હસી કાઢવામાં આવે છે. આજના યુવકોને એમાં કાયરતાનો ભાસ થાય છે. અમારું જીવન સાહસમાં વીત્યું હોય તો પણ પુત્રો ઉપર તેની અસર થતી નથી. આનું પરિણામ એ આવે છે કે જે અનુભવો, કેટલીયે ભૂલો અને ઠોકરો પછી મેળવેલી હોય છે તે અમે તમને આપી શકતા નથી. તમારે પણ એ જ ઠોકરોમાં, જીવનના અમુક વર્ષો ગાળવાં પડે છે.

હું એમ તો કહેતો જ નથી કે અમે જે કહીએ તે સાચું માનીને તમે વર્તવા માંડો. એવું અમે કહીએ નહિ, કહીએ તો તમે માનો નહિ. જે પિતા એવો આગ્રહ રાખે છે તે ઊલટો અપમાન પામે છે, પણ અમે એટલું તો જરૂર માગીએ છીએ કે અમારી દરેક વાતને તમે હસી ન કાઢો. તમે થોડું ભણી ગયા છો અથવા તો દુનિયાનું

સાહિત્ય વાંચી શકો તેથી સર્વજ્ઞ બની ગયા છો એમ કદી ન માનો. જગતનું અને જીવનનું તમામ જ્ઞાન પુસ્તકનાં પાનાંમાં જ ભર્યું છે એવી ભ્રમણા ન રાખો. અમે જે બોલીએ છીએ તે પગપૂર્વથી ગોખેલાં સૂત્રો નથી, પરંતુ અમારો અનુભવ છે. આ અનુભવ તમને કેટલાયે કપરા સંયોગોમાં ભોમિયાનું કામ આપશે. અમારા શબ્દોને તમે એટલું વજન આપો એ જ મારે કહેવું છે. જે પિતા પોતાના દરેક શબ્દને સત્ય ઠરાવવા મથે છે તે જેટલો મૂર્ખ છે તેટલો જ મૂર્ખ પિતાના દરેક શબ્દને જૂઠા માનનાર પુત્ર છે. થોડાક પિતાઓ જે ભૂલ કરી ગયા છે તે જ ભૂલ થોડાક નહિ, લગભગ બધા પુત્રો આજે કરી રહ્યા હોય એમ મને લાગે છે.

અને એક બીજી વસ્તુ પણ આ અંગે ધ્યાન રાખવા જેવી છે. જે બાબતનો અમને અનુભવ નથી તે બાબતમાં અમે કદી સલાહ આપતા નથી. બહુ બહુ તો સંભાળીને ચાલવાની સૂચના જ આપીએ છીએ. આ સૂચનામાં ખોટું શું છે? એની પાછળ પ્રેમથી પ્રેરાયેલું પિતૃહૃદય જ હોય છે. જ્યારે એવી સૂચના તરફ કોઈ પુત્રને હું હસતો જોઉં છું ત્યારે મને એમ લાગે છે કે એને હૃદય જ નથી, એના શિક્ષણે એને નિષ્ઠુર બનાવી દીધો છે.

પુત્રના સાહસકર્મો પિતાને નથી ગમતાં એમ તું માનતો નહિ. પુત્ર પ્રત્યેના પ્રેમને લઈ પિતા પોતાના પુત્રને જોખમમાં મૂકતાં ડરે છે, પરંતુ હિંમત કરીને જ્યારે પુત્ર આગળ વધે છે ત્યારે તો એને આશીર્વાદ જ આપે છે અને પુત્ર જો પોતાના કાર્યમાં સફળતા મેળવે છે તો પિતાના ગર્વનો પાર જ રહેતો નથી. તું વિચારશે તો જોઈ શકશે કે મારા કરતાં તું વિશેષ કીર્તિ પ્રાપ્ત કરે, વિશેષ શક્તિ અને જ્ઞાન પ્રાપ્ત કરે તે માટે હું કેટલી ઝંખના સેવું છું! તું જાણે છે કે પિતા પોતાનું સર્વસ્વ એના પુત્રમાં આરોપીને જ કૃતકૃત્ય થાય છે!

અમને તમારા માટે સદૈવ એક અફસોસ રહ્યો છે કે તમે કદી અમારી લાગણીને, અમારા હૃદયને, અમારા હેતુને સમજવાનો પ્રયત્ન જ કરતા નથી. અમારી કોઈ વાત તમને ન રુચે ત્યારે પણ તમે જો એની પાછળ રહેલું અમારું હૃદય જોઈ શકતા હો તો તમારા વર્તનમાં મહત્ત્વનો ફેર પડી જાય. તમારે જો અમારી વિરુદ્ધ જવું પડે તો તેનું દુઃખ તમારી આંખમાં દેખાયા વિના રહે નહિ. કોઈ સંયોગોમાં તને અવિનયી તો બની જ ન શકો. એક વાત સૌ વિશ્વાસથી માનજો કે અમે જે કહીએ છીએ તે નિર્મળ પ્રેમની ભાવનાથી જ કહીએ છીએ. અમારા સ્વાર્થથી પ્રેરાઈને ભાગ્યે જ અમારે કશું કહેવાનું હોય છે. જો સ્વાર્થ હોય તો તમને સુખી, સમૃદ્ધ અને કીર્તિવંત જોવાનો જ હોય છે, પરંતુ એ વસ્તુની તમારા મનમાં કશી કદર જ હોતી નથી.

આ કાગળ હું તને જ લખી રહ્યો છું છતાં આખા યુવકસમાજને લખતો હોઉં એવાં સંબોધનો મારાથી વપરાઈ જાય છે. કારણ કે તને પોતાને તો મારે આ વિષે બહુ ઓછું જ કહેવાનું છે. અમારામાં આ એક મોટો દુર્ગુણ છે. અમે અમારા પુત્રના બહુ ઓછા જ દોષો જોઈ શકીએ છીએ. આનો અર્થ એ નથી કે તારામાં દોષો હશે, પણ હું જોઈ શકતો નથી. મારો કહેવાનો ભાવાર્થ એ છે કે દરેક પિતા બનતા પ્રયત્ને પોતાના પુત્રને ભોળો માને છે અને જો એમાં કંઈ દોષ જણાય તો બીજા કોઈના કારણે છે એમ માનવા માટે મથે છે આજે હું સૌને ઉદ્દેશી જે લખી રહ્યો છું તેની પાછળ એવો મનોભાવ તો નહિ હોય! અંગત રીતે તો હું તને એક સુશીલ પુત્ર માનું છું અને તારા માટે હંમેશાં ગર્વ અનુભવું છું.

તારા માટે હું કેટલી આશાઓ રાખી રહ્યો છું તે તું જાણે છે? દરેક પિતાની એ જ સ્થિતિ હોય છે. પોતાની દૃષ્ટિમર્યાદા અનુસાર સૌ કોઈ આશા સેવે છે. આમાં કેટલીક આશાઓ અમને પણ સુખ

આપનારી હોય છે અને કેટલીક તો કેવળ અમારા મનના સંતોષ માટે જ અમે સેવીએ છીએ. જેમાં અમને અમારું સુખ દેખાય છે તેમાં પણ તમારા સુખનો અને તમારી કીર્તિનો ખ્યાલ તો અમે રાખીએ જ છીએ.

એટલું ખરું કે અમારી આશાઓ, તમારી કલ્પનાઓ જેટલી વિશાળ કે ઉન્નત નથી હોતી, પરંતુ શ્રદ્ધા રાખજે કે અમને એનો વિરોધ નથી. મારી જ વાત કરું તો હું એવી આશા રાખી રહ્યો છું કે આપણાં ઘરનો બોજો હવે તું ઉઠાવી લે. મારે નવરા થઈને બેસી નથી જવું; જ્યાં સુધી શરીર ચાલે ત્યાં સુધી હું કામ કરવા માગું છું. પણ મારી જવાબદારીનો ભાર હવે તારા માથા ઉપર આવે એમ ઇચ્છું છું. તારો પોતાનો લગ્નપ્રશ્ન મારે ઉકેલવો છે: આ વિષે મારે જે કહેવાનું છે તે તો આ પત્રમાં હું કહીશ જ. પરંતુ એ પ્રશ્ન અને તારી બહેનોનો પ્રશ્ન તારી હૃદયપૂર્વકની સંમતિ અને મદદ વિના મારાથી ઉકેલાશે નહિ.

મારી આશાઓમાં આ ઉપરાંત તને પ્રમાણિકપણે આગળ વધતો જોવાની ઇચ્છા પણ છે. લક્ષ્મીનંદન થવાના કોડ તો મને નથી, પરંતુ જીવનની કોઈ જરૂરિયાતમાં તારે મૂંઝાવું ન પડે એવી સ્થિતિ તો હું ઇચ્છું જ છું, તારી શક્તિઓ ખીલે અને સન્માર્ગે વપરાય, દેશનું અને સમાજનું તું તારી સેવાઓ વડે હિત સાધી શકે તે હું ઇચ્છું જ છું. પણ મારી એવી માન્યતા થઈ ગઈ છે કે જે પોતાના કુટુંબનું હિત ન સાધી શકે તે સમાજનું ભલું ન જ કરી શકે. સમાજસેવા તરફ પણ જુવાનો ખેંચાય છે તેમાં કેટલીકવાર તો મને કીર્તિલોભ પણ લાગે છે. કુટુંબ એક એવી સંસ્થા છે કે જ્યાં માણસ જે સેવા આપે તે તેનું કર્તવ્ય મનાય છે. એ માટે કીર્તિનો લોભ કોઈ રાખી શકતું નથી.

અને સૌથી મોટી આશા તો મારી એ જ છે કે તારી સામે કોઈ કરતાં કોઈ, આપણો દુશ્મન પણ કદી આંગળી ન ચીંધી શકે

એવું ઉજ્જવળ તારું ચારિત્ર્ય હોય. તું ગરીબ હશે, અજાણ હશે, મંદબુદ્ધિ હશે તે બધું મારાથી સાંખી શકાશે, પરંતુ મારા પુત્ર સામે કોઈ આંગળી ચીંધશે તો મારા માટે કોઈને મોં બતાવવાનું પણ અશક્ય થઈ પડશે. આ ઉપરાંત, તારામાં ધર્મવૃત્તિ, વિનય-વિવેક, મર્યાદા, વડીલો પ્રત્યે પૂજ્યભાવ, બીજા માટે ઘસાવાનો સ્વભાવ, વગેરે ગુણોની પણ અપેક્ષા રાખું છું.

એક સામટું મેં ઘણું લખી નાખ્યું છે, પણ મને ખાતરી છે કે મારી એ તમામ આશાઓ તું પૂરી કરશે જ. આજે જ એવું બળ અને એવા ગુણો હું તારામાં જોઈ શકું છું. જેમ તારી શક્તિ વધશે તેમ એ ગુણો વિકાસ પામતા જશે એવી મને આશા છે. તારી કેળવણી તું અવશ્ય દીપાવશે. તારા જન્મદિવસે આ વિષેનો તું સંકલ્પ કરી લેજે.

એકવીસમું વર્ષ બેસે છે તેનો અર્થ એ કે હવે તું યુવાન થયો. તારું બાળપણ તો ક્યારનું વીતી ગયું. કિશોર અને કુમાર અવસ્થા પણ વટાવી ગણાય. હવે તો તારે કર્તવ્ય-કર્મમાં લાગી જવાનો કાળ આવ્યો છે. આપણી સ્થિતિ સારી હોત તો હજી યે વધુ અભ્યાસ માટે તું બેચાર વર્ષો કાઢી શકત, પરંતુ હું લખી ચૂક્યો છું કે મારી શક્તિ હવે ખૂટવા આવી છે. અંતરની વાત જો પૂછે તો હું પોતે એમ માનું પણ છું કે આટલું શિક્ષણ આપણા જેવા સ્થિતિ-સંયોગોવાળા માટે બસ છે. હવે તો જે મેળવવું તે અનુભવની સાથે જ મેળવવું. અનુભવ જેવું શિક્ષણ તો બીજું કયું છે ?

ઉપર મેં કહ્યું તેમ આપણા સ્થિતિ-સંયોગોનો ખ્યાલ રાખીને પગલું ભરીએ તો જુવાનીનું જે જોમ છે તે કદી તૂટે નહિ. હું એમ ઇચ્છું છું કે મારો પુત્ર વિચારમાં કે આચારમાં કદી પાછાં પગલાં ન ભરે. શક્તિ કરતાં વધુ દોડવાનો પ્રયત્ન નહિ થાય તો એવો પ્રસંગ કદી આવશે જ નહિ. હું જાણું છું કે શક્તિના વિકાસ માટે સાહસ

કરવાની જરૂર છે. પણ સાહસ અને આધળિયા વચ્ચેનો તફાવત આપણે જાણી લેવો જોઈએ. દસ માઈલ ચાલી થકનાર પંદર માઈલ ચાલવાનો પ્રયાસ કરે તો એ સાહસ છે, પણ એનો પચાસ માઈલનો પ્રયત્ન તો નિષ્ફળ જ જાય. તું હવે જે ઉંમરમાં આવે છે તે ઉંમર સાહસ અને શૌર્યની છે. હું તેને ઉત્તેજવા ઇચ્છું છું, પણ આ બધી ચેતવણીઓનો સાથે એ વિનાની ઉત્તેજના તો ખરાબ જ ગણાય. એનું જોશ ક્ષણિક હોય. હું તો તારા જોમને અંખડ રાખવા ઇચ્છું છું.

પ્યારા પુત્ર, મારી આ આશાઓને તું પૂર્ણ કરજે.

[ ૪ ]

## લગ્નનો સવાલ

હવે જે પ્રશ્નો વિષે મારી અને તારી વચ્ચે, પિતા અને પુત્ર વચ્ચે તીવ્ર મતભેદ હોવાનો સંભવ છે તે વિષે થોડું કહી દઉં. નવા યુગનાં કેટલાંક ભયસ્થાનો મને દેખાય છે તેનો ચર્ચા પણ આમાં જ હું કરી લઈશ.

સૌથી પહેલો પ્રશ્ન લગ્નનો જ લઉં. આ વિષે એક પિતા પોતાના સ્થાને રહીને જેટલું કહી શકે તેટલું હું કહી દઈશ. એ સિવાયનું તો તારે જાતે જ મારા શબ્દોના વિશાળ અર્થ કરીને સમજી લેવું પડશે.

લગ્નમાં સૌથી પહેલો સવાલ છે પસંદગીનો. આજે જે વિચારો યુવકોના મગજને રોકી રહ્યા છે તેની કલ્પના માત્રથી હું ધ્રૂજું છું. તું જાણે છે હું નિયમિત વર્તમાનપત્ર વાંચું છું. થોડાં સામયિકો અને પુસ્તકો પણ હું જોઈ જાઉં છું. એ ઉપરાંત, યુવકો સાથે

અને મારી ઉંમરના બીજા પિતાઓ સાથે વાતો કરવાના પણ ઘણી વાર પ્રસંગો આવે છે. એ બધા ઉપરથી હું આજના ક્રાંતિકારી વિચારોને સહેજસાજ જાણી શકયો છું. જ્યાં સુધી પુત્ર-પુત્રીની સંમતિ વિષે આગ્રહ રાખવામાં આવે છે ત્યાં સુધી તો મને એ કબૂલ છે. પ્રથમ તો એ વિચાર પણ મને રુચતો નહોતો, પરંતુ હવે એમ લાગે છે કે અગાઉની સમાજરચના આજે રહી નથી એટલે પુત્ર-પુત્રીની ઇચ્છા તો અવશ્ય જાણી લેવી જોઇએ, પરંતુ પોતાના જીવન સાથીની પસંદગી પુત્ર-પુત્રીએ જાતે જ કરી લેવી જોઇએ એ મત મને ભયકારક લાગે છે. બધા જ દાખલામાં નહિ, પરંતુ મોટા ભાગના આવા દાખલાઓમાં લગ્નજીવન નિષ્ફળ જ જાય એમ મારું માનવું છે. કોઇ અપવાદમાં સફળતા મળે તેથી એ મતને સિદ્ધિ મળેલી ન મનાય. એનું અનુકરણ પણ કોઇએ ન કરવું જોઇએ.

એ પછી વિધવાવિવાહ, પરજ્ઞાતિ, પરપ્રાંત કે પરદેશમાં લગ્ન, પ્રાયોગિક લગ્નો, મુદતી લગ્નો, મુક્ત વ્યવહાર એ બધાં સામે મારો વિરોધ છે. ચાલુ લગ્નપ્રથાના દોષો હું જોઈ શકું છું. એ દોષો મૂળ પ્રથામાં તો નહોતા જ, પરંતુ સમાજની પ્રથા બદલાય ત્યારે લગ્નની પ્રથા પણ બદલાવી જોઇએ. જો ન બદલાય તો અવશ્ય દોષો આવી જાય. આજે પિતા-પુત્રના માનસમાં ફેર પડયો છે, આપણાં કુટુંબો પણ છિન્નભિન્ન થયાં છે, આપણા વ્યવસાયોમાં તો આકાશપાતાળના અંતર દાખલ થયાં છે. પિતા સામાન્ય વેપારી હોય અને પુત્ર ડૉકટર હોય, પિતા યજમાનવૃત્તિ કરતો હોય અને પુત્ર વકીલાતમાં પડયો હોય એવા દાખલાઓ ઓછા નથી. આ સ્થિતિમાં માતાપિતા કે કુટુંબને જોઇને એમનાં બાળકો વિષે સાચું અનુમાન બાંધી જ ન શકાય. ઉપરાંત, સુધારાનો જે પવન ફુંકાયો છે તે ખાતર પણ જો પિતાની જ પસંદગીથી કોઈ વેવિશાળ થાય તો પુત્ર-પુત્રીમાં તેનો વિરોધ કરવાની વૃત્તિ જાગે જ. એની દૃષ્ટિ પણ

શંકાશીલ બની જાય, સામા પાત્રમાં દોષ ન હોય તો યે તેને દેખાઈ આવે. એટલે ચાલુ લગ્નપ્રથામાં પરણનારની સંમતિની પ્રથા ઉમેરી દેવી જોઈએ એવો મારો મત છે. એથી વિશેષ કશું જ કરવાની જરુર મને લાગતી નથી.

તું જાણે છે કે હું જૂની રૂઢિઓને તે જૂની છે તેટલા ખાતર જ પકડી રાખનારો નથી, પરંતુ એ જૂનું છે એટલા ખાતર જ તેનો નાશ થવો જોઈએ એમ માનનાર પણ હું નથી. એવો નાશ કર્યા કરવાથી કોઈ જમાનો આગળ વધી શકે નહિ. ભૂતકાળ એ તો વર્તમાન જેમાંથી ફૂટે છે તે ધરતી છે. તેને ખોદવાથી વર્તમાન અને ભાવી બન્ને જોખમમાં મુકાઈ જાય. ઉપરાંત, કોઈ પણ પ્રથામાં એટલો જ સુધારો થવો જોઈએ, જેટલો અનિવાર્ય રીતે જરૂરી હોય. એક દર્દીનો જ વિચાર કરીએ. એનાં દર્દ કરતાં વિશેષ પ્રમાણમાં જો ઔષધ આપવામાં આવે તો તેનું પરિણામ મૃત્યુ સિવાય બીજું શું આવે? કોઈ પણ પ્રથામાં જ્યારે દોષ દાખલ થાય ત્યારે તેને માંદગી સમજીને તેના પ્રમાણમા જ ઉપાયો લેવા જોઈએ. દરેક ફોડલી વખતે જો નસ્તર જ મૂકીએ તો દર્દી ભાગ્યે જ બચી શકે.

જો આ વાત બરાબર હોય તો આપણી લગ્નપ્રથામાં ક્રાંતિકારી ફેરફારો કરવા જેટલો સડો દાખલ થયો છે ખરો? તને એમ લાગતું હોય કે થયો છે તો બેશક તું એનો નાશ કરજે, પરંતુ એ પ્રથામાં જીવ હોય છતાં ... વ્યક્તિઓને કોઈ પ્રથાની જરૂર નથી પડતી, એ

દાંપત્ય જીવનમાં રસ નથી ? ઉલ્લાસ નથી ? સહકાર નથી ? પ્રેમ અને ત્યાગ નથી ? આપણા ઓળખીના સૌ કોઈના ઘરમાં તું દષ્ટિ ફેંકશે તો નિષ્ફળતા કરતાં સફળતાનું પ્રમાણ વધારે છે એમ તું જોઈ શકશે. કેટલેક સ્થળે કલેશકંકાસ દેખાય તો તેનું કારણ લગ્ન છે કે બીજું કંઈ તે પણ જોઇ લેજે.

આગળ વધતાં પહેલાં એક વાત સ્પષ્ટ કરી દઉં. આજના ગૃહ-જીવનમાંથી મધુરતા લૂંટાતી જાય છે, સંયુક્ત કુટુંબો તૂટતાં જાય છે, પ્રેમ અને ત્યાગના સ્થાને સ્વાર્થની હોળી સળગતી દેખાય છે તે બધું હું કબૂલ કરું છું પરંતુ તેનું કારણ લગ્નપ્રથા નથી મારા મત પ્રમાણે તેનાં કારણો જુદાં જ છે અને તે સત્વર દૂર થવાં જોઈએ. પહેલું કારણ સ્ત્રીને પુરુષના કરતાં નીચી માનવામાં આવે છે તે છે. બીજું કારણઃ જૂની અને નવી પેઢી વચ્ચેના વિચારોનું અંતર સાંધવાનો પ્રયત્ન થતો નથી. બંને પક્ષ આગ્રહી બનીને પ્રેમતંતુને ખેંચી રહ્યા છે. ત્રીજું કારણઃ આર્થિક હાલત પ્રતિદિન ખરાબ થતી જાય છે. એટલે સૌ કોઈ ને તંગી અનુભવવી પડે છે. એમાંથી લોભ અને ઈર્ષા જન્મે છે. ચોથું કારણઃ સાસુ વહુ અને દેરાણી-જેઠાણીનાં નિત્યના ઝગડા છે. તેનો નિકાલ યોગ્ય કેળવણીમાં જ છે. આમાંના એકે ય દોષ લગ્ન પ્રથાને કારણે છે એમ લાગતું નથી. આજે પણ જે કુટુંબમાં પિતા-પુત્રની પ્રકૃતિમાં અને સંસ્કારમાં તફાવત નથી ત્યાં તો પુત્રની સંમતિ લો કે ન લો તેનું લગભગ સરખું જ પરિણામ આવે છે. જ્યાં તફાવત છે ત્યાં એ જ પ્રશ્ન પુત્રને કુટુંબથી જુદા પડવાનું કારણ બની જાય છે. કન્યા હોય છે તો ઘણીવાર દુઃખમાં પડે છે. એને પૂરતો પ્રેમ મળી શકતો નથી. એમનું જીવન ચાલ્યા તો કરે છે, પરંતુ એને સફળતા ન કહી શકાય.

હવે ક્રાંતિકારી લગ્નનો વિચાર કરીએ. એમાં કેટલા સફળ થાય છે ? દરેકે દરેક પદ્ધતિ વિષે હું ટૂંકમાં મારો મત જણાવી દઉં.

પુત્ર-પુત્રી પોતે જ પોતાનો જીવનસાથી પસંદ કરે તેમાં મને ભારે જોખમો જણાય છે. પ્રથમ તો બધા જ કે મોટાં ભાગનાં યુવક-યુવતીઓ એમ કરી શકે એવું નથી. કારણ કે આવી પસંદગી મૈત્રી વિના બને નહિ. એવી મૈત્રી બહુ થોડાને જ મળે છે. એટલે વ્યવહારિક રીતે મોટા ભાગનાં યુવક-યુવતીઓ માટે આવી પસંદગી કરવાનું લગભગ અશક્ય છે, પરંતુ આવી માન્યતા આજનાં યુવક-યુવતીઓના મગજમાં ઘર કરીને બેઠી હોય છે તેથી તેઓ એવી મૈત્રી માટે સદાયે ઉત્સુક રહે છે અને તેનાં માઠાં પરિણામો આખા સમાજને ભોગવવાં પડે છે. સોમાંથી નેવું નહિ, નવ્વાણું મૈત્રીની પાછળ આવો ભાવ હોય છે. તું જ કહે, એ ભાવ સાથે આજનો યુવકસમાજ પોતાનું ચારિત્ર્ય ઘડી શકે? શરીર-મનને સુદૃઢ અને નિરોગી રાખી શકે? સ્થૂળ દોષો ભલે ન થતા હોય કે ઓછા થતા હોય, પણ માનસિક પતન તો હું માનું છું કે પારાવાર હશે.

અને આ રીતે થયેલી પસંદગી સાચી હોય? યુવક અને યુવતીઓના સમૂહમાંથી કોઈક જ એ વખતે મોહની નિદ્રાથી મુક્ત હોય. બંનેનો પ્રયત્ન એકબીજા પાસે સારા દેખાવાનો હોય એટલે કોઈનું સાચું સ્વરૂપ પ્રગટ થાય જ નહિ. લગ્ન પછી એ મોહનિદ્રાનો અંત આવે અને વ્યવહાર-જીવન શરૂ થતાં જ બંને વચ્ચે ક્લેશનાં બીજ વવાય. મોટાં ભાગનાં નવાં લગ્નો કરુણતામાં પરિણમે છે તેનું કારણ આ જ છે.

વિધવાવિવાહનો પણ હું વિરોધી છું. એટલા માટે નહિ કે વિધવા ઇચ્છે તો પણ લગ્ન ન કરી શકે એવો મારો મત છે. હું તો માનું છું કે જે સંયમની પાછળ હૃદયનો સાથ નથી તે સંયમ વ્યભિચાર કરતાં યે ખરાબ છે. હું ઇચ્છું છું કે જે વિધવા ઇચ્છે તે લગ્ન કરે, પરંતુ એવાં લગ્નો વિધુરની સાથે થવાં જોઈએ. આવો જ મત હું વિધુર માટે પણ ધરાવું છું. લગ્નનું માધુર્ય અને લગ્નની મંગલતા તો કૌમાર્યમાં જ છે. કુમાર હમેશાં કુમારીને પસંદ કરે અને કુમારી

કુમારને—એવો મારો મત છે. આમાં અપવાદો થવાના, પણ એ તરફ ધ્યાન ન આપવું જોઈએ.

પરજ્ઞાતિ, પરપ્રાંત અને પરદેશમાં લગ્નનો વિચાર ન કરવો જોઈએ એમ હું માનું છું તેનું કારણ આટલું જ છેઃ લગ્ન સમાન પરિસ્થિતિમાં થવાં જોઈએ. તો જ કુટુંબના અને સમાજના ધર્મો સારી રીતે બજાવી શકાય. આમાં પણ કોઈ અપવાદ તરફ ન જોવું જોઈએ.

હવે જે વિચારો વિષે મારે મત આપવો છે તે વિચારોનો મને માત્ર વિરોધ નથી, એને હું અંતઃકરણથી ધિક્કારું છું. એમાં આખા સમાજનું મને પતન દેખાય છે. એ વિચારો છે—પ્રાયોગિક લગ્ન, મુદતી લગ્ન, મુક્ત વ્યવહાર. હું બહુ લંબાણ નહિ કરું. એટલું જ કહીશ કે આ માર્ગ માનવીનો નહિ, પશુનો છે. તેઓ વગર સમજ્યે એવું જ કરે છે. માનવીમાં બુદ્ધિ અને નિયમની શક્તિ આવી તે પહેલાં કદાચ એ આમ જ વર્તતો હશે. આજે એટલા બધા પાછા જવાની જરૂર નથી. મારા મતે લગ્ન એ સંયમ માટે છે. જે પ્રથા, વિચાર કે પદ્ધતિમાં સંયમનો વિચાર ન હોય તે વ્યક્તિ અને સમાજ માટે આફતરૂપ છે. આ ત્રણેય વિચારો ભયંકર છે. મારો પુત્ર એ તરફ ઝૂકતો હોય તો મારા દુઃખને કોઈ સીમા ન રહે. સ્ત્રી–પુરુષ વચ્ચેના આવા સંબંધોમાં પ્રેમ ટકી જ ન શકે. પ્રાયોગિક લગ્ન કરનાર જો નિષ્ફળ જાય તો એનો બીજો ઘડો થવો પણ મુશ્કેલ બને. એવું જ મુદતી લગ્નનું. અને મુક્ત વ્યવહાર એટલે તો બુદ્ધિયુક્ત પશુવ્યવહાર. એમાં ન કુદરતી નિયમન, ન ઐચ્છિક નિયમન.

હું તો એ જ મત ઉપર દૃઢ છું કે જૂની લગ્નપ્રથામાં પુત્ર–પુત્રીની સંમતિનો રિવાજ દાખલ કરી દેવામાં આવે તો તે પૂરતું છે. સૌને માટે એ શ્રેયસ્કર છે. એમાં મોહનું ઘેન નહિ હોય, અસંયમ નહિ રહે. સૌ કોઈ સ્થિર બુદ્ધિથી જીવનનો ગંભીર પ્રશ્ન ઉકેલી શકશે. આ પ્રથા સર્વત્ર સ્વીકારાય તો કેવું સારું !

[ ૫ ]

## સદ્દગુણોનું જન્મસ્થાન

**વ્હાલા પુત્ર,** લખેલા પાના ઉપર નજર નાખું છું તો એમ લાગે છે કે તને કહેવા જતાં તો હું સૌ કોઈને કહેવા લાગી ગયો છું અને તારો પ્રશ્ન વિચારતાં તો સમાજના ગંભીર પ્રશ્નોની વિસ્તૃત ચર્ચા મારાથી થઈ ગઈ છે. પરંતુ એમ તો લાગે જ છે કે જે લખ્યું છે તે સાચું છે, તને ઉપયોગી છે અને એમાંનું કશું યે એવું નથી લાગતું કે જેના ઉપર મારે છેકો મારવો પડે. મારે જે તને કહેવું છે તે સામાન્ય ચર્ચામાં મેં કહી નાખ્યું છે એટલો જ માત્ર તફાવત છે. હવે આ કાગળ પૂરો કરતાં પહેલાં તને જ ઉદ્દેશીને થોડું કહી દઉં.

લગ્ન વિષેના મારા વિચારો મેં જણાવી દીધા છે./એ ધ્યાનમ રાખીને તું તારી મૈત્રીઓ કેળવજે. મૈત્રી મૈત્રી માટે જ હોય. મિત્ર પુરુષ હોય કે સ્ત્રી, મનમ બીજો ભાવ પેદા જ ન થવો જોઈએ. તારા જે યુવક-મિત્રો છે તેની પસંદગીમાં પણ તું ધ્યાન રાખજે. કેવળ સાથે મળી મોજ કરવી તેને મૈત્રી ન કહેવાય. કોઈ તરંગોમાં મશગૂલ રહેવાથી પણ લાંબો વખત મૈત્રી ટકે નહિ. મૈત્રી સેવાની અને કર્તવ્યની ભાવનાથી રંગાયેલી હોય. સામા પક્ષે કેટલો ત્યાગ કર્યો તે જોવા કરતાં આપણે આપણા મિત્ર માટે શું કરી શકીએ તેની સતત કાળજી રાખવી જોઈએ, પણ આપણે મૂર્ખ કે અંધ તો કદી ન બનવું ઘટે. આપણા મિત્રના ગુણ-અવગુણનું આપણને પૂરું ભાન હોવું જોઈએ. એક ભય મને આજની મૈત્રીઓમાં દેખાય છે. મૈત્રી કરવી એ માનવીનો સ્વભાવ છે, કોઈ વના એને ચાલતું જ નથી. જે લાગણીથી મૈત્રીઓ રચાય છે તે જ લાગણી કુટુંબજીવનના મૂળમાં પડેલી છે./ કેટલીક વાર એવું બને છે કે બહારની મૈત્રીઓને પરિણામે

કુટુંબના સભ્યો તરફ દુર્લક્ષ કેળવાય છે. દરેક મૈત્રીથી કુટુંબનું વર્તુલ મોટું થવું જોઈએ, તૂટવું ન જોઈએ. તું વિચાર કરીશ તો તને જણાઈ આવશે કે વર્ષો પછી તો મિત્રો છૂટા જ પડે છે કારણ કે સૌનું જુદું કુટુંબ રચાય છે. કુટુંબપ્રેમમાં જરા યે ક્ષતિ ન આવે તેનો તું ખ્યાલ રાખજે.

અને સ્ત્રીમિત્ર–કન્યામિત્ર માટે તું સતત જાગ્રત રહેજે. તું એનાથી સો ગજ દૂર રહે એમ તો હું કહેતો નથી: કહું તો તું માને પણ નહિ, પણ તારા મનની જાગ્રતિ કદી ગુમાવતો નહિ. 'પુરુષ અને સ્ત્રી વચ્ચે અમારે કશો ભેદ નથી' એવું ઘણા યુવકો બોલે છે, પણ મને તો એમા દંભ જ લાગે છે. તેઓ સ્ત્રી-મિત્રોની હાજરીમાં જુદા જ દેખાતા હોય છે. માટે તું એવી ભ્રમણા કદી સેવતો નહિ અને મર્યાદાઓનું બરાબર પાલન કરજે. કોઈ પણ પ્રસંગે તારું મન તને ભુલાવામાં ન નાખે તે જોજે. અસ્વસ્થતા કે મંથન જો કોઈ દિવસ પણ અનુભવે તો એ મૈત્રીથી દૂર રહેજે. એ એક પ્રકારની ગૂંચળામણ છે અને એમાથી છૂટવાનો પ્રયત્ન કરવા જતા પતનને જ પમાય છે.

કદાચ એ સ્થળે તને લગ્નનો ભાવ પેદા થાય. આવી ભાવના સાથે તો કદી મૈત્રી કરતો જ નહિ, પણ એમ થાય તો દૂર ખસી જઈને વિચાર કરજે. તારા પિતા ઉપર તને વિશ્વાસ હોય તો તારા અંતરની વાત એને કહેજે. ન કહી શકે તો કોઈ મિત્ર તારફત એવો પ્રયાસ કરજે. એ પછી હું મારી આંખે જોઈશ, મારી બુદ્ધિથી વિચારીશ અને મારો સાચો અભિપ્રાય તને આપીશ. મેં સ્વીકારી જ લીધું છે કે લગ્નની બાબતમાં પિતા સલાહકાર છે, માર્ગદર્શક છે. આખરી નિર્ણયની સત્તા તો તારી, લગ્ન ઇચ્છનારની જ છે. તું મર્યાદા કદી ચૂકતો નહિ. કોઇ કન્યાનો એવો પ્રયત્ન હોય તો તેને

પણ તું તારા વર્તનથી અને જરૂર પડે તો વાણીથી પણ ચેતવી દેજે. આ શક્તિ જો તારામાં હશે તો તારા આદર્શો સલામત રહેવાના છે અને તું યથાસ્થાને પહોંચવાનો જ છે એમ ખાતરીથી માનજે. આ બાબતમાં જો તું નબળો રહ્યો તો તારું તમામ હીર ચુસાઈ જવાનું છે. નવા યુગના હું જે ભયસ્થાનો કહું છું તેમાંનું મોટામાં મોટું આ ભયસ્થાન છે.

કેળવણી તું પૂરી કરવા આવ્યો છે, પણ યાદ રાખજે કે આ તો કૉલેજની કેળવણી જ પૂરી થાય છે. દુનિયાની વિશાળ કૉલેજના આરંભમાં તો હજી હવે જ તારે પગ મૂકવાનો છે અને એ કેળવણી કદી પૂરી થશે નહિ. શાળામાં જે ખંત અને પરિશ્રમથી તું આગળ રહ્યો છે તે કરતાં ઘણા વધારે ખંત–પરિશ્રમની આ મહાશાળામાં જરૂર પડશે. ઠોકરો પણ તારે ખાવી પડશે, પણ દરેક ઠોકર તને નવું ને નવું જ્ઞાન આપી જશે. આ જ્ઞાન મેળવતાં તું કદી ધરાઈ જતો નહિ અને ઠોકર ખાવાથી કોઈ દિવસ અટકી પડતો નહિ. તારું જ્ઞાન મેળવવાનું કાર્ય સદાયે ચાલુ જ રાખજે. જેટલી મૂડી આજે તારી પાસે છે તેટલી મૂડી જીવનમાં કોઈ પણ મહાન કાર્ય કરવા માટે પૂરતી નથી. એ મૂડી તારે વાચનથી, અભ્યાસથી, નિરીક્ષણથી, કાર્યથી અને અનુભવથી વધાર્યા જ કરવાની છે. આજની દુનિયામાં લાગવગ બહુ ચાલે છે છતાં વિશ્વાસ રાખજે કે ખોટો રૂપિયો બહુ દુકાને ફરી શકશે નહિ. તારે જો સફળ થવું હોય તો કદી લાગવગનો કે ક્યાંય ઘૂસી જવાનો વિચાર કરતો નહિ. તું તારી યોગ્યતા કેળવવાનો જ નિત્ય પ્રયત્ન કરજે. એનો જવાબ અવશ્ય મળશે જ. તું કદાચ નહિ જાણતો હોય – આજે એક બાજુ ભયંકર બેકારી પ્રવર્તે છે અને બીજી બાજુ જવાબદારી સંભાળે એવા માણસો કોઈ ક્ષેત્રમાં મળતા નથી. તારા જીવનમાં યોગ્યતા એ જ ધ્યાનમંત્ર બની જવો જોઈએ. એ વિનાનું બધું જ મિથ્યા છે.

મેં અગાઉ તને કહ્યું છે કે અમારી ભૂલમાંથી તારે શીખવાનું છે. આ ભૂલોમાં મહાભૂલ અમારા ચીલે ચાલ્યા જવાના સ્વભાવની છે. તું એમ ન કરતો. દરેક પગલું વિચારપૂર્વક જ ભરજે. તારા પિતાએ તો પ્રભુની કૃપાથી યથાશક્તિ-મતિ એમ કર્યું છે. તું એમાં આગળ વધજે. નવીનતા કેળવજે. જે બાબતમાં હું પાછળ રહી ગયો હોઉં તેમાં તું આગળ પગલાં માંડજે.

મેં તો આજના યુવક-સમાજ ઉપર એક આક્ષેપ એ મૂક્યો છે કે જે ભૂલો અમે કરી છે તે જ જરા જુદા સ્વરૂપમાં તેઓ પણ કરી રહ્યા છે. આ ભૂલોમાંની એક તો મેં ઉપર ગણાવી. એ લોકો પણ અમારી પેઠે ચીલે જ ચાલનારા છે. ચીલો એમણે બદલ્યો છે, એટલું જ. વિચારમય જીવનનાં તો મને કોઈક જ સ્થળે દર્શન થાય છે. જો કે મને એમ પણ લાગે છે કે જેનું જીવન સંપૂર્ણ રીતે વિચારમય હોય તે તો મહાત્મા કે પયગંબર બની જાય. પરંતુ સામાન્ય જાગ્રતિ અને સ્વતંત્ર વિચારણા તો સૌ કોઈમાં હોવી જોઈએ. આવું જ રૂઢિ-રિવાજ વિષે મારે કહેવાનું છે. અમે લોકોએ આ બાબતમાં અણલખ્યા નિયમો જ ઘડી નાખ્યા છે. તમે પણ એવું કરવાની તૈયારીમા અત્યારે છો. તમે લગ્નના રીતરિવાજોનો વિરોધ કરતાં કરતાં નવા રિવાજો દાખલ કરી રહ્યા છો તેનો તને ખ્યાલ છે ? જમણવારો બંધ કરી તેનું સ્થાન તમે 'પાર્ટી'ઓને આપ્યું છે. વધાવું અને ચાંદલા બંધ કરી તમે લગ્નની ભેટો આપવા માંડી છે. પુત્રજન્મ વખતે પણ તમે ભેટ આપ્યા વિના રહેતાં નથી. તમારી 'પાર્ટી'ઓએ તો માઝા મૂકી છે એમ મને તો લાગે છે. તમે અમારા કરતાં દસવીસ ગણા પ્રસંગો એ માટે નક્કી કરી રાખ્યા છે.

કન્યાવિક્રય-વરવિક્રયમાં પણ તમે પછાત નથી રહ્યા. જે સમાજમાં યોગ્ય કુમાર મળવાની મુશ્કેલી છે તે સમાજમાં કેળવાયેલા યુવકો

પણ કન્યાના પિતાને નીચોવવામાં બાકી નથી રાખતા. અમુક સ્થળે એ રકમો ખુલ્લી અપાય છે, અમુક સ્થળે આડકતરી ચૂકવાય છે. આમાં કોઈને શરમ પણ લાગતી નથી. કન્યાના પિતાપક્ષ તરફના વર્તાવમાં જો ફેર પડ્યો હોય તો એટલો જ પડ્યો છે કે જ્યાં કન્યા પત્ની બનીને એના પતિને વશ કરી શકી હોય છે ત્યાં યુવકનું વલણ પોતાના માતાપિતા કરતાં કન્યાના માતાપિતા તરફ વિશેષ ઢળેલું રહે છે. સાચો પૂજ્યભાવ તો બંનેમાંથી કોઈને મળતો નથી. પત્ની, પુત્ર, કુટુંબ વગેરે સાથેના વર્તન વિષે તો આ પત્રના અંત ભાગમાં હું કહેવાનો જ છું એટલે અત્યારે મૌન રાખું છું.

ધનવાનો અને ધર્મગુરુઓ તરફ અમે ઝૂકતા રહીએ છીએ એવો અમારા ઉપર આરોપ છે. યુવકો શું કરે છે ? તેઓ પણ ધનવંતોને ત્યાં જ સલામો ભરવા જાય છે. ફેર એટલો જ છે કે અમે રૂબરૂમાં અને ખાનગીમાં, બંને વખતે એમના પ્રત્યે સન્માન રાખીએ છીએ અને આજના યુવકો ખાનગીમાં ગાળો ભાંડી જાહેરમાં એમને નમન કરે છે. કારણ કે મૂઠીભર ફકીર જેવા યુવકોને બાદ કરતાં, બીજા બધાને અમારા કરતાં વિશેષ ધનની જરૂર પડે છે. એમની જરૂરિયાતો વધી ગઈ છે. સાદાઈમાં અને શ્રમમાં એમને શરમ લાગે છે. પત્નીને શણગારવાની વૃત્તિ જૂના જમાના કરતાં હજારગણી વધી ગઈ છે. કઈ બાબતમાં આજના યુવકોનો મોટો સમૂહ આગળ વધ્યો છે તેનું તો સંશોધન કરવું પડે એમ છે.

પણ લખ્યે પાર આવે એમ નથી. આટલા દાખલાઓ બાકીનું સમજી જવાને બસ થશે. એ ઉપરથી હું તને જે કહેવા માગું છું તે તું સમજી ગયો હશે. હું સતત એવી ઇચ્છા રાખું છું કે મારો પુત્ર સાચા અર્થમાં સુધારક થાય. સમાજમાં જે અનિષ્ટો હોય તેને કદી વશ ન થાય, એટલું જ નહિ, પોતાની શક્તિ પ્રમાણે એનો સામનો કરે. પરંતુ

એ યાદ રાખે કે જેનો એ સામનો કરવા માગે છે તે તેના દુશ્મનો નથી, તેઓ તો પિતા છે, ભાઈ છે, કાકા છે, મામા છે, લોહીના સંબંધીઓ છે. આ બધાનો સામનો પૂરા વિચારપૂર્વક અને પૂર્ણ વિનય સાથે થવો જોઈએ. તો જ એની અસર થવાની છે. અને સુધારકનું પોતાનું જીવન સૌને માન ઉપજે એટલું શુદ્ધ સેવામય અને સરળ હોવું જોઈએ. મારા પુત્રે તો જો એની જ્ઞાતિમાં, સમાજમાં, દેશમાં સુધારા દાખલ કરવા હોય તો આ ગુણો એણે મેળવી જ લેવા પડશે. મને એમ લાગ્યું છે કે આ ગુણોનું અને સુધારાનું આરંભસ્થાન આપણું પોતાનું કુટુંબ જ હોવું જોઈએ. હું આમ કહી રહ્યો છું તેથી મારા વિચારો સંકુચિત છે એમ માનતો નહિ. તું પોતે જ કહે કે જો તું વડોદરામાં રહેતો હશે તો તારી પ્રવૃત્તિનો આરંભ ત્યાં જ કરશે કે નહિ ! આખા ગુજરાતમાં જળપ્રલય થાય ત્યારે સેવકોની એ ફરજ નથી કે પોતે જ્યાં હોય ત્યાંથી જ કાર્યનો આરંભ કરે !

રખે, તું મને સમજવામાં ભૂલ કરતો. કુટુંબની સેવામાં જ રચ્યા-પચ્યા રહેવું અને ત્યાં જ અટકી જવું એમ કહેવાનો મારો આશય નથી. જેમ દરેક ઉપદેશનો આરંભ પોતાની જાતથી થવો જોઈએ તેમ જ સેવાનો આરંભ પણ પોતાની અસંત નિકટમાં જે હોય તેનાથી જ થવો જોઈએ. વિનય વિના આ સેવા બની શકે ! વિવેકબુદ્ધિ કેળવ્યા વિના કદી એમ ખબર પડી શકે કે શું કરવું અને શું ન કરવું ! એ જ રીતે આજ્ઞાપાલનનો સ્વભાવ ન કેળવ્યો હોય તો કુટુંબમાં કોઈ ઉપર અસર પાડી શકાય ! જે જાતે પોતાના વડીલની આજ્ઞા માને તે જ બીજા પાસેથી એવી અપેક્ષા રાખી શકે ને ! આ આજ્ઞા કોઈ લશ્કરી સેનાપતિ કે શેઠની આજ્ઞા ન હોય, આ તો પ્રેમની ઇચ્છા માત્ર હોય. આવું આજ્ઞાપાલન ચારિત્ર્યની કેળવણીમાં ખૂબ મદદગાર થાય.

પણ ત્યાગભાવના વિના તો બધું જ નકામું. જે કુટુંબમાં, જે મિત્રમંડળમાં, જે સંસ્થામાં વ્યક્તિઓ 'આપવાનો' નહિ પણ 'લેવાનો'

ઇરાદો રાખે તે લાંબો વખત ટકી શકે નહિ. અને જેટલો સમય એ કુટુંબ એ મંડળ કે એ સંસ્થા ટકેલી દેખાય તેટલો સમય પણ કલેશ, કલહ અને સ્વાર્થબાજીનો જ ત્યાં પરિચય મળે. તું જો કુટુંબમાં સફળ થવા ઇચ્છતો હો તો ત્યાં તારે આપવાની, માત્ર આપવાની વૃત્તિ જ કેળવવી પડશે. જરા આગળ વધીને કહું તો તારી બા જેમ સૌને જમાડયા પછી જમે છે અને ઉંઘાડયા પછી ઊંઘે છે એવું જ તારે કરવું પડશે. કોઇ સંસ્થામાં તું દાખલ થા તો ત્યાં પણ તારી બાને યાદ કરજે. એ અલ્પશિક્ષિત પાસેથી તારે અને મારે ઘણું શીખવાનું છે.

મારો પુત્ર આદર્શ યુવક થવાનો છે એમ માનીને જ હું બધું લખી રહ્યો છું. મારી માન્યતાને શું તું ખોટી પાડશે?

[ ૬ ]

## છેલ્લાં વચનો

મારા લાંબા પત્રનો આ અંતભાગ છે. આટલું કહ્યા પછી પણ જે કાંઈ મનમાં રહી ગયું છે તે હને કહી દેવા માગું છું. ટૂંકમાં કહીશ, પણ તને સમજવામાં જરાયે મુશ્કેલી ન આવે તે માટે સ્પષ્ટ રીતે જ કહીશ.

ફરીને લગ્ન વિષે બે શબ્દ કહી લઉં. તારા જીવનસાથીની શોધ ગમે તે વ્યક્તિ કરે પરંતુ તેનો આખરી નિર્ણય તારે જ કરવાનો છે એટલે પસંદગી કરવામાં તારે શાનું ધ્યાન રાખવું જોઇએ તે હું જણાવી દઉં. આજના યુવકો રૂપ, બાહ્ય ટાપટીપ, શિક્ષણ, ધન વગેરે ઉપર મુખ્ય ધ્યાન આપે છે. મારે એમાંની એકે ય વસ્તુનો વિરોધ નથી. તું રૂપ

ઉપર અવશ્ય ધ્યાન આપજે, પણ તારા રૂપને પણ લક્ષમાં રાખજે. જેને જોતાં જ તારું મન પાણું પડે તેવી પસંદગી કરતો નહિ. બાહ્ય ટાપટીપની મર્યાદા નક્કી કરી રાખજે. અંતરના અવગુણોને શરીરના અનારોગ્યને ઢાંકનારી ટાપટીપથી સાવચેત રહેજે. સુઘડતા અને સાદાઈમાં સૌંદર્યનું દર્શન વધુ સહેલાઈથી થઈ શકશે. શિક્ષણને જરૂર મહત્વ આપજે, પણ સંસ્કારનું અને સાદી સમજનું મહત્વ એ કરતાં વિશેષ છે તે લક્ષમાં રાખજે. ધનને બહુ મહત્વ આપતો નહિ. કન્યા જો ધનને મહત્વ આપે તો સમજી શકાય, તારે તો કન્યાના માતાપિતાના ધન તરફ દૃષ્ટિ પણ ન કરવી જોઈએ, જો કરીશ તો કન્યાને ઓળખવામાં તારી ભૂલ થઈ જશે.

લગ્નનો નિર્ણય કરતાં પહેલાં બીજા કેટલાક વિચારો તારે કરી લેવાના છે. પ્રથમ તો લગ્ન તું શા માટે કરે છે તે તારે જાણી લેવું. એમ આવો વિચાર કર્યો નહોતો, પણ કરવો જોઈએ એમ મને લાગે છે. સાથે એ પણ વિચારી લેવું કે લગ્ન પછી અને જીવનભર કુટુંબ સાથે તું કેવા સંબંધો ઇચ્છે છે. ઉપરાંત, જીવન વિષેના તારા આદર્શોનો પણ તારે ખ્યાલ કરી લેવો જોઈએ. આ બધું તું વિચારતો જ હશે એમ હું ધારું છું. છતાં મને થાય છે કે મારે તો તને કહી જ દેવું જોઈએ. લગ્ન જે હેતુથી કરતો હો તેની સિદ્ધિ મળે એવા પાત્રને જ પસંદગી આપજે. કુટુંબ-સંબંધો તારે જાળવવા હોય તો જે કન્યામાં કુટુંબપ્રેમ, સેવાવૃત્તિ, આજ્ઞાપરાયણતા વગેરે ગુણો હોય તેને જ તારે પસંદગી આપવી પડશે. તારા જીવનનો આદર્શ એટલા માટે નક્કી કરવાનો છે કે એથી વિરુદ્ધ સંસ્કારો ધરાવતી કન્યા તું પસંદ ન કરી લે. તું સાદાઈ ઇચ્છે અને એ શોખ ઇચ્છે; તું સંયમ ઇચ્છે અને એ વિલાસ ઇચ્છે; તું વિશાળ કુટુંબને પસંદ કરે અને એ ' બંને 'માં જ આખા જગતનો સમાવેશ ન કરી લે તે તારે જોવું પડશે.

અને લગ્ન પછી તું ગૃહસ્થ બને છે તેનો યે ખ્યાલ રાખજે. ગૃહસ્થ

બનતાં પહેલાં ઘરનો ભાર ઉપાડવાની આર્થિક, વ્યવહારિક અને માનસિક તૈયારીઓ તારે કરી લેવી જોઈએ. આ બાબતોને જરા યે ઓછું મહત્ત્વ આપતો નહિ. નિત્યના જીવનમાં ડગલે ને પગલે આ પ્રશ્નો ઊભા થવાના છે. એની પૂર્ણ તૈયારી પછી જ તું લગ્ન માટે તૈયાર થજે. મને એવી હોંશ છે કે તું જલદી લગ્ન કર, સુખી થા, મારો અને તારી બાનો બોજો ઉતાર; પણ એ માટે હું મુદ્દલ ઉતાવળ કરવાનો નથી. તારી ના હશે ત્યાં સુધી એ દિશામાં હું કશો પ્રયત્ન જ કરવાનો નથી.

પણ એક વાત તારે સમજી લેવી જોઈએ. જો પરણવું જ છે અને આ જગતમાં કરોડો માણસો તો પરણે જ છે તો તે અંગેના તારા વિચારો મને જણાવજે. મેં ઉપર કહ્યું તેમ કુટુંબ વિષે અને જીવન વિષે તું જે વિચારો ધરાવતો હોય તે અને કેવી કન્યા તરફ તારું હૃદય ઢળે તે મને સ્પષ્ટ રીતે જણાવજે. મારી અવલોકનશક્તિ અને વ્યવહારબુદ્ધિથી જેટલું જાણી શકાય તેટલું તો મેં જાણી લીધું છે છતાં તારો સ્પષ્ટ મત મારી પાસે હોય તો મને કન્યા શોધવામાં સરળતા થાય. હું ધારું છું કે તું પણ મારી આ વાત સ્વીકારશે. મારા પોતાના વિચારો તો મેં તને જણાવી જ દીધા છે.

આ અંગે એક મહત્વની વાત હું તને કહી દઉં. તું જેવી ઇચ્છશે એવી જ કન્યા કદાચ નહિ મળે. તું સમજી શકશે કે આ જગતની રચના

લગ્ન વખતે અર્થહીન સુધારાઓ કૃપા કરી સૂચવતો નહિ. જે સુધારામાં સાહાઈ હોય, સંયમ હોય તે સૂચવજે. જ્યાં સિદ્ધાંતનો સવાલ ન હોય ત્યાં અમારી લાગણીને માન આપજે. કેવળ ફેશન ખાતર, ક્રાંતિકારી દેખાવા ખાતર કશું કરતો નહિ.

અને લગ્ન પછી? આ પ્રશ્ન વિશાળ છે. એનો જવાબ મારે અતિશય ટૂંકમાં આપવો છે. તારી પત્નીને મિત્ર માનજે, સાથી માનજે, સમાન માનજે. તને, આધુનિક જુવાનને હું વનમાં પ્રવેશતો પિતા આ શું લખી રહ્યો છું, એમ તને લાગશે. પણ હું સાચું લખું છું. અમે આવું કશું ન માનતા અને ન સમજતા હોવા છતાં સો ટકા નહિ તો પંચોતેર ટકા એમ વર્તીએ છીએ. બાહ્યરૂપે પતિ જ મુખ્ય દેખાય છે, પરંતુ જૂના ઘરોમાં પત્નીનું સ્થાન પતિ જેટલું જ મહત્ત્વનું હોય છે. તું કયાં નથી જાણતો કે તારી બા જે બાબતમાં ઉગ્ર વિરોધ કરે તે કામ હું નથી કરતો! અને એ તો કદી હું નારાજ થાઉં એવો પ્રસંગ પણ આવવા દેતી નથી. સુધારાની જે વાતો કરે છે તે યુવાનો જ મારા મતે સ્ત્રીને વિલાસનું સાધન માને છે. થોડી કહેવાતી સ્વતંત્રતા આપી એનું સર્વસ્વ લૂંટી લે છે. આજની સ્ત્રી ભાગ્યે જ કોઈ બાબતમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે, તું તારી પત્ની વિષે એવું કરતો નહિ.

પણ સાથે એ પણ યાદ રાખજે કે આજના કેટલાયે જુવાનો સ્ત્રીના ગુલામ પણ બની જાય છે. માતાપિતા અને કુટુંબના તેઓ વિરોધી બને છે. સ્ત્રી સિવાય બીજું કશું એમને દેખાતું નથી. અલ્પ સંસ્કારવાળી સ્ત્રી પણ ઘણી વાર આ સ્થિતિના કારણરૂપ હોય છે. બીજી બાજુ કેટલીક માતા અને પુત્રવધૂ વચ્ચે અણબનાવ થતાં પુત્ર માતાનો પક્ષ લઈ માતાના આશ્રયે આવેલી સ્ત્રીને રંજાડે છે. તું આ બંને બાબતમાં ખબરદારી રાખજે. સતત એવો પ્રયાસ કરજે કે

જેથી કુટુંબમાં પ્રેમ અને સહનશીલતા કેળવાય. તારી પત્ની અને તારી માતા વચ્ચે કે ભાઈબહેનો અને તારી પત્ની વચ્ચે કદી અણબનાવ થવો જ ન જોઈએ. અમારા પક્ષે અમે સંભાળીશું, તારા પક્ષે તું સંભાળજે. સંસારનું સુખ સર્વના પ્રયત્નોથી જ ટકી રહે છે અને વૃદ્ધિ પામે છે.

તારી પત્ની અને તું કેમ રહેશો, કેમ વર્તશો તે પણ અગત્યનો પ્રશ્ન છે. મારી એક જ માગણી છે, તમે વિનય ન છોડજો. મર્યાદા ન છોડજો, સેવા ન છોડજો. આટલું કરશો તો તમારા ગમે તે સુધારાને અમે પસંદ નહિ કરતા હોઈએ તો યે હસતે મુખે સાંખી શકીશું. પરંતુ વિનય, મર્યાદા ને સેવા જે દિવસે તમારા હૃદયમાંથી ચાલ્યા જાય તે દિવસે અમે અશક્ત, વૃદ્ધ અને તમારે આધીન જ હોઈએ તો પણ અમને છોડીને તમે જતા રહેજો. પરમ કૃપાળુ પરમાત્મા અમારી સંભાળ રાખી લેશે. અમારી આંખ સામે અવિનય અને અમર્યાદા અમે જોઈ શકીશું નહિ. એવી શરમ અને અપમાનભરી સ્થિતિમાં હે પુત્ર ! તું અમને કદી મૂકતો નહિ,

જેવું અમારા વિષે તેવું જ અમને જે વહાલું છે તે તમામના વિષે અમે ઇચ્છીએ છીએ. આપણાં સગાં-વહાલાંને પણ તું સાચવજે. કુટુંબનો જ એ વિસ્તાર છે. એમનું માન રાખવાનું પણ તું ચૂકતો નહિ. એ જ રીતે જે ધર્મ અને જે સંપ્રદાયમાં અમે છીએ તે તરફ તને અશ્રદ્ધા હોય તો યે અમને આઘાત થાય તે રીતે તારી અશ્રદ્ધા વ્યક્ત કરતો નહિ. અમે તારા આશ્રયે આવી પડીએ ત્યારે પણ અમને તો અમારા ધર્મધ્યાનમાં મશગૂલ રહેવા દેજે. એ માટે જોઈતી સગવડો કરી આપવાનો તારો ધર્મ પણ તું ચૂકતો નહિ. જે સ્વતંત્ર વિચારશ્રેણી અપેક્ષા તું તારી જુવાનીમાં રાખે છે તે અમને વૃદ્ધાવસ્થાએ તું અવશ્ય આપજે.

તારાં નાનાં ભાઈબહેનોને કદી ભૂલતો નહિ. અમારા પછી તો તું જ તેઓનો વડીલ છે. તું તેઓ પ્રત્યે પ્રેમ અને સંભાળ રાખશે તો તેઓ તને સેવા આપ્યા વિના રહેશે નહિ. એમના સત્ય વિચારોનું તારે બહુમાન કરવાનું છે. અમે ન હોઈએ ત્યારે એમને કશીયે મૂંઝવણ આવવા દેતો નહિ. એમની ઇચ્છાઓ તને ન રુચતી હોય તો યે જો એ ધર્મ્ય હોય તો જરૂર પૂરી કરજે. એમને એમના માર્ગે જવામાં સરળતા કરી આપજે.

હવે એક છેલ્લી વાત કહીને પત્ર પૂરો કરું. તું જાણે છે કે તારો જન્મ નહોતો થયો ત્યારથી અમે વધુમાં વધુ ચિંતા તારા શરીરની, તારા આરોગ્યની કરી છે તારી માતાએ તને ઉછેરવા માટે જે દુઃખો વેઠયાં છે તેનું વર્ણન થઈ શકે એમ નથી. એ બધું તને જીવન અને જોમ આપવા માટે જ એણે સહન કર્યું છે. હું જોઈ રહ્યો છું કે નવી પેઢી આ બાબતમાં બેદરકાર છે. શરીરો તૂટતાં જાય છે. શ્રમ કરવાની શક્તિ રહી જ નથી. નવી પ્રજા જે ઉત્પન્ન થાય છે તે અત્યંત કંગાળ દેખાય છે. આ સ્થિતિ તારી ન થાય, કોઈની ન થાય એ મારી મોટામાં મોટી ઇચ્છા છે. ખાતરીથી માનજે કે આરોગ્ય વિના બધું જ મિથ્યા છે. સંસારનું કે સેવાનું સુખ રોગિષ્ટ શરીરથી કદી લઈ શકાશે નહિ. કમજોર માતાપિતાની સંતતિ એ કરતાં યે કમજોર થશે. કમજોરી, નિર્બળતા, રોગ, એ પાપ છે. એ પાપનો નાશ કરજે. એ વારસામાં તો કદી ઉતારતો જ નહિ. જેટલું ધ્યાન બૌદ્ધિક વિકાસ માટે આજના યુવકો આપે છે તેના દસમાં ભાગનું ધ્યાન શરીરવિકાસ માટે આપે તો નવી પ્રજાની આખી સૂરત બદલાઈ જાય. યાદ રાખજે કે માનવ એને જ કહી શકાય, જેણે શરીર, મન-બુદ્ધિ અને આત્માનો એક સાથે અને એક સરખો જ વિકાસ સાધ્યો હોય. એકાંગી વિકાસ સાધવાથી જીવનની ઉન્નતિ કદી થતી નથી. માટે તું આહાર-વિહારનો સંયમ કેળવજે. શ્રમ કરવાનું

છોડતો નહિ. વ્યાયામને વળગી રહેજે.

મારું કહેવાનું પૂરું થયું. જે બાકી રહ્યું તે તું જ પૂરી લેજે. તું મારો પુત્ર છે. તું મને ઓળખે છે, હું તને ઓળખું છુ. આપણી વચ્ચે વિરોધ નથી. તારામાં હું મને જ જોઉં છું, મારી શુભ ઇચ્છાઓને તારા દ્વારા જ હું પૂર્ણ કરવા માગું છું. તું એ પૂર્ણ કરજે અને સુખી થજે. મારા અને તારી માના આ પત્ર સાથે જ તને અનંત આશીર્વાદ છે. તારું નવું વર્ષ કલ્યાણકારી હો. તારો માર્ગ નિષ્કંટક હો, તારો પુરુષાર્થ સદા યે જીવંત હો.

લિ. ...... ના

શુભાશિષ.

# માતુશ્રી

★

[ ૧ ]

## મહત્તા અને—જવાબદારી



પૂજ્ય માતુશ્રી,

**મારી** ઓળખાણ આપ્યા વિના જ આ પત્ર હું તમને લખું છું. મને તમે તમારો પુત્ર કે તમારી પુત્રી, ગમે તે સમજી શકો છો. એક વાત નિશ્ચિતરૂપે માનજો કે મારા અંતરમાં તમારા પ્રત્યે નિર્મળ પૂજ્યભાવ છે અને તેથી તમારા ચરણમાં વંદના કરીને જ હું આગળ વધવા ઇચ્છુ છું.

આ સળગતા સંસારમાં માતૃત્વની તોલે આવે એવી સુમધુર શીતળતા મને તો ક્યાં ય દેખાતી નથી. મને લાગે છે કે માતા એ ધર્મનું, કુટુંબનું, સંસારનું પૂર્ણવિરામ છે; એથી આગળ કશું યે નથી. જગતભરના સંતોએ જે સદ્દગુણોને માનવજીવનમાં સૌથી મહાન ગણ્યા છે તે બધા જ એક સાથે સુયોગ્ય રીતે ક્યાંયે નજરે પડતા હોય તો—હે માનવજનની! એ તારામાં જ છે, તારા ચરણમાં મારા કોટિ કોટિ પ્રણામ છે.

તારા વિચારથી, કલ્પનાથી, દર્શનથી હું કૃતકૃત્ય થાઉં છું. તું જ્યારે તારા બાળકને ઉદરમાં રાખીને પોષતી હોય છે ત્યારે તારા મુખ ઉપર જે આનંદની ઝલક દેખાય છે તે મને આ સચરાચર પૃથ્વીમાં ક્યાંયે જોવા મળતી નથી. અને જ્યારે તારો લાલ કે તારી લક્ષ્મી ખોળામાં આવીને રમવા લાગે છે ત્યારે તો સમગ્ર વિશ્વની મહારાણી કરતાં યે તું મને મહાન જણાય છે. સંતો કહે છે કે ત્યાગની મહત્તા એની પાછળ રહેલા અપૂર્વ આનંદમાં છે. તારો ત્યાગ તને કેટલું સુખ અને કેટલો આનંદ આપે છે!

પરંતુ એક અફસોસ મારા અંતરને નિશદિન કોરી ખાય છે તે તને જણાવી દઉં. મને એમ લાગે છે કે તારી આ મહત્તા હમણાં હમણાં ઝૂંસાવા લાગી છે. તારામાં ત્યાગ રહ્યો છે પણ આનંદની માત્રા ઘટતી જાય છે. પુત્ર–પુત્રી ઉપર પ્રેમની વર્ષા હજી યે તું વર્ષાવે છે છતાં વર્ષાના વાદળમાંથી નિર્મળ નીર ખૂટી રહ્યાં હોય એવું લાગે છે. સાથે સાથે એમ પણ લાગે છે કે તું તને પોતાને જ ભૂલી ગઈ છે. તારી મહત્તાનો જેમ તને ખ્યાલ નથી તેમ તારા ધર્મો અને જવાબદારીઓ વિષે પણ તું વધુ ને વધુ પ્રકાશમાં જવાને બદલે અંધકારમાં જઈ રહી છે. જેના ઉપર તું પ્રેમ કરે છે તેને તું હવે પ્રાણશક્તિ નથી આપી શકતી. પ્રેરણાનું તારું દિવ્ય ઝરણ ક્યાંક રૂંધાઈ ગયું લાગે છે.

અને એટલે જ આ પત્ર હું લખું છું. તારા પ્રત્યે અનહદ ભક્તિ અને પ્રેમ ન હોત તો આ પત્ર લખવાની મને ઇચ્છા જ ન થાત. હું તને તારા સ્થાનનો ખ્યાલ આપવા માગું છું. એટલા માટે નહિ કે મારો એ અધિકાર છે અથવા તો હું મને તારાથી મહાન સમજું છું, પરંતુ એટલા માટે કે તારા ઉપર જ મારો, સમસ્ત સંસારનો, જગતના વર્તમાન અને ભવિષ્યનો આધાર છે. તું જો સુકાઈ જશે તો આ જગતમાં તૃષા છિપાવનારું કોઈ રહેશે જ નહિ. તારું આસન ચલિત થતાં અમે સૌ ચલિત થઈશું અને ફરીતે ધૂળમાં રગદોળાઈ જઈશું.

તું નહિ માને, પરંતુ હું વિશ્વાસ આપીને કહેવા ઇચ્છું છું કે તારા વિના આ જગતમાં બધું મિથ્યા છે, શૂન્ય છે, અંધકારરૂપ છે. જગતના અવતારીઓ પણ એટલે જ તારી પૂજા કરે છે અને તારી મહત્તા ગાય છે.

રખે માનતી, હું આ ખુશામત કરું છું અથવા લખવાની ધૂનમાં કવિતાના અલંકારો તને પહેરાવી રહ્યો છું! હું જે લખું છું તે અક્ષરે અક્ષર સત્ય છે. મારા સત્યની તારે જો વ્યવહારિક પ્રતીતિ જોઈતી હોય તો તે પણ હું આપી શકું એમ છું. તારી મહત્તાનો ખ્યાલ કાવ્ય કે ભાવનાની વાણીમાં નહિ પણ નિત્યજીવનના શુષ્ક વ્યવહારની ભાષામાં પણ હું તને જણાવી શકું છું. વધુમાં એ પણ કહી દઉં કે આ અતિશય લાંબા પત્રમાં હવે પછી હું જે કાંઈ લખવાનો છું તેમાં મારા અંતરની સાચી સ્થિતિનો તને પરિચય થઈ જશે. તું જો સ્થિરતા ગુમાવશે તો કદાચ એમ પણ માની બેસશે કે આરંભમાં પ્રશંસાના ફૂલો વેરીને ઉલટ તો મેં આ પત્રમાં કાંટા જ પાથર્યા છે.

પરંતુ હે જગજ્જનની! એમ માનીશ નહિ. આ પત્રમાં જે જે લખું છું તે અંતરની ભક્તિથી સુવાસિત થયેલું છે, છતાં એ ભક્તિ આંધળી નથી. એ ભક્તિ વિવેક અને જ્ઞાનયુક્ત છે. દેવમંદિરમાં જેમ દીપક ઝળહળે છે તેવું જ અત્યારે મારા હૃદયમાં છે. જે કંઈ લખું છું તે અજવાળે બેસીને લખું છું. તારી મહત્તા ગાઉં છું તે પણ જ્ઞાનના પ્રકાશમાં જ અને તું તારા સ્થાનેથી ક્યારે ક્યારે ચલિત થાય છે તે બતાવીશ પણ એવા જ અજવાળામાં. અંધારું મને પ્રિય નથી, તને પણ એ કદી યે પ્રિય ન હજો.

સૌથી પહેલાં તારી મહત્તાનું તને વ્યવહારદર્શન કરાવું. તું શિક્ષિત હો કે અશિક્ષિત, સુંદર હો કે કદરૂપ, નિરોગી હો કે રોગિષ્ટ, સંસ્કારી હો કે અસંસ્કારી પરંતુ આખું જગત તારી જ ગોદમાં રમે છે એ વિધાનમાં કશી અતિશયોક્તિ છે? માતા અને પિતા, પુરુષ અને સ્ત્રી આ જગતના સર્જક છે. છતાં માતાનું સ્થાન અપૂર્વ અને મહાન છે

એની તું ના પાડશે ? તું જ નવ નવ મહિના સુધી તારા ઉદરમાં અમને સંઘરે છે. તારું જે સારસર્વસ્વ છે તેનું અમે પોષણ મેળવીએ છીએ. તું જો ગાફેલ બને તો અમારું મૃત્યુ થાય છે. તું જો ત્યાગ અને પ્રેમનો સ્વભાવ વીસરી જાય તો યે અમે જીવી શકીએ નહિ. પ્રખર તપસ્વિની પેઠે એ નવ માસ સુધી તું સાધના કરે છે ત્યારે અમે જન્મ પામી શકીએ છીએ. પ્રસવકાળનું અવર્ણનીય કષ્ટ સહન કર્યા વિના તો અમારો જન્મ પણ અશક્ય બની જાય.

અને આ બધો કાળ તું અમારી કાયાનું સર્જન જ નથી કરતી; અમારા પ્રાણ, મન, બુદ્ધિ સર્વને પોષે છે. અમે તારા ખોળામાં આવીએ છીએ ત્યારે તારું પોષણકાર્ય એથી યે આગળ વધે છે. તારું તપ તો કદી પૂરું થતું જ નથી. સાધના જ તારું જીવન, સિદ્ધિ તો તારી કલ્પનામાં જ, આશાના દૂર દૂરના ચમકારાની પેઠે રહે છે. તારું દૂધ અમે પીએ છીએ અને તારા સંસ્કારોને અમે ઝીલીએ છીએ. તું જાણે છે કે આખું જગત જેને પૂજે છે તે રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઇસુ, મહંમદ બધા તારા જ ખોળામાં રમ્યા છે અને જગતના પરાક્રમી સેનાપતિઓને પણ તેં જ ધ પાયું છે. આ મહત્તા શું ઓછી છે ? હવે તું સ્વીકારશે કે તારા ઉપર જ જગતના ભૂત, વર્તમાન અને ભાવિનો આધાર છે ?

અને તેથી જ કહું છું કે જેવી તારી મહત્તા છે તેવી જ જબરદસ્ત તારી જવાબદારી છે. તારા બાળકને માટે તું જે કરે છે તે આ પૃથ્વી ઉપર બીજું કોણ કરી શકવાનું છે ? પ્રેમ વિના પરિશ્રમ ક્યાંથી થાય ? પરિશ્રમનો આનંદ ક્યાંથી પ્રગટે ? છતાં આ જગતમાં આજે પ્રેમનો જ કેમ અભાવ છે ? તું તો માનવને પોષે છે છતાં માનવી એકબીજાને ખાઈ જવાનો કેમ પ્રયત્ન કરે છે ? તું તારું લોહી આપી અમને ઉછેરે છે. અમે થોડાં વર્ષો જીવવા માટે કેમ બીજાનું લોહી ચૂસવાનું કાર્ય કરીએ છીએ ? જો પ્રેમમાંથી અમારો જન્મ થયો છે અને પ્રેમમાં જ

અમે પોષાયા છીએ તો અમારામાં આ ઈર્ષા, હરીફાઈ, રોષ, લોલુપતા, સ્વાર્થ વગેરે ક્યાંથી પ્રગટી નીકળ્યાં!

આ પ્રશ્નોનો હું વિચાર કરું છું અને તને પણ વિચાર કરવાની મારી પ્રાર્થના છે. તું એટલું તો સ્વીકારશે જ કે જો મૂળ રૂપે જ આ દુર્ગુણો અથવા કહો કે એનાં બીજ અમારામાં ન હોત તો આજે જે સ્થિતિ દેખાય છે તે ન જ હોત. જો પ્રેમમૂર્તિ ગાંધીની જનની તું છે તો શું સંહારમૂર્તિ હિટલરની માતા તું નથી? ગાંધી કે હિટલરનું સર્જન કોણે કર્યું? પ્યારી માતા! એમ ન માનીશ કે આ બધા અકસ્માતો છે. અથવા એમ પણ મનને ન મનાવીશ કે પૂર્વજન્મના જ બધા પ્રતાપ છે.

તો શું તારા જ માથે આજના પાપોની સઘળી જવાબદારી છે? ના. એમ તો નથી. જેમ આજે જે કાંઈ શુભ દેખાય છે તેનું એક માત્ર કારણ તું નથી, પરંતુ તેનો યશ તારે ફાળે પણ જાય છે તેનું જ સર્વ અશુભનું છે. વ્યક્તિના અને સમૂહના સર્જનમાં જગતનાં બળાબળો પોતાનો ભાગ ભજવે જ છે. પરંતુ તને એક વ્યક્તિ તરીકે નહિ, પરંતુ જગતજનની તરીકે, જગતની સર્વ માતાઓ તરીકે હું સંબોધું છું ત્યારે તારી જવાબદારી બહુ વધી જાય છે. જગતમાં કોણ પોતાની જવાબદારી અદા કરે છે અને કોણ નથી કરતું તે તરફ ખાસ લક્ષ આપ્યા વિના જો વ્યક્તિ તરીકે તું તારી જવાબદારી અદા કરશે તો ખચિત માનજે કે જગતનાં પાપ એટલાં ઓછાં થશે અને પુણ્યની માત્રા એટલી વધશે. તેં જોયું છે કે ગાંધી પણ એક માતાનો જ પુત્ર છે તું કેમ એવા ગાંધીની માતા ન બને?

હવે તું જોઈ શકી હશે કે તારી જવાબદારી કેટલી મહાન છે. તું વ્યક્તિરૂપે આજે જ નિશ્ચય કરે તો તારા બાળકને, તારા કુટુંબને સદ્દગુણોથી સુવાસિત કરી શકે અને જો સમદૃષ્ટિરૂપે નિશ્ચય કરે તો જગતમાં મહાન પરિવર્તન નિપજાવી શકે. હું કહું છું કે વ્યક્તિ તરીકે

જ તું વિચાર કરજે. એક વખત તારા પોતાના બાળક ઉપર નજર કરીને જોજે કે એનામાં દૈવ અને દાનવના, માનવ અને પશુના, પ્રેમ અને દ્વેષના જે જે સંસ્કારો દેખાય છે તેમાં તારો કેટલો મોટો હિસ્સો છે ? એ જોતાં તને ખાતરી થઈ જશે કે જગતના આખરી કલ્યાણનો આધાર માતાઓ ઉપર જ છે. જો આ વાત તને સાચી લાગતી હોય તો તારે ગંભીરપણે તારા જીવન ઉપર વિચારવાનું છે એમ તું સ્વીકારશે જ એવી મને આશા છે.

તું જોઈ શકી હશે કે તારું જ આરોગ્ય તારા બાળકમાં ઊતરે છે. તારું જ ચારિત્ર્ય બાળકની પ્રકૃતિમાં પ્રવેશે છે. તારા જ સંસ્કારોથી એનું મન ઘડાય છે અને તારું જ સર્વસ્વ ખીજરૂપ લઈને બાળકમાં આવે છે. આજે જો તું તારા પુત્ર કે પુત્રી સામે કંઈ ને ફરિયાદ કરતી હો તો તે પહેલાં તારા પોતાના દોષનો વિચાર કરજે. એનાં સદ્ગુણોથી આનંદ પામતી હો તો એ માટે સાત્ત્વિક પ્રકારનો આત્મસંતોષ પણ તું લેજે.

અને આટલેથી વાત અટકતી નથી. જે તારાં બાળકો છે તેને સાં પણ બાળકો જન્મવાના છે. તારા સંસ્કારો કેટલે દૂર સુધી પહોંચશે ? તારા માતાપિતાએ તને જે આપ્યું તે જ જો તારા બાળકને તું આપીશ તો એ પણ એમ જ કરશે ને ? એટલે ' મને સંસ્કાર નથી મળ્યા, શિક્ષણ નથી મળ્યું ' એમ કહીને તારી એકેય ઊણપનો બચાવ ન કરીશ. પશુમાં અને મનુષ્યમાં તફાવત જ એ છે કે પશુ જેવું છે તેવું રહે છે. સ્વભાવને જ વશ વર્તે છે; જ્યારે માનવી વિકાસ સાધે છે અને સ્વભાવને સંસ્કારે છે. આપણે આશા રાખીએ કે તારા પુત્રો અને પુત્રીઓ કલ્યાણના માર્ગે તારાથી યે આગળ વધે. પરંતુ કોઈના પ્રત્યે આશા રાખવાનો અધિકાર એમને જ પ્રાપ્ત થાય છે, જે પોતાનો ધર્મ સૌથી પહેલાં બજાવે છે. તું તારો ધર્મ જો બજાવશે તો તારી તમામ આશાઓ અવશ્ય ફળીભૂત થવાની છે.

તું માતા છે; ફરીને કહું છું કે જગત તારા ખોળામાં રમ્યું છે, રમે છે અને રમશે. તું એને જે પ્રેમ આપે છે તેમાં વિવેકનાં અજવાળાંને મેળવી દે. તું જે ત્યાગ કરે છે તેમાં પણ જ્ઞાનનો પ્રકાશ પાથરી દે. તારી જે તપ-સાધના છે તેને તારા અને બાળકના સમગ્ર જીવનમાં જીવનની એકેએક ક્રિયામાં મેળવી દે. મોહનો અંધકાર તારા અંતરને ઘેરી ન લે તે માટે સદાયે સાવધ રહે.

[૨]

## માતા થતાં પહેલાં અને પછી

હવે તો હું માનું છું કે તમારી મહત્તા અને જવાબદારી વિષે મુદ્દલ સંદેહ નહિ રહ્યો હોય. આટલું લખતાં યાદ આવે છે કે હું 'તમને' અને 'તને' એમ બંને સંબોધનો વાપરું છું. ખરું કહું તો એ વિષે મેં ધ્યાન જ રાખ્યું નથી. જે અંતરમાં આવે છે તે લખી નાખું છું. માતાને 'તું' કહેવામાં પ્રેમ અને ભક્તિ છે, 'તમે' કહેવામાં વિનય અને પૂજ્યભાવ છે. લાગણીનું તત્ત્વ તો બંનેમાં એકસરખું જ છે.

તમારી મહત્તા તો મેં ગાઈ સંભળાવી છે. એનું વિશેષ વર્ણન હજી યે કરી શકું એમ છું, પરંતુ એમ કરવા કરતાં તમારી જવાબદારીઓ તરફ જ તમારું ધ્યાન ખેંચીશ તો વધુ સારું ગણાશે એમ માનું છું. જેની જવાબદારીઓ મોટી હોય છે તેની મહત્તા વિષે કશું કહેવાનું હોય જ નહિ. આ જવાબદારી જો તમે અદા કરશો તો તમારી મહત્તા સમસ્ત સંસારને મહાન બનાવશે.

તમે એક સ્ત્રી છો: કન્યા રૂપે, ભગિની રૂપે, પત્નિ રૂપે, માતા રૂપે; પરંતુ તમારું આખરી અને પૂર્ણ રૂપ તો માતાનું જ છે એટલે આજે તમે ભમે તે સ્થિતિમાં હો, ભલે તમારા ખોળામાં બાળક રમતું ન હોય કે ભલે લગ્નજીવનમાં તમે પગલું પણ ન મૂક્યું હોય પરંતુ તમે જો એક દિવસ કોઈ લાલ કે લક્ષ્મીને જન્મ આપવાનાં જ છો તો એ વિષે આવશ્યક ગણાય એટલું જ્ઞાન તમારે આજે મેળવી જ લેવું જોઈએ.

અને તમે એક કે બે ચાર બાળકની માતા બની ચૂક્યાં હો તો પણ તમારે આ જ્ઞાન મેળવવું પડશે. કારણ કે હજી યે તમારો માતૃધર્મ પૂરો નહિ થયો હોય. તમે એચાર વર્ષે ફરીને માતા બનશો અથવા તો તમારાં બાળકોને ઉછેરવાનું પવિત્ર કાર્ય તો આજે પણ તમારે બજાવવું પડતું હશે. આવાં મહત્ત્વનાં કારણોસર જ આ પત્રમાં હું 'માતા થતાં' પહેલાં અને પછી'ની તમારી જવાબદારીઓનો ખ્યાલ આપવા માગું છું.

સૌથી પહેલાં તો તમે માતૃધર્મની ગંભીરતાને પિછાનો એમ હું ઇચ્છું છું. તમે જો સમજુ, સુશિક્ષિત અને સંસ્કારી હશો તો તમારાં પોતાનાં માતાપિતા અને અન્ય પાડોશીઓનાં જીવનનું આ દષ્ટિએ તમે અવલોકન કર્યું જ હશે. તમારા પોતાના સદ્ગુણ અને દુર્ગુણનાં મૂળ જોવાનો પણ તમે પ્રયત્ન કર્યો હશે. તમે સમજી ગયાં હશો કે ક્યાં ક્યાં તમારાં માતાપિતાએ પોતાનો ધર્મ યથાર્થ રીતે બજાવ્યો છે અને ક્યાં ક્યાં તેઓ પોતાનું કર્તવ્ય પિછાની શક્યાં નથી અથવા તો પિછાનવા છતાં તેનું પાલન કરી શક્યાં નથી. ઉપરાંત માતૃધર્મ વિષે તમે કેટલુંક વાંચ્યું અને સાંભળ્યું પણ હશે.

હવે હું તમને પૂછું કે આ બધું જાણવા પછી તમે તમારા પોતાના જીવન વિષે શા શા વિચારો કર્યા છે? તમે આદર્શ માતા બનો એવી ઇચ્છા કદાચ તમે સેવી હશે, કદાચ ન પણ સેવી હોય. અગાઉ મેં કહ્યું છે તેમ

બાળક એ માતાપિતાના લોહીમાંસ અને સંસ્કારનું જ મોટે ભાગે પ્રતિબિંબ હોય છે; એટલે જે આદર્શ માતા બનવા ચાહે તેણે પ્રથમ તો જીવનનો આદર્શ નક્કી કરી લેવો. જેના જીવનમાં કશો આદર્શ નથી, કશું ધ્યેય નથી તેના જીવનમાં જ્ઞાનયુક્ત પુરુષાર્થ હોય જ ક્યાંથી ? એવી માતા એનાં બાળકને સંસ્કાર પણ શા આપી શકે ! એટલે દરેક માનવી પાસે જીવનનું ધ્યેય સ્પષ્ટ હોવું જરૂરી છે. માતા થવું છે તેની પાસે વિશેષ જરૂરી છે. કારણ કે એણે તો જાતે જીવવું છે અને એક કે વિશેષ નવા જીવમાં એ જ ધ્યેયભાવનાનું સીંચન કરવું છે.

જીવનધ્યેય વિચારતાં આપણે બહુ ઊંડા ન ઊતરીએ તો યે એટલું તો દરેક માનવીએ નક્કી કરેલું હોવું જોઈએ કે એનું જીવન પવિત્ર, પ્રેરણારૂપ, નિરોગી, અન્યને ઉપયોગી, સુવાસિત અને સુંદર હોવું જોઈએ. આવું જીવન જેનું હોય તે માતાનું બાળક એવું જ તેજસ્વી અને પ્રભાવયુક્ત હોય એ કહેવાની જરૂર ખરી?

જો આ વાત ખરી હોય તો જે પોતાનાં બાળકમાં આવા ગુણોની ઇચ્છા રાખતું હોય તેણે એવાં સદ્‌ગુણી થવું જ જોઈએ. આંબામાંથી આંબો અને ઝેરકોચલામાંથી ઝેરકોચલું જ પ્રગટે એ સાદો નિયમ કોણ નહિ જાણતું હોય ! છતાં ભાગ્યે જ કોઈ માતાપિતા પોતાનાં બાળકનું જેવું જીવન ઇચ્છે છે તેવું પોતે જીવે છે. આ એક કરુણ પણ સત્ય હકીકત છે તેનો કોણ ઇન્કાર કરી શકશે ? અને તેથી જ શિક્ષણ અને સંસ્કારના ભારે પ્રબંધો-જે કુટુંબોમાં છે તે કુટુંબોમાં પણ બાળકોના જીવન તેજસ્વી જણાતાં નથી.

એટલે હે સ્ત્રી ! તું કુમારિકા હો કે પત્ની, જો માતા થવા ઇચ્છતી હો તો તારા જીવનમાં આજે જ તારી કલ્પનાના બાળકને દાખલ કરી દેજે. તું વિચારી જોજે કે તારે કેવો પુત્ર જોઈએ, કેવી પુત્રી જોઈએ અને તેની તૈયારી કરવા માંડજે. એક ક્ષણ પણ એ ભૂલતી નહિ કે

તું હશે તેવું જ મોટેભાગે તારું બાળક હશે. તું રોગિષ્ટ હો અને તારું બાળક જો નિરોગી અને અલમસ્ત હોય તો એ ઈશ્વરની કૃપા જ માનજે. એવા અપવાદ ઉપર બહુ આધાર રાખતી નહિ માતાપિતા ગમાર હોય અને પુત્રમાં પ્રખર-બુદ્ધિ હોય એવા અકસ્માતો પણ બને છે છતાં એના આધારે જીવનના નિયમો ઘડી શકાય નહિ. વેશ્યાનો પુત્ર પરમ સંત થયો હોય એવા દાખલાઓ પણ આ જગતમાં છે. છતાં સોમાં નેવું નહિ. નવાણું દાખલાઓ તો ગમારમાંથી ગમાર, લંપટમાંથી લંપટ અને રોગિષ્ટમાંથી રોગિષ્ટ જન્મ્યાના જ મળે છે. એકાદ અપવાદના ખડક તરફ જીવનનું નાવ કદી હંકારવું ન જોઈએ. જગતમાં અને જીવનમાં એવા અપવાદો સદા યે બન્યા જ કરશે. ભરદરિયે વેરણછેરણ થયેલા વહાણમાંથી કોઈ મુસાફર જીવતો નીકળી આવે છે અને પ્રચંડ ધરતીકંપથી તારાજ થયેલાં હજારો શહેરો ને ગામડાંઓમાંથી પણ એકાદ મકાન કે બે પાંચ માનવી સલામત રહી ગયેલાં દેખાઈ આવે છે, પરંતુ એ અકસ્માત છે, અપવાદ છે, ઈશ્વરકૃપા છે.

વિજ્ઞાનીઓ એમ કહે છે કે જગતમાં અકસ્માત જેવું કંઈ છે નહિ. આ વાત ખોટી નથી. વિશ્વનું જેટલું અવલોકન આપણે કરી શકીએ છીએ તેટલા ઉપરથી પણ એમ લાગે છે કે આખું જગત ચોક્કસ પ્રકારના નિયમને આધીન જ ચાલે છે. આ નિયમ આપણે ન જાણીએ એટલે એને અકસ્માત કહીએ. એ રીતે કોઈ દાખલામાં જે અકસ્માત બની જાય છે તેનો વિચાર પણ આપણે કરી લેવો જોઈએ. પ્રજનનશાસ્ત્રના અભ્યાસીઓ એમ કહે છે કે બાળક જ્યારે બીજરૂપે સ્ત્રીના ગર્ભમાં દાખલ થાય છે તે વખતે બંનેના અને તે પછી માતા એને નવ માસ પોષે છે તે કાળ દરમ્યાન માતાના માનસની બાળકના શરીર, મન અને પ્રાણ ઉપર ભારે અસર થાય છે. સહેજ વિચાર કરતાં આ વાત સાચી પણ લાગે છે. ધર્મશાસ્ત્રો જેમ કહે છે કે મૃત્યુ વખતે માણસની જે મનોભાવના હોય તેવો જ બીજો જન્મ એને મળે છે તેવું જ આ બાબતમાં

છે. પરંતુ આખો જન્મારો જેણે પાપના કાદવમાં ગાળ્યો હોય તે મૃત્યુ વખતે પોતાના અંતરથી ભાગ્યે જ સારી ભાવના અનુભવી શકે છે, તેવું જ પરિણીત દંપતીનું અને સગર્ભા સ્ત્રીનું છે. એના નિત્યજીવન જેવી જ મનોભાવના મોટેભાગે એનામાં કાયમ રહે છે—અને એટલે જ 'અકસ્માત' ઓછા બને છે.

આ રીતે વિચારતા માતૃપદ મોટી તૈયારી માગી લે છે. જે રોગી છે, દુષ્ટ છે, અપવિત્ર છે, સ્વાર્થી છે, તે જો જરી પણ સમજદાર હોય તો તેણે માતા ન બનવું જોઈએ. પોતાના દુર્ગુણોને બીજા જીવમાં ઉતારવાને બદલે પોતાની સાથે જ ખતમ કરવા જોઈએ. જેણે માતા બનવું છે તેણે સમજવું જોઈએ કે ખુદ પરમાત્મા એને એક મહાન કાર્ય સોંપી રહ્યા છે. એ કાર્ય પાર પાડવાની જો પોતાનામાં યોગ્યતા ન હોય તો એ હાથમાં જ ન લેવું જોઈએ અને જો લીધું તો ગમે તે પ્રયાસે એને સફળ રીતે પાર પાડવું જોઈએ. ઈશ્વરની સૃષ્ટિમાં કોઈ ઈશ્વરી જીવને જ એણે અવતાર આપવો જોઈએ.

એટલે માતૃપદના ઇચ્છુકે પોતાના જીવન ઉપર એક દૃષ્ટિ નાંખી લેવી. સૌથી પહેલાં એણે પોતાના શરીર તરફ જોવું. એ સુદૃઢ છે? નિરોગી છે? ખડતલ છે? ઈશ્વરે આપેલી સુંદરતાને પોતે વધારી છે? જો જવાબ ના હોય તો એણે નિશ્ચય કરી લેવો: પૂરું સ્વાસ્થ્ય મેળવ્યા પહેલાં લગ્ન કરવાં નથી, લગ્ન થઈ ગયાં હોય તો માતા બનવું નથી, બાળક હોય તો નિશ્ચય કરવો કે નવું બાળક થવા દેવું નથી. અને બીજા જ દિવસથી આરોગ્યના નિયમોનું પાલન કરવા માંડવું. દવાઓ અને ઇન્જેક્શનો પાછળ · ફક્ત કુદરતી જીવન તરફ નજર માંડશો તો વહેલા સફળ થશો. સારો આહાર, નિયમિત જીવન અને યોગ્ય વ્યાયામ થોડા જ સમયમાં કાયાનો રંગ પલટી નાખશે. પુષ્કળ પ્રમાણમાં ખુલ્લી હવા, શીળો તડકો, લાંબા શ્વાસોચ્છ્વાસ વગેરે તો નબળામાં નબળું માણસ પણ લઈ શકે.

અને પછી તમારાં જ્ઞાનને, બુદ્ધિને, સમજશકિતને તપાસજો અને ત્યાં જે ખામી જણાય તે પૂરવાનો પ્રયત્ન કરજો. આ બધું તાત્કાલિક નહિ બની શકે પરંતુ તમે જો એ શકિતઓ તરફ પગલાં માંડશો તો તમારું બાળક અવશ્ય પ્રગતિશીલ થશે. તમે કોઈ દિવસ આ બાબતમાં સંતોષ માની લેતા નહિ. સદા યે વિદ્યાર્થી જ રહેજો .જ્યાં હો ત્યાં શીખવાનું ચાલુ રાખજો. તમારું જ્ઞાન નહિ, પરંતુ શીખવાની અદમ્ય વૃત્તિ અને ગ્રહણશકિત તમારા બાળકમાં ઊતરશે. એ જે સાંભળશે, જે જોશે, જે અનુભવશે, તેનું રહસ્ય તત્કાળ પારખી શકશે.

મન અને આત્મા વિષે તો શું કહું ? તમે સમજી શકો એવી વાત છે કે જો તમે સત્ય, શીલ, નિઃસ્વાર્થતા, સેવાવૃત્તિ વગેરે કેળવ્યાં હશે તો જ તમારાં બાળકમાં એ આવશે. કૂવામાં નહિ હોય તો હવાડામાં આવશે નહિ. સિવાય કે કોઈ પુરુષાર્થી હવાડાને જ ખોદી બીજો કૂવો બનાવી નાખે. આ માટે તમારે શું કરવું જોઈએ તે કહેવાની મને જરૂર નથી લાગતી. તમે સમજી શકો એવી સાદી છતાં આચરવામાં કઠિન એવી આ બાબત છે.

માતા થતાં પહેલાં જ જો આ બધું તમે મેળવી લેશો તો સંભવ છે કે તે પછી તમારે શું કરવું તે વિચારવાની જરૂર નહિ પડે. એ માટે ખાસ પ્રયત્ન પણ નહિ કરવો પડે, કારણ, તમારું જીવન વિચારમય થઈ ગયું હશે અને બધા પ્રયત્નો તમારા માટે સહજ બની ગયા હશે. તમારું જીવન તેજસ્વી હશે તો બાળક તેજસ્વી થશે જ.

આ ઉપરાંત કેટલુંક વ્યવહારજ્ઞાન તમારે મેળવી લેવું જોઈએ. કન્યાકાળમાં જ એ શિક્ષણ મળી જાય તો ઉત્તમ, નહિ તો યે શીખવા માટે જિંદગીનો કોઈ પણ સમય સુયોગ્ય જ છે. કામશાસ્ત્ર અને પ્રજનનશાસ્ત્ર વિષે સંયમિત રીતે લખાયેલાં પુસ્તકો તમારે વાંચવાં જોઈએ અને અનુભવી વડીલ પાસેથી જ્ઞાન મેળવવાં અચકાવું ન

જોઈએ. તમે તેટલાં સદ્‌ગુણી, બુદ્ધિશાળી અને નિરોગી હો પરંતુ એ જ્ઞાનનો જો અભાવ હોય તો આદર્શ માતા બની શકો નહિ. સગર્ભાવસ્થા દરમ્યાન કેમ વર્તવું તે અવશ્ય જાણવું જોઈએ. એ વિના બાળકને પૂરતું પોષણ મળી શકે નહિ. એનો પ્રાણવિકાસ પણ અટકી જાય. બાળકના જન્મ પછી એના ઉછેરનું જ્ઞાન પણ એટલું જ જરૂરી છે. એમ નહિ થાય તો તમે સુવર્ણને કથીર બનાવી મૂકશો.

એટલે તમે સતત અભ્યાસશીલ રહેજો. અભ્યાસ એટલે માત્ર પુસ્તકોનું વાચન જ નહિ; અનુભવીઓનો અનુભવ મેળવજો. જેટલું જાતે જોઈ જાણી શકાય તેટલું જરૂર જાણી લેજો. 'થઈ રહેશે' કહીને બેદરકાર બનશો નહિ. સામાન્ય ઈજનેરને કે ચિત્રકારને ઘણું તપ અને તેટલો જ અભ્યાસ કરવો પડે છે તો તમે તો એક માનવનું, કદાચ જગતના સર્વશ્રેષ્ઠ માનવનું સર્જન કરવા માગો છો. પ્રકૃતિએ જે બીજ તમારા સ્વભાવમાં મૂક્યું છે તેને અભ્યાસનું પાણી પાજો, અનુભવ અને અવલોકનનું ખાતર આપજો, પુરુષાર્થનો પ્રકાશ પાથરજો અને એક સુંદર, સુવાસિત અને આકર્ષક માનવ-ફૂલને તમારા જીવન-છોડ ઉપર ઉગાડી જગતની સુંદરતામાં વૃદ્ધિ કરજો

[ ૩ ]

## સંસ્કારનું સિંચન

આટલા ઉપરથી તમે જોઈ શક્યાં હશો કે કેવા બાળકનો જન્મ આપવો એ મુખ્યત્વે તમારા જ હાથમાં છે. જગતમાં જે કાંઈ બને છે તે પ્રભુની ઇચ્છા પ્રમાણે અથવા તો કુદરતના નિયમ પ્રમાણે જ બને છે એમ આપણે સૌ કહીએ છીએ, પરંતુ આ વાક્યનો ખરો અર્થ

બહુ ઓછા માણસો સમજે છે. પ્રભુની ઇચ્છા એ જ કુદરતનો નિયમ કે અથવા તો કુદરતનો નિયમ એ જ ઈશ્વરેચ્છા છે. આ નિયમમાં અવ્યવસ્થા હોય નહિ, હોય તો એને નિયમ ન કહી શકાય. આ નિયમ અને આ વ્યવસ્થાને આપણે ઓળખી લેવાં જોઈએ. ઈશ્વર કેવા બાળકને જન્મ આપવા ઇચ્છે છે એ 'ઈશ્વરેચ્છા' માતા દ્વારા પૂરી થાય છે. જેવી માતા તેવી ઈશ્વરની ઇચ્છા.

એટલે તમે ખાતરીપૂર્વક માનજો કે તમે આપશો તે કરતાં કોઈ જુદા જ પ્રકારના સંસ્કારો બાળકમાં ઉતરી આવશે નહિ. તમે ગમે તેવા હો પરંતુ તમારા બાળક માટે તો હંમેશાં ઉચ્ચ આકાંક્ષાઓ જ રાખજો. જેવાં તમે છો તેવાં નહિ, પરંતુ ખરેખર હોવાં જોઈએ એવાં જ તમારાં બાળકો થાય તે વિષે પૂરેપૂરી કાળજી રાખજો. આમ કરવા માટે તમારે શું શું કરવું જોઈએ તેનો વિચાર આપણે કર્યો છે. એ જ વિચારને આ પત્રમાં આગળ લંબાવીએ.

તમે માતા થઈ ગયાં. એ પહેલાં જે કરવું જોઈએ તે તમે કર્યું અથવા ન કર્યું કે અધૂરું કર્યું, પણ હવે શું? બાળકના જન્મ પછી, એ પોતાની મેળે પોતાના જીવન વિષે વિચાર કરી શકે અને નિર્ણય બાંધી શકે એવી ઉંમર આવતાં બહુ વાર લાગે છે. કુમાર અને યુવાન વયમાં એની વિવેકશક્તિ સારી પેઠે જાગ્રત થવી જોઈએ, પરંતુ તેનો આધાર પણ તમે આપેલા સંસ્કારો ઉપર જ છે; એટલે બાળકના જન્મ પછીથી તરત જ તમારે સંસ્કારસિંચનનું કાર્ય કરવાનું છે. આ બાબતમાં હું આગળ વધું તે પહેલાં બાળક બાળક વચ્ચે તમે જે ભેદ ઊભો કરો છો તે વિષે બે શબ્દ કહી લઉં.

તમારા ખોળામાં લાલ આવે કે લક્ષ્મી આવે, પરંતુ તમારો માતૃધર્મ તો એક સરખો જ રહેવો જોઈએ એ વાતનો તમે સ્વીકાર કરો છો? જગતમાં મનુષ્ય સિવાય તમામ પશુપંખી અને અન્ય

જીવ સૃષ્ટિને જોઈ લો. કોઈ સ્થળે તમને એવા ભેદનું નિશાન મળશે નહિ. માણસે જ શા માટે આવા ક્રૂર ભેદની રચના કરી હશે? હું એને ક્રૂર જ કહેવા ઇચ્છું છું કારણ કે કોઈના પેટે અવતરવામાં કોઈ કન્યાનો તો મુદ્દલ વાંક હોતો જ નથી, છતાં કેમ જાણે એ પાપ કરીને આવી હોય, વધુનોતરી આવી હોય, ભારરૂપ બનીને આવી હોય એવું વર્તન એના પ્રત્યે રાખવામાં આવે છે.

આમ થવામાં સામાજિક રૂઢિનું પ્રાબલ્ય છે તે હું જાણું છું, પરંતુ એ રૂઢિને રચનારાં ને વિકસાવનારાં તો આપણે જ છીએ ને? તો પછી જો એ રૂઢિ અયોગ્ય, અન્યાયકર અને ઘાતકી હોય તો તેનો નાશ પણ આપણે જ કરી નાખવો જોઈએ. તમારા ખોળામાં લક્ષ્મી આવે કે લાલ આવે, તમારે તો પ્રથમથી જ એ વિષે નિશ્ચિંત રહેવું જોઈએ. પુત્રની જ ઇચ્છા રાખવી તે પણ મારે મન તો ગુનો છે, કારણ કે એક તો એવી ઇચ્છા રાખવાનો તમને કોઈ અધિકાર નથી. અને બીજું એવી જ ઇચ્છા હશે તો પુત્રને બદલે પુત્રીનું દર્શન થતા જ તમારા હૃદયમાં સહજ રીતે સ્ફુરી આવતું પ્રેમ અને વાત્સલ્યનું ઝરણ કાં તો સુકાઈ જશે અને કાં તો એનો વેગ મંદ પડી જશે એટલે ગર્ભધારણના પહેલા દિવસથી જ તમારે એ વિષે ખરા અંતરથી બેપરવા રહેવું જોઈએ.

આજે માનવસમાજમાં પુરુષના કરતાં કેટલાં યે જીવનક્ષેત્રોમાં સ્ત્રી ઓછી શક્તિશાળી દેખાય છે અને ચારે બાજુ નજર ફેંકતાં એ પુરુષના આશ્રયે જ જીવી રહી હોય એવું માલમ પડે છે. તેની પાછળ આ ભેદની મનોવૃત્તિ જ કારણરૂપ છે. કુદરતે સ્ત્રીને નિર્બળ બનાવી જ નથી, એણે તો સૌથી જે કઠિન કાર્ય છે, ખરું જોતાં પ્રભુનું પોતાનું જ જે કાર્ય છે, તે એણે સ્ત્રીને સોંપ્યું છે. માણસ પહેલેથી જ ભેદ બતાવવા માંડે છે એટલે કન્યાને પૂરતું પ્રેમનું પોષણ મળી શકતું નથી. એ લગભગ દયા ઉપર જ ઊછરે છે. એ રોજરોજ પોતાની

સ્થિતિ જુએ છે. આ ભેદથી દુઃખી થવા જેટલા સંસ્કાર પણ એને મળ્યા નથી હોતા એટલે એ લાચાર અને દીનવૃત્તિમાં જ પોષાય છે. આવી કન્યા શરીર અને મનથી નિર્બળ બને એમાં આશ્ચર્ય જેવું શું છે?

પણ હું પોતે જ મારા મનને સવાલ પૂછવા માગું છું કે આવો ભેદ માતાપિતા બતાવે છે શા માટે? પિતા તો ઠીક, માતા પોતે તો લક્ષ્મી છે, કન્યા છે, સ્ત્રી છે. એ આવો ભેદ કેમ બતાવે? અને મને ઉત્તર મળે છે: 'રૂઢિગત સંસ્કારની જ એ પરંપરા છે.' અને એ રૂઢિનું મૂળ શોધવાનો હું પ્રયત્ન કરું છું તો દેખાઈ આવે છે કે પહેલેથી જ કન્યા એ 'પારકું ધન' મનાય છે તેનું જ આ પરિણામ છે. સૌ કોઈ ભૂલી જાય છે કે કન્યા પોતે તો પારકું ધન નથી જ, પરંતુ માતાપિતા જ એને પારકું ધન બનાવે છે. કન્યાને જો પ્રથમથી જ કુમારની પેઠે ઉછેરવામાં આવે, એનામાં એવી શક્તિ સીંચવામાં આવે તો લગ્ન પછી એ બીજાને ઘેર જાય કે પોતાનું સ્વતંત્ર ઘર રચે, પણ માતાપિતાનું ઋણ ભૂલે નહિ, ભૂલી શકે નહિ. સામાજિક રિવાજોમાં ક્રાંતિ થઈ જાય એવી આ વાત છે, પરંતુ સાચી વાત છે અને તેનો અમલ કોઈ પણ માતાપિતા આજે જ કરી શકે એમ છે.

આજે જેમને ત્યાં ચાર-પાંચ કન્યાઓ જ હોય છે તે બિચારાં પ્રભુનાં શાપિત માણસો ગણાય છે. શા માટે? કારણ કે એમને ખાતરી છે કે વૃદ્ધાવસ્થામાં કોઈ એમને મદદરૂપ બની શકશે નહિ અને આ કન્યાઓને બીજાને ઘેર મોકલવા માટે પણ પુષ્કળ ખર્ચ કરવું પડશે. ખરું જોતાં આમ થવું જ ન જોઈએ. કન્યા પણ માતાપિતાને પોષી શકે છે, હા. લગ્ન છતાં પોષી શકે છે. જરૂર આટલી જ વસ્તુની છે–કન્યામાં કુમાર જેવી ખુમારીની શક્તિની, સંસ્કારની. અને એ તો માતાપિતાના પોતાના જ હાથની વાત છે.

પરંતુ આવી મનોભાવના જે માતાપિતા ન અનુભવી શકે કે, આચરી શકે તેમણે પણ કન્યા–કુમાર વચ્ચે ભેદ ન રાખવો જોઈએ અંતે એ કન્યા તો પોતાનાં જ લોહી, માસ અને પ્રાણનું પ્રતીક છે જો એણે સારા સંસ્કાર અને શક્તિ પ્રાપ્ત કર્યાં હશે તો માતાપિતા ઇજ્જત વધશે એ પોતે સુખી થશે, જેની સાથે રહેશે તેને સુખી કર અને એની શક્તિઓ નવી પ્રજામાં પણ ઊતર્યા વિના રહેશે નહિ.

આ ભેદનો વિચાર કરતાં મને પિતા માટે તો એટલું દુઃખ અને અફસોસ નથી થતો, જેટલા માતા માટે થાય છે. કારણ કે એક બાજુ એ પોતે કોણ છે તે ભૂલી જાય છે અને બીજી બાજુ પિતા કરતાં એની ભેદવૃત્તિ વિશેષ પ્રબળ હોય છે. માતાને પોતાના નાનપણમાં જ ભેદના જે સંસ્કારો મળ્યા હશે તેનું જ આ પરિણામ તો નહિ હોય અથવા તો એની માતા પ્રત્યેનું પોતે પણ ન સમજતી હોય તેમ છાનું વેર તો એ નહિ લેતી હોય ?

ગમે તેમ હોય. જેને ઉદ્દેશીને આ પત્ર હું લખું છું તેને પ્રાર્થના કરું છું કે જો આ જગતની માતાઓ આદર્શ માતા બને એમ તું ઇચ્છતી હો તો એનું મૂળ કન્યાના ઉછેરમાં જ રહ્યું છે એટલું સમજી જજે. કન્યા જ માતા બનવાની છે, કન્યા જ ગૃહરચના કરવાની છે, કન્યા જ નવી પ્રજામાં સંસ્કાર રેડવાની છે. એ કન્યાને તું કુમાર કરતાં લેશમાત્ર ઊતરતી ગણતી નહિ. જો તું જ એ બે વચ્ચે ભેદ પાડશે તો આ જગતનું કદી શ્રેય થવાનું નથી. કારણ કે તું જ ભવિષ્યની માતાને ગૂંગળાવવાનું દુષ્ટ કૃત્ય કરી રહી હશે.

આટલું લખ્યા પછી મારે માની જ લેવું જોઈએ કે તારો ખોળો ખૂંદતા લાલ અને લક્ષ્મી વચ્ચે તું મુદ્દલ ભેદ નહિ રાખે અને એ બંનેને સમાન ભાવ અને પ્રેમથી તું ઉછેરશે. છેક નાનપણમાં બાળકને કેમ

ઉછેરનું તેનું જ્ઞાન મેળવી લેવા માટે હું અગાઉ લખી ચૂક્યો છું. બાળ-ઉછેરની ઝીણી ઝીણી વિગતો લખવાનું આ સ્થળ નથી, તેમ જ કેળવણી અને સંસ્કાર વિષે પણ કશું યોજનાબદ્ધ આવા પત્રોમાં લખી શકાય નહિ. જે મુદ્દાની વાત છે—એટલે કે સંસ્કાર અને શિક્ષણમાં જે પ્રાણરૂપ છે—તે કહીને જ હું સંતોષ માનીશ. મને આશા છે કે એક વખત દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી બાકીની વિગતો મેળવી લેવાનું કોઈ પણ જિજ્ઞાસુને માટે મુશ્કેલ નહિ નીવડે.

બાળક મોટું થવા માંડે કે એનામાં જિજ્ઞાસાની ભાવના પ્રગટે છે. છેક બાલ્યકાળમાં પણ આ ભાવ એનામાં હોય છે, પરંતુ ત્યારે તે આપણે સ્પષ્ટ રૂપમાં જોઈ શકતાં નથી. જ્યારથી આ ભાવ જોવા માંડીએ ત્યારથી તેને પોષવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ. એક વાત સમજી લેવી. બાળક એ માટીનો પીંડો નથી, પરંતુ જીવતોજાગતો ફૂલનો છોડ છે. માટીના પીંડાને ઘાટ આપવા માટે જે કરવાની જરૂર છે તે આપણે છોડ ઉપર ન કરી બેસીએ તેનું ધ્યાન રાખવું પણ માતાપિતા એમ સમજે છે કે બાળકને જેવો ઘાટ આપવો હોય તેવો આપી શકાય. આ વાત સાચી પણ છે અને ખોટી પણ છે. સાચી એ અર્થમાં કે આપણે એનામાં શુભ અને અશુભ સંસ્કારો સીંચી શકીએ અને ખોટી એ અર્થમાં કે કોઈ જડ વસ્તુ દાખલા તરીકે માટી ઉપર આપણે હાથની કારીગરી અજમાવતા હોઈએ તેવું આમાં ન બની શકે. જો ફૂલને સુંદર અને સુવિકસિત બનાવવું હોય તો અવશ્ય બનાવી શકાય, પરંતુ માટીના કે કાગળના ફૂલની પેઠે નહિ. સાચા ફૂલને તો યોગ્ય ખાતર, યોગ્ય પાણી અને યોગ્ય પ્રકાશ આપવા જોઈએ. બાળક-ફૂલનું પણ એવું જ છે. સ્વભાવથી જ એ વિકાસશીલ છે. પોતાને જોઈતી શક્તિઓ એ આસપાસથી મેળવવાનો પ્રયત્ન કરે છે. આપણું કામ એમાં મદદરૂપ બનવાનું છે. આપણું પોતાનું ડહાપણ ડોળવાનું નથી.

આનો અર્થ એ થયો કે બાળકને પોતાનો વિકાસ સ્વતંત્ર રીતે

[૪]

# શરીર-મનનું ઘડતર

તમારા પુત્ર કે પુત્રીને તમારે સાચા અર્થમાં મનુષ્ય બનાવવા હોય તો તમે ધનવાન હો કે ગરીબ, શિક્ષિત હો કે અશિક્ષિત, સમાજમાં સામાન્ય જન હો કે પ્રતિષ્ઠિત-પરંતુ આ પત્રમાં લખું છું તેવા સંસ્કારો તમારે એનામાં ઉતારવા જ પડશે. તમારે ઘેર નોકરોની ધમાલ ન હોય તો સારું. પરંતુ હોય તો યે બાળકને તો જાતે કામ કરવાની, પરિશ્રમ કરવાની ટેવ પાડવી પડશે. આ ટેવ જો તમે નહિ પાડો તો એના ચારિત્ર્યનું ઘડતર અધૂરું રહેશે. એનો ઇંદ્રિયવિકાસ પણ મારા મત પ્રમાણે પૂર્ણરૂપમાં થશે નહિ અને આ ટેવ વિના ભવિષ્યમાં જ્યારે સારીમાઠી સ્થિતિનો સામનો કરવાનો સમય આવશે ત્યારે એના કિસ્મતમાં માથે હાથ મૂકીને રોવાનું કે બીજાની પાસે લાચારી કરવાનું જ આવશે.

તેમાં યે જો તમારું બાળક પુત્રી હોય તો ઘરકામની જ નહિ, પણ પુરુષની પેઠે એ કમાઈ શકે એવી તાલીમ પણ તમારે અવશ્ય આપવી જોઈએ. શિક્ષણ, હુન્નર-ઉદ્યોગ, દાક્તરી વિદ્યા વગેરેમાંથી કંઈક તે લમ પહેલાં જ એના હાથમાં મૂકી દેજો. જે સ્ત્રીમાં કમાવાની શક્તિ હોય છે તેનું સન્માન થાય છે, અને સાથે સાથે એ પોતે પણ પોતાના સ્વમાનને સમજી શકે છે અને જરૂર પડયે સામનો કરી પોતાની જાતને રક્ષી પણ શકે છે. ભાગ્યવશાત્ દુઃખના દિવસો આવે છે ત્યારે કોઈ પાક કે નાપાક દયા ઉપર એને જીવવું નથી પડતું; એ પોતાનો માર્ગ સરળતાથી કાઢી શકે છે.

જેમ બાળકમાં કામ કરવાની ટેવ દાખલ કરો તેમ જ તેને કામની આવડત પણ શીખવજો. દરેક કામ, પછી એ ભલેને ઝાડુ કાઢવાનું હોય

પરંતુ આવાત માગી જ લે છે. ડાહ્યા માણસો કહે છે કે દરેક કામનું વ્યવસ્થાશાસ્ત્ર હોય છે. આ શાસ્ત્ર બાળકને શીખવી દેવું જોઈએ. કોઈ પણ માણસ પોતાની ઉપર આવી પડેલા કામને હળવું, સહેલું અને સુંદર બનાવી શકે ત્યારે જ તે માણસ નામને યોગ્ય ગણાય, ગધેડાની પેઠે વૈતરું તો સૌ કોઈ કરી શકે, એટલે દરેક કામની સાથે તે કામનું વ્યાવહારિક જ્ઞાન પણ આપી દેજો.

શારીરિક શ્રમની શરમ તો કદી બાળકમાં પેસવા જ દેતા નહિ. આજના ઘણા અનર્થોનું મૂળ આ શરમમાં રહેલું છે. ખાસ કરીને બેકારી ભોગવતા શિક્ષિતોમાં તો એ શરમે કેર વર્તાવ્યો છે. તેઓ બીજાની લાચારી કરી શકે છે, ગુલામી ભોગવી શકે છે, સ્વમાન વેચી શકે છે પરંતુ શ્રમ કરવાની હિંમત કે બળ દાખવી શકતા નથી. તમારું બાળક એવું ન જ થવું જોઇએ. આ યુગના મહાપુરુષે શરીરશ્રમનું ગૌરવ વધાર્યું છે. તમે અને તમારું બાળક એમાં વૃદ્ધિ કરનારાં નીવડવાં જોઈ એ. ધનના કે પ્રતિષ્ઠાના ખ્યાલમાં રખે આ ગુણ બાળકમાં રોપવાનું રહી જાય!

શાળા-કૉલેજનું શિક્ષણ તો બાળકને તમે આપવાનાં જ છો. પરંતુ તેમાં યે કરજ કરી બહુ ભણાવવાનું વિચારતા નહિ. રખે એમ માનતા કે એથી એ વધુ કમાઈ જશે અને તમારું કરજ ફેડી નાખશે. તમારી શક્તિ પ્રમાણે શિક્ષણ આપજો, પરંતુ એટલું ધ્યાનમાં રાખજો કે તમારા બાળકમાં પોતાનું ફેડી લેવા જેટલી હોશિયારી અને જ્ઞાન આવી જાય. એ વિનાનું બધું શિક્ષણ આજના યુગમાં કદાચ નકામું નીવડશે.

બાળકના મનને તાલીમ આપવા માટે એનામાં સાહિત્ય, સંગીત, કલાના સંસ્કાર પડે તે પણ જોજો. આ બાબતમાં વેવલાઈ દાખવતા નહિ. દરેક બાળક ખાંસાહેબ અબ્દુલ કરીમખાં, મહાન નૃત્યકાર ઉદય-શંકર કે ચિત્રકાર નંદબાબુ બનવાનું નથી. સૌ રવીન્દ્રનાથ ઠાકુર પણ બની જવાના નથી. એટલે એવી વૃત્તિ જેનામાં ન દેખાય તેની પાછળ

કેવળ દેખાદેખીથી બહુ મહેનત ન લેતા; પરંતુ સામાન્ય જ્ઞાન તો બધાં બાળકોને અવશ્ય આપજો. કલા, સંગીત અને સાહિત્યના પ્રેમથી હૃદય સંસ્કારી બનશે, બાળકમાં કોમળતા આવશે, એના હલનચલન અને વર્તનમા સંગીતનો સંચાર આવશે; એ લાગણી અનુભવશે અને બીજાની લાગણીની કદર કરશે.

છતાં યાદ રાખજો કે ઉપર કહ્યા તેવા શરીરશ્રમ, કામની આવડત અને આદતના ગુણો એનામાં નહિ ખીલ્યા હોય અને માત્ર કલા-સંગીત પાછળ જ બાળક વહેતું મુકાશે તો એમાંથી સંસ્કારને બદલે શરાબની જ પ્રાપ્તિ થશે. એ બાળક રંગીલું બની જશે. એ પોતાના સુખનો જ માત્ર ખ્યાલ કરશે. લાગણીપ્રધાન એ બનશે પરંતુ બીજાની લાગણીનો જવાબ એ આપી શકશે નહિ. એની કોમળતા નિર્બળતા અથવા તો વિલાસિતામાં સરી જશે. એટલે આ બધા ગુણોનો સપ્રમાણ વિકાસ સાધજો.

આ બધા ગુણો છતાં જો બાળકમાં તમે સત્ય ખાતર મરવાની વૃત્તિ, બીજા માટે ઘસાવાનો સ્વભાવ, સ્વમાનનું મૂલ્ય વગેરે દાખલ નહિ કરી શકો તો એ મનુષ્ય બની શકશે નહિ. એનાં સાંસારિક જીવનમાં પણ સાચું સુખ એ નહિ મેળવી શકે. સત્ય અને સ્વમાન એ તો માનવનું સર્વસ્વ છે. તમે ગરીબ હો પણ લાચારી તો કદી ન દાખવો એમ થવું જોઈએ. સત્ય અને સ્વમાન ખાતર કદાચ કષ્ટ ભોગવવું પડે. પરંતુ તેમાં યે ભોગવનારને તો જીવનની મીઠાશ લાગશે. સુખ અને દુઃખ અંતે તો મનની જ કલ્પના છે. દેશ અને સમાજને ખાતર ફાંસીના માંચડા ઉપર ચઢી જનાર પોતાને પરમ સુખી અને ભાગ્યવાન સમજે છે, જ્યારે કેટલાક સ્વાર્થીઓ પોતાના સ્વાર્થની શોધમાં જ ભૂખનાં દર્શન કરે છે.

સત્ય અને સ્વમાન માટે જે આગ્રહી હશે તે આ જગતમાં સામાન્ય માનવ નહિ રહે તે પણ તમારે જાણવું જોઈએ. દુનિયાના તખ્તા ઉપર જેમણે મહાન કાર્યો કર્યાં છે તે સૌમાં આ ગુણોનો પૂર્ણ વિકાસ નજરે

ડે છે. આવો માણસ જેમ દીનતા કદી ધારણ કરે નહિં તેમ મોટા શહેનશાહ કે રાવણ જેવા રાક્ષસથી પણ ડરે નહિ. મૃત્યુને હસતે મોંએ ભેટવા માટે જે તૈયાર હોય છે તેની પાસે મૃત્યુનો દેવ સહેલાઇથી આવી શકતો નથી અને આવે છે ત્યારે મિત્ર બનીને આવે છે. તમે જાણો છો કે આજે આપણો દેશ અને આપણો સમાજ પતિત અવસ્થામાં પડેલો છે. આ અવસ્થાને મિટાવી દે એવો પુત્ર કે પુત્રી તમારે જન્માવવાં હોય તો સત્ય–સ્વમાનનો આગ્રહ એને ગળથૂથીમાં જ આપી દેજો.

પણ યાદ રાખજો કે એ અહંકારી કે હઠાગ્રહી ન બની જાય. એવો માણસ સમાજની તો શું, પોતાની કે પોતાના કુટુંબની પણ સેવા કરી શકશે નહિ. એટલે સત્ય–સ્વમાનની સાથે સેવા અને વિનય પણ શીખવજો. એ હશે તો અહંકાર કે હઠાગ્રહ આવશે નહિ. સેવાની ક્રાંતિમાં જાતે ઘસાવાનો અને ત્યાગનો ભાવ તો રહ્યો જ છે. આ સેવા અને ત્યાગને કોઇ સીમા જ નથી—એટલું તમારા બાળકને શીખવી દેજો.

આ પત્રમાં જણાવ્યું છે એટલું જો તમારા પુત્ર–પુત્રીને આપશો તો હું ખાતરી આપું છું કે તમે સમાજની એક મહાન વ્યકિતની માતા બન્યાં હશો. તમારો પુત્ર કે પુત્રી આ ગુણો દ્વારા જાતે જ સુખી થશે જ, પરંતુ સમાજનાં દુઃખોને દુર કરી ત્યાં પણ સુખની સ્થાપના કરશે અને એ પણ જાણી લેજો કે કદાચ એ મહાન વ્યકિત નહિ થાય તો યે એનાં ગૃહજીવન અને સંસારજીવનમાં તો આ ગુણોને લઇ અનેરી મીઠાશ પેદા થશે. જેને વ્યવહારનું જ્ઞાન કહેવામાં આવે તે જ્ઞાન આ ગુણો દ્વારા એને પ્રાપ્ત થઇ જશે.

તમે જ વિચારો કે જો તમારો પુત્ર કામ કરવાની ટેવ અને આવડત ધરાવતો હશે, શારીરિક મહેનતથી શરમાતો નહિ હોય, યોગ્ય શિક્ષણ એણે મેળવ્યું હશે, લલિત કલાનું થોડું જ્ઞાન પણ સંપાદન કર્યું હશે, સત્યવાદી અને સ્વમાનશીલ હશે, વિનય અને સેવા એને

વરેલાં હશે તો જ્યાં એ જશે ત્યાં પોતાની સુવાસ જ મૂકશે. તમારી તો એ સેવા કરશે જ, પરંતુ કોઈ પણ દુઃખીનું દુઃખ દૂર કરવામાં એને આનંદ આવશે. એનું પોતાનું ગૃહજીવન મંગલમય હશે. એની પત્ની પોતાને ભાગ્યશાળી સમજશે અને એની સંતતિ એ કરતાં યે વિશેષ ચારિત્ર્યવાન, શકિતવાન અને નીતિવાન બનશે. જે બીજ તમે રોપશો તે અનેક છોડ દ્વારા ઊગી નીકળશે અને શુદ્ધિવૃદ્ધિનું કાર્ય અનેક જમાના સુધી ચાલુ જ રહેશે. તમારા આજના પ્રયત્નો તમે નહિ કલ્પી હોય તેટલી સફળતા સાથે ભવિષ્યમાં ઊગી નીકળશે.

અને તમારું બાળક જો પુત્રી હશે તો એક શકિતએ જ અવતાર લીધો હોય એવું બનશે. આપણા દેશની પદદલિત સ્ત્રીઓનો એ ઉદ્ધાર કરે એવી આશા પણ તમે રાખી શકશો. કદાચ એવી પ્રચંડ શકિત એનામાં ન પ્રગટે અને એનું જીવન પોતાના ગૃહમાં જ મર્યાદિત બની જાય તો પણ સેવાની સુગંધથી એણે સૌને વશ કરી લીધાં હશે. આજે ઘરઘરમાં સાસુ-વહુ, નણંદ-ભાભી અને દેરાણી-જેઠાણીઓ વચ્ચે જે હોળીઓ સળગે છે તે તમારી સંસ્કારી કન્યાના ઘરમાં નહિ હોય. સાસુ, નણંદ કે જેઠાણી જો સ્વભાવથી જ દુષ્ટ હશે તો પોતાનાં શરીર, મન, બુદ્ધિનો હ્રાસ થાય તે પહેલાં જ તમારી કન્યા એના પતિને સમજાવીને એ ઘરથી જુદી પડી ગઈ હશે અને એ લોકોમાં કેવળ સંસ્કારની જ ખામી હશે તો તમારી કન્યા પોતાનાં કામ, સેવા અને વિનયથી એ સૌનાં દિલને જીતી લેશે. કોઈ પણ સંયોગોમાં એ દુઃખી તો રહેશે જ નહિ.

તમે જાણતાં તો હશો કે આજે હજારો કન્યાઓ અને કુમારો પોતાની યુવાવસ્થામાં માબાપને શાપ આપતાં નજરે પડે છે. તેઓ શરીરે ક્ષીણ હોય છે, મનથી સાવ નબળાં હોય છે, બુદ્ધિમાં પણ કશું તેજ દેખાતું નથી. નિશ્ચય કરી તેને વળગી રહેવાની શકિત તો તેમનાંમાં લગભગ હોતી જ નથી. માતાપિતાના વિલાસનું જ એ

સર્જન હોય એવાં એ વધુ વિલાસી બની ગયાં હોય છે. જો તેઓની સમજશક્તિ જાગ્રત થાય છે તો તેઓ પોતાની તમામ નિર્બળતાઓને જાણી લે છે અને તેનાં કારણરૂપ પોતાને મળેલા કુસંસ્કારો માટે માતાપિતા તરફ તિરસ્કારની લાગણી રાખ્યા કરે છે. કન્યાઓ તો એવી કેટલી યે મળશે જે પોતાના સસરાના ઘરમાં આંસુ સારતી સારતી માતાપિતા ઉપર નિઃશ્વાસ વરસાવતી હોય.

અાં સૌને સાચાં પિતા કરતાં સાચી માતાની વિશેષ ખોટ પડેલી હોય છે. તમે ઇચ્છતા હો કે તમારાં પુત્ર–પુત્રીઓ સદા યે પ્રેમ અને ભક્તિપૂર્વક તમારું મંગલસ્મરણ કરતાં રહે, દુઃખથી હારે નહિ અને સાચા સુખને ઓળખી લે તો ઠેઠ બાળપણથી જ એના ઉછેર ઉપર ધ્યાન આપજો. એક પળ પણ ભૂલતાં નહિ કે માતા બનીને તમે જાતે જ તમારા ઉપર મહાન જવાબદારીનો બોજ ઉઠાવ્યો છે. એ જવાબદારી અદા કરવા માટે જેટલું તપ કરવું પડે તેટલું કરજો અને એમાંથી છટકવાનો કદી વિચાર જ કરતાં નહિ.

એક વાત તમારી પાસે વધુ સ્પષ્ટ કરી લઉં. જે મહાન જવાબદારી તમારા ઉપર આવે છે તેના ભારથી દબાઈ જતાં નહિ. કોઈ વેઠ કરતાં હો તેમ તમારી તપ–સાધના કરતા નહિ. એક પળ માટે પણ ભૂલતાં નહિ કે તમે તો પ્રેમ અને વાત્સલ્યનું અખૂટ ઝરણું છો. તમે જે કંઈ કરશો તે અંતરના આનંદથી જ કરશો. અને હું તમને ખાતરી આપું છું કે એ માટે તમારે બળપૂર્વક પ્રયત્ન નહિ કરવો પડે. એક વખત તમે આનંદ સાથે તપ આદરશો તો તમારા એ આનંદને અખંડ રાખવાનું કાર્ય તો તમારું બાળક જ બજાવવા માંડશે. દિવસભરના તમારા થાકને હરી લેવાનું સામર્થ્ય બાળકના એક હાસ્યમા હોય છે તે કઈ માતા જાણતી નથી? જીવન અંતે છે શું, જો એમાં નિર્દોષ આનંદ ન હોય, પ્રસન્ન લાગ ન હોય, સ્વજનોને માટે કંઈક કરવાની ઝંખના ન હોય?

માટે હે માતા! તું તારા પ્રેમના દીપકને સદા યે ઝળહળતો રાખજે અને એનું અજવાળું પાઈ પાઈને તારાં બાળકોને ઉછેરજે. તારી ગોદમાં આવેલાં બાળકને મહાન જગદ્ઉદ્ધારક બનાવવાનાં તું સ્વપ્ન સેવજે. આદર્શ જો હિમાલય જેવો મહાન હશે તો તારું ધ્યાન જ તારા નાનકડા ઘરમાં, પિતાના વેપાર-ધંધામાં કે જ્ઞાતિ-કુટુંબના સાંકડાં વર્તુળમાં જ મર્યાદિત હશે તો એ બાળક એવી સંકુચિતતામાં જ ઊછરશે ને મોટું થયે એ વર્તુળને વિસ્તારવાની હિંમત મેળવી શકશે નહિ. તું ભલે સ્થૂળ રીતે એવાં બધાં બંધનોમાં પડેલી હોય પણ બાળકની માતા બનતાં જ તારા મનને વિશાળ બનાવી મૂકજે, તારી કલ્પનાને ગગનગામી પાંખ આપજે અને ખાતરી રાખજે કે તારું બાળક એ ઉપર સવારી કરીને નવી દુનિયાના સુંદરતમ પ્રદેશમાં પહોંચી જશે. બાળકને ઉછેરતાં ઉછેરતાં એના મિત્ર પણ તારે બની જવાનું છે તે ભૂલતી નહિ. એની કલ્પના અને બુદ્ધિને સતેજ કરતી વાર્તાઓ જ્યારે તું કહેવા માંડશે ત્યારે એની સાથે જ તારે આકાશમાં ઊડવું પડશે. એવાં ગીતો જ્યારે તું ગાશે ત્યારે પણ બાળક પોતાના ભવ્ય કલ્પના-પ્રદેશમાં તારી સાથે જ ઘૂમતું હશે. તું બાળકમય બની જજે. અને એ અવશ્ય તારામય બની જશે.

પરંતુ ફરીને કહું છું કે એમાં પાગલ બની જતી નહિ. પ્રેમને ઘેવલો બનાવી મૂકતી નહિ. તારે જે કાર્ય બજાવવાનું છે તેની ગંભીરતા ભૂલી જતી નહિ. સતત જાગ્રત રહીને જોજે કે જે ફૂલને તું ખીલવી રહી છે તે સોળે કળાએ ખીલે છે કે નહિ. ન ખીલતું હોય તો વિચારજે, ફરી ફરીને વિચારજે અને એના વિકાસમાં જે અંતરાયરૂપ થતું હોય તે શોધી કાઢી તેને દૂર કરજે, જે મદદરૂપ થતું હોય તેનો ઉપયોગ કરજે. પ્રેમ અને જાગૃતિ એક સાથે જ કેળવજે. તપ અને આનંદ એકમેકમાં મિલાવી દેજે. જવાબદારીની સાથે જ, મહાન કાર્યનો પરમ આનંદ પણ ભોગવતી રહેજે.

# કુટુંબનો વડલો

**અત્યાર** સુધી તો તને મેં જે લખ્યું તે તારું કન્યાસ્વરૂપ અને તે પછી ઊઘડતું માતૃસ્વરૂપ કલ્પીને લખ્યું છે. હવે તારું પૂર્ણ રૂપ લક્ષમાં રાખીને થોડું લખવા ઇચ્છું છું. માતા થતાં પહેલાં અને પછી, બાળકનો ઉછેર, સંસ્કારનું દાન, ચારિત્ર્યનું ઘડતર વગેરે વિષે મેં લખી નાખ્યું છે. હવે એમ ધારી લઉં છું કે તું ઘણા સમયથી માતા બની ચૂકી છે. તારે ત્યાં યુવાન પુત્રો ને પુત્રીઓ છે. થોડા દિવસમાં એમનાં લગ્ન કરવાના મનસૂબા પણ તું સેવે છે. એમ તું આગળ પગલાં ભરે છે અને પુત્રોને કોઈ સુયોગ્ય યુવાનના હાથમાં સોંપે છે અને કોઇ સુશીલ-સંસ્કારી કન્યાને તારા ઘરની લક્ષ્મી બનાવી લઈ આવે છે. તું તારા વિશાળ કુટુંબના વડલારૂપ બની ગઈ છે.

એ પછી તારી ચામડી ઉપર કરચલીઓ પડે છે. પુત્રો હવે પોતાનું સંભાળે છે અને એમની પાસેથી તું સેવાની અપેક્ષા રાખે છે. પુત્રવધૂ હવે તો માતા બની છે. એના બાળકો વૃદ્ધ દાદીમાને હેરાન કરતાં કરતાં કોઈ અનેરી મીઠાશ આપી રહ્યાં છે. તું આયુષ્યને આરે પહોંચી છે.

આ લાંબા પત્રના છેડે આ બંને સ્થિતિ કલ્પી લઈને હું કંઈક લખવા માગું છું. એમ પણ ગૃહિત કરી લઉં છું કે તેં આદર્શ માતા બનવાનો પ્રયત્ન કર્યો છે અને નથી કર્યો. તારાં બાળકોને ઉછેરવામાં તેં ધ્યાન આપ્યું છે અને નથી આપ્યું. તું સામાન્ય છે અને મહાન પણ છે. સર્વ પ્રકારની માતાને ઉદ્દેશીને મારે જે કહેવું છે તે ટૂંકમાં હવે કહી દઈશ.

જૂજ અપવાદો સિવાય લગભગ બધી માતાઓ રૂઢિના બંધનમાં જકડાએલી જ હોય છે. એમના પૂર્વગ્રહો પણ બહુ પ્રબળ હોય છે. નવા વિચારો કે આચારો એનાથી સહન થઇ શકતા નથી. પરાપૂર્વથી ધર્મ વિષે, કુટુંબ વિષે, સમાજ વિષે, વ્યવહાર વિષે જે માન્યતાઓ ચાલી આવતી હોય છે તેને મડાગાંઠ વાળીને એ પકડી રાખે છે. આ વાંચનાર એ હજારો લાખ્ખો માતા જેવી હશે કે થોડાક અપવાદો જેવી? મને તો આશા છે કે બંને પ્રકારની માતાઓના હાથમાં આ પત્ર આવ્યો હશે. જે અપવાદરૂપ હશે તેની આસપાસ રૂઢિચુસ્ત માતા રહેતી જ હશે અને જે સામાન્ય હશે તેણે પણ આ યુગમાં વધી રહેલા અપવાદોમાંથી કોઈકનું જીવન જોયું હશે.

રૂઢિ એ એક પ્રકારની સામાજિક ટેવ જ છે. જ્યાં સુધી એ રૂઢિ સમાજના હિતને નુકસાનરૂપ નથી બની જતી ત્યાં સુધી એનો વિરોધ કોઇ કરવું નથી, કરવાને કશું કારણ પણ નથી. કેટલીક રૂઢિઓ તો સમાજના સ્વાશ્રયને મદદરૂપ પણ હોય છે, પરંતુ જેની પ્રકૃતિ રૂઢિને વશ રહેવાની હોય છે તેઓ કઇ રૂઢિ લાભદાયી છે અને કઈ હાનિ કરે છે તેનો વિચાર જ કરતા નથી. એટલા માટે એમ કહેવું પડે છે કે રૂઢિના બંધનમાંથી સૌ કોઈએ, માતાએ તો ખાસ, મુક્ત થઈ જ જવું જોઈએ. એવી મુક્તિ વિના કોઈને સારાસાર પારખવાની વિવેકશક્તિ પ્રાપ્ત થઇ શકે નહિ. રૂઢિથી જે મુક્તિ મેળવે છે તે થોડા સમયમાં જ પૂર્વગ્રહમાંથી પણ છૂટી જાય છે. પૂર્વગ્રહ એ મનની ગાંઠ છે. અમુક અનુભવ થયો, અસર ઉપજી કે વિચાર આવ્યો અને મનમાં ગાંઠ બંધાઇ ગઇ. વ્યક્તિઓ અને વસ્તુઓ વિષે અભિપ્રાય બંધાઇ ગયો. એ પછી જુદા અનુભવો થાય છતાં મનની અસર બદલાય નહિ. આ જ પૂર્વગ્રહ છે, આમાંથી પણ દરેકે છૂટવું જ જોઇએ.

રૂઢિ અને પૂર્વગ્રહ, બંનેમાંથી છૂટવા માટે મનને હમેશાં ખુલ્લું–

મુક્ત રાખવું જોઈએ. કોઈ પણ વિચાર, અભિપ્રાય, માન્યતાને આખરી ન માની લેવાં જોઈએ. હમેશાં એટલું ધ્યાનમાં રાખવું કે આપણું જ્ઞાન બહુ મર્યાદિત હોય છે. આપણે જેમ આપણા જ પગ વડે ચાલીએ, આપણી જ આંખો વડે જોઈએ અને આપણા જ શ્વાસોશ્વાસ વડે જીવીએ છીએ તે જ રીતે આપણા જ જ્ઞાન વડે આપણે બધું વિચારવાનું અને જાણવાનું છે, પરંતુ જ્ઞાન હમેશાં વૃદ્ધિ પામતું રહેવું જોઈએ. જે વૃદ્ધિ ન પામી શકે તે જ્ઞાન જ ન કહેવાય. એટલે આપણી માન્યતાથી વિરુદ્ધનો કોઈ વિચાર કે અભિપ્રાય આપણે સાંભળીએ તો તેને તિરસ્કારી ન કાઢીએ, પણ આપણા, આપણા કુટુંબના અને સમાજના હિતાહિતની દૃષ્ટિએ એ ઉપર શાન્તિથી અને ખુલ્લા દિલે વિચાર કરી જોઈએ. એમ લાગે કે સામા પક્ષની વાત સાચી છે તો તેને સ્વીકારતાં અચકાઈએ નહિ અને એ વાત ખોટી લાગે તો આપણા પોતાના જ વિચારને મક્કમપણે વળગી રહીએ. એમ કરવાથી જ જ્ઞાન અને અનુભવ વધતાં રહે, રૂઢિનાં બંધન તૂટતાં રહે અને પૂર્વગ્રહ પણ છૂટતો રહે.

મને લાગે છે કે હું જે કહેવા માગું છું તે સ્પષ્ટ રીતે સમજાઈ ગયું હશે. કોણ રૂઢિને વશ છે અને કોણ નથી તેની પરીક્ષા કરવાનું કાર્ય કઠિન નથી. જેની વિચારશક્તિ જાગ્રત હોય, જે નિર્ભય હોય, જેના જ્ઞાન અને અનુભવ વધતાં જતાં હોય તે કોઈ પણ રૂઢિમાં બંધાય નહિ. એના મન ઉપર પૂર્વગ્રહની પણ અસર ન હોય. અને જે નવા વિચારથી રોષે ભરાય કે ડરી જાય, નવા અનુભવ માટે હિંમત જ ન કરે, વિચાર કરવાની જેને ટેવ જ ન હોય, તેનાં રૂઢિબંધન વજ્ર જેવાં મજબૂત હોય. આવું માણસ માણસ હોવા છતાં લગભગ પશુની પેઠે જ વર્તતું હોય. કારણ કે મનુષ્યત્વની સાચી પરીક્ષા એની વિવેક-શક્તિ-સારાસાર પારખવાની શક્તિમાં છે. આ શક્તિ એ માણસમાં હોય જ ક્યાંથી !

જે માતા કુટુંબના વડલારૂપ હોય અને જેનું જીવન પુત્ર-પુત્રીઓ, પુત્રવધૂઓ, સગાં-સંબંધીઓ એમ અનેક સાથે જોડાયેલું હોય–તે માતામાં વિવેકશક્તિનો પ્રથમ પહેલો જરૂર છે. એ નહિ હોય તો આજના યુગમાં એ કુટુંબના વડલારૂપ રહી શકશે નહિ. પોતાનાં બાળકોને એ છાયારૂપ બની શકશે નહિ જો એ રૂઢિગ્રસ્ત હશે તો બાળકો મોટાં થતા જ એને વડલાને બદલે બાવળ માનવા લાગશે અને એના કાંટામાંથી બચવા માટે એનો ત્યાગ કરી જશે. એ વખતે માતા ફરિયાદ કરશે કે મારા પુત્રો કપૂતો નીવડયા છે, પોતાની માને ભૂલી ગયા છે, પોતાની સ્ત્રીના ગુલામ બની ગયા છે. આ ફરિયાદ સામે બાળકો લક્ષ આપશે નહિ. એ કહેશે કે 'તમે માતા તરીકેની યોગ્યતા જ ધરાવતાં નથી' આ વચન ઉદ્ધતાઇનું છે, છતાં એ ખોટું છે એમ કહી શકાશે નહિ.

દરેક માતાએ, જો એણે સુખી થવું હોય, પુત્ર-પુત્રીઓનો પ્રેમ અખંડ રાખવો હોય, સંયુક્ત કુટુંબની મીઠાશ ભોગવવી હોય અને જિંદગીને આરે બેઠાં બેઠાં પોતે રચેલી સૃષ્ટિમાં પરમ પ્રસન્નતા અનુભવવી હોય તો તેણે નવા યુગને ઓળખવો જ પડશે. નવા યુગમાં નવી માન્યતાઓ અને નવી રૂઢિઓ રચાવા લાગી છે છતાં મુખ્યત્વે આ યુગમાં વિવેક અને વિચારની શક્તિ વિશેષ જાગ્રત થયેલી છે. માતાએ પણ એ શક્તિને આધારે જ જીવવું પડશે.

જે માતા રૂઢિમાં બંધાયેલી હશે તે પ્રથમ તો કન્યા અને કુમાર વચ્ચે ભેદ કરશે. એ પછી એ કન્યાને શિક્ષણ આપશે જ નહિ અને આપશે તો યે સમાજમાં એના લગ્ન માટે સારો મુરતિયો મળી શકે તે વૃત્તિથી જ આપશે. કન્યાને બીજી છૂટ તો એ આપી જ નહિ શકે. ઘરની બહાર નીકળવા દેવામાં એને હીણપત લાગશે. કન્યા કોઈ કુમાર સાથે વાતચીત કરવા જેટલી મૈત્રી પણ રાખી શકશે નહિ. એનો વિકાસ રસોડામાં જ મર્યાદિત રહેશે અને એક દિવસ માતા-

પિતાએ જ પસંદ કરેલા કોઈ કુમાર કે વિધુર સાથે એનું લગ્ન થઈ જશે.

પુત્રની બાબતમાં માતાપિતા આવું જ કરવાનો પ્રયત્ન કરશે, પરંતુ મોટે ભાગે એમાં ફાવશે નહિ. જો પુત્રે શિક્ષણ લીધું હશે અને એ બહાર ફરતો પણ થઈ ગયો હશે તો તો માતાપિતાની ઇચ્છાઓ પૂરી થવાની સંભાવના ઓછી રહેશે. અને એમ નહિ બન્યું હોય તો યે પુત્રના. લગ્નનો લહાવો લીધા પછી માતાપિતા માટે પસ્તાવાનો જ સમય આવશે. કારણ કે વરસ બે વરસમાં જ દીકરો ઉદ્ધત બની જુદો થઈ ગયો હશે.

પણ જે માતાએ રૂઢિનાં બંધન છોડ્યાં હશે અને બધી બાજુનો વિચાર કરી, સારાસાર જાણી લગ્નને જ આગળ પગલાં ભરવાનો નિશ્ચય કર્યો હશે, તેની સ્થિતિ તદ્દન જુદી જ હશે. એણે તો પ્રથમથી જ કન્યા અને કુમાર વચ્ચે ભેદ નહિ ગણ્યા હોય, કન્યાને પણ પૂરતી કેળવણી આપી હશે. એની સ્વતંત્રતા ઉપર કદી કાપ નહિ મૂક્યો હોય. લગ્નના પ્રશ્નમાં પણ પુત્ર-પુત્રીના અભિપ્રાયને જ છેવટનો ગણ્યો હશે. જ્યાં આવાં માતાપિતા હશે ત્યાં પૃથ્વી પર સ્વર્ગ ઊતર્યું હશે. માતા ખરેખર વડલો બની પોતાના વિશાળ કુટુંબને સંસારના તાપમાં શીતળતા આપી રહી હશે.

આ જ વસ્તુને વ્યવહારિક રીતે પણ વિચારીએ :

બાળકો શિક્ષણ લેવા માંડે ત્યારથી માતાએ એમાં રસ લેવો જોઈએ. માતા પોતે શિક્ષિત ન હોય તો તેની ચિંતા નહિ. પરંતુ શક્ય હોય તો એણે ગમે તે ઉંમરે પણ સામાન્ય લખતાં-વાંચતાં શીખી લેવું જોઈએ. બાળકો શું ભણી રહ્યાં છે તે વિષે માતા જો માહિતગાર રહેશે તો બાળકોને એ ગમશે જ. બાળકો મોટાં થઈ આગળ અભ્યાસ કરતાં હશે ત્યારે માતાને પણ આપોઆપ થોડુંઘણું શિક્ષણ મળતું રહેશે. વિશેષ લાભ એ થશે કે બાળકોને મા પોતાના મિત્ર

જેવી લાગશે. પુત્ર અને પુત્રી બંને માતાની પાસે પોતાનાં હૃદયને ખુલ્લું મૂકી શકશે. અને એમ થશે તો માતા-પિતા અને પુત્ર-પુત્રી વચ્ચે ભાગ્યે જ ઘર્ષણ થવાનો સમય આવશે. કારણ કે બંને એકબીજાનો સ્વભાવ સમજતા થઈ ગયાં હશે. સાથે પ્રેમની ગાંઠ એવી દૃઢ બની હશે કે તેને તોડવાનું કોઈને મન જ નહિ થાય. ઘર્ષણ થાય એવા પ્રસંગોમાં બંને પક્ષે ઉદારતા જન્મશે એટલે સુયોગ્ય સમાધાન સ્થપાઈ જશે.

એક વાતનું ખાસ ધ્યાન રાખવું. પુત્ર-પુત્રીઓને પૂરેપૂરી સ્વતંત્રતા આપવી. ખાસ કરીને આ સવાલ ત્રણ બાબતોમા મુશ્કેલીભર્યો બની જાય છે. આપણે એ ત્રણેયનો વિચાર કરી લઈએ.

પહેલો સાહસની સ્વતંત્રતા. દરેક બાળક બાલ્યાવસ્થામાં, કુમાર અવસ્થામાં અને યુવાનીમાં સાહસ કરવાને પ્રેરાતું જ હોય છે. આ વખતે જોખમ ખેડીને પણ એને સાહસ કરવા દેવું જોઈએ. એ તરવા જશે તો ડૂબી મરશે, ઝાડે ચડશે તો હાડકાં ભાંગશે, સાયકલ કે ઘોડા ઉપરથી પટકાઈ પડશે વગેરે ભીતિ સાચી છે છતાં એ છોડવી જ જોઈએ. કારણ કે સાહસ વિના વિકાસ શક્ય જ નથી. માતા બાળકને જન્મ આપે છે ત્યારે પણ જિંદગી સાથે ખેલ જ ખેલે છે. સંતાનની સંભાળ રાખવી અને જોખમો તરફ એનું ધ્યાન ખેંચવું તે સારું છે, પરંતુ તેની શક્તિઓને રૂંધવાનું પાપકૃત્ય કદી કરવું જ ન જોઈએ. શિક્ષણકાળમાં એ ચોપડીમાં માથું ઘાલી ભણ્યા જ કરે એવી અપેક્ષા પણ ન રાખવી. બુદ્ધિનો વિકાસ પુસ્તક કરતાં સાહસિક રમતોથી વિશેષ થવાનો છે એ ખાતરીપૂર્વક માનવું.

બીજી સ્વતંત્રતા મૈત્રીની. આ યુગમાં મૈત્રીનું મહત્ત્વ બહુ વધી ગયું છે. કોઈ દિવસ પુત્ર-પુત્રીને મૈત્રીઓ કરતાં રોકવાં નહિ. દુષ્ટ બાળકો સાથે મૈત્રી હોય તો એ વિષે એને સમજણ આપવી, પરંતુ

બંધન તો મૂકવું જ નહિ. બંધન મુકાશે તો એમના દિલમાં પાપનો પ્રવેશ થશે. પછી એ છાની રીતે મૈત્રી રાખશે અને તેનું પરિણામ સારું આવશે નહિ. પુત્રને બીજાની મૈત્રીથી દૂર રાખવાનું માતાપિતાને અઘરું પડે છે કારણ કે એ તો સામો થઈ જાય એવી બીક રહે છે, પરંતુ પુત્રીને માબાપો સહેલાઈથી રોકી શકે છે. સામાજિક વાતાવરણ પણ પુત્રીની વિરુદ્ધ હોય છે. માતાપિતાને ડર પણ પુત્રીને અંગે જ હોય છે. કેટલીકવાર માતાપિતા પોતે પોતાની કન્યાને ઓળખતાં હોઈ એના ઉપર વિશ્વાસ રાખી મૈત્રીઓ કરવા દેવા ઇચ્છતાં હોય છે. પરંતુ સમાજની નિંદા સહન ન કરી શકવાના કારણે પુત્રીને રોકે છે. આ બાબતમાં માતાએ હિંમતવાન બનવું જોઈએ. કન્યાનું કે કુમારનું ચારિત્ર્ય એણે પોતે જ ઘડ્યું હોય છે એ ઉપર માતાને પૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ. લોકનિંદાને વશ થઈ સંતાનો ઉપર અન્યાય ન ગુજારવો જોઈએ. નિંદા કરવાનો જેમનો સ્વભાવ જ છે તે તો એ પછી પણ નિંદા ચાલુ જ રાખે છે. જેને સત્યને માર્ગે જવું છે તેણે નિંદા વિષે બેપરવા બનવું જ જોઈએ.

આ બીજી સ્વતંત્રતા જે માતાપિતાએ પોતાનાં બાળકોને આપી હશે તેને ત્રીજી સ્વતંત્રતા અવશ્ય મળી જશે એમ હું માનું છું. કારણ કે ત્રીજી સ્વતંત્રતા હું લગ્ન અંગેની પસંદગીને ગણું છું. આ વિષે વિસ્તારથી ઘણું લખી શકાય એમ છે પણ ટૂંકમાં જ જોઈએ તો લગ્નના પ્રશ્નમાં માતાપિતાએ પોતાના સંતાનના ખરેખરા મિત્ર જ બનવું જોઈએ. પુત્ર અને પુત્રીને પણ, ખાતરી હોવી જોઈએ કે એનાં માતાપિતા એની ઇચ્છા વિરુદ્ધ એને કોઈ સાથે જોડશે જ નહિ. લગ્નના ગંભીર પ્રશ્નમાં બાળકની હૃદયપૂર્વકની સંમતિ અત્યંત આવશ્યક છે. જે કન્યા કે કુમાર પોતાની મેળે જ પોતાનો જીવનસાથી શોધી લે તેને માતાપિતાએ આશીર્વાદ આપવા જોઈએ. એ સાથીમાં કંઈ ખામી જણાય તો બાળકનું ધ્યાન અવશ્ય ખેંચવું જોઈએ, ચેતવણી પણ આપવી જોઈએ, વધુ

વિચારવા માટે અમુક સમય સુધી થોભી જવાની સૂચના પણ કરવી જોઇએ, પરંતુ જો બાળક પોતાના વિચારમાં મક્કમ જ રહે તો એ આશીર્વાદનું અધિકારી બનવું જ જોઇએ. લગ્નના પ્રશ્નમાં જો માતાપિતા પોતાની ઇચ્છા અને પસંદગીને ગૌણ સ્થાન આપે અને બાળકના સ્વભાવ, સંસ્કાર, ગમા-અણગમાને લક્ષમાં રાખીને જ વિચારે તો હું માનું છું કે બાળક અને માબાપ વચ્ચેના મતભેદો નહિવત્ બની જશે અને જે કંઇ બનશે તેમાં બંનેએ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો હશે.

આ ત્રણેય સ્વતંત્રતાનો કોઈ પણ માનવને પૂર્ણ અધિકાર છે. એટલે માતાપિતાએ એમ માનવું નહિ કે પોતે બાળક ઉપર ભારે ઉપકાર કરી નાખ્યો છે. આ સ્વતંત્રતાને અંગે જે પ્રેમ અને આદર જન્મશે તેની મધુરતા કુટુંબના સૌ કોઇ માણી શકશે એ વિષે મુદ્દલ શંકા નથી.

[ ૬ ]

## આયુષ્યને આરે

પૂજ્ય માતા, મારા પત્રનો અંત ભાગ છે. જે ભક્તિપૂર્વક મેં પત્રનો આરંભ કર્યો હતો એ જ ભાવના સાથે પત્રને પૂરો કરવા ઇચ્છું છું. મારી કલ્પના પ્રમાણે હવે તું આયુષ્યને આરે પહોંચવા આવી છે. તારે ઘેર પુત્રવધૂ છે અને ક્યારેક ક્યારેક બીજા પુત્ર જેવો જમાઈ અને દીકરી તારે ત્યાં આવી રહ્યાં છે. થોડા જ દિવસમાં તારા ઘરની લક્ષ્મીરૂપ વહુના ખોળામાં, અને બીજે ઘેર ગયેલી પુત્રીની ગોદમાં તારી જ પરંપરા હોય એવાં લાલ અને લક્ષ્મી લોટવાનાં છે, પુત્રો હવે પિતા બનશે અને પુત્રી માતા બનશે. તું તો વૃદ્ધ દાદીમા બની સંતોષના શ્વાસ લેતી હશે.

પુત્રોનો અભ્યાસ તો ક્યારનો પૂરો થઈ ગયો હશે. ઘરની ધૂરાને ખેંચવાનું હવે એના પિતાના શિરે નહિ હોય, પુત્રો જ બધો બોજો ઉઠાવતા હશે, એ જ રીતે સંસારનો સર્વ બોજો પણ તારી વહુઓએ ઉપાડવા માંડયો હશે. તું ઝડપભેર હવે નિવૃત્તિ તરફ ખેંચાતી હશે.

આ અવસ્થા જીવનના પૂર્ણવિરામની છે. આ સમયે અપાર શાન્તિ અને ઊંડી પ્રસન્નતા જ તારા ભાગ્યમાં હોવાં જોઈએ. તારો તપ અને પરિશ્રમનો કાળ તો પૂરો થઈ ગયો છે. હવે તો શાન્તિમય જીવનની મંગળ પળોમાં ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં તારા આશીર્વાદો જ પુત્રો અને તેના પુત્રો ઉપર વરસતા હશે.

મારી આ કલ્પના કેટલી મધુર અને કેટલી સુંદર છે! જેના ગૃહસંસારમાં આ કલ્પના જેવું જ સત્ય સિદ્ધ થયું હોય તેના જેવું ભાગ્યવાન કોણ હોઈ શકે? પરંતુ તું જ કહે, આવું સુંદર અને પ્રેરક દૃશ્ય કેટલાં ઓછા કુટુંબોમાં નજરે પડે છે! સોમાં નેવું નહિ, પંચાણું કુટુંબ તો બરાબર આ કરતાં ઊલટું જ દેખાય છે.

માતા વૃદ્ધાવસ્થામાં દાખલ થઈ ગઈ હોય અને પુત્રવધૂ માતા બની ચૂકી હોય, છતાં ઘરનું સુકાન છોડવાનું માતાને ગમે જ નહિ નિવૃત્તિને બદલે પુત્રવધૂ ઉપર હુકમો છોડવાની પ્રવૃત્તિમાં જ એ મશગૂલ હોય. કર્તવ્ય બજાવવા માટે કોઈ તયાર જ ન હોય અને સત્તા માટેની ખેંચતાણ રાતદિવસ ચાલ્યા જ કરતી હોય. શાન્તિ, આરામ, પ્રસન્નતા, પ્રભુધ્યાન એ બધું તો માત્ર શબ્દોમાં જ દેખાતું હોય, જીવનમાં, વ્યવહારમાં તો સાસુનું જોહુકમીપણું, પટેલાઈ, અન્યની નિંદા, પેટીઓની ચાવી અને દરેક બાબતમાં સાર્વભૌમ સત્તા જ દેખાતાં હોય. પુત્ર અને પિતા વચ્ચે, સાસુ અને વહુ વચ્ચે, પત્ની અને પતિ વચ્ચે, માતા અને પુત્ર વચ્ચે બસ અસંતોષની આગ જ સળગતી હોય.

આવાં કુરૂપ દશ્યો સમાજમાં ઠેર ઠેર નજરે પડે છે. જે માતાને હું આ પત્ર લખું છું તેને પ્રાર્થના કરું છું કે તારા કુટુંબમાં આવું

દશ્ય કદી ન જન્મો. તારે ત્યાં તો પ્રેમ અને આદરનો ધૂપ સદા યે મધમધતો રહે. માતા થતી વખતે જે જ્ઞાનનો દીવો તેં પ્રગટાવ્યો છે તે સદા યે જલતો જ રહે.

શી રીતે એમ બનશે ? તું સમજે છે છતાં મેં કહેવા જ માંડ્યું છે તે કહી દઉં. પુત્ર જુવાન થાય ત્યારે પિતાએ એને મિત્ર માનવો જોઈએ અને જ્યારે એની કાંધ મજબૂત થાય ત્યારે ઘરનો બોજ એના ઉપર મૂકી દેવો જોઈએ. તારે પણ એમ જ કરવું જોઇએ. તારા પુત્રની વહુ તારા ઘરમાં દાખલ થાય તે દિવસે તું સ્મરણમાં રાખજે કે એ પણ એક માતાની લાડકવાયી કન્યા છે. માનો ખોળો છોડીને તારા ખોળામાં આવેલી એ ગભરુ બાળાને તું પ્રેમથી સંભાળી લેજે. એ તારી હરીફ છે અથવા તો આ ઘરમાં સત્તા જમાવવા માટે આવી છે એવી કલ્પના એક ક્ષણ પણ તું સેવતી નહિ; તારા ઘરમાં જ્યારે એ દાખલ થાય, ત્યારે તું એને પ્રેમ અને વિશ્વાસ આપજે. તારી પુત્રીને જે તાલીમ તેં આપી છે તે એનામાં અધૂરી હોય તો આપી દેજે અને પછી આગળ વધજે. ધીમે ધીમે તારી જાતે જ એક પછી એક જવાબદારીઓ એના ઉપર ઉતારતી જજે. વિશ્વાસ રાખજે કે જો તું એમ કરીશ તો તું અપંગ અને અશક્ત બની ગઈ હશે ત્યારે પણ એ તારું માન જાળવશે અને તને પૂછ્યા વિના પાણી પણ નહિ પીએ.

નવા જમાનાને ઓળખજે અને તારો પુત્ર અને તેની વહુ જે સ્વતંત્રતા ભોગવવા ચાહે તે ભોગવવા દેજે. તું અંતરાય નાખશે તો આરંભમાં કદાચ તેઓ દબાઈ જશે પરંતુ અંદર દાખલ થએલો અસંતોષ ધીમે ધીમે બહાર નીકળવા માંડશે. પ્રથમ અવિનય, પછી ઉદ્ધતાઈ અને છેવટે તિરસ્કારની લાગણી એ બંનેમાં જન્મ પામશે.

તમારા જમાનામાં તમે બંનેએ જેવી મર્યાદાઓ પાળી હશે તેવી મર્યાદાઓ એ લોકો નહિ જ પાળે. લાજ વગેરેના રિવાજને તિલાંજલી આપે તો ખુશી થજે. તમારા પ્રેમની આડેનો પડદો હઠી ગયો એમ

માનીને સંતોષ લેજે. સાથે બેસવું, ફરવા જવું, સુખદુઃખની વાતો કરવી વગેરેમાં તો તું જ એમને પ્રેરણા આપી શકશે. એટલું ખચિત માનજે કે પુત્રો હમેશાં માતાપિતાના સંતોષને ઝંખતા હોય છે. તું આટલું સ્વીકારશે તો તેઓના આનંદનો પાર નહિ રહે.

નિવૃત્તિ અને ઘરનું સુકાન સોંપવા વિષે મેં જે લખ્યું છે તેનો અર્થ એવો તો કરીશ જ નહિ કે તારે હવે માળા લઈને બેસી જવાનું છે. પ્રભુભજનમાં વધુ સમય હવે તું ચોક્કસ ગાળી શકશે, પરંતુ આ યુગનું પ્રભુભજન જુદા પ્રકારનું છે તે પણ સમજી લેજે. પ્રભુને સૌથી વધુ કંઈ પણ વહાલું હોય તો અન્યની સેવા જ છે. તારા ઉપરનો ઘરભાર ઉતારી નાખ્યા પછી તારો સમય સેવામાં ગાળજે. આટલા વર્ષોમાં જે અનુભવો પ્રાપ્ત થયા છે તેની મૂડી સાથે તારે ઊછરતી કન્યાઓ અને વહુઓને હવે પ્રેમપૂર્વક ગૃહસંસારની તાલીમ આપવી જોઈએ. બીજાના ઘરના પ્રસંગોમાં માથું મારવાનો સ્વભાવ દેખાડતી જ નહિ, પરંતુ બીકમાં આવી પડેલાને મદદ કરજે. સાચી સલાહ આપજે, અને દુઃખીને આશ્વાસનરૂપ બનજે.

અને તારા ઘરમાં સદાયે વહુની મદદગાર બનજે. સામાજિક વ્યવહારોમાં એને જ આગળ વધવા દેજે. તું જો એને માનની અધિકારી બનાવશે તો તારું માન તો કદી ચલિત થશે જ નહિ પુત્ર અને પુત્રવધૂને હમેશાં એમ લાગશે કે એમના ઘરમાં સમસ્ત સંસારમાં અજોડ એવું તીર્થધામ છે. સાચોસાચ એ શ્રીગણેશની પેઠે તારી પ્રદક્ષિણા ફરવામાં જ જગતમાં સર્વ તીર્થોની યાત્રા કરી છે એમ સમજશે.

દરરોજના જીવનમાં એવું દેખાય છે કે જે દિવસભર શ્રમ કરે છે તેની રાત્રી સુંદર રીતે પસાર થાય છે. એની ઊંઘમાં વિક્ષેપ આવતો નથી. બીજે પ્રભાતે જ્યારે એ ઊઠે છે ત્યારે એનામાં ચેતના-સ્ફૂર્તિ હોય છે. એવું જ આપણા સમગ્ર જીવન વિષે છે. જે જીવનભર શ્રમ કરે છે તેને શાન્ત મૃત્યુની પ્રાપ્તિ થાય છે. એની વૃદ્ધાવસ્થા શાનના

શીતળ પ્રકાશથી ઉજ્જ્વળ બને છે. ' સાઠે બુદ્ધિ નાઠી ' એ લોકોક્તિ એવાઓને માટે નથી. એ કહેવત તો રૂઢિઓ અને પૂર્વગ્રહોમાં જકડાયેલા માણસો માટે છે. જેણે જીવન તપ અને સાધનામાં ગાળ્યું છે તેની વૃદ્ધાવસ્થા દૈવી હોય છે. અસંતોષની એક રેખા પણ એનામાં દેખાતી નથી. પોતાની નાનકડી દુનિયામાં એને સર્વ સુખોની પ્રાપ્તિ થઇ જાય છે.

હે જગજ્જનની! તારી પણ એ જ સ્થિતિ હો. પરાક્રમી, પ્રભાવશીલ, ચારિત્ર્યવાન અને તેજસ્વી બાળકોની હે માતા! તને અમારાં કોટિ કોટિ પ્રણામ છે. અમે ફરી ફરીને કહીએ છીએ કે આ જગતના કલ્યાણ-અકલ્યાણનો મુખ્ય આધાર તારા ઉપર જ છે. તારી એ મહત્તા છે અને તેથી જ તારી જવાબદારીઓ અત્યંત મહાન છે. મૃત્યુના મુખમાં પેસીને જો તું એક દિવ્ય બાળકને જન્મ આપે છે તો તેને મહાન બનાવવાના પરિશ્રમમાં પાછું વાળીને જોતી નહિ. જે ત્યાગ તારા માતૃપદના પ્રથમ પગલામાં છે તે જ જીવનપ્રવાસના છેલ્લા પગલા સુધી ચાલુ રાખજે. આ સળગતો સંસાર આજે તારા ઉપર જ આશાની નજર માંડીને બેઠો છે. ચારે બાજુ ઘોર અંધકાર છે. હિંસા, વેર, અનીતિ અને અધર્મથી સૌ ઘેરાયેલા છે. તું ધારે તો આ અંધકારમાં અજવાળાં પાથરી શકે એમ છે. કારણ કે અંધકારને સરજનારા તારા જ ખોળામાં ઊછરીને મોટાં થાય છે. એમને તું પ્રકાશનું પાન કરાવશે તો એ જગતને પ્રકાશ જ આપશે.

ફરી ફરીને કહું છું કે પ્રકૃતિએ તારામા પ્રેમ, ત્યાગ, સેવા, બલિદાન, શાન્તિ ઇત્યાદિ પરમ સદ્ગુણોના બીજ મૂકેલાં છે. તું એને સુયોગ્ય સ્વરૂપમાં ખીલવશે તો એ ગુણો આખા જગતમાં વ્યાપક બનશે. તું તો એક એવો છોડ છે કે જેના ઉપર આખા વિશ્વને સુવાસિત બનાવી શકે તેવું ફૂલ ઊગી શકે છે. હે માતા! તારી ડાળીએ ડાળીએ એવાં ફૂલો પ્રગટી નીકળે અને આ દુર્ગંધથી અસહ્ય બની ગયેલા જગતમાં સુંદરતા અને સુગંધ પ્રસરી રહે એવી મારી પ્રાર્થના છે.

*

# ચિ. સુકન્યા

*



[ ૧ ]

## તું કોણ છે ?

ચિ. સુકન્યા

છેલ્લા કેટલાયે દિવસથી તને એક પત્ર લખવાનો વિચાર કરું છું. તું જાણે છે કે રૂબરૂમાં તો કેટલીયે વાર મેં તારી સાથે દિલ ખોલીને વાતો કરી છે. તેં પણ મારી પાસે તારા અંતરની વાતો છાની રાખી નથી. આમ છતાં કેટલીક બાબતો હજી સુધી મારા મનમાં પડી રહી છે. કહેવાની ઇચ્છા બહુ વાર થઈ છે છતાં મારાથી એ વાતો કહી શકાઈ નથી. કોણ જાણે કેમ, પણ એ બધું જો હું રૂબરૂમાં કહીશ તો તું સંકોચ પામીશ એમ મને લાગ્યું છે અને તેથી જ એ વિષે મારે મૌન રાખવું પડયું છે. આજે એ મૌનનો આ પત્ર દ્વારા ભંગ કરું છું અને જે કંઈ કહેવાનું બાકી રહ્યું છે તે આમાં કહી નાખું છું.

આ પત્રમાં હું તારી સમક્ષ નહિ કહેલી વાતો કહી નાખવાનો છું. તે સાથે જ કહેલી વાતો પણ ઓછાવત્તા પ્રમાણમાં ટપકાવતો જઈશ. તેં કેટલી બધી વાર મારી પાસે એવી માગણી કરી છે કે તમે જે કહો છો તે મને લખીને આપો એટલે હું ફરી ફરીને એના ઉપર મારા મનને સ્થિર કરી શકું. આજે તારી એ માગણીનો પણ હું અંશતઃ સ્વીકાર કરી લઉં છું.

તું જાણે છે કે તારી, વ્યક્તિગત નહિ પણ સામાજિક સ્થિતિ વિષે મારા મનમાં ઊંડું દુઃખ ભરેલું છે. સાથે તને એ પણ ખબર છે કે આ દુઃખનો નાશ કરનારાં આશાનાં કિરણો પણ હવે મારા હૃદય ઉપર પડવા લાગ્યાં છે. ઉપમા આપીને કહેવું હોય તો એમ કહી શકાય કે પ્રભાતનું અજવાળું હજી આવ્યું નથી, પરંતુ વાતાવરણમાં જે તાજગી પેદા થઈ છે તે એમ સૂચવે છે કે આ અંધારું હવે થોડી પળોમાં નહિ તો થોડી ઘડીઓમાં તો વિખરાઈ જ

જવાતું છે. આ વિષે મેં કેટલીયે વાર તારી પાસે મારા મનના ઉદ્ગારો ઠાલવ્યા છે.

તું પણ કબૂલ કરે છે કે મારી આજની સ્થિતિ દુઃખ અને કરુણાથી ભરેલી છે. આશા અને પ્રેરણાનો જે સ્રોત છે તે જ આજે સુકાયેલો દેખાય છે. દેશ અને સમાજના દુર્દૈવની સર્વ નિશાની હું સુકન્યાઓના મંડળમાં જોઈ શકું છું. ત્યાં અજ્ઞાન છે, અંધકાર છે, નિરાશા છે, ભીરુતા છે, જડતા છે. જે આજે એક ગૃહમાં ઊછરી રહી છે અને આવતી કાલે એક નવા ઘરની રચના કરનારી છે તેનામાં કોઈ નવા પ્રકારનું સજીવ મંગલતત્ત્વ દેખાતું નથી. આંમત્ય વિના, જીવન વિના, આશા વિના, પ્રકાશ વિના જે ગૃહની રચના થાય છે તેને ગૃહનું નામ પણ કેમ શોભે? એ તો પાંંજરાપોળ હોય કે અથવા તો જીવ વિનાના જડ પથ્થરની જ કોઈ બાંધણી હોય છે.

કન્યાઓની આજની સ્થિતિ વિષે હું જ્યારે દુઃખની વાણી ઉચ્ચારું છું ત્યારે એકાદ પ્રકારનું દુઃખદ દૃશ્ય જ મને નથી દેખાતું. એમ હોત તો બીજું દૃશ્ય જોઈને મારું અંતર એ દુઃખને ભૂલી જઈ શકત. હું જોઉં છું, ચારે બાજુથી અને એમના અંતરમાં ઊતરીને. મને સર્વત્ર એક જ સ્થિતિ દેખાય છે. શરીરે તેઓ અતિ કંગાળ છે. મન તો એમનું પવનઝપાટે ઝૂલતાં અને ખરી પડતાં પાંદડાં કરતાં યે નિર્બળ છે. આદર્શો જેવું એમને કશું છે જ નહિ. એમની આંખમાં આશાનો ચમકારો નહિ, પણ યાચનાનાં આંસુ જ મને દેખાય છે.

હું જાણું છું કે માત્ર તારી જ આવી સ્થિતિ નથી, આખા સમાજની આ દશા છે; પરંતુ જ્યારે સમાજના એકેએક અંગનો જુદો વિચાર કરીએ છીએ ત્યારે મને તારી સ્થિતિ સૌથી વધુ કંગાળ દેખાય છે. બીજી બાજુ જ્યારે સમાજશરીરની રચનામાં તારા સ્થાનનો વિચાર આવે છે ત્યારે એ દુઃખ હજારગણું વધી જાય છે. કારણ કે

આ જ વાત હું વિસ્તારથી પણ કહેવાનો છું. પણ ટૂંકમાં તું જાણી લે કે તારા વિકાસના પ્રયત્નો બે જાતના હોવા જોઈએ. એક વ્યક્તિગત અને બીજો સામાજિક. એક ઘડી માટે પણ ન ભૂલજે કે વ્યક્તિઓનો સમૂહ તે જ સમાજ છે એટલે તારો અંગત વિકાસ સમાજને પણ બળ આપનારો બનશે, જો તે સામાજિક દૃષ્ટિ કેળવી હશે તો. અને તારો સામાજિક વિકાસ પણ વ્યક્તિવિકાસને મદદરૂપ બનશે જ. આ બંને બાજુએ તારે એક સાથે જ પ્રયત્નો કરવા જોઈએ.

તું સમજી શકશે કે જે આગળ વધવા ઇચ્છે છે તેણે પ્રથમ જાણી લેવું જોઈએ કે પોતે આજે ક્યાં છે અને પોતાને કેટલે દૂર જવાનું છે. એ જ રીતે જે રોગમુક્ત થઈ સશક્ત થવા ઇચ્છે છે તેણે પોતાના રોગનું સાચું નિદાન મેળવવું જોઈએ. એ રોગનાં જે કારણો હોય તેનાથી છૂટવું જોઈએ અને નિરોગી જીવનના નિયમો સમજી લઈ તે પ્રમાણે વર્તવું જોઈએ. કેવળ શુભેચ્છાથી કશું થઈ શકતું નથી. દરેક ઇચ્છાને અમલમાં મૂકવાથી જ એ પૂર્ણ થાય છે.

એ રીતે આપણે જોઈએ કે તું આજે ક્યાં છે અને તારે ક્યાં જવાનું છે. આવો વિચાર પહેલાં તો સામાજિક દૃષ્ટિએ જ કરીએ. મેં કલ્પી લીધું છે કે તું, એટલે કે આ પત્રનો વાચક, વ્યક્તિ તરીકે તો તું જેને સુશિક્ષિત, સંસ્કારી અને કંઈક કરી જવાની મહેચ્છા સેવનાર કહે છે તેવો હશે. તારો અંગત વિચાર એ દૃષ્ટિએ જ આપણે કરવો પડશે. સામાજિક રીતે પહેલાં જોઈએ.

આપણો દેશ ગુલામ છે, તું પણ ગુલામ છે. આપણો દેશ જગતમાં ઇજ્જત ધરાવતો નથી. તું પણ એ બેઇજ્જતીનો ભાગીદાર છે. દેશમાં કરોડો માણસો ભૂખે મરે છે, તું જે ખાય છે તેમાં એમનો હિસ્સો છે. કરોડોને વસ્ત્ર રાખવા માટે ઓઢણ જ નથી, તું જે પહેરે છે તે એમના ભોગે જાણી શકી છે. કરોડો રોગથી પીડાય છે અને અકાળે મરે છે. તું

જો નિરોગી છે અને સારી રીતે જીવે છે તો તેનું કારણ તારી પાસેનાં સાધનો જ છે.

કેવળ સ્ત્રીસમાજનો વિચાર કરીએ, કારણ કે તું પોતું જ એમનું અંગ છો અથવા તો એ તારો વર્ગ છે અને તારો સમાજ છે. દેશની તમામ દુર્દશા એમને પણ વળગેલી જ છે. ફરક એટલો જ છે કે એ વધુ રોગી છે. વધુ અજ્ઞાન છે. એની ગુલામી બેવડી છે. એ ઘરના પુરુષોની પણ ગુલામી ભોગવે છે. એનું અજ્ઞાન અનંતગણું છે. કારણ કે જ્ઞાનથી એ ભય પામે છે. અને અજ્ઞાનને સાચવવા માટે એ લડે છે. એના રોગો પણ ભયાનક છે કારણ કે ઈશ્વરે એને માતા બનવાનું અત્યંત જોખમી અને નાજુક કામ સોંપ્યું છે.

હવે વ્યક્તિગત જોઈએ. તું શિક્ષિત છે પણ તારું શિક્ષણ પુસ્તકના જ્ઞાનમાં જ મર્યાદિત છે. તું આગળ વધવા ઇચ્છે છે, પણ ક્યાં જવું તેનો તારી પાસે સ્પષ્ટ ખ્યાલ નથી. શરીરે તું કંગાળ છે, અન્નના અભાવથી નહિ, પણ તારી પોતાની જ બેદરકારી અથવા ભૂલથી. કુમારો–પુરુષોથી તું અનેક રીતે પછાત છે અને આગળ વધવા માટે એની નકલ કરે છે. ભૂલી જાય છે કે જે નકલ કરે છે તેની ગુલામી કદી પૂરી થતી નથી. નવા યુગનો તને સ્પર્શ થયો છે, પરંતુ એ યુગમાં જે કંઈ છે તેનો વિવેક કરવાનું તને હજી સૂઝયું નથી. તારો બુદ્ધિવિકાસ ઠીક થયો છે, પરંતુ એના પ્રમાણમાં મનોબળનો વિકાસ થયો નથી. જીવનમાં આદર્શ હોવો જોઈએ એવું તું સમજે છે, પણ તારો આદર્શ તેં હજી નક્કી કર્યો નથી. તું ઇચ્છે છે સ્વતંત્ર રીતે જીવવા, પરંતુ હજી સુધી તો નવા યુગના પ્રવાહોમાં જ તણાય છે.

આ બધાનો આપણે વિગતથી વિચાર કરવો જોઈએ.

આપણે જાણીએ છીએ કે ઉપવાસની અગ્નિપરીક્ષા વખતે જ્યારે જીવન છેલ્લા ઝબકારા મારી રહ્યું હોય છે ત્યારે પણ એમના હોઠ ઉપર સ્મિત અને આંખમાં આશાના કિરણો જ ચમકતાં હોય છે: દુઃખ એમને થતું જ નથી, લાગતું જ નથી.

આપણા સામાન્ય જીવનમાં જોઈએ તો પણ એ જ વસ્તુ દેખાય છે. પ્રિયજનની માંદગી વેળા ઉજાગરા ને ઉપવાસો કરવામાં કોને કષ્ટ થાય છે ? બાળકને ઉછેરવામાં કઈ માતા દુઃખનો અનુભવ કરે છે ? સ્વજનોની સેવામાં કોને થાક લાગે છે ! બીજી બાજુ જોઈએ તો જગતનાં દુઃખોથી જેમનાં અંતર ત્રાસી ઊઠયાં છે એવા સંતોને દુનિયાનાં દરેક સુખો કાંટાની પેઠે ભોંકાય છે. આપણે જાણીએ છીએ કે ભગવાન બુદ્ધને એમના રંગમહેલમાં વીંછીના ડંખની વેદના થતી હતી. સીતાને એના રામ સાથે અરણ્યમાં જ સુખ ઊપજ્યું હતું. ભરતને અયોધ્યાની રાજગાદી અગ્નિથી યે વધુ બાળનારી લાગી હતી. મીરાંને રાણાના મહેલમાં ચેન નહોતું. આજે જોઈએ તો ભગતસિંહ, જતીન ઇ. ને પણ ઘરમાં અશાન્તિ જ જણાતી હતી ને ! આપણા જવાહરો, સરદારો, મૌલાનાઓ વગેરેને સુખની ઈર્ષ્યા કયાં છે ! )

માટે જો તારે જીવનમાં મહાન બનવું હોય તો સુખદુઃખ વિષેની દૃષ્ટિ જ બદલવી પડશે. જેના જીવનમાં નક્કી કરેલું કોઈ ધ્યેય હોય અને તે માટે જે પ્રયત્ન આદરે છે તેની દૃષ્ટિ તાત્કાલિક બદલાઇ જાય છે. એણે ગીતા વાંચી હોય કે ન વાંચી હોય, પરંતુ એને પોતાના પ્રયત્નોમાંથી જ અજબ પ્રકારનું સુખ મળી રહે છે. એટલે તારે તારા જીવનનો આદર્શ નક્કી કરી નાખવો જોઈએ. હું તો એમ કહું છું કે વ્યકિત, સમાજ અને દેશની જે દુઃખદાયક સ્થિતિ છે તે બદલવાનો જ તારો આદર્શ હોય, એ જ તારા જીવનનું ધ્યેય હોય, અને એ માટે જ તું બધા પ્રયત્નો કરતી હોય. જો તું જ્ઞાનપૂર્વક આવી રીતે જીવવાનું નક્કી કરશે તો સુખદુઃખ વિષેની તારી દૃષ્ટિ જરૂર બદલાઇ જશે.

આટલું કરવા માત્રથી બધું થઈ જશે એવી ભોળી કલ્પના તો તું પણ નહિ સેવતી હોય એમ માની લઉં છું. ઉપર કહ્યું છે કે કામ કરવાનો નિશ્ચય કર્યા પછી એ વિષયનાં જ્ઞાન અને તાલીમની જરૂર પડે છે. તેં એટલું તો જાણી લીધું છે કે તારે શું કરવું જોઈએ. તો એ કરવા માટે શું જાણવું જોઈએ તે હું તને કહું.

પ્રથમ તો આજની દુર્દશાનાં કારણોનો અભ્યાસ કરવો. આ અભ્યાસ પુસ્તકો દ્વારા થાય, ને એ માટે પુષ્કળ ગ્રંથો પણ મળી શકશે; એટલેથી પતી જશે નહિ. તારે જાતે જ એ દુર્દશાને જોઈ તેના ઉપર વિચાર કરી એનું મૂળ શોધવું પડશે. આમ કરવા માટે તારે એક બાજુ આત્મનિરીક્ષણની અને બીજી બાજુ સમાજ સાથેના ગાઢ સંપર્કની જરૂર પડશે. આત્મનિરીક્ષણથી તું તારી જાતનું અવલોકન કરી, એમાં રહેલી ખામીઓ શોધી શકીશ. સમાજ સાથેના સંપર્કથી એમનાં દુઃખો વિષે જાણી શકીશ. સમાજનો અર્થ તું બરાબર સમજી લેજે. સરખેસરખાંની વચ્ચે જ ફરતી નહિ. જે માણસો સાથેનો સંબંધ આપણે છોડી દીધો છે તે જ ખરો સમાજ છે. વિશેષ દુઃખી પણ તેઓ જ છે; એમની વચ્ચે જતાં દરરોજ તને અનેક આશ્ચર્યજનક અનુભવો થશે. તને લાગશે કે એ દુનિયા મેં કદી જોઈ જ નહોતી.

આમ કરતાં તારું જ્ઞાન વધતું જ જશે અને કાર્ય કરવા માટે કયા પ્રકારની તાલીમની જરૂર છે તે પણ તને આપોઆપ સમજાવા માંડશે. અમુક તાલીમની દરેક કામમાં જરૂર પડવાની જ એમ માની તે મેળવવાનો પ્રયત્ન તો તાત્કાલિક આરંભી દેજે. એ વિષે હું ટૂંકમાં તને થોડો ખ્યાલ આપી દઉં છું.

ખડતલ અને નિરોગી શરીર વિના એક ડગલું યે આગળ જઈ શકાશે નહિ. તું પોતે જ અને તારા જેવી અનેક શિક્ષિત કુમારિકાઓ આ બાબતમાં કમનસીબ છો. બીજી બાજુ જેઓ ગરીબ છે તેઓના

શરીર મજૂરીના પ્રતાપે મજબૂત દેખાય છે. પરંતુ, યોગ્ય પોષણ અને આરોગ્ય વિષેના જ્ઞાનના અભાવે એમનાં મજબૂત દેખાતાં શરીરો રોગના હુમલા સામે ટકી શકતાં નથી. તારા માટે અને આ લોકો માટે તારે નિરોગી અને બળવાન બની જવું એ વિષેનું સામાન્ય જ્ઞાન પણ મેળવી લેવું પડશે તારા ભાવિ જીવનમાં એ તને ખૂબ મદદગાર નીવડશે.

કઠિન જીવનની તાલીમ પણ એટલી જ જરૂરી છે, કારણ કે જેણે એવી તાલીમ લીધી હશે તેને ગમે તેવી પરિસ્થિતિમાં મુશ્કેલી જણાશે નહિ. ટાઢ, તડકો, વરસાદ તો સહન થવાં જ જોઈએ. સામાન્ય કામનો પણ થાક ન લાગવો જોઈએ. ખાવામાં સૂકું પાકું મળે તેથી ચલાવી લેવું જોઈએ. સ્વાદઅસ્વાદની ખબર ન પડે તે ગમાર મનાય. પરંતુ જે મળે તે ચીજથી પેટ ન ભરી શકે તો દુનિયાના ઝંઝાવાતમાં ઊભી શકે નહિ.

સાદાઈને તો સમગ્ર જીવનમાં આજે જ દાખલ કરી દેવી જોઈએ. કેવળ વસ્ત્રો, ભોજન, પાગરણની જ નહિ. સ્વભાવ, રીતભાત, ભાષા વગેરે તમામ વસ્તુમાં સાદાઈ આવશ્યક છે. કોઈને એમ લાગવું જ ન જોઈએ તું એમના કરતાં ઊંચી એટલે કે ઊંચે ઓટલે બેઠેલી છે.

આનંદિત અને સાહસિક સ્વભાવની પણ એટલી જ જરૂર છે. આનંદ વિના કામનો થાક ઓછો થશે નહિ, જેમની સાથે સંસર્ગમાં આવવાનું છે તેમનાં અંતર ઉઘાડી શકાશે નહિ. અને જીવનમાં જે ઘસારો લાગે છે તે પૂરવાની સામગ્રી મળશે નહિ. સાહસિકતા વિના તો ચાલશે જ કેમ? યુગ યુગથી તારી જાતિમાં અને આપણા સમાજમાં જે કાયરતા ભરાયેલી છે તેને અંત એ વિના શી રીતે આવી શકશે!

આ બધું વાંચતાં તને કદાચ એમ લાગશે કે 'આટલું જો હું કરું તો તો મહાન બની જાઉં અને મારે નથી

પહેલી વાત એ કે તારે મહાન બનવાનો પ્રયત્ન કરવો જ જોઈએ. શા માટે તું મહાન ન બને? શા માટે તારું જીવન અનેકને પ્રેરણા આપી શકે એવું ઉજ્જવળ, સુંદર અને સુવાસિત ન હોય? સાથે તારે એ પણ ખ્યાલ રાખવાનો છે કે આ બધું વૈરાગીની પેઠે રાખ ચોળીને કરવાનું નથી, પરંતુ અંતરના અસીમ આનંદની સાથે સાથે જ આગળ વધવાનું છે. એમ માનતી નહિ કે આવું જ્ઞાન અને આવી તાલીમ મેળવવા માટે તો તારે અકાળે વૃદ્ધ થઈ જવું પડશે, તારે આજનો નિર્દોષ આનંદવૈભવ છોડવો પડશે, કલ્પનાની રંગભૂમિ ઉપરથી ઊતરી જવું પડશે.

હું તને ખાતરી આપું છું કે તારો આનંદ અને તારા જીવનની મસ્તી આ તાલીમથી વધશે જ. તું સામાન્ય છોકરી મટી જઈશ. અન્યાય સામે લડવાનું તારામાં જોમ આવશે, તું આ જગતમાં કંઈક નવું તેજ મૂકી શકીશ. ચાલુ ઘરેડમાંથી બહાર નીકળતાં જ એક વિશાળ અને અમાપ સૃષ્ટિના ચોકમાં તું પોતે જ તને ઊભેલી જોશે અને આનંદ પામશે.

એક ચેતવણી આપી દઉં છું. કેવળ કલ્પનામાં વિહાર કરવાનું છોડી દેજે. આ યુગમાં હું જોઈ રહ્યો છું કે કલ્પનાવિહાર બહુ વધી ગયો છે. આનું કારણ આજનું શિક્ષણ અને કૃત્રિમ જીવન છે. સાહિત્યનું વાચન પણ એમાં કારણરૂપ છે. જેટલો બુદ્ધિનો વિકાસ થાય છે તેટલું ક્રિયાજીવન કોઈ જીવતું નથી. કુમાર અવસ્થામાં સાહસિક કલ્પનાઓ આવે છે. જરા આગળ જતાં કંઈક કરી નાખવાની તમન્ના પણ જાગ્રત થાય છે. પરંતુ નિરીક્ષણ એમ કહે છે કે એવી કલ્પનાઓમાંથી સાહસ પ્રગટ થતું નથી અને સોમાંથી નેવું કન્યાઓ માત્ર મગજનાં જ સાહસો ખેડે છે. બાકીની દસ કન્યાઓમાંથી પાંચ થોડા સમયમાં થાકી જાય છે અને બાકીની પાંચ પોતાના આદર્શો સાહસો

વગેરેને સમજીવન શરૂ થતાં કે તે પહેલાં છોડી દે છે. કોઈક જ, હજારે એક કહી શકાય એ બધાં ભયસ્થાનોમાંથી બહાર નીકળી આવે છે.

સંભવ છે કે આ વાચનાર કુમારી કંઈક કરી નાખવાનાં સ્વપ્નાં સેવતી હશે. થોડી સાહસવૃત્તિ પણ કેળવી હશે. સમાજમાં બંડખોર ગણાય એવી પણ કદાચ એ હશે. નવા વિચારોને ઝીલી લઈ સ્વતંત્રતા, સમાનતા, જાતે કમાવું, પુરુષના બરોબરીઆ બનવું, સમાજસેવામાં જીવન ગાળવું, જીવનભર કુમારિકા જ રહેવું વગેરે નિશ્ચયો એણે સેવ્યા હશે. એ સૌને એક ભયસ્થાન બતાવવા માગું છું. એ છે લગ્નનો સવાલ. એ ખડક સાથે અથડાઈને અનેક નૌકાઓના ચૂરા થયા છે. સુકન્યા! બહેન! તારી નૌકા એ ખડક સાથે અથડાઈ ન પડે તેનો ખ્યાલ રાખજે. મારે આ પત્રમાં જીવનવિકાસની અનેક વાતો તને કહેવી છે, પરંતુ આટલું લખતાં એમ થાય છે કે એ ભયસ્થાનનો જ પ્રથમ તને કંઈક ખ્યાલ આપું. શી રીતે એ આપું? વિચારું છું તો સારો માર્ગ એ લાગે છે કે થોડા જ સાચા કિસ્સાઓ, સત્ય કથાઓ જ તારી સમક્ષ મૂકી દઉં. એ ઉપરથી ગ્રહણ કરવા જેવું તું એની જ લેશે તેની મને ખાતરી છે.

એ કથાઓ વર્ણવ્યા પછી મારે તારા મનોવિકાસને અંગે થોડુંક કહેવું છે. શું વાંચવું, કેમ વાંચવું, શું વિચારવું, શું ચિંતવવું વગેરે તો મારે તને કહેવું જ જોઈશે. સાહિત્ય, સંગીત, કલા વિષે પણ થોડુંક કહીશ. અને એ પછી મારે સુકન્યાને યુવાનીના ઊંબરમાં ઊભેલી જોઈને કેટલીક ન કહેલી વાતો આ પત્રમાં કહી દેવી પડશે. માટે તું અખૂટ ધીરજથી આ પત્રનું વાચન કરજે.

[ ૩ ]

# જે નજરે જોયું

થોડીક સાચી કથાઓ લખવાનો વિચાર કરું છું અને તુરત જ આંખ સામે અનેક ઘટનાઓ દેખાવા માંડે છે. વિચારતાં એમ લાગે છે કે આ જગતમાં જો ખામી હોય તો પ્રગતિ અને પુરુષાર્થની કથાઓની છે. સિદ્ધાંતત્યાગ અને અકર્મણ્યતાની કથાઓનો તો કોઈ પાર નથી. આ કથાઓ વાંચ્યા પછી, મને ખાતરી છે કે, તને પોતાને પણ તારી આજુબાજુમાંથી નવી કથાઓ મળી રહેશે. મારે તો ઢગલાબંધ કથાઓમાંથી માત્ર ચાર જ નમૂના રૂપે તારી પાસે મૂકવી છે અને એ ઉપર કશું યે વિવેચન કરવું નથી. હું જાણું છું કે તું તો ભારે વાર્તાશોખી છે એટલે વાર્તાના મર્મને પણ સમજી જતી હોઇશ એમ માનવું જ રહ્યું. નહિ સમજી શકતી હોય તો યે આ કથામાં તો કશી મુશ્કેલી નડશે જ નહિ.

પહેલી કથા તારી જ પેઠે કૉલેજમાં અભ્યાસ કરી રહેલી એક કન્યાની કહું છું. આજે તો એ કન્યા રહી નથી તેમ એ માતા યે હજી બની નથી, પણ બનવાની તૈયારીમાં છે. કૉલેજ છોડયે ત્રણ વરસ થઈ ગયાં. કૉલેજની સાથે જ એણે અભ્યાસ, સ્વતંત્ર અભ્યાસ પણ છોડી દીધો છે. આજે એ ઘરરખ્ખુ બૈરી બની ગઈ છે એમ કહું તો ચાલે. એટલું ખરું કે જૂના વિચારની સ્ત્રીઓની પેઠે એ ઘરમાં જ નથી ભરાઈ બેસતી પણ બહાર નીકળે છે, પતિ સાથે ફરે છે, ચલચિત્રો જુએ છે, હોટેલ-રેસ્ટોરાંનો સ્વાદ પણ કરે છે. છતાં એ ઘરરખ્ખુ જ છે, કારણ કે એની દુનિયા મર્યાદિત બની ગઈ છે. પોતાની આસપાસના વર્તુળની બહાર એ જતી નથી, કદાચ જઈ શકે એમ પણ નથી.

આ કન્યાનું નામ મારે ખોટું જ કહેવું પડશે. આપણે એને સુલોચના કહીએ. એ નાની હતી ત્યારે ભારે મસ્તીખોર હતી. સદ્‌ભાગ્યે માતાપિતા, ખાસ કરીને પિતા નવા યુગના વિચારોથી રંગાયેલા હતા એ પિતાને ક્રાંતિકારી તો ન કહી શકાય, પણ સુધારક જરૂર કહેવાય. પુત્રની પેઠે જ એ પુત્રીને પણ અભ્યાસ કરાવવા ઇચ્છતા હતા. એમની જ્ઞાતિમા કન્યા–કેળવણીનો લગભગ અભાવ જ હતો. સમસ્ત જ્ઞાતિલોકમાં માંડ પાંચ-દશ કન્યાઓ અભ્યાસ કરતી હશે. સુલોચના પ્રથમથી જ તેજસ્વી હતી. બુદ્ધિની સાથે પ્રભુએ એને શરીર પણ સુદૃઢ આપ્યું હતું. જો કે આજે એ શરીર રહ્યું નથી, પરંતુ એની કિશોર વયમાં એ મસ્તાન હતી. માતા–પિતા એક ગામડામાં રહેતાં હતાં ત્યાં પણ અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી જ અભ્યાસની સગવડ હતી એટલે કન્યાને આગળ અભ્યાસ માટે બહારગામ મોકલ્યા વિના છૂટકો નહોતો. મુંબઈમાં સુલોચનાના મામા રહેતા હતા. એમને ત્યાં રહી સુલોચના અભ્યાસ કરે એવી ગોઠવણ થઇ હતી.

મામા તો નવા કે જૂના, એકે ય વિચારના નહોતા. શેર બજાર તો ભલે પાંચ કલાક જ ખુલ્લું રહેતું હતું. પરંતુ મામાનું મગજ શેરના સોદાઓ માટે આખો દિવસ અને મોડી રાત સુધી ઉઘાડું રહેતું એટલે ત્યાં બીજા કોઈ વિચારને આવવાનો અવકાશ નહોતો. મામી કંઈક ભોળાં અને કંઇક શોખીન હતાં. પૈસા બહુ તો નહોતા પરંતુ મુંબઇમાં લહેર ઉડાવી શકાય એટલું ધન મળી ગયું હતું. સંતાન હતું નહિ એટલે બંને જરા 'આઝાદ' બની ગયાં હતાં. આ ઘરમાં સુલોચના જે દિવસે દાખલ થઇ તે દિવસે તો એને કશું ગમ્યું નહિ. પિતાએ આપેલા સંસ્કારોને અનુરૂપ વાતાવરણ ત્યાં હતું જ નહિ, પરંતુ આઠ દિવસમાં જ સુલોચનાને ત્યાં ગમવા લાગ્યું. કારણ કે મામાની સામેના 'ફ્લેટ' માં જે કુટુંબ રહેતું હતું તેનાં બાળકો સાથે સુલોચનાને મૈત્રી થઇ ગઇ અને એણે જોઇ લીધું કે મામાના ઘરમાં

એના માટે, કોઈ જાતનું બંધન તો નથી જ.

સુલોચનાનો સ્વભાવ જેટલો અભ્યાસપ્રિય હતો તેટલો જ રમતપ્રિય પણ હતો એટલે શરીર-મનનો વિકાસ એકધારી રીતે ચાલતો હતો. જે શાળામાં તે દાખલ થઇ તે પણ ઉત્તમ હતી. ત્યાં એને એવા અને સ્વતંત્રતાના જ સંસ્કાર મળે એમ હતું. એ શાળા રાષ્ટ્રિય એટલે કે બિનસરકારી તો નહોતી, પરંતુ શિક્ષકો અને સંચાલકો રાષ્ટ્રિય માનસ ધરાવતા હોવાથી એ શાળા લગભગ રાષ્ટ્રિય શાળા જેવી જ ગણાતી. રાષ્ટ્રના કોઇ પણ મહાન દિનને ઉજવવામાં એ શાળા પહેલી હરોળમાં જ રહેતી.

સુભાગી સુલોચનાને બધું જ શુભ અને સુંદર જ મળ્યું હતું. પાડોશીનાં બાળકો, ખાસ કરીને સુલોચના જેવડી જ કન્યા ચંદ્રિકા એની પરમ મિત્ર બની ગઇ હતી. એ પણ એ જ શાળામાં અભ્યાસ કરતી હતી. શિક્ષક-શિક્ષિકાઓનો પ્રેમ પણ એણે સંપાદન કરી લીધો હતો. સામાન્ય વાતોમાં શિક્ષકો સેવા, ત્યાગ કે બલિદાનની વાત કરતા તો પણ સુલોચનાના મન ઉપર તેની ભારે અસર થતી. બેએક વરસમાં તો શાળામાં સુલોચનાએ નામ કાઢ્યું. એણે અભ્યાસ ઉપરાંત લલિતકળાઓ ઉપર સારો કાબૂ મેળવ્યો હતો. સંગીત એનો પ્રિય વિષય બની ગયો હતો. કુદરતે એને કંઠની બક્ષીસ પણ આપી હતી.

સુલોચનાના પિતાને આનંદનો પાર નહોતો. માતાને પણ આ બધું ગમતું હતું. પરંતુ મનમાં એક ભય હંમેશાં રહ્યા કરતો હતો. આવી ભણેલી કન્યા જ્ઞાતિમાં જશે કોના ઘેર? અને ત્યાં એનું થશે શું? ધીમે ધીમે આ ચિંતાની અસર પતિના મન સુધી પણ એણે પહોંચાડી દીધી. સુલોચનાના પિતાએ બહુ વિચારને અંતે એમ નક્કી કર્યું કે મેટ્રિક સુધી તો ભણાવવી જ અને પછી લગ્ન કરી નાખવાં.

સુલોચના બહાદુર અને બુદ્ધિશાળી કન્યા તરીકે ખ્યાતિ પામતી જ જતી હતી. ધીમે ધીમે યુવકમંડળો અને કુમારિમંડળોમાં પણ એ રસ લેવા લાગી હતી. ગણિતિય કાર્યમાં પણ એણે ભાગ લેવા માંડયો હતો. મેટ્રિકમાં પહોંચી ત્યારે તો એની ખ્યાતિ એની ઉંમરના પ્રમાણમાં બહુ વધી ગઇ હતી. સ્વતંત્ર વિચારો કરી શકવા જેવી એની વય પણ હવે થઈ હતી. સાહિત્યનું જ નહિ, વર્તમાનપત્રોનું વાચન પણ એનો શોખ બની ગયું હતું. સામાન્ય સભાઓમાં હવે એ વ્યાખ્યાનો કરતી અને માસિકોમાં સ્ત્રી–ઉદ્ધાર, દેશભક્તિ, સ્વતંત્રતા વગેરે વિષયો ઉપર લેખો પણ લખતી.

પિતાના મનમાં શું ચાલી રહ્યું છે તેની એને ખબર જ નહોતી. પોતે એમ વિચારતી હતી કે ઓછામાં ઓછું પોતે બી. એ. સુધી તો અભ્યાસ કરશે જ અને તે પછી પોતાનું જીવન સમાજસેવામાં ખર્ચશે. લગ્નના વિચાર સામે એને નફરત પેદા થઈ ગઈ હતી. સ્ત્રી પુરુષની ગુલામ છે પણ ગુલામ રહેવા સર્જાઈ નથી એમ એ બોલ્યા કરતી. પોતે જીવનમાં પહેલામાં પહેલું કામ સ્ત્રીની ગુલામી તોડવાનું કરશે એવાં સ્વપ્નોમાં એ મશગૂલ રહેતી હતી.

પરંતુ મેટ્રિકની પરીક્ષા આપીને લાંબી રજાઓ ગાળવા માટે જ્યારે એ ઘેર આવી ત્યારે એની મસ્તીના સ્થાને એના મનમાં મંથન જામવા લાગ્યું. એની બાએ થોડા દિવસ પછી ખબર આપ્યા કે હવે એનાં લગ્નની ગોઠવણ થવાની છે અને આગળ અભ્યાસ કરી શકશે નહિ. સુલોચનાએ પ્રથમ તો આ માન્યું નહિ, પરંતુ એક દિવસ બે યુવકો મહેમાન તરીકે એને ત્યાં આવ્યા ત્યારે એ સમજી ગઈ કે હવે તૈયારીઓ થઇ રહી છે. બાની પાસે એણે સ્પષ્ટ કહી દીધું કે પોતે લગ્ન કરવા ખુશી નથી અને આખી જિંદગી કુમારિકા જ રહેવા ઇચ્છે છે. બાએ આંસુ સાર્યાં. વાત એના પિતા પાસે પહોંચી. સુલોચના એ દરમ્યાન તો ગંભીર મંથનમાં પડી ગઈ.

પિતાએ સુલોચનાને બોલાવી જ્ઞાતિની સ્થિતિનો અને પોતાના વિચારોનો ખ્યાલ આપ્યો. સુલોચનાએ મૂગા મૂગા બધુ સાંભળી લીધું. પિતાને લાગ્યું કે પુત્રી ઉપર એમની વાતની અસર થઈ છે. પરંતુ તે જ રાત્રે સુલોચનાએ જાતે આવીને એક પત્ર પિતાના હાથમા મૂક્યો ત્યારે જ પિતાની આંખ ઊઘડી ગઈ. પોતાની પુત્રી વિચારો અને વર્તનમા આટલી સ્વતંત્ર અને આટલી પ્રોગ્રેસીવ બની ગઈ હશે એમ એમણે કદી ધાર્યું જ નહોતું. સુલોચનાએ અત્યંત વેદનાભરી વાણીમા પોતાના વિચારો અને આદર્શો જણાવ્યા હતા. અંતમાં પ્રાર્થના કરી હતી કે 'તમે જ મને આ સંસ્કારો આપ્યા છે, હવે એ ભૂસવાનું પાપ ન કરો. મને મારી રીતે જીવવા દો.' પિતા ઉપર આ કાગળની અસર થઈ અને સુલોચનાની આ નારાજ હતાં છતા લગ્નની વાત પડતી મુકાઈ.

પરંતુ તે દિવસથી જ સુલોચનાના પરિવર્તનનો પ્રારંભ થયો. પિતાએ લગ્ન વિષે મૌન રાખ્યુ તેથી એને આનંદ તો થયો જ, પણ સાથે ગર્વના ભાવથી પણ એનુ હૈયું ભરપૂર બન્યું. એને લાગ્યુ કે પોતે અસામાન્ય કન્યા છે, ક્રાંતિકારી છે, સાથે સાથે છેલ્લા દિવસોના મંથનકાળ દરમ્યાન લગ્ન વિષેના વિચારો પણ એના મનમાં દાખલ થયા હતા. જો કે જાગ્રત સ્થિતિમાં તો એણે લગ્ન સામે ધિક્કારથી જ જોયું હતું. પરંતુ જે પ્રશ્નની આજ સુધી હસ્તી જ નહોતી તે એક અંકુશરૂપે એનાં અંતરમાં દાખલ થઈ ગયો હતો.

રજાઓ પૂરી થતાં પહેલા જ એ મુંબઈ આવી પહોંચી. મેટ્રિકમાં સારા ગુણ મેળવીને એ સફળ થઈ હતી. મિત્રમંડળ હવે વધ્યું હતું. એકબીજાની સલાહ લીધા પછી એક કૉલેજ ઉપર પસંદગી ઢોળાઈ અને આનંદ, આશ્ચર્ય અને કુતૂહલની મિશ્ર લાગણીઓ વચ્ચે સુલોચનાના કૉલેજ-જીવનનો આરંભ થયો. પહેલા એક મહિના સુધી તો એનામાં ખાસ ફેર દેખાયો નહિ, પરંતુ તે પછી એણે પ્રથમ તો પોતાના જ

વર્ગનું અને પછી બીજા વર્ગોનું પણ ધ્યાન ખેંચવા માંડ્યું. કૉલેજ-વિદ્યાર્થીઓના ટીખળના ભોગ તો એને પણ થવું પડતું હતું છતાં એની ગણતરી ખૂબ બુદ્ધિશાળી, નિર્ભય અને સરસ વક્તા તરીકે થવા લાગી. વાચનનો તો એને શોખ હતો જ, જે હવે વધવા લાગ્યો. કૉલેજમંડળોમાં પણ એણે આગેવાનીભર્યો ભાગ લેવાનું શરૂ કર્યું. સુલોચના મહાન બનશે એવું એને પોતાને અને આસપાસ એક મંડળ રચાતું જતું હતું તેમાંના સૌને લાગવા માંડ્યું.

થોડો વધુ વખત પસાર થયો અને એ વિચારોમાં ઉદ્દામ સમાજવાદી તરીકે ઓળખાવા લાગી. મુંબઈના સામ્યવાદી આગેવાનો સાથે એને ઓળખાણ પણ થઇ ગઇ. પહેલું વર્ષ પસાર કરી એ બીજામાં આવી ત્યારે તો મજૂરો અને વિદ્યાર્થીઓમાં એણે થોડુંઘણું કામ પણ કરવા માંડ્યું હતું. ઉદ્દામ વિચારના જુવાનોને લાગતું હતું કે સુલોચના હવે થોડા જ સમયમાં એમના મંડળમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી લેશે.

આ મહત્તાની સાથે સાથે પેલું પરિવર્તન તો ચાલુ જ હતું. એના સ્વભાવમાં એક પ્રકારની ખુમારી આવી ગઈ હતી. દેશભક્તિ અને સેવા વિષેના એના વિચારો બદલાયા હતા. કુમારિકા રહેવાની વાત તો હજી યે એ કરતી હતી. પરંતુ લગ્ન તરફની નફરત ઓછી થઈ ગઈ હતી, પુરુષો જાલિમ, સ્વાર્થી અને, દંભી હોય છે એમ એ હજી યે બોલતી હતી. પરંતુ કૉલેજમાં અને કૉલેજ બહાર જે વિશાળ મિત્રમંડળ રચાયું હતું તેમાં સ્ત્રી-મિત્રો, કન્યા-મિત્રો-તો બે જ હતાં, જ્યારે પુરુષ-મિત્રો, યુવક-મિત્રોની ગણતરી કરવી જ મુશ્કેલી હતી!

અને એના ઉપરના વર્ગમાં અભ્યાસ કરતાં સુબોધ અને કંદર્પ સાથેની મૈત્રી તો ગાઢ બનતી-જતી હતી. આજુબાજુમાં વાતો ચાલતી હતી કે હવે એક પ્રણયત્રિકોણ રચાવાની તૈયારી છે. સુલોચનાના

કાન ઉપર પણ આવા શબ્દો, મશ્કરીના રૂપમાં ક્યારેક અથડાઈ જતા, પરંતુ બોલનારની પામરતા ઉપર એ હસી લેતી. કંદર્પ અને સુબોધ સાથે આવી મજાક વિષે એ છૂટથી વાત પણ કરી શકતી.

દિવસો તો પસાર થતા જ જતા હતા અને સુલોચના પણ સ્થિર નહોતી. જે માર્ગે એણે પગલાં માંડ્યાં હતાં તે માર્ગે આગળ વધવાનું ચાલુ જ હતું. પ્રવૃત્તિ વધતી હતી, ઓળખાણો ઉમેરાતી હતી. મૈત્રી ગાઢ બનતી હતી. વિચારોમાં ઉગ્રતા આવતી હતી અને સુલોચનાને એમ લાગતું હતું કે પોતે હવે ઘણી આગળ વધી ગઈ છે. અભ્યાસ વિષેની છેલ્લી કલ્પના હવે બી. એ. ની નહોતી. હવે તો અમેરિકા જવું હતું અને આખા યુરોપખંડનો પ્રવાસ કરવો હતો. રશિયામાં તો એકાદ વર્ષ ખાસ રહેવું હતું!

આવાં સ્વપ્નોમાં એ મશગૂલ હતી ત્યા જ સુબોધ અને કંદર્પ સાથેની મૈત્રીએ ગંભીર સ્વરૂપ લઈ લીધું. સુબોધ ધનવાન પિતાનો પુત્ર હતો. કંદર્પ એક અમલદારનો નબીરો હતો. બંનેએ એ વર્ષે બી. એ. પૂરું કર્યું. સુલોચનાને હજી એક વર્ષ બાકી હતું. સુબોધ આગળ અભ્યાસ ચાલુ રાખવાનો હતો જ્યારે કંદર્પના પિતાએ એને પરદેશ મોકલવાની ગોઠવણ કરી હતી. કંદર્પ એથી ખુશ જ હતો, પરંતુ સુલોચના વિષે મનમાં જે કંઈ ધારી રાખ્યું હતું તે પ્રગટ કર્યા સિવાય હવે છૂટકો જ નહોતો.

અને એક દિવસ સુલોચના પાસે એણે મનની વાત પ્રગટ કરી નાખી. સાથે કહી દીધું, તો સાથે જ વિલાયત જઈ શકાશે. સુલોચનાએ તુરત તો એ દરખાસ્ત સામે આશ્ચર્ય વ્યક્ત કર્યું પરંતુ જેમ વાતો થવા લાગી તેમ કંદર્પ વિશેષ ને વિશેષ લાગણી બતાવવા લાગ્યો. સુલોચનાનું સ્થિર લાગતું અંતરજળ ડોલી ઊઠ્યું.

અને બીજા બે દિવસ પસાર થયા ત્યાં સુબોધે સુલોચનાને ગંભીર ભાવે પૂછ્યું.

'મારા પ્રત્યેની તારી લાગણીમાં કશો ફરક પડ્યો છે?'

સુલોચનાએ તુરત તો જવાબ આપ્યો, 'ના.' પરંતુ એના મુખ ઉપર મૂંઝવણ તરી આવી. સુબોધે કંદર્પનું નામ ઉચ્ચાર્યા વિના કહી દીધું કે 'હું જોઈ રહ્યો છું કે મારા પ્રત્યે હવે તને અભાવ ઊપજ્યો છે.'

બસ, એ પછીની વાત વિગતથી કહેવા જેવી નથી. પ્રેમ અને પ્રણયનાં તોફાન શરૂ થયાં. કંદર્પે કોઈ પણ બહાના નીચે વિલાયત જવાનું મોકૂફ કર્યું. સુબોધ અને એની વચ્ચેની મૈત્રી તૂટી ગઈ. સુલોચના બંને સાથે સારો સંબંધ રાખવામાં પોતાની શક્તિ ખરચવા લાગી. પ્રવૃત્તિઓ મંદ પડી. અભ્યાસમાં પણ શિથિલતા આવવા લાગી. છ મહિનામાં તો આખી પરિસ્થિતિ જ પલટાઈ ગઈ.

શાન્ત ક્ષણોમાં સુલોચના આ બધા માટે દુઃખી થતી હતી, પરંતુ એનું મનોબળ ઘટતું જતું હતું. લગ્ન કરવાં ન કરવાંનાં મંથન હવે શમવા આવ્યાં હતાં. એનામાં એટલું ડહાપણ આવી ગયું હતું કે 'લગ્ન તો કરવાં જોઈએ, કરવાં જ પડશે.' મનની નબળાઈઓ પણ હવે બહાર ધસી આવતી હતી. લાગણીભર્યા શબ્દો સાંભળતાં સાંભળતાં એવું બોલવા પણ લાગી ગઈ હતી અને હવે એના અંતરાત્મા પાસે એ કબૂલ કરતી કે છેલ્લાં બે વર્ષથી એ લગ્ન માટે તૈયાર હતી. એની મૈત્રી એ જ પ્રકારની હતી! એને સમજાઈ ગયું કે છાનો લગ્નભાવ એને પુરુષોની મૈત્રી તરફ ખેંચતો હતો. એ મોંએથી પુરુષોની નિંદા કરતી છતાં એનું જ અનુકરણ કરતી. સ્ત્રી–ઉદ્ધારની વાતો હવે વાતો જ રહી હતી. દિવસના ચોવીસ કલાકમાં એક કલાક પણ એ સ્ત્રીઓના સંસર્ગમાં રહેતી નહોતી.

તે પછી કંદર્પ અને સુબોધ હરીફના સ્વરૂપમાં આંખ સામે ઊભા રહેતા. બીજા મિત્રો, જેમની સાથે કશી ઘનિષ્ઠતા નહોતી છતાં એ દરેક એને ઇચ્છતા હતા એટલું એ સમજી ગઈ હતી. એ સૌ વિષે વિચારો

આવવા લાગ્યા, આખા મનોપ્રદેશનો કબજો આ અને આવા જ વિચારોએ લઈ લીધો.

આ મંથનની અસર શરીર, મન, બુદ્ધિ, વકતૃત્વ બધા ઉપર થવા લાગી. બી. એ. પૂરું કરતાં કરતાં તો સુલોચના સાવ બદલાઈ ગઈ. હવે પહેલાનું જોમ અને પહેલાંની ખુમારી એનામાં હતાં નહિ. કંદર્પ અને સુબોધ બંને સાથે મૈત્રી કરી હતી. પરંતુ એમાં લાગણીવેડા સિવાય બીજું કશું નહોતું. જીવન વિષેની દૃષ્ટિ પણ બદલાઈ ગઈ હતી. સભા, પુસ્તકાલય, મંડળ વગેરેને સ્થાને હવે દરિયાકિનારો, ફિલ્મગૃહો, રેસ્ટોરાં અને મોટર ગાડી આવી ગયાં હતાં.

આમ કરતાં કરતાં એક દિવસ પરજ્ઞાતિના કંદર્પ સાથે એમણે લગ્ન કરી નાખ્યાં. પિતા નારાજ તો ખૂબ થયા. પરંતુ સંસ્કારી હતા એટલે આશીર્વાદ આપીને સંતોષ પામ્યા અને સુલોચનાનું ગૃહજીવન શરૂ થઈ ગયું.

એ પછીની કથા સાવ નિરસ છે. એ બંને સુખમાં હશે એમ ધારું છું. પરંતુ એમની દુનિયા એટલામા જ પૂરી થાય છે. એમની જીવન-યાત્રા મારી દૃષ્ટિએ હવે સમાપ્ત થઈ ગઈ છે.

(૨)

આ લાંબી કથા પછી બીજી કથાઓ કહેવાનું મન થતું નથી. છતાં, કલમ ઉપર કથા ચડી જ આવે છે એટલે ટૂંકમાં જ કહી દઉં છું..

એક કન્યા, જેનાં હમણાં જ લગ્ન થયાં, એણે જીવનમાં એક સિદ્ધાંત સ્વીકાર્યો હતો કે જે સ્ત્રી પુરુષની ગુલામ બનવા ન ઇચ્છતી હોય તેણે દર અવસ્થામાં પોતાની જાતે કમાઈ લેવાનું ન છોડવું જોઈએ. શિક્ષણ પ્રાપ્ત કરી કમાવાની શક્તિ મળે કે તુરત જ, પિતાને ઘેરથી કમાવા માંડવું જોઈએ. આમ કરવાથી માતાપિતાને ખાતરી થશે કે

પુત્ર કરતાં પુત્રી જરા પણ ઊતરતી કોટિની નથી. એમને એવું પણ લાગશે કે જેમ પુત્રના વિશ્વાસે વૃદ્ધાવસ્થામાં નિશ્ચિંત બની શકાય છે તેમ પુત્રીના વિશ્વાસે પણ નિશ્ચિંત રહી શકાય. કમાવાનું શરૂ કરતાં જ કન્યાને વિશાળ દુનિયાનો પરિચય થાય અને તેથી એના મનમાં જે ખોટા ભય હોય છે તે નાશ પામે.

એ માનતી હતી કે લગ્ન પછી જો પતિના બરોબરિયા રહેવું હોય તો કમાવાનું ચાલુ જ રાખવું. પતિ ઉપર એની અસર થયા વિના રહેશે નહિ. એ એવું ગુમાન કદી નહિ કરી શકે કે પોતે પોતાની સ્ત્રીને પોષે છે અથવા તો સ્ત્રી એને વફાદારીપૂર્વક વળગી રહે છે તેનું કારણ એની નિરાધારતા છે.

આવું માનનારી કન્યા ત્રીસ વર્ષની ઉંમરની થઈ ત્યાં સુધી પરણી નહોતી. માતાપિતા સાથે પણ એને અથડામણમાં આવવું પડ્યું હતું અને એટલે જ માતા-પિતાથી ઘણે દૂરના એક કન્યા છાત્રાલયમાં એ નોકરી કરતી હતી. લગ્નનો સવાલ જ્યારે જ્યારે ઉદ્ભવતો ત્યારે ત્યારે એ પહેલી શરત કમાવાની સ્વતંત્રતાની જ મૂકતી હતી. એનામાં રૂપ, ગુણ, શિક્ષણ અને શક્તિ એટલાં હતાં કે કોઈ પણ યુવાન એની સાથે લગ્ન કરવામાં પોતાને ભાગ્યવાન સમજે. પરંતુ, આશ્ચર્યની વાત છે કે આટલાં વરસ સુધી એની આ શરત સ્વીકારવા માટે એના મિત્રોમાંથી કોઈ તૈયાર થયું નહોતું. નહિ નહિ તો યે પાંચેક જુવાનો સાથે છેલ્લા આઠ વરસમાં એને આવો પરિચય થયો હતો. આ જુવાનો સુધારક હતા, સ્ત્રી-પુરુષ સમાનતામાં માનતા હતા, પરંતુ લગ્ન પછી પણ સ્ત્રી વિના કારણ કમાવાનું ચાલુ રાખે એમાં એમને ગૃહજીવનનો રસ ઢોળાઈ જતો લાગતો હતો!

આખરે ગયા વરસે જ એના એક મિત્રે આ શરતોનો સ્વીકાર કર્યો અને એનાં લગ્ન થયાં. આ સુક્કી હકીકત ઉપરથી એમ ન માનવું કે

એ પ્રેમ, લાગણી અને બીજી જાતની સમજણ ધરાવતી જ નહોતી. જેની સાથે એનાં લગ્ન થયાં તેની સાથે એ દસેક વરસથી પરિચય ધરાવતી હતી. કન્યાના મનમાં પ્રેમને માપવાની પણ આ જ કસોટી હતી.

પરંતુ દુઃખની વાત છે કે લગ્ન પછી એણે જાતે કમાવાનું છોડી દીધું છે અને પતિ જે કમાય છે તે ઉપર જ બંને લહેર કરે છે. એમનાં આંતરજીવન વિષે હું વિશેષ જાણતો નથી, પરંતુ મને એટલું જાણવા મળ્યું છે કે લગ્ન પછીના પહેલા ત્રણ મહિના એ બંને વચ્ચે સતત ઘર્ષણ રહ્યા કર્યું હતું અને મને મળેલા સમાચારો સાચા હોય તો આરંભમાં મુક્કો આપીને અને તે પછી અણગમો બતાવીને એના પતિએ એને કમાવા માટે જવા જ ન દીધી! થોડાક મહિનાના ઘર્ષણને અંતે પત્નીએ પતિની વાત સ્વીકારી લીધી હોય એમ મને લાગે છે. આજે એ બંને કલ્લોલ કરે છે. પત્નીને કદાચ હવે કમાવાની મૂચ્છા નહિ રહી હોય!

( ૩ )

હવે જે કન્યા વિષે હું કહું છું તેનું નામ સુપ્રભા અથવા એવું જ. એણે શિક્ષણ પૂરું કરી સાથેસાથ કન્યા-કેળવણીના ક્ષેત્રમાં ઝુકાવ્યું હતું. લગ્ન વિષે એ પ્રથમથી જ કહેતી હતી કે હું લગ્ન કરીશ, પરંતુ મારું કાર્ય નહિ છોડું. દોઢેક વર્ષ શિક્ષણની પ્રવૃત્તિમાં ગયા પછી એક યુવક સાથે લગ્ન કરવાની દરખાસ્ત એના વડીલો તરફથી આવી. આ યુવકને એ જાણતી હતી. એણે રૂબરૂ મળીને પોતાના આદર્શોની વાત કરી, યુવાનની મનોભૂમિકા પણ એ સમજી અને બંનેએ પ્રસન્ન ચિત્તે લગ્નમાં સંમતિ આપી. યુવક સર્વ રીતે આધુનિક હતો. લગ્ન પણ 'સિવિલ મેરેજ ઍક્ટ' પ્રમાણે જ બંનેએ કબૂલ્યાં.

પરંતુ લગ્ન પછી પિતાના વેપાર અર્થે યુવકને અમદાવાદ છોડી કલકત્તા જવાનું થયું અને નછૂટકે સુપ્રભાને પોતાની પ્રવૃત્તિઓ અધવચ્ચ

જ છોડવી પડી હું જાણું છું કે સુપ્રભાને અને પેલા યુવકને પણ એનું દુઃખ તો લાગ્યું. પરંતુ બંનેમાંથી કોઈને એમ ન સૂઝયું કે પતિના વેપારની સગવડ માટે જો પ્રવૃત્તિ છોડી શકાય તો પત્નીની શિક્ષણ-પ્રવૃત્તિ માટે વેપારના કાર્યની બીજી ગોઠવણ કેમ ન થઈ શકે ? હું એક વખત સુપ્રભાને કલકત્તામાં મળ્યો ત્યારે મેં એને પૂછ્યું હતું કે 'તમે શા માટે એ પવિત્ર પ્રવૃત્તિ છોડી દીધી ?' એણે મને જવાબ ન આપ્યો, પરંતુ એના ફિક્કા હાસ્યમાંથી જવાબ મળી ગયો કે 'શું થાય ! પતિને અનુકૂળ થવું જોઈએ ને ?' મેં એને બીજો પ્રશ્ન કર્યો. 'અહીં તમારે લાયક ઘણું કામ મળી રહેશે. આખો દિવસ જેમ-તેમ પસાર કરો છો તે કરતાં કંઈ કામ શોધી લો તો ?'

એણે મને જવાબ આપ્યો: 'ઘણી વાર વિચાર આવે છે; આવતાંની સાથે જ જોડાઈ ગઈ હોત તો બની શકત. હવે એ તરફ મન વધતું નથી.'

હું મૂંગો રહ્યો.

(૪)

એક ચોથી કથા સાથે આ વિભાગ હું પૂરો કરીશ.

આપણે એને મધુરિકા કહીએ. એની કરુણ દશા હું વિસ્તારથી વર્ણવી શકું એમ છું પણ ટૂંકમાં જ કહી દઈશ. કોઈ પ્રશ્ન પરત્વે એ ઉગ્ર વિચારો ધરાવતી નહોતી. આદર્શો પણ એવા ઊંચા નહોતા રાખ્યા કે જેને પહોંચવા માટે ભારે શક્તિની જરૂર પડે. પુખ્ત વય થયા પછી એ લગ્ન માટે તૈયાર હતી, પરંતુ એ એમ ઇચ્છતી હતી કે મારી ઇચ્છાથી જ મારું હૃદય કહે તેની સાથે જ મારે લગ્ન કરવાં છે. શિક્ષિત, સંસ્કારી અને સારા કુટુંબની હોવાથી એના માટે માગણી તો આવતી હતી, પરંતુ એ સૌમાં કંઈ ને કંઈ ખામી જ એને લાગતી. એક યુવાન તરફ એ આકર્ષાઈ હતી. પરંતુ સહેજ આગળ વધતાં

એ જોઈ શકી કે તે યુવકની ઇચ્છા નહોતી. જેનામાં સ્વાભાવિક ઇચ્છા ન હોય તેની સાથે લગ્ન કરવાનું કે એની ઇચ્છા જાગ્રત કરવાનું એને રુચે જ કેમ? એ વિચાર અને એ સંબંધ એણે પડતાં મૂક્યાં. આમ કરતાં એની વય સત્તાવીશ વર્ષની થઈ. માતાપિતાનું દબાણ વધવા લાગ્યું. એ પણ અંદરથી સાવ થાકી ગઈ. પોતાની તમામ ઇચ્છાઓની હોળી કરી નાખ્યા વિના લગ્નનો સવાલ નહિ ઉકેલી શકે એમ એને લાગ્યું, અને એક દિવસે બાપાને તો નહિ, પરંતુ મિત્ર જેવા મોટાભાઈને કહી દીધું: 'હું મૂંઝાઈ ગઈ છું, તમને યોગ્ય લાગે તે સ્થળે મારું લગ્ન ગોઠવી દો.'

એનો મોટો ભાઈ બહેનના વિચારો તરફ ભારે સહાનુભૂતિ ધરાવતો હતો. એણે કહ્યું: 'આવી અધિરાઈ તને શોભતી નથી.' બહેન રૂબરૂમાં જવાબ ન આપી શકી, પરંતુ લાંબા કાગળ દ્વારા જણાવ્યું કે "એક ભૂલ પહેલી જ મેં કરી નાખી છે: લગ્નપ્રશ્નમાં જે સમાધાનવૃત્તિ કેળવવી જોઈએ તે હું કેળવી શકી નથી. બીજી બાજુ એની એ વાતો અને એના એ વિચારો કરી કરી મારું મન નબળું પડી ગયું છે. તમે મને મદદ નહિ કરો તો બાપુજી કહેશે ત્યાં મારે ક્યાંક જવું પડશે.'

મોટો ભાઈ પ્રશ્નમાં ઊંડો ઊતર્યો અને સમજી ગયો કે છેલ્લે છેલ્લે જે એક મિત્રે ના પાડી તેની બહેનના મન ઉપર ઊંડી અસર થઈ હતી. પોતે આજ સુધી ના પાડી ત્યારે એના છાના આઘાતની એને ખબર નહોતી, પોતે જ માત્ર પસંદ કરનાર છે એવું છાનું ગુમાન તૂટી પડતાં જ એ સાવ તૂટી પડી.

આ કન્યાના હજી લગ્ન નથી થયાં, પરંતુ સાંભળ્યું છે કે એની જ્ઞાતિના એક જુવાન સાથે વાત ચાલી રહી છે.

*

આવી કથાઓ હજી મેં ઘણી લખી શકાય, પરંતુ તારા માટે આટલું બસ છે. મને ખાતરી છે કે બાકીની કથાઓ તેં પોતે જ શોધી કાઢી હશે. શિક્ષિતોની દુનિયામાં સોમાં નવાણું જગ્યાએ આવું જ તને જોવા મળશે. અહીં જે કથાઓ મેં મૂકી છે તે તો સાવ સામાન્ય છે અને તેમાં આદર્શ ન જાળવી શકેલાંઓની જ વાત છે. આદર્શને માર્ગેથી ધીમે ધીમે છેક અધોગતિએ પહોંચ્યા હોય એવાંઓની કથા મેં જાણી જોઈને કહી નથી. કહેવાથી લાભ પણ શો? સિદ્ધાંતમાંથી સરી પડ્યા પછી પણ જે અધોગતિમાં જતાં બચી જાય છે તેમના માટે મને માન જ ઉપજે છે. કારણ કે થોડાં થોડાં પણ તેઓ પોતાની 'આવી સ્થિતિ, પોતાની શક્તિમર્યાદા સમજી ગયેલાં હોય છે.

અફસોસ એક જ વાતનો મને થયા કરે છે. જે માણસો અમુક આદર્શને સ્વીકારે છે તેઓ એના માટે કેમ સંકટ સહન કરવા માટે તૈયાર નહિ થતા હોય? આદર્શ જેમ મહાન તેમ તેની પ્રાપ્તિ પણ મુશ્કેલ. આટલી સાદી વાત જો સમજી શકાય તો પોતાની શક્તિ કરતાં આગળ જવાનો ખ્યાલ કોઈ સેવે નહિ અને તો પાછા પડવાની સ્થિતિ કદી આવે નહિ. કન્યાઓમાં એક ખામી અતિ ઉગ્ર રૂપમાં દેખાયા કરે છે. તેઓના મનમાં વહેલું કે મોડું એમ થઈ આવે છે કે 'હવે તો એને કોઈ પરણશે નહિ' અને કોણ જાણે કેમ અપરિણીત અવસ્થાનો વિચાર જ એમને તો કંપાવી મૂકે છે. કિશોર અને કુમાર વયમાં આ ગંભીરતા એને સમજાતી નથી, પરંતુ યુવાનીમાં પ્રવેશતાં જ એ દીન બની જાય છે. એને એમ લાગી જાય છે કે 'હું મારા માટે નહિ, બીજા કોઈના માટે જ સર્જાઈ છું' અને એનાં તમામ સ્વપ્નાંઓ સંકેલાઈ જાય છે. આ વિષે હું તને કેટલુંક કહેવાનો છું, પરંતુ એનો પ્રસંગ આવે ત્યારે. હમણાં તો આ કથાઓ પછી સામાન્ય મનોવિકાસની વાતો જ મારે કરવી છે. મને આશા છે કે તું ધ્યાન દઈને વાંચશે.

[૪]

# મનોવિકાસ

તું શિક્ષિત છે એમ તો માની જ લીધું છે, પરંતુ સાથે સાથે એમ પણ માન્યું છે કે આજે શાળા-કૉલેજમાં જે શિક્ષણ અપાય છે તેની જ તને પ્રાપ્તિ થઈ હશે. એ શિક્ષણ સામે મારે ગમે તેટલો સખત વિરોધ હોય તો પણ જ્યાં બીજી કોઈ વ્યવસ્થા નથી ત્યાં એનો સ્વીકાર કરી લઈને જ આગળ વધવામાં ડહાપણ છે. આધુનિક શિક્ષણની જે ખામીઓ છે તેનું વિગતવાર વર્ણન કરવાનું આ સ્થળ નથી, પરંતુ એ ખામીઓ શી રીતે પૂરી લેવી તે આ પત્રમાં હું તને જણાવવા ઇચ્છું છું. આધુનિક શિક્ષણમાંથી આપણા વિકાસ માટે પૂરેપૂરો લાભ ઉઠાવવો હોય તો શિક્ષણ ઉપરાંત કેટલુંક જ્ઞાન અને કેટલાક અનુભવો મેળવવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ.

પહેલી જરૂર બુદ્ધિ સાથે શરીર અને મનના વિકાસની છે. એ વિષે હું અગાઉ લખી ચૂક્યો છું એટલે અહીં એની ચર્ચા વિસ્તારથી નહિ કરું, માત્ર એટલું જ બતાવીશ કે મનુષ્ય શબ્દ આપણા કાને અથડાય છે ત્યારે આપણા મન સમક્ષ જે ચિત્ર ઊભું થાય છે તેનો આપણે વિચાર કરવો જોઈએ. મનુષ્ય બોલતાં આપણને માત્ર બુદ્ધિ નથી દેખાતી, માત્ર શરીર નથી દેખાતું, માત્ર લાગણીતત્ત્વો પણ નથી દેખાતાં, પરંતુ એ ત્રણેયનો જ્યાં મેળ છે તે જ દેખાય છે. મનુષ્યનો વિકાસ એમ આપણે બોલીએ ત્યારે પણ આપણને આ ત્રણેય તત્ત્વોનો વિકાસ એવો ખ્યાલ રહેવો જોઈએ.

આપણે શરીરના દાખલાથી જ આ વસ્તુનો વિચાર કરીએ. શરીર જેટલાં અંગોનું બનેલું છે તે તમામ અંગોનો એક સરખો જ વિકાસ

જો થયો હોય તો જ એ શરીર સુદૃઢ, સુંદર, સપ્રમાણ અને બળવાન હોઇ શકે. શરીરના બળનો આધાર પણ સર્વ અંગોના વિકાસ પર છે. એક અંગ સૂક્ષ્મ રીતે કે સ્થૂળ રીતે ખૂબ વિકસેલું હોય અને બીજું તદ્દન કંગાળ હોય તો એ દેહ સામે જોવું યે આપણને ન ગમે, કારણ કે એ નિર્બળ જ નહિ, કદરૂપ પણ હોય. એ જ રીતે માનવના શરીર, મન અને બુદ્ધિ વિષે છે. એ ત્રણેયનો એક સરખો અને એક સાથે જ વિકાસ થયો હોય તો માનવી આંતરબાહ્ય સુંદરતા અને બળ મેળવી શકે. આપણે જાણીએ છીએ કે જે પહેલવાનોએ કેવળ શરીર જ ખડક્યું હોય છે તેની સામે સૌ હસે છે. એ જ રીતે જેની લાગણીઓ મુલાયમ હોય, સ્વભાવમાં સરલતા હોય તે પણ મૂર્ખ કે ભોળો ગણાય છે અને હાસ્યપાત્ર બને છે, માત્ર જેઓ બુદ્ધિના પહેલવાન છે તેમની સામે કોઇ હસી શકતું નથી કારણ કે હસવાનું બુદ્ધિ દ્વારા જ સૂઝે છે, અને એમાં તો એ બળવાન હોય છે એટલે એવાની પાસે માણસો ચૂપ રહે છે, પરંતુ એવો માણસ ઘડીકવાર આંજી નાખવાથી વિશેષ સ્થાન હૃદયમાં મેળવી શકતા નથી.

આજના શિક્ષણમાં આ ત્રણેય તત્ત્વોના વિકાસને સ્થાન નથી. જે થોડોઘણો વિકાસ થાય છે તે માત્ર બુદ્ધિનો જ, પરંતુ આ બાબતમાં આપણે ઊંડા પાણીમાં નહિ ઊતરીએ. કહેવા હું એટલું જ માગું છું કે તું જાતે જ આ ત્રણેય તત્ત્વોનું ચિંતન કરજે અને વિકાસ એકધારે થયા કરે તે વિષે લક્ષ આપજે. શરીરનો વિકાસ કરતી વખતે કેવળ પહેલવાન બનવાનું તો તને સૂઝવાનું જ નથી એટલે એ વિષે હું નિર્ભય છું. શરીરને ખડતલ, કાર્યક્ષમ, ચપળ અને હળવું બનાવજે. એમ કરવાથી તારી જ્ઞાનેંદ્રિયો પણ તેજસ્વી બનશે.

મનના વિકાસ માટે એટલું જ કહેવાનું છે કે માનવજીવનને સુંદર અને સુવાસિત બનાવનારા જે સદ્‌ગુણો છે એ કેળવજે. આ બાબતમાં

કેળવણીની જરૂર નથી એમ માનતી જ નહિ. આવી કેળવણી આત્મ-નિરીક્ષણથી, સારી મૈત્રીથી, એવા માણસોના સંસર્ગથી અને દરરોજ બીજાને માટે કંઈક કરવાની કાળજી રાખવાથી પ્રાપ્ત થાય છે. જ્યાં સંયુક્ત કુટુંબો સુવ્યવસ્થિત અને પ્રેમની ગાંઠે બંધાયેલાં હોય છે, જ્યાં વ્યક્તિમાં સામાજિક દૃષ્ટિ કેળવાયલી હોય છે, જ્યાં રાષ્ટ્રિય ભાવના જ્વલંત હોય છે ત્યાં આ કેળવણી કશા યે પ્રયત્ન વિના મળ્યા કરે છે. આપણા દેશ અને સમાજમાં એ કેળવણીનો આરંભ થઈ ચૂક્યો છે. તું એ પ્રવાહમાં સામેલ થઈ જજે એટલું જ હું તો ઇચ્છું છું.

બૌદ્ધિક વિકાસ માટે મારે બહુ કહેવું નથી. મન અને બુદ્ધિ બંનેના વિકાસ અંગે અહીં જે થોડીક સૂચનાઓ હું કરવા માગું છું તેમાં બુદ્ધિ અંગે પણ મારે જે કહેવું છે તે કહેવાઈ જશે. હું જે કહીશ તે વર્તમાન યુગને લક્ષમાં રાખીને જ કહીશ.

સૌથી પહેલું હું વાચન અંગે કહેવા માગું છું. હું જોઈ રહ્યો છું કે વાચનનો શોખ વધતો જ જાય છે. મને એનો આનંદ છે. અફસોસ એટલો જ થાય છે કે કેમ અને શું વાંચવું તે બહુ જ ઓછા માણસો સમજતા હોય એમ દેખાય છે અને વાંચ્યા પછી શું ? વાચન કેવળ આનંદ માટે પણ હોઈ શકે, પરંતુ એ આનંદ પણ બળ આપનાર તો હોવો જ જોઈએ. મનની કૂણી લાગણીઓને ગલગલીઆં કરાવતો કે પંપાળતો આનંદ બળ ન આપી શકે.

અને બધું વાચન માત્ર આનંદ આપનાર પણ ન હોય. હોય તો એ આનંદ પણ જ્ઞાનની ગરજ સારે. વાચન જ્ઞાનનો પ્રકાશ આપે જ. એ પ્રકાશ પ્રાપ્ત થયા પછી શું ? જે જ્ઞાનમાંથી ક્રિયાની શક્તિ પેદા ન થાય તે જ્ઞાન ભાર રૂપ બને, કેવળ સમજને જ વિકસાવે. એથી ન તો પોતાનું ભલું થાય કે ન તો સમાજનું; એટલે દરેક જ્ઞાન ક્રિયામાં ઊતરવું જ જોઈએ. સાચા જ્ઞાનની કસોટી પણ એ જ છે.

આ દૃષ્ટિએ જોઈએ તો આજ ભાકાળમાં વાચન માટે માર્ગદર્શનની જરૂર રહે છે. નવલકથાઓ અને વાર્તાઓના વાચનનો હું વિરોધી નથી, કેમ હોઈ શકું ? કોણ નથી જાણતું કે માનવચિત્તને સંસ્કારવા માટે યુગયુગથી એ વાર્તાઓ જ મહત્ત્વનો ભાગ ભજવી રહી છે ! પુરાણોની કથાઓ જ નહિ, ઉપનિષદ્‌ની વાતો પણ શું છે ? પૃથ્વીના પટ ઉપર મનવ-ઉદ્ધારનો દાવો કરતો એકેય ધર્મ કે સંપ્રદાય એવો નથી કે જેણે જનસામાન્યની કેળવણી માટે વાર્તાનો આશ્રય ન લીધો હોય. વાર્તાની વિશેષતા એ છે કે એ બુદ્ધિને નહિ પણ હૃદયને સ્પર્શે છે. એનો જે સંદેશ હોય છે તે પણ સીધો ત્યાં જ પહોંચે છે અને તેથી જ એનું બળ પણ અમાપ હોય છે.

પરંતુ કદી ન ભૂલવું કે ચિત્તને અસર કરનારી એ સૂક્ષ્મ શક્તિ સારી અને ખરાબ બંને અસર ઉપજાવી શકે છે. આ માટે વાર્તાના વાચનમાં વિવેક હોવો જરૂરી છે. અને છતાં યે કેવળ વાર્તાથી ચાલી શકે જ નહિ. કેટલુંક જ્ઞાન એવું છે કે જે વાર્તા મારફત મળી જ ન શકે. એ માટે તો જેને ગંભીર અથવા ચિંતનાત્મક કહે છે તેવું સાહિત્ય વાચવું આવશ્યક છે. તારે જો જ્ઞાનના ભંડારમાં પ્રવેશ કરવો હોય તો ઓછામાં ઓછું આટલી ભાષાઓનું સામાન્ય જ્ઞાન તારે મેળવી લેવું જોઈએ : માતૃભાષા ગુજરાતી, કારણ કે એ જ તારા વિચારની ભાષા છે. કદાચ એ ભાષામાં જ તારું જીવનક્ષેત્ર અને કાર્યક્ષેત્ર રહેવાનું છે. આ ભાષાને તો તારે જ્ઞાનયુક્ત થઈને ખીલવવાની પણ છે. છેલ્લા પચીસ વર્ષમાં આ ભાષાનું તેજ ખૂબ

જરૂર નથી. હિંદની વિવિધતાને એક દોરામાં પરોવનાર, ગણિતની એકતાની ગાંઠ બાંધનાર આ ભાષાના જ્ઞાનથી કોઈ પણ હિંદીએ વંચિત ન રહેવું જોઈએ. એ પછી અંગ્રેજી વિષે પણ મારે ભલામણ કરવી જ પડશે. કારણ કે આ ભાષાના સાહિત્યમાં અપૂર્વ સુંદરતા અને અદ્ભુત જ્ઞાન ભરેલાં છે. કેટલુંક જ્ઞાન તો એવું છે કે એ ભાષા જાણ્યા વિના આજે પ્રાપ્ત જ થઈ શકે એમ નથી.

પરંતુ એક વાત ભૂલતી નહિ. તું પુષ્કળ પ્રમાણમાં વાંચે તે એટલું જરૂરી નથી, જેટલું જરૂરી વિચારમય, ચિંતનમય જીવન છે. જો ચિંતન કરવાનો સ્વભાવ તું નહિ કેળવે તો તારી બુદ્ધિનો વિકાસ પણ પુસ્તકોને સાચવી બેઠેલા કબાટ જેવો જ થશે. ચિંતન પછીનું સ્થાન છે પ્રયોગનું. જે તું વાંચે, મનન કરે અને તારા વિચારો સાથે જે વિચારોને તું આત્મસાત કરી લે તેને જીવનમાં નહિ ઉતારે તો એની સચ્ચાઈ વિષે તું ખાતરી રાખી શકશે નહિ. અને વાંચનનો શું, કોઈ પણ જ્ઞાનનો આખરી ઉદ્દેશ જીવન જીવવાનો જ હોઈ શકે.

એમ લાગે છે કે આ વિષયને મેં ઘણો લંબાવી દીધો. લખવાનું મન તો હજુ યે છે, પરંતુ સમજદાર સુકન્યાને આટલું સૂચન બસ છે એમ માનું છું. હા, એક વાત રહી ગઈ. તારા વાંચનમાં વર્તમાન-પત્રોને આવશ્યક સ્થાન આપજે. હું જાણું છું કે સારાં ને રાષ્ટ્રવાદી મનાતાં વર્તમાનપત્રો પણ જાહેરખબરો દ્વારા જે વિચારોનો પ્રચાર કરી રહ્યાં છે તે તેમની તમામ સેવાઓને ધોઈ નાખે છે છતાં આજના યુગમાં જેને જીવવું છે, મનુષ્યની માફક જીવવું છે તેને વર્તમાનપત્રોના વાંચન વિના ચાલી શકે નહિ. જાહેરખબરો તરફ તારે આંખ મીંચવી જ પડશે અને તે પછી જગતના પ્રવાહોનું જે આલેખન રોજે રોજ વર્તમાનપત્રોમાં આવે છે તે તારે અવશ્ય જોવું જોઈએ. એથી તારી દૃષ્ટિ વિશાળ થશે અને તેં વિચારશક્તિ કેળવવાનો નિર્ણય કર્યો હશે તો તે માટે પુષ્કળ સામગ્રી મળી રહેશે

વિચારમય જીવન ગાળવાનું સૂચન મેં અગાઉ કર્યું છે તે વિષે, એક ચેતવણી આપી દઉં. વિચાર અને તરંગ, ચિંતન અને મનના ઘોડા એ બે વચ્ચેના ભેદ બરાબર સમજી જજે. કેવળ તરંગી બની જતી નહિ. વિચારની પાછળ કાર્ય આવે જ. તરંગની પાછળ તરંગ જ હોય, અથવા જુઠ્ઠી વેદના કે જુઠ્ઠો આનંદ હોય. તું એવા તરંગમાં કદી પડતી નહિ.

લલિત કલાઓ–સંગીત, ચિત્ર, નૃત્ય વગેરે વિષે મેં કશું લખ્યું નથી. લખતાં થોડો સંકોચ પણ થાય છે, કારણ કે આજે મોટા શહેરોમાં એ કલાએ અનર્થો નિપજાવવા માંડયા હોય એવું દેખાય છે. ખાસ કરીને કન્યાઓમાં તો એણે જૂની ઓઓના આભૂષણો જેવું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. એ વિના કોઈ કન્યા જાણે શોભતી જ ન હોય એમ મનાવા લાગ્યું છે. લલિત કલાઓનું જ્ઞાન અને એનો રસ માનવચિત્તને સંસ્કારવામાં ખૂબ ઉપયોગી છે, પરંતુ એની મર્યાદાઓ પણ છે. એ બધું વિલાસના કે માત્ર દિલ બહેલાવવાના સાધન રૂપ ન બની જવું જોઈએ. અને એ રસ એટલો પ્રબળ પણ ન બનવો જોઈએ કે જેને લઇ બીજું આવશ્યક જ્ઞાન અને જીવનનાં કર્તવ્યો એક બાજુ રહી જાય.

કોઈ પણ કલા એ હૃદયનો આવિષ્કાર છે. તું એ રીતે જ એને ગ્રહણ કરજે. એમાં શોભાની વૃત્તિથી આગળ વધતી નહિ. સાથે એ પણ ધ્યાન રાખજે કે સાદાઈના એ એવા કોઈ ખ્યાલથી એ તરફ અણગમો ન કેળવાય. એ વસ્તુ ધિક્કારવા જેવી નથી જ એટલું જ નહિ, પણ ઉપર કહ્યું તેમ હૃદયની કેળવણીમાં, હૃદયનો થાક ઉતારવામાં, હૃદયને બળ આપવામાં એનો ઘણો ઉપયોગ છે. શુદ્ધ આનંદ તો એ આપી જ શકે છે, પરંતુ માનવને નિત્ય–જીવનની પાર્થિવતામાંથી ઊંચે લઈ જવાની શક્તિ પણ એ સાધનોમાં રહેલી છે. આવશ્યક છે એની મર્યાદાઓનું જ્ઞાન.

મને લાગે છે કે મનોવિકાસ માટે મેં ઘણું કહી નાખ્યું. હવે સંસારના સળગતા પ્રશ્નો વિષે થોડું કહીને આ લાંબો પત્ર હું પૂરો કરું.

[ ૫ ]

## ગંભીર પ્રશ્નો

આ પત્રમાં એક જગ્યાએ મેં કહી રાખ્યું છે કે લગ્નના પ્રશ્ન અંગે હું થોડુંક કહેવાનો છું. એ કહ્યા વિના ચાલે જ કેમ ! ને જીવનભર કુમારિકા રહેવાનો નિર્ણય કર્યો હોય તો યે આ પ્રશ્ન પરત્વે તારે જાણવું જોઈશે કારણ કે અંતે તો તારે સંસારમાં જ રહેવાનું છે.

કન્યાએ પરણવું જ જોઈએ એવો જે નિયમ બની ગયો છે, તેને શક્તિશાળી કુમારિકાએ તોડવો જોઈએ. એક વાત ખરી કે કેવળ રૂઢિ-નિયમ તોડવા ખાતર જ અપરિણીત ન રહેવાય. એ રીતે કોઈ રહે તો એમાં જોખમ પણ છે અને તેનો કશો અર્થ પણ નથી પરંતુ કોઈ પણ કારણસર લગ્ન તરફ મન જ ન વધતું હોય તો જેમ પુરુષો અપરિણીત રહી શકે છે તેમ જ કન્યાઓએ પણ રહેવું જોઈએ. અપરિણીત અવસ્થાની જવાબદારીનો તો આવી કુમારિકાને ખ્યાલ હોય જ એમ માની લઉં છું. છતાં આ સવાલ અતિશય નાજુક અને ગંભીર હોવાથી થોડી ચેતવણી ઉચ્ચાર્યા વિના મારાથી રહી શકાતું નથી. જે લગ્ન ન કરવાના વિચારમાં દૃઢ હોય તેણે આટલી બાબતો વિચારી જ લેવી.

શા માટે પોતે લગ્ન નથી ઇચ્છતી? ભવિષ્યમાં એવી ઇચ્છા જાગવાનો કોઈ સંભવ છે? અમુક વય વીતી ગયા પછી એવી ઇચ્છા જાગશે તો સ્વમાન અને આદર્શ સાચવીને પરણવું મુશ્કેલ પડશે એ વખતે સ્વમાન આદર્શ અને સંયમ ત્રણેયની રક્ષા કરવાની શક્તિ છે?

લગ્ન નહિ કરીને જીવનનો આવશ્યક રસ શામાંથી મેળવે છે? કોઈ સેવાક્ષેત્ર શોધ્યું છે? કોઈ સાધના સ્વીકારી છે? કેવળ કોઈ 'આઘાતને કારણે તો એવો નિર્ણય નથી થયો? કારણ કે ગમે તેવો 'આઘાત સમયના મલમપટ્ટાથી રુઝાઈ જાય છે. ખારાપાટ જેવા લાગતા હૃદયમાં પણ સમયના વહેવા સાથે નવા અંકુરો ફૂટે જ છે.

આ નિર્ણયની સાથે જ કમાવાની શક્તિ મેળવી લેવી જોઈએ. આ ધર્મો જગતમાં સાવ એકલા રહેવાની હિંમત હોવી જ જોઈએ. એકલતા સાલે એવો સ્વભાવ પણ ન હોવો ઘટે.

પણ મને ખાતરી છે કે આવી કુમારિકા કોઈક જ હશે. એટલે આ વિષે વધુ લંબાણ ન કરતાં હું આગળ જ વધું છું. જે સુકન્યાને હું આ લખી રહ્યો છું, તે લગ્ન કરશે એવો સંભવ વિશેષ છે. હું એ માટે એને પેલી કથાઓની યાદ આપું છું. આદર્શો જો રાખો તો તેને પહોંચવાનું બળ પણ સાથે સાથે જ મેળવતા જજો. કસોટીની પહેલી ઠોકરે જ નીચે પડી જતા નહિ.

અને પસંદગી કરવામાં ખૂબ ધૈર્ય તથા જાગ્રતિ રાખજો. પિતા-માતા તરફની સૂચના છે માટે ત્યાં પ્રેમ પ્રગટશે જ નહિ એવી ભ્રમણામાં રહેતાં નહિ. તે સાથે જ એ સૂચનાને આંખ મીંચીને સ્વીકારતાં પણ નહિ. તમારા પોતાના છાના અને પ્રગટ જીવન-પ્રવાહનું બરાબર અવલોકન કરજો અને પછી તમારા જીવનસાથીની કલ્પના તમારા મનમાં સ્થિર કરી લેજો. ક્યારે ય કોઈના વિષે લગ્નનો ભાવ પ્રગટે કે કોઈના

તરફથી સૂચન આવે ત્યારે એ કલ્પના સાથે એ વ્યક્તિનો કેટલે અંશે મેળ બેસે છે તે જોજો અને પછી આખરી નિર્ણય ઉપર આવજો.

હું અત્યારથી જ કહી દઉં છું કે તમારી કલ્પનાના સોએ સો ટકા આ જગતમા મળશે જ નહિ. કારણ કે જગતની રચના કરનાર તમે નથી. તેમ જે નિયમથી આ સૃષ્ટિ ચાલે છે તેમાં પણ એવું સર્વસંપૂર્ણ કશુ મળતું જ નથી. એટલે તમારે સમાધાન તો કરવું જ પડશે; પરંતુ સમાધાન શબ્દનો અર્થ બરાબર સમજજો સમાધાન અને શરણાગતિ વચ્ચેનો ભેદ કદી ભૂલતાં નહિ. સમાધાન એને જ કહી શકાય જેમાં આપણી વાત કે વિચારનો તત્ત્વતઃ સ્વીકાર થયો હોય એટલે કે તમારી કલ્પનાને લગભગ પહોંચી શકે એવું પાત્ર મળે તો તમારે મેળવી લેવું જોઈએ. કલ્પનાથી વિપરીત દેખાય તો એ તરફ વિચાર જ ન કરવો જોઈએ.

આ વિષે વિસ્તારથી લખું તો પાર આવે તેમ નથી. કારણ કે હું જોઈ રહ્યો છુ કે આવી કલ્પના બહુ જ ઓછી કન્યાઓએ પોતાના વિચારોની શાન્ત ક્ષણોમાં કરી રાખી હોય છે. મોટા ભાગની કન્યાઓ પ્રવાહમાં જ ઘસડાય છે. કેટલીકને માતાપિતા ઠેકાણે પાડી દે છે. કેટલીક મૈત્રીઓની મર્યાદાઓ સમજતી નથી અને તેમાં અટવાઈ પડે છે. કેટલીક ધન, વિદ્યા કે બીજી ચાતુરીથી અંજાઈ જાય છે. શાન્ત વિચારણા જાણે ક્યાં ય દેખાતી જ નથી!

લગ્નના જટિલ પ્રશ્ન વિષે હું આથી વધુ નહિ લખું. એ સવાલનો જે સુયોગ્ય જવાબ ચાહતું હોય તેને હું કહુ છુ કે બધા જ દૃષ્ટિકોણથી તમારા જીવનસાથીને જોઈ લેજો. કેવળ હૃદયના ખેંચાણને વશ થતાં નહિ, કારણ કે ઘણી વાર નબળું હૃદય ગમે તે બાજુ ખેંચાઈ જાય છે. કેવળ બુદ્ધિના નિર્ણયને વશ થતા નહિ. કારણ કે માનવચિત્તને પારખવામાં એ ઘણી ય વાર ગોથું ખાય છે. હૃદય અને બુદ્ધિ એક

સાથે જ જો સંમતિ નોંધાવે તો તમારા નિર્ણયમાં ઓછામાં ઓછી ભૂલનો સંભવ છે એમ હું માનું છું. એ બંને એકમેકનો વિરોધ કરતાં કરતાં તમારી મમત્ એક સત્યને ખડું કરી દેશે એવી મારી ધારણા છે.

આમ છતાં લગ્નજીવન સરળ અને સુખમય જ વીતશે એવા ભરોસે કદી લગ્નની સાધના ભૂલી જતાં નહિ. આ સાધના વિષે હું સુષ્ન્યાને કશું લખીશ નહિ. કારણ કે મારી નજર સામે તો આ પત્ર લખતાં કન્યાની જ મૂર્તિ રહી છે. નવવધૂને ઉદ્દેશીને જ્યારે પત્ર લખીશ ત્યારે પરિણીત જીવન વિષે મારે જે કહેવું હશે તે હું અવશ્ય કહીશ. અત્યારે તો એના જ જે સ્વતંત્ર પ્રશ્નો છે તે વિષે મારું કહેવાનું પૂરું કરી હું વિદાય લઈશ.

•

એક વસ્તુ તરફ હું ગંભીર ભાવે તારું ધ્યાન ખેંચવા માગું છું. લગ્નનો કે જીવનનો કોઈ પણ સવાલ વિચારતી વખતે તારા આખરી વિકાસની તેં શી કલ્પના કરી રાખી છે એ વિષે તારા અંતરાત્માને તું અવશ્ય પૂછજે આજે શિક્ષિત કન્યાઓમાં આ કલ્પના અતિશય વિકૃત સ્વરૂપમાં વસેલી છે એમ હું જોઈ રહ્યો છું. કન્યા ભૂલી જ જાય છે કે પોતે બીજું બધું પછી છે, પ્રથમ સ્ત્રી છે. હજારો વર્ષોથી એ પુરુષને આધીન રહી છે, પોતાની તમામ ઇચ્છાઓ એણે સ્વતંત્ર અધિકારથી નહિ, પણ પુરુષને ખુશ કરીને જ સંતોષી છે. કેટલાક દાખલાઓમાં એણે નીચ ગુલામીનું પણ સેવન કર્યું છે. પુરુષે એને લગભગ પશુ બનાવી મૂકી હોય એવું પણ બન્યું છે. આ બધાને પરિણામે આજની કન્યાઓમાં એક બાજુ પુરુષો સામે રોષ પ્રગટ્યો છે અને બીજી બાજુ એ જ એનો આદર્શ બની ગયો છે. એને એમ જ લાગે છે કે પોતે પુરુષ જેવી બની શકે તો એણે પૂરો વિકાસ સાધી લીધો ગણાય.

આનું પરિણામ બહુ જ માઠું આવી રહ્યું છે. મારા મત પ્રમાણે આજની સ્ત્રી પુરુષનું અંધ અનુકરણ કરીને પોતાની ગુલામીને વધુ દૃઢ બનાવી રહી છે. ફેર એટલો પડ્યો છે કે પેલી ગુલામી સ્થૂળ હતી અને આ નવી ગુલામી સૂક્ષ્મ છે, પણ સૂક્ષ્મ ગુલામી હંમેશાં વધુ ભયાનક હોય છે.

આનો અર્થ એવો નથી કે પુરુષ આજે જે ક્ષેત્રોમાં પ્રવૃત્તિ કરી રહ્યો છે તે ક્ષેત્રોમાં સ્ત્રીને પ્રવેશવાનો હક્ક નથી. અર્થ એટલો જ છે કે સ્ત્રીએ પોતાની પ્રકૃતિ, કુદરતે જ આપેલી મર્યાદા અને અનેક આઘાતો સામે પણ હજી યે જે સદ્‌ગુણો સાચવી રાખ્યા છે એ બધું લક્ષમાં રાખીને પોતાનું કાર્યક્ષેત્ર નક્કી કરવું. એણે માતા બનવાનું છે, તે કદી ભુલાવું જ ન જોઈએ. બાળકના ઉછેર અને શિક્ષણનો ભાર ઉપાડવાની તૈયારી પણ એણે કરી રાખવી જોઈએ. પુરુષની નકલ કરવાને બદલે દરેક કાર્યને પોતાની શક્તિ અને પ્રકૃતિની દૃષ્ટિએ જ તપાસવું જોઈએ. પુરુષ જો ઉચ્છૃંખલ, ઉદ્ધત અને જુલમી બન્યો છે તો તેણે પણ એ જ માર્ગે જવું, એમાં આખા સમાજનું અધઃપતન છે. પુરુષોનાં પાપો સ્વીકારીને એ કદી સ્વતંત્ર કે સમાન સ્થાન પ્રાપ્ત કરી શકે નહિ.

સમાનતા અને સ્વતંત્રતાનો મર્મ એવી સ્થિતિ માટે મથનારે સમજી લેવો જોઈએ. સ્વતંત્રતા એટલા માટે ઇચ્છવી જોઈએ કે જેથી પોતાનો પૂર્ણ વિકાસ થઈ શકે. કુદરતે જે શક્તિઓનાં બીજ મૂક્યાં હોય તેને કોઈ બાળી ન નાખે, ઉખેડી ન નાખે. સમાનતા માટે એક જ પ્રકારના કાર્યની જરૂર નથી. સમાનતાનો અર્થ સ્વમાન, પ્રતિષ્ઠા અને વ્યક્તિત્વના રક્ષણનો જ સ્વીકાર છે. સ્ત્રીએ એવો પ્રયત્ન કરવો જોઈએ એ પણ સમાજનું પુરુષના જેટલું જ અને જેવું જ પ્રતિષ્ઠાપાત્ર અંગ છે એમ એ સાબિત કરી શકે. આવી સ્વતંત્રતા અને સમાનતા મેળવવા માટે પ્રિયજનોનો રોષ વહોરવો

પડે કે જીવનભર દુઃખો સહેવાં પડે તો યે સ્ત્રીઓએ તૈયાર રહેવું જોઈએ.

આ પત્ર પૂરો કરતાં પહેલાં સુકન્યાને મારે કહેવું છે એટલું જ કે તું કોણ છે ને કદી ભૂલતી નહિ તું શું થવાની છે તેનું પણ સ્મરણ રાખજે. કન્યામાંથી પત્ની અને પત્નીમાંથી તું માતા બનવાની છે. આ બધું લક્ષમાં રાખીને એ માટેનુ જ્ઞાન અને તાલીમ તું મેળવી લેજે, પરંતુ એક ક્ષણ માટે પણ ભૂલતી નહિ કે તું, તારો આખો કન્યાસમાજ, સ્ત્રીસમાજ, માતૃસમાજ આજે પતન પામેલો છે. તમારી ગણતરી આજે દલિત વર્ગમાં થાય છે. તમે કચરાઓમાં છુંદાયેલાં જંતુ જેવાં છો. એમાંથી તમારે ઊડવાનું છે અને મનુષ્ય બનવાનું છે. આ જ તમારું જીવનકાર્ય અને આ જ હોવું જોઈએ તમારા જીવનનું આખરી ધ્યેય.

આ પત્રમાં દેશ અને સમાજના ઉદ્ધારની વાત મેં કરી છે. બીજું પણ ઘણું ઘણું કહ્યું છે, પરંતુ એક વાત અત્યંત ભારપૂર્વક કહેવા ઇચ્છું છું કે જો તમે તમારો અને તમારી જાતિનો ઉદ્ધાર કરવા પાછળ જ જીવન ખર્ચી નાખશો તો સમસ્ત સમાજનો અને દેશનો ઉદ્ધાર અવશ્ય થશે કારણ કે દેશ અને સમાજનું અર્ધું અને અતિ મહત્ત્વનું અંગ તો તમે જ છો.

હું જાણું છું, ફરી ફરીને કહું છું ને જાણું છું કે તમે આજે એવા સ્વપ્નાંઓ સેવો છો. તમારી આંખમાં એવો ચમકાર પણ હું વાંચું છું, તમારું હૈયું પણ અજબ થનગનાટ અનુભવે છે. તમે આશા સેવો છો કે જિંદગીમાં કંઈક મહાન, કંઈક નવું, કંઈક ચમત્કારિક તમે કરી જશો પરંતુ મેં તમને એક ભયસ્થાન બતાવી દીધું છે. તમારી સર્વ કલ્પનાઓ ત્યાં આવતાં જ સંકેલાઈ જાય છે. આ ભયસ્થાનને ભૂલશો નહિ. એ વિષે બેદરકાર પણ બનશો નહિ. તમારું સ્વત્વ તમે જાળવશો તો સેવેલાં સ્વપ્નો અવશ્ય પાર પડશે.

એટલે યુવાનીના ઊંબરમાં પગ પડે કે તુરત જ ચેતી જજો. મૈત્રીઓ રચાય ત્યારે પણ જાગ્રત રહેજો. કદી હીન બની જતાં નહિ. કોઈથી અંજાઈ જતાં નહિ. નવા યુગના ભભકામાં તમારા આદર્શને વીસરી જતાં નહિ. યુવાનોની શેહમાં કોઈ દિવસ આવી જતાં નહિ. લગ્ન વિષે તમારા મનને જરા મજબૂત બનાવી લેજો. સમાજમાં આજે તમારી દશા બહુ બૂરી છે. માતાપિતા તમને 'સાપનો ભારો' માને છે. તમને બીજાના હાથમાં સોંપી નિશ્ચિંત બની જવા માટે તલસતાં હોય છે. તમે એ પણ જાણતાં હશો કે તમને જે કેળવણી, જે સંસ્કાર, જે લલિત કલાઓનું જ્ઞાન આપવામાં આવે છે તેની પાછળ પણ માતાપિતાની દૃષ્ટિ તમારો વિકાસ સાધવાની નહિ. પણ તમને લગ્નને યોગ્ય બનાવવાની છે. આ યોગ્યતાનો મર્મ પણ સમજી લેજો. એનો બીજો કશો અર્થ નથી. લગ્નના બજારમાં તમારી કિંમત વધારવાના જ આ બધા પ્રયત્નો છે.

તમે જાણો છો કે એક બાજુ યુવકોનાં ટોળાં તમારી આસપાસ ભમતાં હોય છે અને બીજી બાજુ તમને યોગ્ય જીવનસાથી મળવાની મુશ્કેલી હોય છે. સમજી જજો તમારી આ પામર અવસ્થાને અને એમાંથી છૂટવાનો પ્રયત્ન કરજો. માતાપિતાને તમારી વાણીથી નહિ પરંતુ વર્તનથી, શક્તિથી, સદ્‌ગુણથી ખાતરી કરાવી દેજો કે તમે 'સાપનો ભારો' નથી. સામાન્ય બોજો પણ નથી; તમે એમને ટેકો આપી શકો એવાં સંતાન છો અને લગ્નના સવાલમાં 'હાય રે, શું થશે !' એવી ભાવના કદી સેવતા જ નહિ. ગમે ત્યાં જોડાઈ જવાનો પ્રયાસ પણ ન કરજો. આકર્ષવાનું હલકું કૃત્ય તો તમને કદી સૂઝવું જ ન જોઈએ.

જો લગ્ન પહેલાં આવું સ્વત્વ અને સ્વમાન તમે જાળવી શકશો તો લગ્ન પછી સમાનતાની આશા રાખી શકશો. જો કે ત્યારે પણ તમારે પ્રગટવું તો પડશે, પરંતુ ખાતરી રાખજો કે તમે જો સાચા રાહ પર હશો, વિનય અને પ્રેમ અખંડ હશે તો અંતે તમે જીતશો જ.

તમારો જીવનસાથી તમારા આત્મા જેવા આદર્શોને છૂંદી શકશે નહિ, પરંતુ તમે જ આનમમાં, શોખમાં, મોજમાં લપટાઈ જશો તો તમને કોઈ કરતા કોઈ બચાવી શકશે નહિ. એ પછી તમે તમારા પતિને દોષ આપી જુઠ્ઠો આત્મસંતોષ ન લેતાં.

હું સુકન્યાની વિદાય લઉં, છેલ્લે એટલું જ કહીને કે તેં ક્રાંતિની મશાલ જો પ્રગટાવી છે તો જીવનના અંત સુધી એને નીચે પડવા દઈશ મા. યાદ રાખજે કે આ મશાલને પ્રજ્વલિત રાખવા માટે તારે તારું પોતાનું જ લોહી, એટલે કે તારાં દુન્યવી સુખો, સ્વાર્થો, સગવડો, આરામ એ બધું એમાં રેડવાનું છે. વિશ્વાસ રાખજે કે જો તું એ બધું જ્ઞાનપૂર્વક કરશે તો એનો આનંદ પણ અદ્દભુત હશે અને મશાલનું અજવાળું માત્ર તને જ નહિ, તારી કરોડો બહેનોનો પંથ ઉજાળતું હશે. હું તો એટલું જ કહું કે એ કલ્યાણ માર્ગે તારું પ્રયાણ સુખરૂપ હો. તારા શુભ માર્ગમાં દેવોના આશીર્વાદ વરસો. તમારી પવિત્ર મનોકામના સદાસર્વદા પૂર્ણ હો!



# નણંદબા

*



## [૧]

## ધીમું ઝેર

વહાલાં નણંદબા,

પરણીને તમારા ભાઈને ત્યાં આવી નહોતી ત્યારથી તમને 'વહાલાં નણંદબા' કહીને કાગળ લખું છું. મારું સગપણ થયું ત્યારે તમારા ભાઈ કરતાં તો તમને જ હું વિશેષ ઓળખતી હતી. તમારાં બા અને તમે મને જોવા માટે ભાવનગર આવેલાં ત્યારે હું યે તમારી આંખમાં મારા વિષેનો અભિપ્રાય વાંચવા અને તમારા મનને ઓળખવા મથી રહી હતી. કેટકેટલી આશાઓ ત્યારે મારા મનમાં જન્મી હતી! તમે મને હસીને પાસે બોલાવી ત્યારે મારી મોટી બહેન માટે કોઈ દિવસ નહોતી થઈ એટલી હેતની લાગણી તમારા માટે મને થઈ આવી હતી. જેવાં તમે હતાં તેવાં જ તમારાં બા હતાં અને સાથે તમારો તેર વરસનો નાનો ભાઈ,

પણ શું કરું ? જે મનમાં છે તે બહાર કાઢવાની હિંમત ચાલતી નથી. ઉકળાટમાં ક્યારેક જેમતેમ બોલી નાંખું છું અને તેના પરિણામે તમારા ભાઈનો રોષ અને અણગમો વહોરી લઉં છું. પરંતુ એમાં યે મારી લાગણી એના પૂર્ણ રૂપમાં તો કોઈ દિવસ પ્રગટ થતી જ નથી. જે મનમાં છે તે દિવસે દિવસે વધતું જ જાય છે. હું જાણું છું કે હવે તો તમારા તરફનો મારો અણગમો છાનું ઝેર હોય એવો થઈ ગયો છે અને ઝેરનો સંગ્રહ તો કોઈએ કરવો જ ન જોઈએ, પરંતુ મારામાં આ ઝેરને બહાર કાઢવાની હિંમત આવતી જ નથી.

અત્યારે હું જે લખી રહી છું તે બધું તમને મોકલવાનું હોય, વંચાવવાનું હોય એમ ધારી લઈને જ લખું છું. પરંતુ મને ખાતરી છે કે કાં તો હું પોતે જ આ કાગળો ફાડી નાખીશ અથવા મારા ઘરેણાંની ટ્રંકમાં છાનામાના રાખી મૂકીશ. હું જીવતી રહીશ ત્યાં સુધી ફરી ફરીને આ વાંચીશ અને મારા મનને હલકું કરીશ.

અને આ લખું છું પણ એટલા જ સારુ : કોઈ રીતે મનનું ઝેર બહાર નીકળી જાય તો મારા જીવને નિરાંત થાય. તમારા ભાઈ વડોદરા ગયા છે. વળતી ફેરા સુરત ઊતરીને તમને જરૂર મળવા માટે આવશે. તમે એમના કાનમાં ઝેર રેડવામાં કાંઈ બાકી નહિ રાખો. આઠ દશ દિવસે એ ઘેર આવશે ત્યારે થોડાક દિવસ મારે મૂંગે મોંએ સાંભળી લઈ એ ઝેરને બહાર નીકળવા દેવું પડશે. એ પછી જ મને અને એમને શાંતિ મળશે. પણ હું ક્યાં હવે મૂંગી રહી શકું છું ? મારાથી યે સામે બોલી જવાય છે અને બે દિવસનો કંકાસ બે મહિના સુધી પહોંચે છે.

પણ હવે તો મેં ઉકરનો નિશ્ચય કરી લીધો છે. જે તમને કે તમારા ભાઈને હું નથી કહી શકી તે બધું આ કાગળમાં મારે લખી નાખવું છે. એમ કરીને મનને ખાલી કરી દેવું છે. એ પછી નવો કચરો ત્યાં

લખું છું ને હૈયું ભરાઇ આવે છે. તમારાં બા, એક વખતનાં મા કરતાં યે વધુ પ્રેમાળ સાસુ, હવે આ દુનિયામાં નથી પણ એમણે મારા ઉપર માછલાં ધોવામાં બાકી નહોતી રાખી. એક પ્રતાપભાઇ મારા અંતરનો વિસામો હતા, પરંતુ એ બિચારા શું બોલી શકે? કૉલેજમાં દાખલ થયા કે આ કંકાસથી થાકીને ભણતરને બહાને બનારસ ચાલ્યા ગયા. સસરા તો મારે હતા જ નહિ. હોત તો શું કરત તે પ્રભુ જાણે! પણ તમારાં કુટુંબમાં, જેને જોઇને મારું હૈયું ફૂલની પેઠે ખીલી જાય એવા તો એક પ્રતાપભાઇ જ. વરસમાં એક વાર આવે છે. મહિનોક રહી જાય છે. બસ, ત્યારે મને લાગે છે કે મારો ભાઇ આવ્યો. એની પાસે હું પોસ પોસ આંસુએ રોઇ પડું છું. મારું મન હળવું થઇ જાય છે. એ મને હિંમત આપે છે—પણ એ તો પંખી જેવા છે. આવીને ઊડી જાય છે.

શું લખું? લખતાં કંઇ પાર આવે એવું નથી. લખવા બેઠી ત્યારે એમ નક્કી કર્યું હતું કે સમર્પણ કરવા માટે તમે આવ્યાં તે દિવસથી તે આ લખું છું તે ઘડી સુધીની આખી કથા આમાં ઉતારી લઇશ પણ મન હાથમાં જ રહેતું નથી અને આ કલમ પણ મનના ઘોડાની પાછળ જેમતેમ ચાલી જાય છે. લખતી વખતે જે ધીરજ હતી તે અત્યારે રહી નથી. તમારા ભાઇ આવે તે પહેલાં મારે લખી નાખવું છે. એ આવે ત્યારે તો મારે સાવ બદલાઇ જ જવું છે. એમને શું, મને યે આશ્ચર્ય થાય એવો ફેરફાર કરી નાખવો છે. ભલે તેટલું બોલે, અરે, મારવા દોડે તો યે મારે શાંતિ કે મૌન છોડવાં નથી. કહેવા કહે છે કે ઘાણીમાં ઘાલીને માણસ પણ દીવાલ સાથે તો લડી જ ન શકે. હા, મારે હવે દીવાલ જ બની જવું છે!'

તમને કદાચ ખબર નહિ હોય, તમારા અને તમારા ભાઇના જૂના કાગળો મારી પાસે પડયા છે. આજે એ વાંચવા માટે મેં કાઢ્યા છે. એક વખતનો સ્નેહ, જેની આજે રાખ પણ ઊડી ગઇ છે તેને તાજો

કરવા માટે એ કાગળ મેં ઉધાડયા છે, હું જાણું છું કે એમાં જે લખ્યું છે તે સાવ ખોટું છે. સ્વપ્ના જેવું ય એ નથી, પણ એ ઉપરથી મારી સાડા સાત વરસની લાંબી કથા, તમારા ભાઈની ગેરહાજરીના સાત દિવસમાં લખી નાખીશ. મારા જીવતાં નહિ તો મારા મર્યા પછી તો કોઈકના હાથમાં આ કાગળો આવશે જ. હું એટલું જ કહી જાઉં છું કે જેના હાથમાં આ કાગળ આવે તે એને વાચજે અને હિંમત કરી એક વખત તો સમાજની આંખ આગળ મૂકી દે. મને વિશ્વાસ છે કે જે કોઈ આ વાંચશે તે મારા માટે અને મારા જેવી બીજી અભાગિણીઓ માટે આંસુ સાર્યા વિના રહેશે નહિ.

વમે, તમે પોતે પણ જો ભૂલી જાઓ કે આ કાગળ તમારી ભાભીએ લખ્યા છે અને તમને લખ્યા છે તો તમારું હૈયું પણ આ વાંચીને રડી પડશે. મારાં ફૈબા અને બંનેસ કહે છે કે 'તારો વર કે તારી નણંદ કસાઈ જેવાં નથી.' હું તો એમને કહું છું કે 'કસાઈથી યે કઠોર છે.' પણ એ માનતાં નથી. એ તો કહે છે કે 'સમજણ ઓછી છે.' 'જરા અંકાર છે.' 'જૂની રૂઢિના છે.' એથી આકરું તો કોઈ દિવસ બોલતાં જ નથી. પણ હું એ કેમ માનું ! તમે મારાથી વધુ ભણ્યાં છો. મોટા શહેરમાં રહ્યાં છો, આમ તો સુધારાવાળાં પણ કહેવાઓ છો. મારાં ફૈબા મારા વાંક પણ બતાવે છે. હશે, હું કબૂલ કરું છું, પણ તમારા પ્રમાણમાં તો એ વાંક જ ન કહેવાય અને તમે રાતદિવસ મને ત્રાસ આપ્યા કરો તો ક્યારેક મને ય સામે બચકું ભરી લેવાનું જોશ ચઢી આવે કે નહિ ?

પણ હવે લાંબી વાત જવા દઉં. આજથી સાડાસાત વરસ પહેલાં શ્રાવણમાં મારા બાપાને ઘેર મને જોવા અને પસંદ કરવા તમે આવ્યાં હતાં તે દિવસથી આજ સુધીની જે કથા મારી છાતીમાં કોતરાઈ ગઈ છે તે અહીં ઉતારી લઉં. ભૂંસાઈ અને ઘસાઈ ગયું છે તે હું યાદ કરી લઈશ અને તમને ખાતરી આપું છું કે જે કંઈ લખીશ તે પરમાત્માને

નજર સામે રાખીને લખીશ. તમારા તરફ મને જે તિરસ્કાર પેદા થયો છે તેથી મારી આ કથાને હું અભડાવા નહિ દઉં. જે લખીશ તે સાચું જ લખીશ અને જે બન્યું છે તે જ લખીશ. એક અક્ષરે ય જો મારાથી ખોટો લખાશે, તો હું જાણું છું કે મેં જે સાચું લખ્યું હશે તે પણ કોઈ માનશે નહિ. અસત્યની એક ફૂંકથી મારું સાચનું હોડકું ડૂબી જશે.

અને એ ભલે ડૂબી જાય. જો આ કથામાં મારાથી ખોટું લખાય તો તેનો નાશ થજો. આટલું લખતા લખતાં જ મારું હૈયું ખળભળી ઊઠયું છે. જે ઝેર મનમાં ઊભરાતું હતું તે ક્યાંક દબાઈ ગયું હોય એમ લાગે છે. અત્યારે હું જોઉં છું તો મારા અંતરમાં જાણે આંસુનો દરિયો ઊમટી આવ્યો છે. આંસુની સાક્ષીમાં ખોટા અક્ષરો નહિ પાડું. મારો વાંક હશે તે પણ હું જણાવીશ અને મારા મનમાં પણ કોઈ અભાગી ઘડીએ પાપ પેદા થયું હશે તે પણ સ્પષ્ટ રીતે પ્રગટ કરીશ.

ભગવાન મને સાચું લખવાનું જરૂર બળ આપશે.

[ ૨ ]

## પહેલી નારાજી

તમને તમારા ભાઈ પ્રત્યે અપાર પ્રેમ છે અને એ જ રીતે એમને પણ તમારા તરફ પ્રેમ અને વિશ્વાસ છે. તમે આટલા વર્ષોમાં જે કંઈ કર્યું તે એમ કહીને કર્યું છે કે 'જો હું આમ ન કરું તો મારો ભાઈ વહુનો ગુલામ બની જાય; વહુ માથાભારે થઈ જાય; મારી બાનું પણ કશું ઘરમાં ચાલે નહિ!' પણ એક વાત હું તમને કહી

છઉં કે તમે તમારા ભાઈના ગુલામ ન બનવા દીધા પણ મને તો સાચે જ ગુલામ, ઢોરથી યે ઊતરતી બનાવી મૂકી. તમે મને માથા-ભારે ન થવા દીધી; પરંતુ તમારા સોના પગરખાં મારા માથા ઉપર ઠોકવામાં યે બાકી ન રાખી. અને તમારા બાનુ હમેશાં ઘરમાં ચાલ્યું, પરંતુ ઘરમાં સળગેલી હોળી કોઈ દિવસ બુઝાઈ નહિ.

આ બધું તમે તમારા ભાઈ અને બા પ્રત્યેની પ્રેમની લાગણીથી પ્રેરાઈને કર્યું છે. આમ કરવામાં તમે ય અશાન્તિ અને દુઃખ વહોર્યાં છે. જો મારા નિસાસાની કાંઈ કિંમત હોય તો તે પણ ગતદિવસ તમારા ઉપર ઠલવાયા છે. પણ બહેન, જરા વિચાર કરી જુઓ. તમે જે કર્યું તેથી ખરખર કોઈનું ભલું થયું છે? રોજના ઘરકંકાસે તમારા ભાઈનું શરીર કેવું થઈ ગયુ છે? તમારા બા પણ કેવાં રિબાઈ રિબાઈને મર્યાં છે? મારાં–એટલે તમારા જ ભાઈનાં બાળકોની પણ શી દશા છે?

પણ તમે આવો વિચાર જ કયાં કરવા માગો છો? તમને તો તમારું કરેલું હમેશાં બરાબર જ લાગે છે. ભૂલ તો તમે કરો જ નહિ એવું તમે માની બેઠાં છો. ઉપરાંત તમે થોડું વધુ ભણ્યા છો અને તમે જ મને પસંદ કરી છે તેનું તમારા મનમાં અભિમાન છે. હું તો કહું છું કે તમારા આ અભિમાને જ આપણા ઘરમાં દિવાસળી મૂકી છે. તમે મારા ઉપર રોફ ચલાવવા માગતા હતા. હું તાબે ન થઈ અને ઘરમાં કજિયો દાખલ થયો.

પણ આ બધું મારે જેમતેમ ન લખવું જોઈએ. વિગતવાર અને કઠીબંધ જ્યારે હું કહીશ ત્યારે જ તમારી આંખ ઊઘડશે. તમે અને તમારાં બાએ પાડોશીઓ અને સગાંવહાલાંની વહુઓના દાખલા મને હજાર વાર સંભળાવ્યા છે. આજે આ કાગળમાં બહેન અને મા જેવાં નણંદ–સાસુના દાખલા હું તમને સંભળાવું? ભગવાન જાણે આ

કાગળ તમારા હાથમાં આવવાનો છે કે નહિ ! ગઈ કાલે હું કાગળ લખવા બેઠી ત્યારે તો મનનો ભાર મારે ઓછો કરવો હતો. પણ જેમ જેમ લખતી જાઉં છું અને જે જે લખવાનું છે તે મનમાં ગોઠવતી જાઉં છું તેમ તેમ તેમ આ કાગળ તમને આપવાની હિંમત આવતી જાય છે. કયારેક તો એવું ય થઈ આવે છે કે કોઈક માસિકના તંત્રીને આ કાગળ મોકલી આપું! આપણે ત્યાં આવતા માસિકોમાં હું વાર્તા ને કથાઓ વાંચું છું. મારી આ કથા પણ ભલેને હજારો ભાઈ-બહેનો વાંચે!

પણ જે થાય તે ખરું. એક વખત જે લખવું છે તે લખી નાખું અને પછી જ નક્કી કરું કે આ કાગળનું મારે કરવું શું!

તમને પણ યાદ તો હશે જ. સાડાસાત વરસ પહેલાં તમે, તમારાં બા અને પ્રતાપભાઈ ભાવનગર આવેલાં. તે દિવસે મારા માતાપિતાની સ્થિતિ સારી હતી. પિતાની ઇચ્છા મને ભણાવવાની હતી. પણ માર્ગ બા જૂની રૂઢિના એટલે બે અંગ્રેજી ભણીને હું ઊઠી ગયેલી. ઘરકામ તો બધું હું જાણતી હતી. જ્ઞાતિમાં અને સમાજમાં મારાં રૂપ-ગુણનાં વખાણ થતાં હતાં. બીજાં માતાપિતાની પેઠે મારા બાપાને મારા સગપણની ચિંતા નહોતી. હું યે જાણતી હતી કે ઊલટું મારા માટે જ મારા પિતા ઉપર સગાંસંબંધીઓનું આડકતરું દબાણ આવતું હતું.

તમારા પિતા ત્યારે હતા નહિ. ત્રણ વરસ પહેલાં સારી એવી મિલકત મૂકીને ગુજરી ગયેલા. તમારા ભાઈ કોલેજમાં ભણતા હતા. પિતાની મિલકતનો વહીવટ કરવા માટે એમણે કૉલેજ છોડી દીધી હતી. તમારા પિતા અને મારા પિતા જૂના મિત્રો હતા. બંનેએ ધંધાની શરૂઆત ભાવનગરમાં જ કરી હતી. તમારા પિતાને ભાવનગર ન ફાવ્યું એટલે એ મુંબઈ ગયા. મારા પિતા ભાવનગર જ રહ્યા. પણ સંબંધ તો કાયમ જ રહ્યો.

એ સંબંધમાંથી જ આ વાત ઊભી થઈ. મૂળ તો તમારા કાકા જ મારા બાપુ પાસે આવેલા. મારા બાપુએ અને બાએ તમારા ભાઈને જોયા હતા. એમ તો મેં પણ જોયેલા હતા. એ જ રીતે તમારા બાએ અને ભાઈએ પણ મને જોઈ હતી. પણ તમે મારાથી થોડુંક વધુ ભણેલાં અને તમારા ભાઈને તમારા ઉપર વિશ્વાસ વધારે, એટલે એવી પસંદગી તમને સોંપી હતી. તમે મારાથી ત્રણ વરસ અને તમારા ભાઈથી દોઢ વરસ મોટાં હતા. તમારાં બા તમારું જ કહ્યું માનતાં.

એમ તો તમારું યે સગપણ થઈ ગયું હતું. પણ કોણ જાણે કેમ સામા પક્ષે લગ્ન કરવાની ઇચ્છા નહોતી. આનું કારણ પાછળથી તો મેં જાણ્યું. એમાં તમારો વાંક નહોતો. પણ એ રીતે, તમે પિયરમાં જ હતાં અને હજી યે બે ત્રણ વરસ રહેવાનાં હતાં.

મને તો જે દિવસે તમારા ભાઈ વિષેની ખબર પડી તે દિવસે જ મેં આકસ્તરી રીતે મારી બાને મારી સંમતિ આપી દીધી હતી. એમાં તમારા આવવાની ખબર સાંભળીને હું વધુ આનંદમાં આવી હતી. મારા બાપુજી પાસેથી મેં તમારાં ખૂબ વખાણ સાંભળ્યાં હતાં. તમે મેટ્રિક સુધી ભણેલાં છો એ સમાચારથી તો મને તમારા પ્રત્યે ખૂબ માન ઉપજી આવેલું. શી ખબર તે દિવસે કે એ અભ્યાસ જ મને મારી નાખવામાં વધુ ઉપયોગી થઈ પડશે!

અને મેં તમને જોયાં. પ્રતાપભાઈને જોયા, તમારાં બાને જોયાં. મેં કહ્યું ને કે મારું [illegible] ત્યારે બોલી ઊઠ્યું. ખરું પૂછો તો તે દિવસે, સામાન્ય [illegible] જે ભય અને શંકાઓ [illegible] હું મને થયું [illegible] શું થશે [illegible]
[illegible] . મને
આનું

એમાં હું વાંચતી કે સાચો પ્રેમ હોય, પ્રેમનું આકર્ષણ હોય તો આવો ઉલ્લાસ પેદા થાય, પણ આવો કશો મને અનુભવ નહોતો. મારા ઉલ્લાસનું કારણ તમે હતા. તમારા ઉપર મને અપૂર્વ શ્રદ્ધા હતી. આવી બહેનના ભાઈના હાથમાં અને સાથમાં મને સ્વર્ગસુખની જ પ્રાપ્તિ થશે એમ મે માન્યું હતું.

અને તમે કેટલા હેતથી મારા ગળા ઉપર હાથ મૂકયો હતો ? કેટલા હેતથી મારી હડપચી ઊંચી કરી હતી ! કેટલા હેતથી મારા મુખ ઉપર આવેલી વાળની લટને ખેમવી હતી ! હું કેમ બધું ભૂલી જાઉં ? તમે જીભેથી બોલ્યાં નહોતા પણ તમારી આંખો બોલતી હતી અને આંગળીના ટેરવા સંમતિ નોંધાવતાં હતાં કે 'તુ મુંઝાઈશ મા. તારી તમામ આશાઓ અમે પૂરી કરીશું. મારો ભાઈ તને ફૂલની પેઠે જાળવશે. અને હું તારી મોટી બહેન બની સર્વ દિશાએથી તારું રક્ષણ કરીશ.'

અને તમે એમ કરી શકયાં હોત ! મારો સંસાર સાચે જ સ્વર્ગનો બની ગયો હોત. મારી બેનપણી સુશીલાની નણંદ...પણ એ બધું વખત આવ્યે કહીશ.

તમે સંમતિ આપી અને બધી જગ્યાએથી સંમતિ મળી ગઈ. મારા પિતાના આગ્રહને વશ થઈ તમે તમારા ભાઈ ને તારથી પુછાવ્યું. એણે પણ લખ્યું કે 'બહેન ઉપર મને પૂરો વિશ્વાસ છે. મારી સંમતિ છે.'

તે પછી ત્રણ મહિનામાં જ લગ્ન થયાં, પરંતુ આ ત્રણ મહિનામાં કેટલા બધા પત્રો આ 'વહાલુડી ભાભી' ને તમે લખ્યા હતા ! આજે યાદ કરું છું તો આશ્ચર્યનો પાર રહેતો નથી. તમે અને ઘરનાં સૌ મને ત્યારે ઝંખતા હતાં અને હુ યે ત્યાં આવવા માટે તલસી રહી હતી. માતાપિતાને ત્યાં ગાળેલા સત્તર-અઢાર વર્ષ જાણે હું ભૂલી જ

ગઈ હતી. મારી બેનપણીઓ આમને પામતી હતી. કહેતીઃ 'તું તારી નણંદની વાત કરતાં તો થાકતી જ નથી. નણંદીના વીરાની તો કંઈક વાત કર.' હું એમની શી વાત કરું ? એમના ને તમારા કાગળો એક જ કવરમાં આવતા. એમના કાગળમાં પણ વિશેષ તો તમારા વિષે જ બધું લખેલું હોય અને તમારો કાગળ મોજ અને મજાકથી ઊભરાતો જ હોય.

*મારા માતાપિતાના હર્ષને પણ અવધિ નહોતી. તમારા કુટુંબને* તેઓ વર્ષોથી ઓળખતાં હતાં છતાં સગપણ પછીના તમારા ને મારા સંબંધથી તેઓ સાનંદાશ્ચર્ય અનુભવતાં હતાં. સૌથી વિશેષ પ્રશંસા તો તમારી જ થતી હતી. હું જ્યાં જાઉં ત્યાં સાંભળતી કે 'એના બાપુ ગુજરી ગયા પછી ઘરની તમામ બાબત મોટી દીકરી જ સંભાળે છે. તમારા ભાઈ કરતાં યે તમારું મહત્ત્વ વધુ ગવાતું હતું.

અને એમાં ખોટું યે શું હતું ? બા તમારું જ માનતા. તમારો ભાઈએ પણ કયે દિવસે તમારી વાત ખોટી માની છે ? પ્રતાપભાઈ તો ત્યારે બાળક જેવા હતા છતાં કંઈ પણ કરવું હોય ત્યારે બાની નહિ પણ બહેનની જ રજા લેવા આવતા.

સ્વપ્નની મધુર કલ્પનામાં ત્રણ મહિના પસાર થઈ ગયા અને એક શુભ મુહૂર્તે મારાં લગ્ન થયાં. લગ્નના ત્રણ દિવસમાં પણ તમારું જ વર્ચસ્વ દેખાતું હતું. તમારાં બાનો થોડો પરિચય મને ત્યારે થયો. બા ભોળાં હતાં. સાસુ અને નણંદના ત્રાસની સ્નેહ હકીકતો નાનપણથી મેં સાંભળી હતી. તે ઉપર હું ત્યારે હસી રહી હતી. મને એમ જ થઈ ગયું કે મારે પિયરના સ્વર્ગમાંથી હવે સાસરિયાના ઊંચેરા સ્વર્ગમાં જવાનું છે.

અને એવી આશા બાંધીને તમારા સૌની સાથે ભાવનગરના સ્ટેશને મારા માતાપિતાની મેં વિદાય લીધી. પિતા પ્રેમાળ હતા. માતાના

હેતનો યે પાર નહોતો. મા તો ઊંબર સુધી છાની જ ન રહી શકી અને પિતાની આંખમાંથી પણ આંસુનાં ટીપાં પડી ગયાં. હું ત્યારે રડી પડી. તમે મારી બાજુમાં બેસીને હસી રહ્યાં હતાં. મારું અંતર ત્યારે દ્રવી ગયું હતું. માતાપિતાના આંસુ જોઈને. પણ હૈયામાં જાગેલી મધુર કલ્પના તો ત્યારે ય એટલી જ જાગ્રત હતી.

આપણે મુંબઈ આવ્યાં. બીજા દિવસથી મારી બેનપણીઓના કાગળો આવવા શરૂ થયા. મેં જવાબ આપવા માંડયા: 'કોણ જાણે કોના પુણ્યથી આ પરમ સુખમાં હું આવી પહોંચી છું! કોઈ જાતનું દુઃખ નથી, 'બહેન' (એટલે તમે-મારાં નણંદબા) મારું સર્વસ્વ છે. એના ભાઈ વિષે શું લખું? પ્રભુ જન્મોજન્મ આ ઘર અને આ 'બહેન' આપે.'

પણ કેટલા મહિના આ સુખ? ભગવાનને પોતાને પણ કદાચ ઇર્ષા થઈ આવી હશે કારણ કે મને એના સ્વર્ગની, વૈકુંઠની કે મોક્ષની ઇચ્છા થાય એવું નહોતું. કન્યાકાળમાં અધખીલ્યા ફૂલના જેવી જે અનેક અભિલાષાઓ મેં સેવી હતી તે સર્વ હવે પૂરી થતી હતી. હું કોઈ સુધારક કે બહુ ભણેલી છોકરી તો હતી નહિ. ઘર મને વહાલું હતું. બહોળું કુટુંબ પણ મને ગમતું હતું. સાસુ તો મને મા જેવાં હેતાળ મળ્યાં હતાં. અને નાનો દિયરીઓ મારાં નાનાં ભાઈબહેનને ભુલાવી દેતો હતો.

અને તમે! તમે જ મારો આધારસ્તંભ હતાં. કોઈપણ વાતમાં મારા સુખનો–મારા આનંદનો ખ્યાલ કરવો એ જ તમારું કામ હતું. હું ના પાડતી તો યે તમે કામ કરવા લાગી જતાં અને બાને પણ કામે વળગાડતાં. તમારા ભાઈ, એમના વિષે લખતાં થોડોક સંકોચ તો અનુભવું છું પણ મારે મન મૂકીને જ લખવું જોઈએ. એમનો પ્રેમ પણ મારી તમામ આશાઓને સંતોષે એવો હતો. એમાં તમારી

મીઠી મજાક, વાતવાતમાં મારો પક્ષ ખેંચવો. તમારા ભાઈને ખોટા પાડી મને હસાવી મૂકવી. જૂના વિચારના બાને પણ અમારી વાત સંભળાવી સહેજ હસાવી દેવાં–એ બધું કેમ ભુલાય ? એવા જ દિવસો આખી જિંદગી સુખી ટકયા હોત તો ?

હું તો કયારેક ચિંતામાં પડતી : ' બહેન ચાલ્યાં જશે તો ? સમજતી હતી કે કોઇ ને કોઇ દિવસ તો તમે આ ઘર છોડી જ જશો. છતાં, એમ થયા કરતું કે ન જાય તો કેવું સારું ! અને તમારા ભાઈને હું કહેતી : ' આ સમયપણ તોડી નાખી બહેનને મુંબઇમાં જ પરણાવવાં જોઈએ. ' તમારા ભાઈ આ વાત તમને કહેતા અને તમે બોલતાં : ' નણંદને પાસે રાખવી સારી નથી, ભાભી ! ' અને હું હસી પડતી.

કેવા એ દિવસો હતા ! કોણે લૂંટી લીધું મારું એ સ્વર્ગ ? કોણે ? કોણે ? મને કહો, તમે જે સ્વર્ગ રચ્યું હતું તેનો તમે જ નાશ કર્યો ? શા માટે નાશ કર્યો ? મેં તમારું શું બગાડયું હતું ?

પહેલી વાર તમે મારા તરફ નારાજ થયાં એ વાત કેટલી સામાન્ય હતી ? મારાં બા માંદાં પડયાં હતાં. એમનો કાગળ આવ્યો. મેં એ વાંચ્યોય નહોતો. તમે વાંચી લીધેલો. તમે નક્કી કરી નાખેલું કે મારે જવાની જરૂર નથી. મને એ ન ગમ્યું ને મારી આંખમાં આંસુ આવી ગયાં. મને યાદ છે ત્યાં સુધી તો તમે પ્રથમ પહેલી વાર ત્યારે જ નારાજ થયાં. તમે યાદ કરજો. હું કંઇ બોલી નહોતી. જવા માટે મેં હઠ પણ પકડી નહોતી. હું રડી પડી એ જ મારો ગુનો ? તમે કહેવા લાગ્યાં : ' એવી કઇ ગંભીર માંદગી છે ? ' હું પણ સમજતી હતી કે ગંભીર માંદગી નહોતી. મને બોલાવવા પાછળ તો માના હૈયાનું હેત જ હતું. પણ તમે કેમ નક્કી કરી નાખ્યું ? મને કેમ સીધો કાગળ ન આપી દીધો ? મારા મનને કેમ બોલવા જ ન દીધું ?

મને એ દિવસ બરાબર યાદ છે. મારાથી રડી પડાયું; તે માંદગીના સમાચારથી નહિ, પણ તમારી 'ના'થી, અને છતાં યે તમે નારાજ થયાં. હું તો તુરત છાની રહી ગઈ. તમને રાજી કરવા કેટલા પ્રયત્નો મેં કર્યા. બ્હાનું કાઢી કાઢી કેટલી વાતો મેં કરી. પણ તમારી ગંભીરતા છૂટી જ નહિ.

એ આખી રાત મેં રડવામાં પસાર કરી. તમારા ભાઈ એના સાક્ષી છે. સવારે જ્યારે તમે એ જાણ્યું ત્યારે તમારો રોષ ઊતર્યો છતાં તમે તો શાન્તિ આપવાને બદલે પૂછ્યુ: 'ફરી આવું કરશો?' મેં માથું હલાવી શરમથી ના પાડી. મેં શું કર્યું હતું ત્યારે? મારી બા વિષે તો તમે મને આશ્વાસન આપ્યું જ નહિ. કાગળ લખવાનું પણ ઉત્તેજન ન આપ્યું.

પણ મારા મનનો ભાર હળવો થઇ ગયો, 'બ્હેન' ફરીને હરખાં તેનો સંતોષ મારા અંતરમાં વ્યાપી ગયો. ફરીને ઘરમાં કલ્લોલનું વાતાવરણ જામી ગયું. રાત્રે તમારા ભાઈ આવ્યા ત્યારે તેઓ પણ પ્રસન્ન થયા. આપણે એ રાતે છેક એક વાગ્યા સુધી હસતાં, વાતો કરતાં બેઠાં હતાં તે તમને યાદ છે?

[ ૩ ]

## અધિકારની અથડામણ

તે દિવસે કલ્લોલનું વાતાવરણ તો જામ્યું, પરંતુ મારી બાને કાગળ ન લખી શકાયો તેનું દુઃખ મારા મનમાં રહી ગયું. હું બોલી શકી નહિ. તમે ઇરાદાપૂર્વક એ વિષે મૌન જ રાખ્યું. કદાચ તમારે મારી પરીક્ષા કરવી હશે. તે દિવસે હું તમને ઓળખી શકી નહોતી;

પરંતુ હવે તો ઓળખું અને તેથી કહું છું કે તમારો ઇરાદો મારા ઉપર બરાબરનો કાબૂ જમાવવાનો જ હતો. આઠેક દિવસમાં જ આનો પુરાવો આપતો એક બીજો બનાવ બની ગયો.

મારી એક બેનપણી એના પતિ સાથે મને મળવા આવી હતી. તમે પણ ત્યારે હાજર હતાં. આપણા ઘરનો એવો રિવાજ હતો કે કોઈ મળવા આવે ત્યારે તેને ચા, દૂધ વગેરે આપવું. એકાદ વરસે મળેલી બેનપણી માટે મને એવી ઇચ્છા થાય તે સ્વાભાવિક છે. પરંતુ મેં ધાર્યું કે તમે જ કહેશો, પણ તમે ન બોલ્યા. વાતોમાં અર્ધો કલાક પસાર થઈ ગયો. મને થયું કે તમે કદાચ ભૂલી ગયાં હશો. છતાં મારી હિંમત ચાલી નહિ. એક વાર હું ઊભી થઈ ત્યારે પણ તમે ન બોલ્યાં. આખરે એ લોકો ચા પીધા વિના જ ગયાં. એમનાં ગયા પછી સાગથી ગંભીર બની જવાયું. તમે કારણ પૂછ્યું. હું મૂગી રહી. તમે સોગંદ આપ્યા. મેં સાચી વાત કહી દીધી. બસ, તમે કંઇ બોલ્યાં જ નહિ, મારી ગંભીરતા જાણે તમે ધારણ કરી લીધી!

બે જ દિવસ પછી તમારા ભાઈના એક મિત્ર એમનાં પત્ની સાથે આવ્યા. તમે ક્યાંક બહાર ગયાં હતાં. મને થયું કે મારે સ્વાગત કરવું જોઈએ, ભા આપણા સગાંને ત્યાં બેસવા ગયાં હતા. પ્રતાપભાઈ હતા, મેં એમની પાસે દૂધ મંગાવ્યું અને ચા મૂકી. ત્યાં તો તમે આવી પહોંચ્યા. મને રસોડામાં ગયેલી જોઈ તમે સમજી ગયાં. તુરત જ ત્યાં આવ્યા. કંઇ બોલ્યાં નહિ, પણ તમે નારાજ થયાં એટલું હું સમજી ગઇ. મહેમાનોના ગયા પછી તમે કહ્યું: 'મારા આવવાની રાહ તો જોવી હતી!' હું કશું ન બોલી.

આ પ્રસંગો આજે સાવ નજીવા લાગે છે. કારણ કે એ પછી આપઘાત કરવો પડે એવું બધું બની ગયું છે, પરંતુ આજની સ્થિતિનું મૂળ ત્યાં છે. એ દિવસે મને એટલું સમજાયું કે બહેન મને લાડ લડાવે છે પણ આ ઘરને 'મારું' બનવા નથી દેતાં.

પણ એ ભુલાઈ ગયું. મારી બાની તબિયત સારી થયાનો કાગળ પણ આવી ગયો. એ કાગળમાં મારો પત્ર ઘણા દિવસથી નથી એવી ફરિયાદ હતી એટલે બાએ મને કારણ પૂછ્યું. તમે જવાબ આપ્યો: 'આળસ, બીજું શું!' અને મારે દર આઠ દિવસે કાગળ લખવો જોઈએ એવી સૂચના પણ કરી.

આ અરસામાં મારા પિતાને ધંધામાં મોટી ખોટ ગઈ અને એ સમાચાર ઝપાટાબંધ આપણાં બધાં સગાંવહાલામાં ફરી વળ્યા. મારા ઉપર મારા બાપુજીનો જ કાગળ આવ્યો. એમાં ચિંતા ન કરવા અને પ્રભુ સૌ સારું કરશે, લક્ષ્મી ચંચળ છે વગેરે આશ્વાસનના શબ્દો લખેલા હતા. સાથે મારી બાનો કાગળ હતો. એમાં એક વખત આવી જવાની સૂચના હતી. સાવ સહજ રીતે એમણે લખ્યું હતું, પરંતુ એનો તમે ઊલટો જ અર્થ કર્યો. તમે બોલ્યાં: 'જો તને બોલાવવી હોય તો અમને લખવું જોઈએ.'

પિતા ઉપર આવેલી આફતથી હું ખૂબ દુઃખી થઈ. પિયર પક્ષના કેટલાક સગાઓ મને આશ્વાસન આપવા આવ્યા. તમારા ભાઈએ પણ મને હિંમત આપી, પણ કોણ જાણે શું થયું, તમે કંઈ બોલ્યાં જ નહિ. બા પણ બિચારાં ચિંતા કરવા લાગ્યાં. ગમે તેમ તો યે મારા પિતા તમારા કુટુંબનાં અતિશય નિકટના સગા હતા તેમની આબરુ સાથે તમારે ય થોડો સંબંધ હતો.

બે દિવસ ગયા ને મારાં બાનો તમારા તથા તમારા ભાઈ ઉપર કાગળ આવી પડયો. મારા પિતાને ખૂબ આઘાત લાગ્યો છે અને એ કારણે તબિયત પણ ઠીક નથી રહેતી એટલે મને મોકલશો તો આવશે તો સૌને સારું લાગશે એવું ભારપૂર્વક એમાં લખ્યું હતું. આ બાજુ મારા જીવનમાં પણ મહત્ત્વનો ફેરફાર થઈ રહ્યો હતો. હું માતા બનવાની હતી, એક બાજુ એનો આનંદ અને બીજી બાજુ પિતા

ઉપર આવેલી આફતનો આઘાત–બે લાગણી વચ્ચે હું ઊભી હતી તમારાં બાએ તો કાગળ વાંચીને મારે જવું જોઈએ એવો અભિપ્રાય આપ્યો પણ તમે અનિચ્છા બતાવી.

મારા મનની વાત તો હું એ દિવસોમાં પ્રગટ કરી શકતી નહોતી. તમારા ભાઈએ પૂછ્યું એટલે મેં કહ્યું કે 'મારી ઇચ્છા છે' એમણે કહ્યું: 'બહેન ના પાડે છે.' મેં કારણ પૂછ્યું. એમણે જણાવ્યું કે મારા જીવનમાં જે પ્રસંગ આવી રહ્યો છે તેની ત્યાં જોઈએ તેવી સારવાર ન થાય.

ચાર દિવસ બીજા વીત્યા અને મારા પિતાનો કાગળ આવ્યો. એમાં વધુ ભારપૂર્વક મને મોકલવાનું લખ્યું હતું. હું ધીમેથી બોલેલી: 'થોડા દિવસ માટે જઈ આવું તો?' તમે કહ્યું: 'આ સ્થિતિમાં કોઈ પાછું આવવા દે? અમારાથી બોલાવી પણ શકાય?'

મારે બોલવું હતું: 'તે શો વાંધો છે? હું ત્યાં રહીશ. મારા માતાપિતા ભલે ગરીબ બની ગયા. મારી સારવારમાં વાંધો આવશે નહિ.' પણ હું બોલી શકી નહિ.

એ રાત્રે તમે જે ભાષણ આપ્યું તે મને બરાબર યાદ છે. સૌની વચ્ચે તમે મને ઉપદેશ આપવાનું શરૂ કર્યું.

'અત્યારે ત્યાં જવાનો વિચાર જ ન થઈ શકે. ત્યાંના વાતાવરણમાં શાન્તિ મળે નહિ. સારવાર પણ બરાબર ન થાય. આવે વખતે લાગણીવશ ન થવું જોઈએ. જે જવાબદારી આવે છે તેને માટે તૈયાર થવું જોઈએ. મન પ્રફુલ્લ રાખવું જોઈએ.'

પણ મારા મનની સાચી સ્થિતિ જાણવાની તમે દરકાર જ ન કરી. અત્યાર સુધી તો મારા મન ઉપર માત્ર ટકોરા જ વાગ્યા હતા. આ વખતે મને ધક્કો વાગ્યો. મને થયું કે 'બહેન મારા

ઉપર પ્રેમ ઘણો રાખે છે. પણ મારું સુખ મને પોતાને શોધવા દેતાં નથી.' આ ધક્કાની અસર મારા મન ઉપર બહુ ગંભીર રીતે થઈ.

રાત્રે જ્યારે હું એકલી પડી ત્યારે તમારા ભાઈને ખબર ન પડે એમ જાગતી જ પથારીમાં સૂઈ રહી. એક પછી એક વિચાર મારા મનમાં આવ્યા જ કરે. આટલા સમય સુધી મને ભાન જ નહોતું થયું કે હું ક્યાં છું અને આ ઘરમાં મારું શું સ્થાન છે. તે રાત્રે એ વિચારો જોરજોરથી મારા મન ઉપર આવવા લાગ્યા. મને એમ થવા લાગ્યું કે જો હું આવી જ, નાના બાળક જેવો જ વર્તાવ રાખીશ તો કોઈ દિવસ આ ઘર મારું થઈ શકશે નહિ. સાથે સાથે એમ પણ થયું કે 'આ બધા મારા મનના જ ધોકા છે. બહેન જે કરે છે તે ઠીક જ કરતાં હશે. મારા ઉપર એમને આટલું બધું હેત છે. તેઓ જે કરે તે મારું હિત સમજીને જ કરે.'

પાછલી રાત્રે હું ક્યારે ઊંઘી ગઈ તેની મને ખબર નથી પરંતુ જ્યારે જાગી ત્યારે એ જ વિચારોએ મારું માથું ઘેરી લીધું. 'ઘર મારું છે, તમારું નથી. તમે તો આજે અહીં છો, આવતી કાલે ચાલ્યાં જશો. તમારું ઘર બીજે ઠેકાણે થવાનું જ છે' વગેરે વિચારો મને આવવા લાગ્યા. હવે એ રીતે જ મારે વર્તવું એવા કંઈક નિશ્ચય સાથે જ્યારે હું ઊઠી ત્યારે, તમારે ત્યાં આવ્યા પછી પહેલી જ વાર, મારામાં મને જીવ હોય એવું દેખાયું.

અને મારા આ મનોભાવને જોર આપવા જ જાણે સવારના પહોરમાં બાએ મારા ભાવનગર જવા-ન જવા વિષેની વાત ઉચ્ચારી. તમે તુરત બોલી ઊઠ્યાં:

'એક વખત નક્કી થઈ ગયું પછી એ વાત શા માટે ઉખાળો છો!'

બા બોલ્યાં: 'મને થાય છે કે નહિ મોકલીએ તો સારું નહિ

દેખાય. વહુ પોતે જ ના પાડતાં હોય તો ભલે ન જાય, આપણે તો રજા આપવી જોઈએ.'

તમારા સામે જોયા વિના જ હું બોલી ઊઠી: 'મારે તો જવું છે જો તમે રાજીખુશીથી રજા આપો તો.'

તમારી આંખમાં એ વખતે કેવી કડકાઈ આવી ગઈ હતી એ આજે પણ મને બરાબર યાદ છે. પણ પહેલી જ વાર, એ કડકાઈથી દબાઈ જવાને બદલે મને હઠ પકડવાનું શૂર ચઢ્યું અને હું ફરીને બોલી:

'હું તો મારાં બાનો કાગળ વાંચું છું ને રોઉં છું. બીજું કરું શું! માબાપની આવી હાલતમાં...' અને સાથેસાથ મારી આંખમાં આંસુ આવી ગયાં. તમે એકદમ ગુસ્સે થઈને બોલ્યાં:

'આનો અર્થ એ કે હું જ ના પાડું છું! બાની મરજી છે, ભાઈની મરજી છે, તમારી મરજી છે તો ભલે જાવ, પણ યાદ રાખજો. ત્યાં ગયા પછી બાને કે મને બોલાવવા ન પડે!'

મારે જવાબ આપવો હતો છતાં હું ચૂપ રહી. કારણ કે ચર્ચા કરવામાં સાર નહોતો. તમારી અનિચ્છા છતાં મારે જવાનું તો થશે એવી મને આશા બંધાઈ, પણ તમારા રોષથી બા ઢીલાં પડી ગયાં અને બોલ્યાં:

'ભાઈને આવવા દે, પછી વિચાર કરશું.'

ત્યાં તો તમારા ભાઈ આવી પહોંચ્યા. હું અંદરના ઓરડામાં જતી રહી. આપણા ઘરમાં લાજ કાઢવાનો તો રિવાજ નહોતો છતાં પણ આવી મર્યાદાઓ પાળવી જોઈએ એવી તમારી પણ માન્યત હતી. તમારા ભાઈને જોઈ તમે વધુ રોષનો દેખાવ કર્યો. એમણે આવીને તમારા સામે જોયું કે એ ચમક્યા. કંઈ પૂછવા જાય ત્ય બા જ બોલ્યાં:

'સુશીલાને ભાવનગર મોકલશું? મને થાય છે કે મોકલવી જોઈએ. બહેનની મરજી...'

'એનું મન છે તે ભલે જાય.' સહેજ ડરતાં ડરતાં તમારા ભાઈ બોલ્યા. હું બારણા પાસે આવી તમારું મોં જોવા લાગી. આશ્ચર્યકારક રીતે તમે મોંના ભાવ બદલી નાખ્યા ને બોલ્યાઃ

'હું ક્યાં ના પાડું છું? મારું કહેવાનું તો એમ છે કે ત્યાં એના બાપુની તબિયત બરાબર નથી અને અત્યારે સ્થિતિ યે ઠીક ન કહેવાય. એમાં આપણે એમને તકલીફમાં ન મૂકીએ તો સારું.'

મારા પોતાના આશ્ચર્ય વચ્ચે મારું જવાનું નક્કી થઈ ગયું એટલે હું આનંદમાં આવી ગઈ. માતાપિતાને મળવાનો આનંદ તો સ્વાભાવિક ગણાય, પરંતુ તેની સાથે જાણે હું જીતી હોઉં એવા ગર્વનો આનંદ પણ મારા મનમાં વ્યાપી ગયો. હું મૂર્ખી સમજી શકી નહિ કે હિંદુ સંસારમાં એક નણંદને અને તમારા જેવી નણંદને જીતવામાં કેવું મોટું નુકસાન રહ્યું છે? મારી માન્યતા પ્રમાણે આટલા દિવસો સુધી તમને મારા પ્રત્યે પ્રેમ તો હતો જ. ભલે તમે મને તમારે આધીન રાખવા માગતાં હતાં, પરંતુ મારી આ જીતનું મને મોટું નુકસાન એ થયું કે તમારા દિલમાં પ્રેમનો નાનો સરખો છોડ હતો તે જડમૂળથી ઊખડી ગયો અને તમે મને હરાવવાનો, દુ:ખી કરવાનો, મારા આ ગુનાનો બદલો લેવાનો નિશ્ચય કરી લીધો.

તે સાંજે જ તમારું એ રૂપ મને દેખાઈ આવ્યું. મને તો ખબરે ય નથી કે ક્યારે તમે બાને એકાંતમાં મળ્યાં ને સમજાવી દીધું કે 'ભારે કિંમતનાં કપડાં કે ઘરેણાં મને સાથે લઈ જવા ન આપવાં.' બાએ જ્યારે મને કહ્યું: 'કંઈ ભારે ન લઈ જતા અને જોખમ બધું અહીં જ રહેવા દેજો' ત્યારે હું ચમકી તો ખરી, પરંતુ મારાપિતાના ઘરનું ઘરેણું લઈ જવાની મને એમણે ના પાડી ત્યારે આ કામ તમારું હશે એમ હું સમજી ગઈ. મેં હિંમત કરીને કહી દીધું:

'એ તો મારા પિયરનું છે.'

બા મારા આ જવાબથી ચમક્યાં પણ કંઈ બોલી શક્યાં નહિ; પરંતુ તુરત જ તમે એમની મદદે આવ્યા. અવાજમાં પૂરેપૂરી કડવાશ લાવીને તમે કહ્યું:

'પણ ત્યાં જરૂર શી છે? અહીંથી કોઈ ઉપાડી નહિ જાય. તમારા પિયરનું અને મારા ભાઈનું બધું તમારા એકલા માટે જ છે.'

કોણ જાણે તમારા ભાઈ ઉપર આ ચર્ચાની શી અસર થઈ ગઈ! એમણે તો હુકમ જ છોડ્યો:

'કંઈ નથી લઈ જવાનું. ત્યાં ઘરેણાં ને ઊંચા લૂગડાંનું કામ શું છે?'

મારી જીભ એ વખતે સિવાઈ ગઈ. રોષમાં ને રોષમાં મેં સાદાં સાદાં, ઘરમાં પહેરવાનાં જ કપડાં લીધાં ને અંગ ઉપર હતાં તે સિવાયનાં એકેય ઘરેણાંને હાથ મેં લગાડ્યો. તમારાથી મારો આ રોષ પણ સહન ન થયો. તલવારની ધાર જેવી વાણી તમે ઉચ્ચારી:

'અંતે આ જ તમારું ઘર છે. આમ ચિડાઈને જશો તો ય આવવાનું તો અંતે અહીંઆ જ છે.'

હું ઘૂંટડો ગળી ગઈ. મને લાગ્યું કે અહીં મારું કોઈ નથી!

પણ આ દુઃખદાયક પ્રસંગનો અંત આટલેથી નથી આવતો. ભાવનગર તો હું જેમતેમ પહોંચી. એ પછી બાર–પંદર દિવસે મારી બેનપણીનો એક કાગળ આવ્યો તે ઉપરથી મેં જાણ્યું કે તમે બહુ ઊંડો વિચાર કરીને મને ઘરેણાં–લૂગડાં નહોતાં લેવા દીધાં. તમે આપણાં સગાંવહાલાંમાં વાત વહેતી મૂકી કે મારા માબાપની સ્થિતિ બહુ નબળી થઈ ગઈ છે એટલે હું જાતે જ મારું બધું જોખમ ત્યાં જ મૂકી ગઈ છું! આ સમાચાર સાંભળીને મને ઝાળ લાગી. મારા માતાપિતા

ઉપર આવું કલંક ! અને મને જ મારાં માબાપ ઉપર આવો અવિશ્વાસ છે એવો મારા પર આક્ષેપ! પણ શું કરું ? માતાપિતાને ત્યાં દુઃખ ઉમટી આવ્યું હતું એટલે ત્યાં તો આ વિષે એક અક્ષરે ય બોલી શકાય એમ નહોતું. મારો બધો ગુસ્સો આખી રાતે આંસુમાં વહી જવા લાગ્યો. રડવા સિવાય મારી પાસે બીજું સાધન શું હતું ? આજે ય શું સાધન છે !

ચારેક મહિના પછી મેં બાળકને જન્મ આપ્યો. પુત્ર અવતર્યો એટલે મારા પિતાને બહુ હર્ષ આવી ગયો ને તમને તારથી ખબર આપ્યા. જવાબમાં તમારો ને તમારા ભાઈનો સુકો કાગળ આવ્યો. એ કાગળમાં ઉમળકાનો એક છાંટો ય ન જોઈને હું સુવાવડના ખાટલામાં મારા બાળકની સાક્ષીએ કેટલું રડી તે એક મારો ભગવાન જ જાણે છે. હું સમજી ગઈ કે મારા ત્યાંથી નીકળ્યા પછી આટલા વખતમાં તમે મારી નાનીમોટી ભૂલો બતાવી બતાવી તમારા ભાઈને આને બાને બહેકાવી મૂક્યાં હશે. શા માટે આવું વેર તમે લીધું ?

પણ મારાં ફેબા કહે છે કે તમારા મનમાં વેરનો ભાવ જ નહોતો. તમને–નણંદને એવું થાય જ કે ભાભી તો મારા કાબૂમાં અને કહ્યામાં જ રહેવી જોઈએ. મેં જરાક માથું ઊંચું કર્યું ને તમે આપણા સમાજમાં લાયક ગણાય એવાં નણંદ બની ગયાં. સાસુ–નણંદના ત્રાસ વિષે લોકવાર્તામાં વાંચ્યું હતું. કેટલાક ઘરની કારમી કથાઓ પણ સાંભળી હતી. પરંતુ, હું પોતે ય એવી કથાનું એક પાત્ર બની જઈશ એવી બીક કોઈ દિવસ જન્મી નહોતી. તમારો ને એમનો કાગળ જોયા પછી એ બીકથી મારું હૈયું ફફડવા લાગ્યું.

[ ૪ ]

# માતા અને ભગિની

વિચાર આવે છે કે આમ ને આમ લખ્યા કરીશ તો મારા આ કામળનો છેડો જ કોઇ દિવસ નહિ આવે. તમારામાં વેર જાગ્યું અને મારામાં ઘરને, 'ગારું' બનાવવાની ઇચ્છા જાગી ત્યાં સુધીની આ કથા તો તમને કદાચ યાદ ન હોય. શા માટે તમે એ યાદ રાખો! પરંતુ એ પછીની તમારી ખુલ્લી દુશ્મનાવટ તો તમને બરાબર યાદ હશે એમ ધારું છું. જે નજીવા લાગતા પ્રસંગોમાંથી મારો ને તમારો સંબંધ ઝેર થઈ ગયો તેનું સ્મરણ મેં તમને કરાવી લીધું. હવે હું એટલે જ અટકી જાઉં તો? હવે પછીના પ્રસંગો કારમી યાતનાના છે પરંતુ એનું વર્ણન કરીને હું શો અર્થ સારવાની હતી! એના મૂળમાં તો તમારી મને કાબૂમા લેવાની, લાચાર બનાવીને પગે પડાવવાની જ વૃત્તિ હતી ને! એ ફરીફરીને તમને યાદ આપવાથી શો ફાયદો?

ભાવનગરમાં મારો બાબો ચાર મહિનાનો થયો ત્યાં સુધી હું રહી. આ વખત દરમ્યાન વ્યવહારિક રીતે તમારા પત્રો આવતા. તમારાં ભાઇ પણ કાગળો લખતા. વ્યવહાર પ્રમાણે બાબાને માટે ફૈબાની ભેટ પણ આવી, પરંતુ એ બધાંની આરપાર મારા પ્રત્યેનો તમારો અણગમો દેખાઇ આવતો હતો. 'વહાલુડી ભાભી' તો હવે હું રહી જ નહોતી, પરંતુ મારા માતાપિતાને પણ આપણા બગડેલા સંબંધની પૂરેપૂરી જાણ થાય એ માટે તમે એમના ઉપર જ પત્રો લખતા અને તેમાં મારું નામ સુદ્ધાં ટપકાવતાં નહિ. એક દિવસ તમારો કાગળ વાંચીને મારા બાપુ જ બોલી ઊઠયા.

'સુશીલા ને એની નણંદ વચ્ચે પહેલાં જેવો હવે સ્નેહ નથી લાગતો!'

હું શું જવાબ આપું? મને મૂગી રહેલી જોઈ મારાં બા બોલ્યાઃ 'એ આવી તે દિવસથી હું સમજી ગઈ છું પણ જાણી જોઈને વાત નથી કાઢતી. હશે, આપણે કાંઈ ન બોલવું. એનું ઘર છે ને એની નણંદ છે. બધું ઠીક થઈ પડશે.'

હું સમજી ગઈ હતી મારાં બાના કહેવાનો ભાવાર્થ, તમે પણ મને એમ જ કહ્યું હતું ને કે છેવટ મારું સ્થાન ત્યાં જ છે? ખરી વાત છે નણંદબા! મારું સ્થાન બીજે કયાં હોય? ભાવનગરથી પાછા આવ્યા પછી જે કાંઈ બન્યું તેણે ફરી ફરીને સાબિત કર્યું કે ત્યાંથી મારું સ્થાન મારે ફેરવવું હોય તો ભગવાનના દરબાર સિવાય બીજે કોઈ સ્થળે જગ્યા જ નથી.

માતા પતાએ આપેલું 'આણું' લઈને હું ભાવનગરથી નીકળી ત્યારે મારા પગમાં મુદ્દલ જોર નહોતું. લગ્ન વખતે ભાવનગર છોડ્યું એ દિવસ યાદ આવી જતો અને આંખમાં આંસુ ભરાઈ આવતાં. કોઈ વાર એમ પણ થઈ આવતું કે મારો જ વાંક હશે જઈને બહેનના પગે પડી જઈશ. ફરીને ઘર એવું જ સુખભર્યું બની જશે.

સ્ટેશન ઉપર તમે ને તમારા ભાઈ આવ્યાં હતાં. બંનેને જોઈ હું હસી, પરંતુ તમે ન હસ્યાં. એટલું સારું થયું કે બાબાને લેવા-તેડવાની જિજ્ઞાસા તમે બતાવી. કદાચ તમારા ભાઈને ખુશ કરવા માટે તમે એમ કર્યું હોય. જે હોય તે. આ વાત મારે હવે લંબાવવી નથી. મેં ઘેર આવીને તમારા મનને શાન્ત કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ, તમે તો બરાબર નણંદપણું બતાવવા માંડ્યું, આણામાં મળેલી વસ્તુઓ તરફ ટીકાઓ કરતાં કરતાં તમે મારા માતાપિતા માટે પણ ઘસાતું બોલતાં ન અચકાયાં. બાબો જરા દુબળો હતો તેમાં યે મારો ને મારા માબાપનો દોષ હોય એવું વાતાવરણ કરી મૂક્યું.

થોડા વધુ દિવસ વીત્યા ત્યારે મેં જાણ્યું કે મારા વિષે જાતજાતની વાતો તમે બાને કરી હતી. એ બધી વાતનો સાર આટલો જ હતોઃ પરણીને હું આવી ત્યારે જેટલી શાન્ત લાગતી હતી તેટલી ખરેખર હતી નહિ. હવે મારું ખરું સ્વરૂપ–ઉદ્ધત સ્વરૂપ બહાર નીકળતું હતું. મને જો કાબૂમાં રાખવામાં નહિ આવે, મારા ઉપર જો દેખરેખ નહિ રહે તો ભર્યાભાદર્યા ઘરનો હું ભાંગીને ભૂક્કો કરી નાખીશ.

બા ઉપર તમારી આ વાતોની અસર મને સ્પષ્ટ દેખાવા લાગી. કોઈ વખત નહિ અને હવે તેઓ મારો નજીવો વાંક આવતાં ઊંચે સાદે બોલવા લાગતાં અને તમારા ભાઈ પણ ધીમે ધીમે મારા પ્રત્યે એવું જ વર્તન રાખવા લાગ્યા. બે અઢી વરસમાં જ કેટલું બધું પરિવર્તન થઈ ગયું!

આમ ચાલતું હતું ત્યાં તમારા લગ્નના ઝઘડાનો અંત આવ્યો ને તમે સાસરે જવા તૈયાર થયાં. મને થયું કે હવે હું સુખી થઈશ. પણ તમને તો એમ થાય ને કે તમે જશો તો હું તમારા ભાઈ અને બાને ભરખી જઈશ. એટલે તમે જતાં પહેલાં એ બંનેના મન અને મગજમાં પૂરેપૂરું ઝેર ભરી દીધું. તમે ગયાં પણ તમારું રાખેલું ઝેરી બીજ ગયું નહિ. એ તો ધીમે ધીમે ફૂલવા–ફાલવા લાગ્યું.

હું યે કેટલુંક સહન કરું? મેં તો પછી સામે બોલવા માંડયું. ભડકામાં તમારા ભાઈની અને બાની આળો મળી. જ્યાં ને ત્યાં મારી નિંદા થવા લાગી. વચ્ચે તમે જાતે પણ આવવા લાગ્યાં અને રખે કોઈ ધીમું પડી જાય તેની તકેદારી રાખતાં ગયાં.

આવું ને આવું, હું તે કેટલું લખું? રોજના લોહીઉકાળાનો ઇતિહાસ લખું તો પાનાંના પાનાં ભરાય. તમારા ભાઈ ભાન ભૂલી કયારેક હવે હાથ પણ ઉપાડવા લાગ્યા. મને બરાબર યાદ છે, તમે જ એમને ચડાવતાં. તમારાં બા તો એમને 'બાયલો' કહીને ઉશ્કેરી

મૂકતાં હું યે મારા આબાપની કુળમર્યાદા હવે ચૂકી ગઈ હતી. સામું બોલતી, આખો ગાલો ગજાવતી અને કોઈ કોઈ વાર તો બાને ને તમને ગાળો પ દઈ દેતી.

મારા આવા સંસારમાં સુખનું નામનિશાન પણ ક્યાંથી હોય! છતાં યે સંસાર ચાલતો ને હું બબ્બે વર્ષે માતા બનતી. છોકરાં બિચારાં કલેશ વચ્ચે જ ઊછરતાં. હું યે કંટાળીને એમને મારી બેસતી. મારાં ફોઆ જો અવારનવાર ન મળતાં હોત તો હું ચોક્કસ ગાંડી જ બની ગઈ હોત. તમે તો એમને પ ગાળો દઈને એમ કહેતાં એ જ મને ચડાવે છે, બગાડે છે ને ઘરમાં દિવાસળી મૂકે છે.

હવે ઝાઝું લખાતું નથી. લખીને પ શું કરવું? જ્યારે આ કાગળ મેં શરૂ કર્યો ત્યારે બે વાત મારા મનમાં ખાસ હતી. એક તો મારે તમને અને સમાજની તમામ નણંદોને ઉદ્દેશીને થોડુંક કહેવું હતું. મારા કાગળમાં મારે ઘરઘરમાં બેઠેલી ભાભીઓના અંતરની વાત મૂકવી હતી અને બીજું, તમે ને તમારા બા જ્યારે ને ત્યારે મને બીજા ઘરના દાખલાઓ આપી તમારે ત્યાં હું કેવા સુખમાં છું તે જણાવતાં હતાં, તે સામે મારી જાણના થોડાક ઊલટા દાખલા મારે આપવા હતા. તમારી પેઠે હું એક આખે જોનાર હોત તો એમ જ કહેત કે હે ભગવાન! આ જગતમાંથી નણંદ માત્રનું તું નામનિશાન કાઢી નાખજે. મારા દુર્ભાગ્યે તમારે નણંદ નથી, નહિ તો તમને થોડીક તો ખબર પડત. તમે જાણો છો કે મારે બે ભાભીઓ છે પરંતુ અમારી વચ્ચે સગી બહેન જેવું હેત છે. જ્યાં જ્યાં તમારા જેવી નણંદો છે ત્યાં ત્યાં એ ઘરમાં રાત-દિવસ હોળી સળગે છે ને જ્યાં જ્યાં સગી બહેન જેવી નણંદો છે, ત્યાં ત્યાં તો સ્વર્ગના દેવતાનો વાસ હોય એવું સુખ વર્તે છે.

મારે તમને ને તમામ નણંદોને જે થોડુંક ચોખ્ખે ચોખ્ખું કહેવું છે તે હું પછી કહીશ. અત્યારે તમારી પાસે બે ચાર સાચી વાતો મૂકું

ને બતાવું કે નણંદ કેવી હોવી જોઈએ, અને ભાઈની બહેન કેવી હોવી જોઈએ. તમારી પેઠે બધી બહેનો એના ભાઈના ઘરને જો ઉજ્જડ બનાવવાનું કામ કરે તો આ સંસારનો અંત જ આવી જાય.

તમે ઓળખો છો એ જમાનાની વાત કરું. એ અમારા ગામની છે. એની ખરી વાત તમે જાણશો તો તમને થશે કે જો નણંદ ન હોત તો એ બિચારીએ ક્યાંક ગામના પાદરનો કૂવો જ પૂર્યો હોત. એને જીવતદાન આપ્યું એની મોટી નણંદે. તમે એને ય ઓળખો છો. એનું નામ કસ્તુરી.

મારી બા પછી કહેતાં હતાં કે લગ્ન પછી જ્યારે એ ઘેર ગઈ ત્યારે પહેલી જ રાતે એને એના વરે ઓરડા બહાર કાઢી મૂકી. શા માટે? તો કહે 'મને ગમતી નથી.' બિચારી આમ તો સારી હતી, પણ જરા બીને વાને હતી. વર કાંઈ રૂપરૂપનો અંબાર નહોતો. પણ રાજાના રૂપને કોણ જુએ છે. એનું તો રાજ, માન ને નાણું જોવાય. રૂપ જોવાય નહીંનું. જમના પહેલી જ રાતે એની નણંદ ભેગી સૂઈ રહી. આખી રાત એણે ડૂસકાં ભર્યાં ને નણંદે સગી માની જેમ એને પંપાળ્યા કરી બોલો, તમે આવું કરી શકો? તમે તો ગમતીને અણગમતી બનાવવાનું કામ કર્યું.

ભાઈ ક્રોધી અને ધૂની હતો છતાં એણે જમનાને સાચવી લીધી. બહેનનું સાસરું ગામમાં જ હતું. એ પોતાના ઘર કરતાં ભાઈના ઘરે વધારે રહેવા લાગી. પિયરમાં અને ગામ આખામાં આ તજી દીધાની વાત પહોંચી ગઈ. જમનાનો ભાઈ એને તેડવા માટે પણ આવ્યો પરંતુ બહેને કહ્યું: 'ત્યાં કેટલા દિવસ કાઢશે? અંતે આ જ એનું ઘર થવાનું છે.' ધીમે ધીમે એણે ભાઈને સમજાવી લીધો અને ભાભીને પણ ભાઈને અનુકૂળ બનાવી દીધી. જે સંસારમાં ઝેર હતું ત્યાં એણે અમૃત રેલાવ્યું. આજે કોઈ માને કે શાન્તિલાલને દસ વરસ પહેલાં જમના દીઠે ડોળે પણ નહિ ગમતી હોય?

મારી બેનપણી મંજુલા છે. એની જિંદગી યે નણંદે જ સુધારી છે. બિચારી પહેલાં તો સુખી હતી, પ્રભાકરને એના ઉપર હેત પણ પાગવાર હતું, પરંતુ મંજુલાએ એક 'ધરમનો ભાઈ' કર્યો હતો તેના વિષે પ્રભાકરે બે વરસ પછી કાંઈ જાણ્યું કે મંજુલા કુમારિકા હતી ત્યારે એની અને 'ધરમના ભાઈ' ચંદ્રકાન્તની પ્રેમની ગાંઠ બંધાઈ ગઈ હતી. ચંદ્રકાન્ત બ્રાહ્મણનો પુત્ર હતો. મંજુલા વણિક હતી. માતાપિતાએ વિરોધ ઉઠાવ્યો ને મંજુલા દબાઈ. હવે મંજુલા એને 'ધરમનો ભાઈ' બનાવીને સંબંધ જાળવી રાખે છે. આટલું જાણ્યા પછી પ્રભાકરને ચંદ્રકાન્ત તથા મંજુલા પ્રત્યે વહેમ આવવા લાગ્યો. વહેમનું એકેય કારણ એ બંનેમાંથી કોઈએ આપ્યું નહોતું પરંતુ વહેમને કારણની જરૂર જ ક્યાં પડે છે?

મંજુલાએ જ આ બધી વાત મને કરી છે એટલે આને ગામગપાટા ન ગણશો. આ મંજુલા કેટલી સુશીલ અને વફાદાર હતી તે એના, ચંદ્રકાન્તના અને પરમેશ્વરના સિવાય કોણ જાણતું હતું! પ્રભાકરે તો કઠોર બની જઈ મંજુલા તરફનો પોતાનો તમામ પ્રેમ ખેંચી લીધો. મંજુલાને માટે જગતમાં આના કરતાં મોટું દુઃખ કયું હોઈ શકે? એણે એક દિવસ પ્રભાકરને પૂછ્યું પણ ખરું કે 'શા માટે મારા પ્રત્યે આવું વર્તન રાખો છો? તમારો પ્રેમ ક્યાં ચાલ્યો ગયો?'

પ્રભાકરે કઠોર હાસ્ય સાથે જવાબ આપેલો: 'અત્યારે જે વર્તન રાખું છું તે જ લગ્નના પહેલા દિવસથી રાખવું જોઈતું હતું. મારો પ્રેમ આજ લગી એક પથ્થર ઉપર ઢળી રહ્યા હતો!'

મંજુલાના દિલ ઉપર આ સાંભળતાં કેવો ઘા પડ્યો હશે! તુરત તો એ સાચું કારણ નહિ સમજેલી, પરંતુ આઠેક દિવસ પછી ચંદ્રકાન્ત એક રવિવાર ગાળવા માટે એમને ત્યાં આવ્યો ત્યારે પ્રભાકરે એને આવકાર પણ ન આપ્યો અને મંજુલાને કટાક્ષમાં કહ્યું: 'આજ

તને સારું લાગશે' ત્યારે મંજુલા ખધો ભેદ પામી ગઈ, અને એ જ વખતે બીજા ઓરડામાં ચાલી ગઇ. પ્રભાકરે એને બોલાવી અને ચંદ્રકાન્તે પણ કંઈ સમજ્યા વિના એને સાદ પાડ્યો પણ મંજુલા બહાર ન જ આવી. પ્રભાકરની સામે જોતાં ચંદ્રકાન્ત એટલું સમજી ગયો કે પોતે અણગમતો પરાણો છે એટલે એણે ચાલવા માંડ્યું.

બરાબર એ વખતેજ પ્રભાકરની બહેન બહારગામ ભણતી હતી તે રજા ગાળવા માટે ત્યાં આવી પહોંચી. આવતા જ એણે ભાઈ–ભાભી વચ્ચેના મનદુઃખ જોઈ લીધાં. ભાભી ઉપર એને અત્યંત વહાલ હતું. ભાઇને ચાહે એમાં શી નવાઈ? પારકે ઘેરથી આવેલી ભાભીને જ વિશેષ ચાહવી જોઇએ ને? એણે મંજુલાને પૂછ્યું. મંજુલાએ પોતાને જે શંકા હતી તે કહી બતાવી. એ સીધી ગઇ ભાઇ પાસે. ભાઇને પોતાથી ત્રણ વરસે જ નાની બ્હેન ઉપર ખૂબ વહાલ હતું. બંને વચ્ચે નાનામોટાનો ભેદ પણ નહોતો. બહેન ભાઈ જેટલું જ ભણી ગઇ હતી. એકબીજાને તુંકારે જ બોલાવતાં. ભાઇએ ખુલાસો કર્યો:

'હું શું કરું? આ સમાચાર જાણતાં જ પવનની ફૂંકે જેમ રેતું પૂમડું ઊડી જાય એમ મારો પ્રેમ ઊડી ગયો. હું કેટલી તીવ્રતાથી એને ચાહતો હતો!'

'આનું એને કેટલું દુઃખ થાય છે તે તું જાણે છે?' બહેને કહ્યું.

'હું શું કરું? તું જોઇ શકે છે કે મેં ચંદ્રકાન્તને અહીં આવતાં અટકાવ્યો નથી અને તને વચન આપું છું કે કોઇ દિવસ એ બંનેના સંબંધમાં હું વિક્ષેપ નાખીશ નહિ.' ભાઈએ જવાબ આપ્યો.

'કેવું કઠોર તું બોલે છે! એ બંને વચ્ચે પ્રેમ છે એમ તું માને છે? તું સમજી ન શક્યો કે જો પ્રેમ હોત તો મંજુલાએ ચંદ્રકાન્ત સાથે સંબંધ જ ન રાખ્યો હોત!'

'ત્યારે શા માટે આ સંબંધ રાખ્યો છે? અને ચંદ્રકાન્તે હજી લગ્ન પણ કેમ નથી કર્યાં?'

'એટલા ખાતર જ મારી ભાભી એની સાથે સંબંધ રાખે છે. ચંદ્રકાન્તને એ પરણાવશે ત્યારે જ જંપશે. મને તો એમ થાય છે કે મારી ભાભીના આ જૂના પ્રેમની વાત સાંભળીને તારા મનમાં એના પ્રત્યે ભક્તિભાવ પેદા થવો જોઈતો હતો. તું વિચાર તો કર કે લગ્ન એની ઇચ્છા વિરુદ્ધ થયું. જેને એ ચાહતી હતી તેનું હૈયું ભાંગી પડ્યું. એના પોતાના દિલ ઉપર પણ કારમી ચોટ લાગી. છતાં એણે બધું ઢાંકી રાખી તને પ્રેમ અને વફાદારી બંને આપ્યાં. ચંદ્રકાન્તને પણ હડસેલી મૂક્યો નહિ. એને ભાઈ બનાવી લીધો. બેનના અધિકારે હવે એ એના લગ્ન પણ કરાવશે.'

- મંજુલા આ ચર્ચા સાંભળતી જ હતી. આ વખતે એ બહાર આવીને બોલી:

'છતાં ય તમે એમ ઇચ્છતા હો કે ચંદ્રકાન્ત અહીં આવે જ નહિ ને મારે એની સાથે મુદ્દલ સંબંધ ન રાખવો તો તે પણ મને કબૂલ છે. એના વિના હું જીવી શકીશ. તમારા પ્રેમ વિના હવે જીવવું......' અને મંજુલા રડી પડી હતી, બહેને ત્યારે એનું માથું ખોળામાં લઈ આશ્વાસન આપ્યું હતું અને એ જ વખતે પ્રભાકરનું હૈયું પીગળી ગયું હતું.

આ પણ નણંદ અને તમે પણ નણંદ! આવું કાંઈ મારી જિંદગીમાં બન્યું હોય તો? ભગવાનની મહેર છે મારા ઉપર કે તમે આંગળી ચીંધી શકો એવું કાર્ય કરતાં કાંઈ મારા જીવનમાં બન્યું નથી. મંજુલાની નણંદનો વિચાર કરું છું, ત્યારે એમ થાય છે કે એની પાસે સેંગી મા પણ શી વિસાતમાં! અને તમે? હા, એક વાર તો તમે ય મારા પ્રત્યે પ્રેમ રાખતાં હતાં. પણ તમારો પ્રેમ સ્વાર્થથી

ભરેલો હતો. તમે સ્ત્રી હતાં ને વહેલું મોડું તમારે આ ઘર છોડવાનું જ હતું. છતાં આ ઘર ઉપર તમારે કાબૂ જમાવવો હતો. તેમાંથી જ આ બધાં દુઃખો શરૂ થયાં. અને માત્ર ઘર ઉપર નહિ, બા ઉપર, તમારા ભાઈ ઉપર અને મારા ઉપર ચિરજોરી કરવી હતી!

અત્યારે હવે થાકી છું એટલે બંધ કરું છું. બે સાચી કથા તમને લખી એટલે બીજી યે યાદ આવવા માંડી છે, પણ એ હવે આવતી કાલે લખીશ એ પછી મારે જે ચોખ્ખે ચોખ્ખું કહેવું છે, તે કહીને આ કાગળ-કથા પૂરી કરીશ.

[ ૫ ]

## ભાવભર્યું આમંત્રણ

આજે કાગળ પૂરો કરવા બેઠી છું ત્યારે એમ થાય છે કે મેં શા માટે આ બધું લખ્યું? તમને હું ઓળખું છું એટલા ઉપરથી તો એમ લાગે છે કે તમને આવી કોઈ કરતાં કોઈ જ અસર થશે નહિ. તમે શી રીતે ભૂલી શકો કે આ તમારી જ ભાભીએ લખેલું છે? નણંદબા, જો એટલું તમે ભૂલી જાવ તો મને ખાતરી છે કે તમારું હૈયું આ વાંચીને પીગળી ગયા વિના ન રહે. હું એમ તો કહેતી જ નથી કે બધી બાબતમાં અને બધા પ્રસંગોમાં તમારા એકલાનો જ વાંક છે. વાંક મારો ય છે, પણ મારો વાંક તો તમારી પાછળ ચાલ્યો છે. માર ખાઈ ખાઈને હું નિર્ભય બની ગઈ. તમારી ગાળો ને મેણાંટોણાં સાંભળી મેં મારા સંસ્કાર ખોઈ નાખ્યા! છતાં ય એમ થાય છે કે મનને હળવું કરવા માટે સાચા અંતઃકરણથી મારી તમામ ભૂલો માટે તમારી માફી માગી લઉં. તમે જો મને માફી

આપશો તો તમારા અંતરમાં પણ પશ્ચાતાપની એક સરવાણી ફૂટી નીકળશે એમ હું ધારું છું.

પરિણામ તો જે આવે તે, પણ આ કાગળ હવે ઝટપટ પૂરો કરી નાખું. ગઈ કાલે બે કથાઓ લખતાં જે બીજી બે કથાઓ મને યાદ આવી ગઈ હતી તે ટૂંકમાં તમને જણાવી દઉં. તમને ખાતરી થાય કે જ્યાં નણંદ એની ભાભીનું ધ્યાન રાખે છે ત્યાં આખા કુટુંબમાં કેવો પ્રેમ જાગે છે.

સુલોચનાને તમે ઓળખો છો? એ તો હમણાંનું એનું નામ છે. મૂળ નામ શાન્તિ. એનો વર વિલાયત સુધી ભણી આવેલો અને શાન્તિ સાવ અભણ. એ બંનેના લગ્ન જ કેમ થઈ શકે એવો સવાલ તમારા મનમાં ઊઠશે. પણ શાન્તિનો વર વિલાયત જઈ આવ્યા છતાં ઉદ્ધત નહોતો બન્યો અને માબાપની મર્યાદા પણ રાખતો. નાનપણમા થઈ ગયેલું સગપણ એણે તોડયું નહિ. એના ભાઈબંધોએ ખૂબ ચાવેલો પણ એણે તો સૌને કહી દીધેલું—એનામાં સંસ્કાર છે, ચારિત્ર્ય છે ને આરોગ્ય છે એટલે મારે બધું છે. જો કે શાન્તિ અને એના માબાપ તો હરઘડી એમ માનતા કે આ સગપણ ચાલવાનું નથી.

પણ લગ્ન થઈ ગયાં. શાન્તિ સાસરે ગઈ. સાસરાના ઘેર બધાં ખૂબ ખૂબ ભણેલાં. ત્રણ નણંદો, ત્રણેય ખૂબ ભણેલી. બે દિયર, એમાં એક તો વિલાયતમાં. શાન્તિ મૂંઝાવા લાગી. કોઈએ એનું અપમાન ન કર્યું. એના વરે પણ એને પ્રેમથી જ રાખી. પણ શાન્તિને થતું હતું કે હું 'એમની' સાથે શોભતી નથી. આ ઓછી શોભાનું કારણ તો એ બિચારી ખાસ ભણી નહોતી એ જ હતું ને! એની નાની નણંદના ખ્યાલમાં ભાભીનું આ દુઃખ આવી ગયું. બીજા જ દિવસથી ભાભીના માથેથી ઘરની બધી જવાબદારી ઉતારી લીધી અને ત્રણેય નણંદોએ એને ભણાવવા માંડયું. છ મહિનામા તો એ

લખતી વાંચતી થઈ ગઈ. એ પછી એની શરમ દૂર થઈ એટલે એક શિક્ષક રાખી લીધો. આજ તમે એના ઘેર જાઓ તો માનો જ નહિ કે પાંચ વરસ પહેલાંની શાન્તિ અને આજની સુલોચના એક જ હશે. ભણવાને પરિણામે પતિનો પ્રેમ પણ એ વધુ મેળવી શકી. એનું જીવન સુંદર અને આનંદમય બની ગયું.

હવે ચોથી અને છેલ્લી કથા કહું. એ તો આ ત્રણે ય કથાને ટપી જાય એવી છે. એમાં ભાઈ કુછંદે ચડી ગયેલો. ભાભી બિચારી પોસ પોસ આંસુએ રડયા કરતી. નણંદ તો પરણીને બીજે ગામ ચાલી ગઈ હતી, પણ ભાભીનું દુઃખ એણે જાણ્યું એટલે જે તે બહાના કાઢી સાસરીઆની રજા મેળવી ભાઈના ઘેર આવી પહોંચી. ભાભીને આ નણંદનો સાથ ન મળ્યો હોત તો જરૂર એણે આપઘાત કરીને જીવ કાઢી નાખ્યો હોત. કારણ કે એના ઉપર કુછંદે ચડેલો પતિ જુલમ ગુજારવામાં બાકી નહોતો રાખતો. ભાઈની બહેન—સાચી બહેન અને સાચી નણંદ બની. એક બાજુ ભાઈને ઠેકાણે લાવવાના એણે પ્રયત્નો કર્યા અને બીજી બાજુ ભાભીને પોતાની બાથમાં લઈ લીધી. છ મહિનામાં એણે નર્કની જગ્યાએ સ્વર્ગ ઊભું કરી દીધું. ભાઈ પશ્ચાતાપ કરીને ખોટે માર્ગેથી પાછો વળ્યો. ભાભીને પરમેશ્વર મળ્યાનો આનંદ થયો. પાયમાલ થતું એક કુટુંબ ઉગરી ગયું. સગાંવહાલાંએ જ્યારે આ જાણ્યું ત્યારે એ નણંદને સાક્ષાત દેવી જ કહેવા લાગ્યા. અને ભાભીને મન તો એ દેવી હતા જ. એવો ઉપકાર કોઈ જન્મમાં ભાભી ભૂલી શકશે?

બોલો, નણંદબા! હવે વધુ કથાઓની જરૂર છે? આટલું લખ્યા પછી એક ડર સાગ મનમાં પેદા થાય છે. રખે, તમે ભાભીઓના ત્રાસની કથાઓ શોધી કાઢો! કારણ કે આપણા આ સંસારમાં એવું યે રોજ બન્યા કરે છે. દુનિયા સુખ અને દુઃખ, સાચ અને જુઠ, પ્રેમ અને દ્વેષથી તો ભરેલી જ છે ને! પણ એવી કથા તમે શોધશો તો યે મને તો નહિ જ કહી શકો. કારણ કે મેં તમારું કહ્યું યે ખરું

નથી કર્યું અને તમે તો મારી જીવનવેલને જ કરમાવી નાખી છે!

પણ હવે હું થોડીક ચોખ્ખી વાતો કહી દઉં. માત્ર તમને જ નહિ. તમામ નણંદોને. જે નણંદ ભાઇના ઘરમાં સુખશાન્તિ ઇચ્છતી હોય તેણે આટલું ધ્યાનમાં રાખવું જ પડશે. અને જો આવું વર્તન રહેશે તો નણંદ અને ભાભીનો પ્રેમ આ સંસારમાં અમર બની જશે.

સૌથી પહેલું તો દરેક નણંદ પાસે હું એ માગું છું કે આટલી વસ્તુનો એ સ્વીકાર કરી લે કે જે ઘરમાં એ ઊછરીને મોટાં થાય છે તે ઘર એમનું નથી. નણંદની જે ભાભી બને છે તે જેમ પોતાના ઘર ઉપરનો તમામ હક્ક ઉઠાવી લઇને આ નવા ઘરમાં હક્ક સ્થાપવાના વિચારથી આવે છે તેમ જ નણંદે પણ માની લેવું. એનું ઘર જ્યાં એનાં લગ્ન થાય ત્યાં જ બની શકે. ભાઇનું ઘર તો ભાભીનું જ ઘર બની જાય.

આનો અર્થ એવો નહિ કે નણંદને કોઇ જાતનો હક્ક જ નહિ. હક્ક ખરો, પણ મર્યાદિત. એ હક્ક ભાભીના હક્કની તોલે ન આવી શકે. સાવ સાદી આ વાત છે. ચર્ચામાં તો સૌ એનો સ્વીકાર પણ કરે છે. પરંતુ માણસનો મોહ છૂટતો નથી. ભાભી એટલે તો અમારી લાવેલી વસ્તુ, એવી માન્યતા જ બધાં દુઃખનું મૂળ બની જાય છે. ખરું જોતાં તો પોતે ય બીજે સ્થળે વહુ અને ભાભી બનવાનાં છે. અને ત્યાં નણંદના સ્નેહની અપેક્ષા રાખવાનાં છે તેનો એણે ખ્યાલ રાખવો જોઇએ. પેલી કહેવત છે ને કે 'પોતાને જે અયોગ્ય લાગે તે બીજા પ્રત્યે ન આચરવું' આ સૂત્ર તમામ નણંદો અને સાસુઓએ સમજવા જેવું છે.

બીજો ખ્યાલ એ રાખવો કે ભાભી એમના ઘરમાં આવે છે ત્યારે એકલી-અટૂલી હોય છે. પોતાનાં માતા-પિતા અને ભાઇબહેનોનાં જૂથમાંથી એ વિખુટી પડી ગઇ હોય છે. આ ભાભી નવા ઘરમાં

કેમ સુખ અને આનંદ પામે તે શોધવાનું કામ નણંદનું છે. નણંદનો વીર આખો દિવસ ઘરમાં હોય નહિ. જૂના રિવાજે હોય તો એ પત્નીના જીવનમાં પ્રગટ રીતે કશો રસ પણ ન બતાવી શકે. સાસુ તો હોય ઉંમરમાં મોટાં. એમના માન–મર્યાદા પણ જળવાવાં જોઈએ. એટલે નવી વહુ માટે નાના દિયર અને નણંદ સિવાય સ્નેહનું સાધન શું? હૈયું ખોલવાનું ઠેકાણું કયું? આ સ્થિતિ લક્ષમાં રાખીને નણંદે ભાભીના પ્રવેશ સાથે જ પોતાનો પ્રેમ અને વિશ્વાસ એને આપવાં જોઈએ. જ્યાં આવો પ્રેમ–વિશ્વાસ અપાય છે ત્યાં ભાભીનો સ્નેહનો બદલો ય એવો જ મળે છે. 'ભાભીના ભાવ મને બીંજવે રે લોલ' એવું સ્નેહ અને આપ્યા–લીધા વિના ગાઈ શકાય નહિ.

નણંદ એ જેમ ભાઈની બહેન છે તેમ ભાભીની પણ બહેન જ છે. બેનપણી એ જ છે. કોઈ કોઈ વાર તો માતાપિતાનું કાર્ય પણ એણે જ બજાવવું પડે છે. ભાભી અને એના સાસરીઆના સંસાર વચ્ચે નણંદ એક સાંકળરૂપ છે. આ સાંકળ જો તૂટી જાય તો કુટુંબના સ્નેહમાં વિક્ષેપ જ આવે.

હું જાણું છું કે જેમ નણંદનું કંઈક કર્તવ્ય છે તેમ ભાભીની ય ઘણી ફરજ છે. પણ આ પત્ર હું નણંદને લખું છું ત્યારે આડી વાતમાં કેમ ઊતરું? અને જે નણંદને હું સીધી રીતે આ પત્ર લખું છું તેને કોઈ રીતે હું ભૂલી શકું એમ છું? ડાહી ડાહી વાતો તો મેં લખી નાખી પણ મારી નણંદને એની કશીયે અસર થવાની છે? મારી જિંદગી એણે બરબાદ કરી છે. હું માનું છું, એ ધારે તો આજે ય મારી જિંદગી સુધારી શકે.

હું કોને કહું છું આ બધું? તમને, નણંદબા, તમને તમે તમારા ભાઈ ઉપર કાબૂ ધરાવો છો. તમે જે બોલો છો તે એમને સાચું લાગે છે. કેટલાક ઘરમાં જેમ પત્ની બોલે તે જ બ્રહ્મવાક્ય હોય છે

તેમ આપણા ઘરમાં તમારું સ્થાન છે. તમે આજે જ તમારા ભાઈનો ખોવાઈ ગયેલો સ્નેહ મને અપાવી શકો એમ છો. તમે જો એમને ખાતરી કરાવો કે મારો સ્વભાવ સારો છે, મારાં પિયરિયાં સારાં છે, હું ઘરને બરોબર સાચવું છું, માન–મર્યાદા જાળવતાં મને આવડે છે; તો તુરત મારી દુનિયા બદલાઈ જાય. તમારા ચિત્તને પણ શાંતિ થાય. સાસરિયાનો થાક બધી સ્ત્રીઓ પિયરમાં ઉતારે છે. મારું યે એમ જ થાય છે, પણ તમારું ! તમે તો અહીં હોળી સળગાવી ગયાં છો એટલે અહીં આવીને તો વધુ કંકાસમાં પડી જાઓ છો. આમ તો મારા કરતાં તમે વધુ સમજુ ને વધુ સંસ્કારી ગણાઓ છો, પરંતુ આ ઘરમાં એમાંનું કાંઈ મેં જોયું કે અનુભવ્યું નથી.

હું તમારી ભાભી છું. તમારા ભાઈની પત્ની, એનાં બાળકોની માતા, તમારા પિયરનું હવે મુખ્ય માણસ. તમારા બાના ગયા પછી આ ઘરની એક માત્ર માલિક. તમે આ સ્થિતિ સમજશો ? અને હવે હું નાની યે નથી. ઉંમર કરતા મોટી દેખાઉં છું ને થોડા વરસમાં કદાચ ઘરડી યે થઈ જઈશ પણ જો આ ઘરમાં મારું માન રહેશે નહિ, તમારા ભાઈ મને આમ રંજાડયા કરશે અને તમે દૂર બેઠાં બેઠાં પણ દિવાસળી ચાંપ્યા કરશો તો આ ઘરનું ભવિષ્ય કેવું થશે ? તમારા ભાઈના બાળકો મોટાં થઈને શું વિચારશે ? અહીં આવનાર કોઈ એમ જાણશે કે મારું તો કશું માન નથી તો તેનું શું પરિણામ આવશે ? માત્ર મારા સુખ માટે નહિ, તમારા પિતાના ઘરની આબરુ માટે પણ મારી સ્થિતિ ઉપર વિચાર કરવો જોઈએ.

જૂની વાતો ફરીને ઉખેળવા માગતી નથી. પણ જરી વિચાર કરી જુઓ બહેન, કે તમે જેવું મારું સ્વાગત કરેલું તેની જ રીતે મને રાખી હોત તો ! મારા માબાપ તરફના સ્નેહની આડે ન આવ્યાં હોત તો ? તમારા ભાઈ ઉપર તમારે બદલે મારો કાબૂ થાય, તેઓ મને જ જુએ એવું કર્યું હોત તો ! તમારાં માતુશ્રી મારાં યે માતુશ્રી બને એવી

એમની ઉદારતા, દરરોજ એમના કાનમાં ઝેર રેડીને તમે મારી ન નાખી હોત તો? કદાચ મારી ભૂલ થઈ ગઈ હોય, પણ ત્યારે તમે મોટી બહેન બની સમજાવી લીધી હોત તો? અને સૌથી વિશેષ, મેં તમારું ન માન્યું ત્યારે 'ભલે એને ગમે એમ કરે. ઘર એનું છે' એવી ઉદાર વૃત્તિ રાખી હોત તો? બહેન! વિચાર તો કરો જો આ રીતે થયું હોત તો આપણો સ્નેહ કેટલો વધત?

પણ દુઃખનો કાંઈ છેડો છે? તમે પરણીને સાસરે ગયાં પછી પણ આ ઘરને છોડયું નહિ. ત્યાં બેઠાં પછી તો તમારે શાન્તિ રાખવી હતી! એ પછી તો આ ઘરને મારું થવા દેવું હતું? બા'ને અને તમારા ભાઈને કોણ જાણે તમે શું યે લખતાં હશો? તમારો કાગળ આવે તે દિવસે ઘરમાં હોળી સળગે જ! હું યે પછી તો વહેમીલી બની હતી. જે દિવસે કંઈક થાય તે દિવસે માનું કે તમે જ દોરીસંચાર કર્યો હશે! તમારા તરફ મારું ઝેર એમ એમ કરતાં વધતું જ ગયું.

પણ આજ આટલું લખ્યા પછી ઝેર નીચોવાઈ રહ્યું છે. એમ થાય છે કે છાતીમાં જે કચૂરો ભરાયો હતો તે હવે બહાર નીકળી ગયો. જાણતાંઅજાણતાં તમને શાપ આપી દેતી તે સ્થિતિ યે અત્યારે નથી રહી. મન હળવું બની ગયું છે. કાગળમાં જે કાંઈ લખ્યું છે તે ફરીને વાંચવું યે નથી. કારણ કે અત્યારે તો વળી એમ થઈ આવે છે કે તમને ય આ શા માટે આ બધું લખવું! જે બનવાનું હશે તે બન્યા જ કરશે. ગયા ભવનાં પાપ જ હું ભોગવતી હોઈશ; અને વિચારું છું તો એમ થાય છે કે તમને ય આ લોહીઉકાળાથી શું સુખ મળ્યું છે? જો કાગળ ફરી વાંચવાનો પ્રયત્ન કરું તો મને ખાતરી છે, હું બધું ફાડીને ફેંકી દઉં. પણ ના, એમ મારે કરવું યે નથી, આ કાગળ લખ્યા પછી મન શાન્ત થયું છે. દુઃખ માત્ર નીતરી ગયું હોય એમ લાગે છે. હું તમને પાછાં મેળવી શકીશ એવી આશા પણ બંધાય છે. મારું પોતાનું અભિમાન ગળી ગયું છે. કયાં કયાં મારો વાંક હતો

તે મને દેખાવા લાગ્યું છે. આ બધું કાગળ ઉપર અક્ષરો પાડવાના પ્રતાપે જ બન્યું છે.

આ બધું લખવાને બદલે જો હું બોલી હોત તો આવી શાંતિ અને મળત નહિ. કારણ કે તમને જોતાં જ હું ઉશ્કેરાઈ જાત. આજે તો નથી તમે કે નથી તમારા ભાઈ. આવતી કાલે તમારા ભાઈ આવશે. શું સમાચાર લાવશે તે તો ભગવાન જાણે, પણ મારે શાંતિ છોડવી નથી. હું તો કાગળ સાથે જ મારા બધા દોષોની માફી માગી લઉં છું અને સાત વરસ પહેલાં મારા પ્રેમનો જે હક હતો તે હક યાદ રાખીને તમને વિનતિ કરું છું કે થોડા દિવસ માટે અહીં આવી જાઓ. આપણું આંગણું ઉજ્જડ બની ગયું છે ત્યાં નવા રોપા વાવી જાવ. ઘરમાં અંધારું છે ત્યાં દીવો પેટાવી જાવ. તમારા ભાઈના બાળકોને હસાવી–રમાડી જાવ, હું વિશ્વાસ આપું છું કે તમે છોડ રોપશો તો તેને હું રોજ પાણી સીંચીશ. તમે દીવો પેટાવશો તેમાં હું રોજ દિવેલ પૂરીશ. આપણું ઘર–આંગણું ઉજ્જડ ને રળિયામણું બની જશે.

આવો નણુંદબા, તમારી વહાલુડી ભાભીનું ભાવભર્યું આમંત્રણ છે.

લિ. તમારી ભાભી



# ભા ભી



[ ૧ ]

## પ્રાસ્તાવિક

પ્રિય ભાભી,

**તમે** કોણ છો, ક્યાં રહો છો, તમારું નામ શું છે, વગેરે હું ક્યાં જાણું છું! જે નણંદ વતી આ પત્ર હું લખું છું તેને તમે ય ક્યાં ઓળખો છો? પણ તમે ભાભી હો, નાની કે મોટી કોઈ નણંદ તમને ભાભી કહીને બોલાવતી હોય તો તમે આ કાગળ વાંચ્યા વિના રહેશો નહિ. તમારી નણંદ તમને નાની કે મોટી બહેન જેવી વહાલી હોય અને તમે ય એને સગી બહેન જેવાં લાગતાં હો, તો યે કાગળ તમને ઉપયોગી થઈ પડશે, કારણ કે કુટુંબના સ્નેહમાં ક્યારે ને કેમ વિક્ષેપ પડી જાય છે તે બહુ ઓછા માણસો સમજે છે. આ કાગળમાં એક નણંદ પોતાનું હૈયું ઠાલવે છે. અથવા તો એ પોતાની ભાભી પાસે શું ચાહે છે—તે કહે છે એમ માનીને આનું વાચન કરશો તો તમે જોઈ શકશો કે તમારા સ્નેહને કાયમ રાખવા અને વધારવા તમારે

શું શું કરવું જોઈએ અને કોઇ અભાગી ક્ષણે એ સ્નેહ જોખમમાં મુકાય તો તમારે કેમ વર્તવું જોઇએ !

અને ભાગ્યયોગે નણંદ-ભાભી વચ્ચે ગમો-અણગમો કંઇ ન હોય, સારો કે માઠો, સંબંધ જ ન હોય, દુનિયાના બીજા અજાણ્યા માણસોની પેઠે જ તમે વર્તતાં હો, તો યે આ કાગળ તમને ઉપયોગી થશે. તમે જોઈ શકશો કે નણંદ-ભાભીનો સ્નેહસંબંધ જીવનમાં કેટલી મીઠાશ આપે છે ! જિંદગીના કપરા કોયડા ઉકેલવામા કેટલો મદદગાર બને છે ! અને આખા યે કુટુંબમાં પ્રેમનું વાતાવરણ ફેલાવવામાં એનો કેટલો બધો ઉપયોગ છે એ રીતે તમે ભાભી હોવા છતાં સાચાં ભાભી નહિ બન્યાં હો તો આ પત્રથી બનવાની તમને પ્રેરણા થશે એવી આશા હું રાખું છું.

અને કોઈ દુર્ભાગ્યે નણંદ અને ભાભી વચ્ચે જો ઝેરના બીજ રોપાઇ ગયાં હશે અને એ બંને પોતાનાં રાગદ્વેષ અને અને ઈર્ષા તથા ક્રોધની જ્વાળામાં ઘરનું તમામ સુખ સળગાવી મૂકતાં હશે તો તો તમારે આ પત્રનું વાચન અવશ્ય કરવું પડશે. નણંદની ફરજ નણંદ સંભાળી લેશે. તમે ભાભી છો, તમારી જવાબદારી નણંદ કરતાં ઓછી છે એમ તમે માનશો નહિ. ઘર તમારું છે અને હજાર ઝગડાને અંતે તમારું જ રહેવાનું છે એટલે એ બાબતમાં તમારાથી બેદરકાર રહી શકાશે નહિ. તમારા ભવિષ્ય માટે, તમારા બાળકોના ભવિષ્ય માટે, તમારા પતિના સુખદુઃખ માટે આ ઝગડાઓમાંથી તમારે નીકળવું જ પડશે. નણંદ સામે ફરીઆદો કર્યા કરીને તમે સુખ મેળવી શકશો નહિ.

આ પત્ર જેમ એક નણંદની વતી હું લખું છું તેમ જ આપણા સમાજના તટસ્થ પ્રેક્ષક તરીકે પણ લખું છું. લખનાર કોણ છે તે જોવાનું તમારે કામ પણ શું છે ? તમે જો ભાભી હો અને તમારી ઇચ્છા આદર્શ ભાભી થવાની છે તો આ પત્રમાં તમને ઉપયોગી થાય

એવી હકીકતો અવશ્ય મળી આવશે. તમારું જીવન કેમ સુંદર, સમૃદ્ધ, અને પ્રેમમય બને, તમે પતિ-પત્ની કેમ સુખી રહો, તમારું સંયુક્ત કુટુંબ કેમ પરસ્પરની સેવા કરતું સમાજમાં સુવાસ ફેલાવે, તમારાં બાળકો કેમ તમારાથી યે વધુ સંસ્કારી થાય, એ દૃષ્ટિ રાખીને આ પત્રમાળા લખવા ધારું છું.

પત્રનો આરંભ કરતી વખતે એમ વિચારેલું કે તમને બે ચાર પત્રો નણંદ બનીને લખું અને બે ચાર પત્રો દિયર થઈને લખું, પણ હવે એમ લાગે છે કે એમ કરીને તમને લખીશ તો કદાચ તમારા પૂર્વગ્રહો, પુરાણા રાગદ્વેષો તમને આ પત્રનો મર્મ સમજવામાં અંતરાયરૂપ થશે. આ તો મારી નણંદ કે દિયરનો વકીલ છે ને! એમ માનીને તમે કદાચ પત્ર જ ફાડી નાખશો. એટલે તમને અગાઉ જણાવી દઉં કે કોઈના વતી કે કોઈની વકીલાત કરવા માટે આ પત્ર નથી લખતો. હું તો લખું છું એક ભાભીને—જે આજના કુટુંબોમાં મહત્ત્વનું સ્થાન ધરાવી શકે એમ છે છતાં ધરાવતી નથી. જો ધારે તો પોતાનાં સ્નેહ અને આવડતથી આખા યે કુટુંબ ઉપર અસર ઉપજાવી શકે એમ છે છતાં એ પોતે જ કઠપૂત થાય છે. જેના હાથમાં ઘરની સાચી સત્તા હોવી જોઈએ છતાં જે ઝગડા કરવા સિવાય બીજી કોઇ સત્તા ધરાવતી નથી, એવી ભાભીને આ પત્ર હું લખી રહ્યો છું. અલબત્ત, આ પત્રમા નણંદ અને દિયરના દાખલા તો મારે આપવા પડશે અને એમાં જે તમારા પ્રેમને ઝંખતાં હોય એવાં પ્રેમાળ ભાઈ-બહેન હશે. તેના અંતરની વેદના યે તમને બતાવવી પડશે, પરંતુ તમે ખચિત માનજો કે આ બધું માનવીથી શક્ય એટલી તટસ્થતા જાળવીને હું લખીશ. તમારા દોષો બતાવવા કે તમને થોડીક આભા દઇ લેવા માટે આ પત્ર લખવાનો નિર્ણય મેં નથી કર્યો.

લાંબી પ્રસ્તાવના હવે જવા દઉં અને મારો શુભ હેતુ તમે સ્વીકારી લીધો છે એમ માનીને મનમાં જે ઘોળાયા કરે છે તે કહેવા જ માંડું. તમને ય લાંબી વાતથી કંટાળો આવશે એમ ધારું છું.

[૨]

## તારું સાચું સ્થાન

સૌથી પહેલાં હું તમારી પાસે, ના, તારી પાસે, ભાભીને તમે કહીને હું પ્રેમનું અંતર કેમ વધારું? ભાભીની મારી કલ્પનાનો એક આદર્શ નમૂનો મૂકી દઉં. એ નમૂનો લક્ષમાં રાખીને તું તારી જાતનું અને સમાજનું અવલોકન કરશે તો મને ખાતરી છે કે ભાભીની ખામીઓ ને ખૂબીઓ વધુ સારી રીતે સમજી શકીશ. તને એ પણ ખબર પડશે કે આદર્શ ભાભી થવાના પ્રયાસમાં તું કેટલી સફળ થઇ છે અને કેટલી પ્રગતિ કરવાની હજી તારા માટે બાકી છે.

મારે મન આદર્શ ભાભી એની નાની કુંવારી નણંદની શિક્ષિકા ને માતા હોય, સમવયસ્કની સખી હોય અને મોટી નણંદની નાની બહેન હોય. જેવું નણંદ માટે તેવું જ દિયર માટે સમજી લેવાનું.

શા માટે આ સંબંધો મેં રજૂ કર્યા તે વિસ્તારથી સમજાવું.

સામાન્ય રીતે આપણાં કુટુંબોમાં ભાભીનું પહેલું આગમન પ્રેમ અને કુતૂહલ પ્રેરનારું હોય છે. નાની મોટી નણંદો ને દિયરો એનું પ્રેમથી સ્વાગત કરે છે ને ભાભી કોના ઉપર પ્રેમ ઢોળશે તે વિષે મધુર હરીફાઈ એમની વચ્ચે ચાલે છે. તમામ કૌટુંબિક ઝઘડાઓની પેઠે આ સંબંધો પણ કલુષિત તો થાય છે. પાછળથી મોટે ભાગે કુટુંબ પ્રેમ કેમ જમાવવો ને જાળવવો, સંઘર્ષણના પ્રસંગો આવે તો તેમાંથી કેમ નીકળી જવું—એ વિષેનું અજ્ઞાન, ભવિષ્યના ઉગ્ર કજીઆ-કંકાસ માટે કારણરૂપ હોય છે. જો પહેલે જ પગલે કુટુંબનાં તમામ અંગો પોતપોતાનું કર્તવ્ય સમજી લે ને તેનું પ્રેમપૂર્વક પાલન કરે તો એ કુટુંબમાં સ્વર્ગની સુવાસ ફેલાય.

ભાભીએ ભાભી થતાં પહેલાં અને પછી એ જાણી લેવું જોઇએ કે જેમની એ ભાભી છે તેઓ તેની પાસે શાની અપેક્ષા રાખે છે. આ અપેક્ષા કોઈ દિવસ પ્રગટ થતી નથી છતાં આદર્શ થવા ઇચ્છનારે સમજી લેવાની છે. મારું અવલોકન એમ કહે છે કે પ્રત્યેક દિયર અને નણંદ અસ્પષ્ટ રૂપમાં ઉપર જણાવેલા સંબંધોમાં જે સ્નેહ અને જે કર્તવ્યભાવના રહેલાં છે તેની અપેક્ષા એની ભાભી પાસે રાખે છે. જે ભાભી એવું આપી શકે છે તે સૌના દિલને જીતી જાય છે. જે એવું નથી આપી શકતી તે વિરોધ મેળવે છે ને જે ઇરાદાપૂર્વક એવા સંબંધથી દૂર નાસે છે તે કલેશના બીજ વાવે છે.

આટલી વાત જો નવી ભાભી થનાર વ્યક્તિ સમજી જાય તો આપણાં કુટુંબોના અર્ધા ઝગડાઓનો અંત આવે. ભાભી પોતે કેવી અપેક્ષા રાખે છે તે આ પત્રમાં મારે લખવું નથી કારણ કે સમાજ-જીવનને સુંદર ને પ્રગતિશીલ બનાવવા આપણે ઇચ્છતા હોઇએ તો જેના સંસર્ગમાં આપણે આવવુ પડે છે તેની શી ફરજ તે વિચારવા કરતાં આપણું પોતાનું કર્તવ્ય વિચારવું ને સમજપૂર્વક આચરવું વધુ જરૂરી છે. ભાભી પોતાનો જ ધર્મ વિચારશે તો ઓછામાં ઓછી અર્ધી સફળતા તો એને પ્રાપ્ત થશે જ તેની હું ખાતરી આપું છું.

એટલે એણે નવા ઘરમાં પ્રવેશતાં જ પોતાને ' ભાભી ' કહેતાં જેમના હોઠ હસી ઊઠે છે તે સૌનું બરાબર નિરીક્ષણ કરી લેવું જોઈએ. નણંદ સાવ નાની હશે તો તેની માતા ભાભીએ બનવું જ પડશે, માતા જીવતી હશે તો પણ નાની નણંદ એવા લાડકોડની અપેક્ષા રાખે જ છે. પોતાની મા પાસે એ કન્યા જે અધિકારો નહિ ભોગવી શકતી હોય તે બધા ય આ ભાભી પાસે તો ભોગવવા ઇચ્છશે જ. સાથોસાથ ભાભી એ મા નથી એવું એને ભાન હશે એટલે ભાભી સાથે નિખાલસ મૈત્રી બાંધવાની, એની ઉંમર ગમે તેટલી નાની હશે તો પણ એને ઇચ્છા થશે. માની પાસે એનું હૈયું ક્યારેક ઊઘડતું હશે

ને કયારેક ખીડાઈ જતું હશે. જ્યારે ભાભી જો માતા જેવું વાત્સલ્ય બતાવશે તો એનું હૈયું પૂર્ણ રૂપમાં ઊઘડી જશે.

આ સ્થિતિ આવતાં ભાભી એ નાની નણંદની શિક્ષિકા બની શકશે. નિરીક્ષણ કે પ્રયોગ કરવાથી કોઈપણ ભાભી આ વસ્તુસ્થિતિનાં દર્શન કરી શકશે. શિક્ષિકાનું જવાબદારીભર્યું કામ જો ભાભી ઊઠાવશે તેની પાસે એ નણંદ કેવી બનીને રહેશે તેનું કલ્પનાચિત્ર હું ન આપું તો યે ભાભીની આંખ આગળ આવી જશે એવો મને વિશ્વાસ છે. જે કાર્ય જનની ન બજાવી શકી તે કાર્ય ભાભી બજાવી શકશે અને નાની નણંદ સાથે જીવનભરની પ્રેમ અને આદરની ગાંઠ એ બાંધી લેશે.

શિક્ષક થવું એટલે શાળાનું શિક્ષણ આપવું એવું તો તું નહિ સમજે એમ ધારી લઉં છું. નાની નણંદના સમગ્ર જીવનની શાળાના શિક્ષક આ ભાભીએ બનવાનું છે. નણંદના ઉછેરમાં જે ખામી રહી ગઈ હશે, એના સ્વભાવમા જે દોષો ઘર કરી ગયા હશે, લાડકોડ કે અણગમાને પરિણામે એની જે જે લાગણીઓએ વિકૃત રૂપ લીધાં હશે, તે બધું સરલ, સુંદર ને સંપૂર્ણ કરવાનું કાર્ય ભાભી કરશે. નાની નણંદને સ્વચ્છતા, વિનય, આસ્તિકતા વગેરેના પાઠો તો સ્નેહભર્યાં સંબોધનો ને આચરણોથી એ શીખવશે જ, પરંતુ એની કલ્પના ને બુદ્ધિનો વિકાસ પણ આ ભાભી સાધી શકશે. અનેક શક્તિ અને સદ્‌ગુણોનાં બીજ રોપવાનું પવિત્ર કાર્ય આ ભાભી ધારશે તો અવશ્ય કરી શકશે.

હું જે લખી રહ્યો છું તેમાં તું ભાવનાનું જોશ કે અતિશયોક્તિ ન ધારી લેતી. જે લખ્યું છે તે શુદ્ધ વ્યવહારને લક્ષમાં રાખીને લખ્યું છે. આજનાં આપણાં કુટુંબોમાં જે માતા છે તે શિક્ષિકા નથી. અને જે શિક્ષિકા છે તે માતા નથી. આનાં કારણો સમજાવવાં પડે તેવાં અઘરાં નથી જ. માતાનો પ્રેમ કોઈવાર જાગૃતિ અને વિવેક

મૂકી જાય છે. બાળક એથી બગડે જ છે, પ્રેમ કરવા જતાં બાળકમાં કયા સદ્દગુણો સીંચવાના છે ને કઈ શક્તિના બીજ રોપવાનાં છે તે માતા ભૂલી જાય છે. આ વિષે જે માતાઓ અજ્ઞાન છે તેની વાત હું નથી કરતો, જે સમજદાર છે તેની પણ આ જ સ્થિતિ છે.

અને શિક્ષિકા ! શાળાઓમાં દેખાતા શિક્ષકો ને શિક્ષિકાઓમાં કોણ પોતાનું હૈયું સાથે લઈને શાળામાં આવે છે ? સુક્કી હકીકતો ને બૌદ્ધિક જ્ઞાન સિવાય તેઓ કશું આપતા નથી. કારણ કે તેમની પાસે પ્રેમ નીતરતું હૈયું જ નથી.

જ્યારે આ ભાભી માતા જેવી મોહવશ નથી અને શિક્ષિકા જેવી દેવાસુની પણ નથી. એ ધારે તો પોતાનાં દિયર–નણંદને પોતાની જે કાંઈ જીવનમૂડી હોય તે આપી શકે અને એ દિયર–નણંદ પ્રેમ અને પરિશ્રમપૂર્વક એનો સ્વીકાર પણ કરે છે.

હવે આપણે આગળ વધીએ. નણંદ સમવયસ્ક હોય તો ?

તો ભાભીએ એમાં સુખી બનવાનું છે. એવી નણંદમાં અધિકાર ભોગવવાની થોડી ભૂખ હોય છે ખરી અને તે સંતોષવામાં ભાભીને કશી મુશ્કેલી આવવી ન જોઈએ, પરંતુ ખરી ભૂખ મિત્ર બનવાની, સખી બનવાની હોય છે. સમવયસ્કનો અર્થ બરાબર સરખી ઉંમર એવો ન કરતાં લગભગ સરખી ઉંમર એવો કરજો. અથવા જે નણંદ કિશોરાવસ્થા વટાવીને તારુણ્યમાં પ્રવેશતી હોય તેને લક્ષમાં રાખજો. આવી કન્યા, ભલે એ નણંદ રહી, પણ અનેક પ્રશ્નોમાં મૂંઝાતી હોય છે. એનાં કલ્પનાચક્ષુ આગળ આછા રંગે એના ભાવિ ગૃહજીવનનાં ચિત્રો રચાય છે, કોઈ મિત્રની શોધમાં એ વખતે એનું હૈયું તલસતું હોય છે. આ કન્યા પોતાની ભાભીમાં જો મિત્રનાં, સખીનાં, બેન-પણીનાં દર્શન કરી શકે તો એના આનંદની અવધિ આવી જાય છે. બીડાઈ રહેલાં હૈયાનાં કમાડ હસતાં–રમતાં એની પાસે આ નણંદ ઉઘાડી નાખે છે–જો ભાભી એવો સ્નેહ અને વિશ્વાસ એને બતાવી શકે તો.

યાદ રાખજો, એકલા સ્નેહથી સખીપદ પ્રાપ્ત થઇ શકશે નહિ. અને એકલા વિશ્વાસથી પણ એ નહિ મળે. નણંદને એમ લાગવું જોઇએ કે એને મારા પર પ્રીતિ છે. અને એમ પણ લાગવું જોઇએ કે ચિત્તની જે જે અવસ્થાઓ હું એની પાસે ખુલ્લી કરીશ, મનની જે જે ગૂંચો ને મૂંઝવણો હું એને બતાવીશ, અંતઃકરણના જે જે પ્રવાહો એની આગળ હું વહેતા મૂકીશ, તે બધા તરફ એ પ્રેમ અને સહાનુભૂતિભરી દૃષ્ટિ રાખશે જ અને સાથોસાથ સાગર જેમ અનેક મોતી સંઘરીને સ્વસ્થ થઇ બેઠો છે તેમ એનું અંતર પણ આ બધું સંઘરી ગમશે, નાનકડી નદીની પેઠે એ છલકાઇ નહિ જાય, ગંભીર વાતો સાંભળતાં એનું હૈયું સાગર જેવું, માઝા નહિ મૂકનારું સાબિત થશે.

આદર્શ ભાભી થવું હોય તો નણંદનો પ્રેમ જીતજો અને વિશ્વાસ પણ જીતજો. એની વાત કોઇ પાસે બોલી દેતાં નહિ. એકવાર ભૂલ કરી તો ખચિત માનજો કે તમે વિશ્વાસ ગુમાવી બેઠાં. જો ભાભી આમ કરવામાં સફળ થશે તેને પોતાને પણ નણંદના આ પ્રેમનો જેવો તેવો લાભ નહિ હોય. એ નણંદ એની મિત્ર તો બનશે જ, પરંતુ કુટુંબના કોઇ પણ ઝંઝાવાતમાં એનું અદ્‌ભુત રક્ષણ કરશે. આવી નણંદની ભાભી બનવાનું સૌભાગ્ય તારે પ્રાપ્ત કરવું છે?

તો નણંદને પહેલે જ દિવસે પ્રેમથી સત્કારી લેજે. નણંદના અધિકારની એની ભૂખ સંતોષવામાં પાછી પડતી નહિ. બેચાર દિવસમાં જ એ ભૂખ પૂરી થશે ને નવી સ્નેહની ભૂખ એનામાં જાગી ઊઠશે. આ અવસર જે નહિ ચૂકે તે અવશ્ય સફળતા મેળવશે.

ભાભી પાસે જ્યારે નણંદ એનું અંતર ખોલશે ત્યારે સામાન્ય મિત્ર કરતાં એક વિશેષ અપેક્ષા રાખતી હશે તે પણ સમજી લેવાનું છે. પોતાની અન્ય કુમારિકા સખી સાથેની એની વાતચીત કેવળ દિલ

હળવું કરવા પૂરતી તે સામાન્ય આશ્વાસન મેળવવા પૂરતી જ હોઈ શકે, જ્યારે ભાભી પાસે તો એ માર્ગદર્શનની પણ અપેક્ષા રાખતી હશે. ભાભી એના કુટુંબનું મહત્ત્વનું અંગ છે, ભાઈના જીવનની ભાગીદાર છે. ઘરના રીતરસમની જાણકાર છે ને સૌથી વિશેષ તો લગ્નજીવન અને ગૃહજીવનનો નિત્ય અનુભવ ધરાવનાર છે. આ ભાભી એના ભાવિજીવનની સમસ્યાઓ ઉકેલવામાં મદદરૂપ બની શકે એવી આશા પ્રત્યેક નણંદમાં હોય જ, જો ભાભીમાં પ્રેમ અને પ્રાણ બંને હોય તો. જેનામાં પ્રાણ ન હોય તેનું માર્ગદર્શન સ્વીકારે પણ કોણ? અપેક્ષા પણ કોણ રાખે?

આવી ભાભી પોતાની નણંદને હસતાંરમતાં અંતઃપુરનો મર્મ સમજાવતી જાય. સામાન્ય મજાકમાં ભાવિજીવનની મુશ્કેલીઓ દર્શાવતી જાય, જીવનનૌકાની સફરમાં ક્યાં ક્યાં ખડક આવે છે, ક્યાં વમળનો ભય છે, કયા વખતે વંટોળ જાગે છે તે તે બધું ઉપદેશની ભાષામાં નહિ પરંતુ પ્રેમભર્યું જીવન જીવતાં જીવતાં એ શીખવી દે.

અને પ્રત્યેક કન્યા અને કુમારનો સૌથી જટિલ પ્રશ્ન, લગ્ન માટે પાત્રની પસંદગીનો; તે આ ભાભી હળવો બનાવે. નણંદનું પોતાનું હૈયું કોઈ તરફ ઢળે તો ભાભી પાસે પ્રગટ કરતાં એને સંકોચ ન થાય. મધુર મજાકમાં એવી વાતો પ્રગટ થઈ જાય. ભાભીની બુદ્ધિ ત્યારે એ પાત્રનું અવલોકન કરે ને અભિપ્રાય આપે. એ જ રીતે કુટુંબના વડીલોએ પસંદગી કરી હોય તો ત્યાં પણ ભાભી જ માતાપિતા ને કન્યા વચ્ચે પુલ બની શકે. પુરાણી કુટુંબરચનામાં ઘેરઘેર આ મધુર દશ્યો નજરે પડતાં હતાં. એ કુટુંબો ને એ દશ્યો આજે લુપ્ત થયાં છે. આપણે એ કાળનું શુભ હતું તે સાચવવા ઇચ્છતાં હોઈએ તો પ્રેમથી પુનિત થયેલા આ સંબંધને આજે જીવતો કરીએ ને ગૃહજીવનનું માધુર્ય માણીએ.

( ૩ )

# દિયર અને જેઠ

**ભાભીના** આદર્શ રજૂ કરતું આ ચિત્ર હજી હું પૂર્ણ કરી શકયો નથી. નણંદ અને ભાભીના મુખ્ય સંબંધને, હું માનું છું કે મેં સ્પષ્ટ કરી આપ્યો છે. હવે એક જ સ્થિતિ એમાં બાકી રહે છે-નણંદ મોટી હોય તો ? તો મોટે ભાગે એ પોતાને સાસરે રહેતી હશે. એનાં જીવનમાં રસ લેવાનું ભાભીનું કર્તવ્ય નહિ હોય. આવી નણંદનું જો એ પોતાના સાસુ જેવું જ માન રાખે તો એનો સ્નેહ મેળવી શકશે. વિશેષમાં મોટી નણંદને પોતાનું ઘર હોય છે છતાં માતાપિતાના ઘરમાં થોડા સરખો અધિકાર પણ એ ઇચ્છે છે. આ અધિકાર ભોગવવામાં જે ભાભી અંતરાય નાખે છે તે ધીમે ધીમે એની ઈર્ષાનું પાત્ર બને છે અને એમાંથી કોઈ ને કોઈ દિવસ આખા કુટુંબનું સુખ લુંટાઇ જાય છે. આવી નણંદ પોતાનો અધિકાર સ્થાપિત કરવા માટે એક બાજુ પોતાના જોર ઉપર, કકકાઈ ઉપર ઝૂઝે છે ને બીજી બાજુ માતાપિતાને, ખાસ કરીને માતાને પોતાના પક્ષમાં લેવા માટે એની પાસે ભાભીના રાઇ જેવડા દોષોને પહાડ જેવડા કરીને બતાવે છે.

આજ નણંદને જો માનપાન આપવામાં આવે અને વાણી તથા વર્તનથી આ ઘર ઉપરનો એનો અધિકાર સ્વીકારવામાં આવે તો આખું યે દશ્ય બદલાઇ જાય છે. એ નણંદ પોતાનો અધિકાર તો સ્થાપિત કરતી જ નથી, પરંતુ ભાભીની નબળાઈઓ ઢાંકનારી ને એની પ્રગતિમાં સાથ આપનારી બની જાય છે. ભાભીની સામાન્ય વ્યહારકુશળતાનું આવું અદ્ભુત પરિણામ નીપજી શકે છે.

હવે આપણે દિયર સાથેના સંબંધનો વિચાર કરીએ. સામાન્ય રીતે તો જેવું નણંદ માટે તેવું જ લગભગ દિયર માટે. નાના દિયરની આ ભાભી માતા અને શિક્ષક બને અને સમવયસ્કની સ્ત્રી–મિત્ર. અલબત્ત, સમાન વયના દિયર સાથેના સંબંધમાં આવશ્યક ગણાય એવી મર્યાદા તો એ પાળે જ, છતા એ મર્યાદા એવી ન હોવી જોઈએ કે જેથી દિયર એનું હૈયું ન ખોલી શકે. એવી મિત્રતાનો અનુભવ દિયરને મળવો જ જોઈએ. સ્ત્રી–મિત્રો મેળવવાના આ યુગમાં એવા સ્નેહસંબંધો જો કુટુંબમાં જ કેળવાતા રહે તો એમાથી જે અનિષ્ટો નીપજે છે તે આપોઆપ નામશેષ બની જાય છે. ભાભીએ આ કાર્ય પાર પાડવાનું છે. દિયર સમાન વયનો કે સહેજ મોટો હશે તો પણ ભાભી તરફ એ સહેજ વડીલભાવ રાખશે તે સમજી લેવાનું છે. કારણ કે ભાભીનું અસ્તિત્વ એની કલ્પનામાં મોટાભાઇના એક હિસ્સા તરીકેનું હોવાથી મોટાભાઇના મોટાપણાનો લાભ ભાભીને પણ મળી જાય છે.

નણંદ અને દિયરના સંબંધમા થોડો ફેર તો રહેવાનો જ. દિયરને નણંદ જેવી તાલીમ આપવી પડશે નહિ તેમ નણંદ જેટલી સંબંધની ઘનિષ્ટતા પણ એની સાથે કેળવાશે નહિ. નણંદ મુખ્યત્વે ઘરનું પ્રાણી હશે, જ્યારે દિયર તો બહાર ફરનારું પ્રાણી. એના જીવનનો અમુક અંશ ઘર સાથે જોડાયેલો હશે, તેને જ કેળવવાનું કામ ભાભીએ કરવાનું રહેશે.

એક બીજો તફાવત પણ આદર્શ ભાભી લક્ષમાં રાખશે. નણંદ ગમે તેવી હશે અને તેની સાથે ગમે તેવા સંબંધો કેળવાયા હશે છતાં એ વહેલી કે મોડી બીજાને ઘેર ચાલી જશે. આજની સમાજરચનામાં એમ બનવાનું જ છે એટલે એની સાથેનો સંબંધ 'ઘનિષ્ટ છતાં અલ્પકાળનો જ બની રહેશે અને દિયર તો એના પતિની જેમ, જો કુટુંબનો પ્રેમતંતુ અખંડ રહ્યો હશે તો, જીવનભર એ ઘરમાં રહેશે. વધુમાં એની પત્ની આવશે ને સમાન હકની ઇચ્છા રાખતી હશે. દેરાણીના પ્રશ્નો અત્યારે ન વિચારીએ તો પણ એટલું તો ભાભીએ

સમજી લેવું જોઈશે કે આ દિયર સાથેનો સંબંધ જિંદગીભર ટકાવવાનો છે, આટલું જ્ઞાન ભાભીમાં હશે તો દિયરના પ્રેમની સાથે એનો આદર મેળવવાનો પણ એ પ્રયાસ કરશે જ. દિયરને મિત્ર માનશે છતાં પતિ જેવું માન આપશે અને બંને બંધુઓ વચ્ચેની પ્રેમગાંઠ સદાય મજબૂત બની રહે તેવા એ પ્રયાસો કરશે. સામી બાજુ દિયર ઉપર પણ એની અસર થશે જ. મિત્ર માનતા છતાં એ ભાભી પ્રત્યે માતા જેવી ભક્તિ બતાવશે અને પોતે જે દિવસે લગ્નનો વિચાર કરશે તે દિવસે ભાભીના અભિપ્રાયની એના મનમાં મોટી કિંમત હશે

દિયર અને ભાભી વચ્ચે આવા પરસ્પર પ્રેમ અને આદરના સંબંધો કેળવાયા હશે તો અને તો જ એમનું સંયુક્ત કુટુંબ નભી શકશે. તો જ નવી આવતી વહુ પ્રત્યે આ જેઠાણી બનેલી ભાભીને મમત્વ જાગશે ને પતિનું વર્તન જોઈ એ દેરાણી પણ એની તરફ આદરનો ભાવ કેળવશે. સંયુક્ત કુટુંબનો પાયો સ્થિર રાખવામાં દિયર-ભાભીનો સંબંધ કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તે સમજવામાં કોઈ ભાભીએ ગફલત ન કરવી જોઈએ.

ભાભીના આદર્શ નમૂનાનું ચિત્ર પૂરું કરતાં મને આપણાં કુટુંબનું જેઠનું પાત્ર પણ યાદ આવી જાય છે. એટલું ખરું કે જે જેઠાણી છે તે આ 'ભાભી'ના પતિની ભાભી જ છે અને તેને ઉદ્દેશીને આ પત્ર લખાય છે, છતાં જેઠનો વિચાર કરી લેવો આવશ્યક છે, જેમ મોટી નણંદનો વિચાર આપણે કરી લીધો તેમ.

જેઠ પ્રત્યે સસરા જેવું જ માન આ ભાભીએ કેળવવું જોઈએ. સામાજિક શબ્દરચના પ્રમાણે જેઠની એ ભાભી નથી, પરંતુ એના ભાઈની પત્ની તો છે જ અને જ્યાં લાજ-ઘૂંઘટનો રિવાજ નથી ત્યાં તેમની વચ્ચે ઓછોવત્તો સંસર્ગ પણ કેળવાય છે. આ જેઠ પ્રત્યે જો ભાભી માનબુદ્ધિ કેળવશે તો બંને ભાઈ વચ્ચેના અને દેરાણી-જેઠાણી

વચ્ચેના સંબંધોમાં મીઠાશ પુરાશે. જ્યાં લાજ–ઘૂંઘટનો રિવાજ હોય ત્યાં પણ આદર કરવામાં કશી હરકત આવવાનો સંભવ નથી અને જ્યાં એ રિવાજ ન હોય ત્યાં તો ભાભી એ પુત્રી કે નાની બહેન જેવી બની જશે.

આદર્શ ભાભીનું ચિત્ર અને તે જીવનમાં કેમ ચીતરવું તે તારી પાસે મેં રજૂ કરી દીધું. આ પત્રમાં હજી મારે ઘણું કહેવાનું છે પરંતુ ફરી ફરીને તારા માનસ ઉપર હું ઠસાવવા માગું છું કે જે કહેવું છે તેનું સંપૂર્ણ પ્રયોજન આટલામાં આવી ગયું છે. નવી આવતી ભાભી માટે તો હું માનું છું કે જેટલું કહેવાય છે તેટલું પૂરતું છે.

પરંતુ જે વર્ષોથી ભાભી બની ગયા છે ને જેના જીવનમાં આ આદર્શની ઝાંખી પણ થઈ નથી તેમનું શુ ? તેવા કુટુંબોમાં વસતી ભાભીએ આ આદર્શ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે શું કરવું ?

હવે પછી આ પ્રશ્નો આપણે વિચારીએ.

[૪]

## પ્રેમ અને નમ્રતા

**ભાભીનું** સ્થાન કેવું હોવું જોઇએ તે તો મેં કહ્યું પરંતુ આજે શી સ્થિતિ છે તે કહેવાનું મેં બાકી રાખ્યું છે. આજની સ્થિતિનો પૂરેપૂરો ચિતાર જ્યા સુધી હું આપું નહિ ત્યાં સુધી મારા આ પત્રનો ઉદ્દેશ સમજાય નહિ. આદર્શ ભાભીનો જે નમૂનો મેં રજૂ કર્યો છે તેવી બધી ભાભી ન હોય તે સ્વાભાવિક છે; કારણ કે આદર્શને તો કોઇક જ પહોંચી શકે, પરંતુ એ આદર્શથી બરાબર ઊલટી જ સ્થિતિ હોય તો ? એ આદર્શનું ભાન સરખું પણ ન હોય તો ?

દુઃખ સાથે કહેવું પડે છે કે સ્થિતિ એવી જ છે. કોઈ વિરલ કુટુંબમાં એ આદર્શનું ભાન દેખાય છે અને આદર્શની સિદ્ધિ એથી યે વિરલ દેખાય છે. જ્યાં જ્યાં નજર ફેંકીએ છીએ ત્યાં ત્યાં ભાભી, કાં તો દબાયેલી, કચડાએલી અને કાં તો પોતાનું સ્થાન ટકાવવા માટે ઘરમાં ક્લેશની આગ જગાવનારી જ દેખાય છે. સ્નેહ, મમતા, ત્યાગનાં દર્શન કેવાં દુર્લભ થઈ પડ્યાં છે!

ભાભી જ્યારે ઘરમાં પ્રવેશ કરે છે ત્યારે કેમ જાણે એવો નિશ્ચય જ કરી લે છે કે આ ઘર મારું એકલીનું જ છે. નણંદ અને દિયર પ્રત્યે થોડાક દિવસ એની મમતા દેખાય છે પરંતુ એ સ્થિતિનો અંત આવતાં વાર લાગતી નથી. નણંદની એ દ્વેષી બને છે અને દિયર તરફ પ્રથમ બેદરકાર અને પછી હરીફ બની જાય છે. આનાં કારણોમાં જો ઊંડા ઊતરીએ તો પરાપૂર્વના સંસ્કારોનું અને માતાપિતાએ આપેલી સૂચનાઓનું બળ દેખાઈ આવે છે. જૂના સંસ્કારોએ પ્રત્યેક ભાભીના માનસ ઉપર એવું ઠસાવી દીધું છે કે 'નણંદ તો તારી દુશ્મન છે. એ જાસૂસનું કામ કરશે, તારા પતિને અને તારી સાસુને તારી વિરુદ્ધ ઉશ્કેરી મૂકશે. તારા ઉપર પોતાની સત્તા જમાવવા માટે આકાશ પાતાળ એક કરશે.'

આ સંસ્કારના કારણે પહેલા દિવસથી જ ભાભી એની નણંદ પ્રત્યે 'જાગૃત' બની જાય છે, નણંદના પ્રત્યેક વર્તનમાં એને વહેમ આવે છે. સામાન્ય કટાક્ષમાં એ ઝેર ભાળે છે. સાસુ કે પતિના સ્વાભાવિક ઠપકામાં એને નણંદે કરેલી નિંદા દેખાઈ આવે છે.

એવું જ દિયર વિષે બને છે. આરંભમાં મોટા ભાગની ભાભીઓ એના પ્રત્યે પ્રેમ બતાવતી હોય છે. આ પ્રેમ લાંબો સમય ટકતો નથી. કારણરૂપે કશું ગંભીર હોતું નથી, પરંતુ એની નવીનતા થોડા મહિનામાં ચાલી જાય છે. તે પછી ભાભીમાં ભાન જાગે છે કે આ

દિયરનાં લગ્ન થશે અને ઘરમાં જે નવું માનવી આવશે તે પોતાનાં અધિકારો સ્થાપિત કરશે. આ વખતે એ ન જાણે એમ એના પોતામાં જ અધિકારોની ભૂખ જાગી ગયેલી હોય છે. સંયુક્ત કુટુંબ હોય એટલે મિલકતમાં પણ નાના ને નબળા દેખાતા દિયરનો સરખો હિસ્સો એને ખૂંચે છે. દિયર હંમેશાં કાંઈ નાનો રહેતો નથી. એ જેમ મોટો થાય છે તેમ પોતાના ભાઈ જેવા જ અધિકારો ને સમવડો ભોગવતો થાય છે. ભાભીથી આ સહન થતું નથી. પ્રેમની લાગણી તો હોતી જ નથી એટલે ખાલી પડેલા લાગણીના પાત્રમાં ઈર્ષા, દ્વેષ અને હરીફાઈ દાખલ થાય છે. આ દિવસોમાં ભાભીનો એક કાર્યક્રમ થઈ પડે છેઃ પોતાના પતિ પાસે દરરોજ દિયર સામે ફરિયાદ કરવાનો, કેટલીવાર દિયરે તેનું અપમાન કર્યું, કેટલું ખર્ચ કર્યું, કેટલી ખરીદી કરી વગેરેનો એ હિસાબ આપે છે, ને આડકતરી રીતે પતિના દિલમાં પોતાની લાગણીઓને દાખલ કરે છે.

આ સ્થિતિમાં જો દિયરના લગ્ન થાય તો ઈર્ષાની આગ ભભૂકી ઊઠે છે. અધિકાર ભોગવવાની લાલસા ઉગ્ર રૂપ પકડે છે. નવી આવનાર દેરાણી, એ પણ એવા જ સંસ્કારો લઈને આવી હોય છે. તેના ઉપર અધિકાર જમાવવા જતાં અથડામણો જાગી ઊઠે છે. ધીમે ધીમે એ ગૃહક્લેશની જવાળા બંને ભાઈઓના હૈયાને પણ સ્પર્શે છે ને પત્નીઓના દરરોજના પ્રયત્ને એમના અંતરની સ્નેહની વેલ સુકાય છે ને છેવટ બળી જાય છે. સંયુક્ત કુટુંબની ભાવનાનો ત્યારે નાશ થાય છે.

દિયર નાનો હોય, ઘણો નાનો હોય અને સાસુ ન હોય તો તેની સંભાળ રાખવાની જવાબદારી લેવાને બદલે ભાભી તો એને ઘરને એક નોકર બનાવી નાખવાની પેરવીમાં પડે છે. જ્યાં ને ત્યાં એને ટૅવાની નિંદા કરે ને થાય તેટલું અપમાન કરતા કરતાં પોતાનું કામ કઢાવે. પતિદેવ આરંભમાં તો આવું જોતાં ગુસ્સે થઈ જાય, પરંત

ધીમે ધીમે એ પણ સમજી જાય કે ભાઈનું ઉપરાણું લેવા જતાં એ બગડી' જશે. ભાભીના રોજના પ્રયત્નો છેવટે સફળતાને પામે અને નાનપણથી જ દિયર–ભાભી વચ્ચે ઝેર રેડાઈ જાય.

સાસુ જીવતાં હોય તો યે સારી સ્થિતિની આશા નથી. એક બાજુ સાસુ પોતાના પુત્રનો પક્ષ ખેંચે ને બીજી બાજુ ભાભી સાહેબ પોતાના પતિદેવને પક્ષમા લેવાનો પ્રયત્ન આદરે. આ બંને વચ્ચે નાના દિયરનું ભાવિ તો રગદોળાઈ જ જાય.

અને દિયર નહિ, પણ જેઠનો વિચાર કરીએ તો ? અહીં પણ એવી જ દુઃખભરી સ્થિતિ હોય છે. જેઠાણીમા જો સંસ્કાર હોય અને દેરાણીને નાની બ્હેનની પેઠે સાચવતી, પોતાના અધિકારોની એ સોંપણી કરવા માંડે તો તે અપશુકન કે ઈર્ષા ન લાગે, પરંતુ એવું ક્વચિત્ જ બને છે. દેરાણીનો પ્રયત્ન સમાન હક્ક ભોગવવાનો હોય અને જેઠાણીનો પ્રયત્ન જીવનભર સાસુ જેવી જ સત્તા ભોગવવાનો હોય. આવા કિસ્સાઓમાં જ્યાં પોતાના પતિ કરતાં જેઠની શક્તિ ને આવક વિશેષ હોય છે ત્યાં તેઓ સત્તા કે વડીલપણું ન ભોગવતાં હોય તો યે ભોગવતાં હોય એવું લાગે છે ને ખૂંચે છે. ઘરનું ખર્ચ ચલાવવાની શક્તિ પોતાના પતિમાં છે એવું ભાન જાગતાં જ ભાભી સાહેબ 'જુદા' થવાની અને પિતાની મિલકત, જો કંઇ હોય તો તેના ભાગ પાડવાની વાતો કરવા માંડે છે અંતરનું કારણ તો સત્તા જ હોય છે, છતાં બાહ્યરૂપે ઘરના નાના નાના ઝગડાઓ દેખાય છે ને છેવટે જુદા જ થવુ પડે છે.

અને જેઠમાં કમાવાની તેમ જ બીજા પ્રકારની શક્તિ ઓછી હોય તો ? દેરાણી પોતે જ જેઠાણીનું રૂપ ધારણ કરવાનો પ્રયાસ આદરે છે. પતિની શક્તિ અને કમાઈની વાતો કરી કરીને પોતાની સત્તા જમાવવા માંડે છે. જેઠાણી કે જેઠથી આ કેમ સહન થાય ? એનું પરિણામ પણ 'જુદા' થવામાં જ છેવટે આવે છે.

ભાભી તને કદાચ માઠું લાગશે, પરંતુ તારું સાચું સ્વરૂપ તો આ પાનામાં મેં વર્ણવ્યું તેવું જ છે. ફરી ફરીને એમ કહું છું કે એનું કારણ તને મળેલા સંસ્કારો છે, પરંતુ એ સંસ્કારોને ભૂંસી નાખવાનું કાર્ય અઘરું નથી. એ સંસ્કારો તારા સ્વભાવમાં જ હોય કે પછી તારી અસંસ્કારી માતાએ તારા કાન વાટે હૈયા સુધી પહોંચાડ્યા હોય, એ ગમે તેવા દૃઢ હોય છતાં તે દૂર થઈ શકે છે. કપડાંને લાગેલા ડાઘને દૂર કરવા જેમ જુદાં જુદાં રસાયણો હોય જ છે તેમ આ ડાઘને દૂર કરવાનું રસાયણ પણ સમાજનાં શાણાં સ્ત્રી–પુરુષોએ શોધી કાઢ્યું છે. ગમે તેવા દૃઢ સંસ્કારો પણ એથી દૂર થઈ શકે છે.

એ રસાયણ છે પ્રેમ અને નમ્રતા. આ બે ગુણો જો ભાભીમાં હશે અથવા તો ખીલવવાનો એ પ્રયત્ન કરશે, તો કુટુંબની હવા જ બદલાઈ જશે. સત્તાની ખેંચાખેંચનો સવાલ જ ઉપસ્થિત નહિ થાય. લેવાની નહિ, પણ આપવાની વૃત્તિ જાગે તો પછી અથડામણ થાય જ શી રીતે?

આજની આ ઈર્ષા ને દ્વેષ ભરેલી સ્થિતિની કરુણતા કંઈ ઓછી છે? ઈર્ષા અને દ્વેષની લાગણીઓ એક પ્રકારનું ઝેર છે. જે કોઈને એનો સ્પર્શ થાય છે તે સૌના હૈયામાં એ દાખલ થઈ જાય છે. એક રીતે જોઈએ તો આ લાગણી જ એવી હોય છે. ચેપી રોગના જંતુઓ જેમ નિરોગી ને બળવાન શરીર ઉપર અસર કરતા નથી, પરંતુ નિર્બળ દેહને તો ઘેરી લે છે, તેવું જ આ લાગણીઓનું છે. સામા પક્ષે પ્રેમ અને નમ્રતા હોય તો આ ઝેર અસરકારક બનતું નથી– અથવા ઓછું બને છે, પરંતુ બીજા પક્ષનો વિચાર આપણે શા માટે કરીએ? આપણા પોતાના દિલમાંથી જ આ રોગને કેમ જડમાંથી કાઢી ન નાખીએ?

આ ઝેરનું સૌથી ગંભીર પરિણામ તો બાળકોના સંસ્કારો ઉપર આવે છે. ઉપર કહ્યું તેમ નિર્બળ શરીર ઉપર રોગના-જંતુઓનો હુમલો સફળ નીવડે છે એવું જ આ દાખલાઓમાં બને છે. ભાભી માત્ર દિયર, નણંદ કે જેઠની જ ઈર્ષા નથી કરતી, પરંતુ સમય જતાં બાળકોની પણ ઈર્ષા કરે છે. પોતાનાં અને સગોત્રીઓનાં બાળકો વચ્ચે એ ભેદ પાડે છે. પોતાનાં બાળકોને એવો ભેદ એ શીખવે પણ છે. કેટલીકવાર જાસૂસીનું કામ પણ બાળકોને સોંપાય છે અને બાળકને એમાં રસ પેદા થતાં એ અનેક સાચી ખોટી વાતો મા પાસે કરી જાય છે. માને આ વસ્તુ ગમે છે ને બાળકમાં એ દુર્ગુણ પૂરવેગથી વધવા માંડે છે.

નણંદ પરણેલી હોય તો એનાં બાળકો જ્યારે ભાભીના ઘેર આવે ત્યારે આ સ્થિતિ થાય છે. બાળકોના મામા અને મોટાભા બહુ હેવસે આવેલાં બાળકો ઉપર પ્રેમ કરે છે, પરંતુ આ ભાભી-બાળકોની મી એ વખતે પ્રેમની લાગણી અનુભવતી નથી, કારણ કે એ તો ળકમાં પણ પોતાની નણંદનાં જ દર્શન કરે છે. એમને નણંદનાં નાં સ્વરૂપો સમજીને જ વર્તે છે.

આ બધું દુઃખદાયક છે પરંતુ હે તેની ના પાડી શકાય એમ નથી. ર્ષા અને દ્વેષની લાગણીઓ જેટલી ચેપી છે તેટલા જ ચેપી પ્રેમ ને નમ્રતાના સદ્દગુણો છે એ હકીકત હું ભાભીના માનસ ઉપર સાવવા માગું છું. પ્રેમ અને નમ્રતા એ બેમાં કુટુંબજીવન માટે આવશ્યક એવા તમામ સદ્દગુણોનો સમાવેશ થઈ જાય છે. અને એનું ાસન ભાભી કરશે તો એ જોઈ શકશે કે દીવો થતાં અંધારું નાશ ામે તેમ આ ગુણો વર્તનમાં દેખાવા માંડતાં પોતાના જૂના સંસ્કારોનો નાશ થશે અને જેના જેના સંસર્ગમાં એ આવશે તેના તેના સંસ્કારો ઉપર પણ આ સદ્દગુણોની અસર થવા માંડશે.

[૫]

## ભાભીનું અવલોકન

ભાભીનું આજનું ચિત્ર દોરવાનો આટલો પ્રયત્ન કર્યો, પરંતુ સંતોષ ન થયો. એમ થયા કરે છે કે જે શબ્દોથી કહ્યું છે તે સાચા દાખલાઓથી બતાવું. દાખલાઓ બે ચાર જ આપીશ. પરંતુ ઉઘાડી આંખ રાખનાર ભાભી એમાં સમગ્ર સમાજનું પ્રતિબિંબ જોઇ શકશે. સંભવ તો એવો પણ છે કે એ આરસીમાં એને પોતાના મુખનું પ્રતિબિંબ પણ દેખાય ! જે સત્ય ઘટનાઓ હું રજૂ કરવા ઇચ્છું છું તે સેંકડો કિસ્સાઓમાંથી ચૂંટેલી છે.

એક કમળાભાભી છે. મને બરાબર ખબર છે, એ જ્યારે આવ્યાં ત્યારે સગાંસંબધીઓમાં એવી વાત ફેલાએલી કે નટુ અને વિમળાને હવે માની ખોટ નહિ સાલે. મા ગુમાવી બેઠેલાં એ બંને બાળકો અનુક્રમે દસ અને તેર વર્ષનાં હતાં. ભાભીએ આવવાંની સાથે જે વર્તન બતાવેલું તેમાં માતાના સ્નેહનાં દર્શન થયેલાં, તેની કોઇથી ના પાડી શકાશે નહિ. નટુ અને વિમુના ચહેરા ઉપર પણ એ અસર દેખાઇ આવી હતી. માતાનો ખોળો ગુમાવ્યા પછી કરમાઇ ગયેલાં એ ભાઇબહેન ભાભીના સ્નેહસ્પર્શે પ્રફુલ્લ બનવા માંડયાં હતાં. ભાભી તો કમળાભાભી જેવી હોવી જોઇએ એવી એ કુટુંબની નાનકડી દુનિયામાં વાતો થતી હતી.

પરંતુ બે વર્ષે આ રંગમાં પલટો આવ્યો. એક બાજુ વિમુના સગપણની વાતો થવા માંડી અને બીજી બાજુ ભાભીએ એક પુત્રને જન્મ આપ્યો. ત્યારથી આ ઘરનું વાતાવરણ બદલાવા માંડયું. સૂક્ષ્મ નજરે એમ કહી શકાય કે વાતાવરણના પલટાનું કારણ સગપણની વાતો કરતાં વિશેષ પુત્રજન્મનું હતું. આજ સુધી દિયર અને નણંદ

ઉપર સ્નેહની અમીધારા વર્ષાવતી ભાભી હવે બંને પાસેથી બરાબર કામ લેવા લાગી. અર્થ. બાબો જરા પણ રડે તે કેમ સહન થાય? એ માટે ભાભીને વિમુનો જ વાંક દેખાવા લાગ્યો. વિમુ આ બાબાને જોઈને, કેટલો આનંદ પામતી તે જોવાની ભાભી પાસે દૃષ્ટિ જ નહોતી! ભાભી બાબાને સાચવે ત્યારે વિમુ ઘરકામમાં રોકાય. બાબાથી થાકેલી ભાભી ઘરકામમાં પરોવાય ત્યારે એને લાગે કે વિમુએ આટલા સમયમાં 'કાંઈ કર્યું' જ નથી!

અને આશ્ચર્ય પામશો મા. નટુ પ્રત્યે પણ આ વિમુને કારણે જ લાગણી બદલાતી અર્થ. નટુને તો ક્યારેક જ બાબો સોંપ્યો અને એના ઉપર બાબો સાચવવાની ફરજ હોય એમ ભાભી માનતી નહિ, પરંતુ એ વિમુનો ભાઈ ખરો ને! એ પણ વિમુ જેવો જ 'મીંઢો' લાગતો હતો. વિમુ સામાન્ય રીતે ભાભીના ગુસ્સાનો પડઘો ન પાડતી એટલે એ 'મીંઢી' લાગતી અને કોઈવાર જવાબ આપતી તો ઉદ્ધત લેખાતી.

આવી સ્થિતિ કેમ આવી? પૃથક્કરણ કરીએ તો એમ લાગે કે ભાભીના પ્રેમની પાછળ કોઈ સમજણનું બળ નહોતું. એ પ્રેમ પુત્રજન્મ સુધી નાનકડા દિયર–નણંદ ઉપર ઢળવાયો, પછી તો પોતાનું જ કહી શકાય એવું પાત્ર એ પ્રેમને ઝીલનારું મળ્યું. સગર્ભાવસ્થાના મહિનાઓ દરમિયાન પ્રત્યેક પળે પુત્રજન્મની મધુર ઝંખના એણે ભોગવી હતી તે તેના સમગ્ર પ્રેમને એક જ જગ્યા ઉપર ખેંચી લાવી. કમળાને અસ્પષ્ટ રૂપે એમ જ થઈ ગયું હશે કે જીવનમાં આ કરતાં મોટો આનંદ કે મોટું કર્તવ્ય બીજું છે જ નહિ. સગાંઓએ પણ હર્ષની લહાણી કરી હતી. અને પતિદેવ? એ પુત્ર ઉપર પાગલ બન્યા હતા અને એવી અમૂલ્ય ભેટ આપનારી પત્ની પ્રત્યે એમનો સ્નેહભાવ પારાવાર વધી ગયો હતો. પુત્ર અને પત્નીની સંભાળ માટે કંઈ પણ કરવામાં પતિદેવ પાછા પડતા નહિ.

આમ અજાણતાં જ, એક ઘરમાં આ ત્રણ-પતિ, પત્ની અને બાળકનું-ભિન્ન એવું કુટુંબ રચાઇ ગયું. પુત્ર મધ્યસ્થ બન્યો. સૌ કોઇએ એની જ આરાધના કરવી એવો એક અણલખ્યો નિયમ ઘડાઇ ગયો.

નટુ અને વિમુ આનંદ તો પામ્યાં હતાં પરંતુ પંદર વર્ષની થયેલી વિમુ હવે બીજી કલ્પનાઓ રચતી હતી અને બાર વર્ષનો નટુ હવે અભ્યાસ અને રમતગમતમાં વધુ રસ લેતો થયો હતો. મિત્રોનું જૂથ પણ એના પ્રેમને ખેંચી રહ્યું હતું.

એ પછી શું બન્યું તે કહ્યા વિના જ સમજાઇ જશે એવી આશા છે. વિમુના સગપણની વાતોમાં ભાભીનું મન અને મગજ કયારે જ સ્થિર રહેતાં નહોતાં. વિમુ પરણી જાય તો એ હુકમ કોના ઉપર બજાવે? અને ન પરણે એવી તો કલ્પના યે કયાથી થાય! વધુમાં એના પ્રત્યે, એવું મમત્વ પણ કયાં રહ્યું હતું કે એના જવાથી આઘાત ઉપજે? વિચારો કરવાનું, પોતાની લાગણીઓનું પૃથક્કરણ કરવાનું અને વર્તન દ્વારા લાગણીની કસોટી કરવાનું તો આ ભાભીમાં કે કોઇ ભાભીમા સામર્થ્ય જ કયાં હોય છે?

બીજો દાખલો જોઇએ.

એનું નામ શાન્તાભાભી. એ પરણીને આવ્યાં ત્યારે બે નણંદ અને બે દિયર હતાં, સાસુ-સસરા પણ જીવતાં હતાં, શાન્તાભાભીનાં ખાની સુવાસ સારી નહોતી. એનું શિક્ષણ કેવું હશે તે આ ઘરના માણસોએ કલ્પી જ લીધું હતું છતાં શાન્તાના રૂપની તોલે આવે એવી કન્યા મળવી મુશ્કેલ હતી, એટલે આ સંબંધ બંધાયો હતો.

આ ભાભીએ આવતાંની સાથે જ પોતાનું પોત પ્રકાશ્યું હતું. બે નણંદમાંથી એક પરણેલી હતી અને ગામમાં જ રહેતી હતી, શાન્તા-ભાભીનું પહેલું કામ એ નણંદને આ ઘેર આવતી બંધ કરી દેવાનું હતું.

ત્રણ મહિનામાં જ આ કાર્ય એણે સિદ્ધ કર્યું. સાસુ-સસરા અને ઘરનાં બીજાં સૌનો એ મોટી બહેન ઉપર પ્રેમ હોવા છતાં, પતિદેવનો પણ લાગણી હોવા છતાં.

કયું શસ્ત્ર એમણે વાપર્યું તે જાણવું છે? એ એક જ શસ્ત્ર એમણે જીવનભર વાપર્યું છે અને તેને પરિણામે આજે પતિ ને બે બાળકો સાથે પોતાની માન્યતા પ્રમાણે એ સુખી જીવન ગાળી રહ્યાં છે. મોટી બહેનનો પગ કાઢયા પછી એણે ઘરમાં કલેશની આગ સળગાવેલી ને છેવટે 'જૂદાં' થયેલા.

આ શસ્ત્ર એટલે 'મારુ' ખાઇ જાય છે' એવું સૂત્ર સૌથી પહેલાં એણે મોટી બહેન અને તેનાં બાળકો માટે એમ કહેવા માંડ્યું કે 'ખાવા માટે જ આવે છે.' એ પછી એ શું શું લઈ ગયાં અને શું શું બગાડી ગયાં તેની નોંધ તૈયાર કરવા માંડી. શરૂઆતમાં તો એના આવા વર્તનથી સૌ નારાજ થયાં ને ચાકર્યા નહિ ઘર ઉપરાંત પડોશમાં અને સગાંઓમાં પણ આ પ્રચાર કરવા માંડયો. ઘરમાં ખૂબ ઝઘડા થયા, શિક્ષિત નણંદે એને અસંસ્કારી અને જડ કહી, પણ જીત્યાં તો છેવટે શાન્તાભાભી જ. મોટી બહેન આ નિંદા અને કલેશથી થાકી એ ઘેર જતાં જ બંધ થયાં.

આ જ શસ્ત્ર એમણે નાનાં ભાઇ-બહેનો માટે અજમાવ્યું. પતિની નજરમાં એ સૌને અકારા કરવાના પ્રયત્નમાં તો ન ફાવ્યાં પરંતુ પતિ ઝઘડાથી થાકયા, એટલે ભાઈ-બહેનનો વાંક પણ જોવા લાગ્યા. એ પછી આવ્યો સાસુ-સસરાનો વારો. ઘરમાં કમાનાર તો એ ભાભીના પતિ જ હતા. વેપાર અર્થે વહેલી સવારથી મોડી રાત સુધી એ પરિશ્રમ કરતા. સ્થિતિ સારી હતી તે પણ તેના જ પ્રતાપે. ભાભીએ સૌને કહેવા માંડ્યું ' એ રાતદિવસ લોહીનું પાણી કરે અને તમે બધા છૂટે હાથે ઉડાવો.' પતિને પણ ઘરમાં કેવી ઉડાઉગીરી ચાલે છે તેના દાખલા

આપવા માંડયા. પોતાની દલીલને મજબૂત કરવા માટે પતિના શરીરની ચિંતા પણ કરવા માંડી. રાત્રે પગ દબાવવા ને પંખો નાખવાના ઢોંગમાંથી પણ આ ભાભી બાદ ન રહ્યાં. છેવટે એમણે સિદ્ધ કર્યું કે જો લાંબાં જીવવુ હોય ને માંદા ન પડવુ હોય તો માતાપિતાને અમુક ખર્ચના પૈસા આપી જુદા થવું જોઇએ.

આ જ અરસામા ભાઇ સાહેબ માંદા પડયા. ભાભીને એ જ જોઈતું હતું. ઘરનું વાતાવરણ કલુષિત કરવામાં આ માંદગીનો એમણે પૂરેપૂરો ઉપયોગ કર્યો. માંદગીનું કારણ અતિશ્રમ અને દરરોજની અશાન્તિ ગણાવ્યાં અને એનું કારણ ઘરના સૌ ખાઇને ખૂંદતા સભ્યોને ગણાવ્યા.

પરિણામ જુદા થવામાં જ આવ્યું. ભાઇ સાહેબને હવે ભાભીની વાતો સાચી પણ લાગવા માંડી. વર્ષો સુધી ભાભીએ રેડેલું ઝેર અસર તો કરે જ ને ? એ પછી ખર્ચ આપવાનું બંધ કરાવવાનો પ્રયાસ આદર્યો. એમાં પણ એ વર્ષે સફળતા મળી ગઈ. નાના ભાઈએ અભ્યાસ છોડીને નોકરી કરવા માંડી ત્યારે શાન્તાભાભીએ પોતાને ઘેર સંસાર બનાવ્યો !

આવાં ભાભી પોતાની જાતે સમજે તે તો અશક્ય લાગે છે પરંતુ એણે જે વિજયો મેળવ્યા તે નિષ્ફળ બનાવી શકાત, જો કુટુંબના સભ્યોએ અને ખાસ તો તેના પતિદેવે પ્રથમથી જ એના પ્રત્યે બેદરકારી સેવી હોત. સ્ત્રીને થતા અન્યાયોની આપણે દરરોજ વાતો કરીએ છીએ અને તેમાં સત્ય પણ રહેલું છે પરંતુ સ્ત્રી એનાં અજ્ઞાન અને જડતાને કારણે કેવો ત્રાસ વર્તાવે છે તે પણ આપણે જાણવું જોઇએ. અને હૈયામાં પ્રેમ તથા સહાનુભૂતિનાં ઝરણાં કાયમ રાખવા છતાં આપણે કઠોર પણ બનવુ જોઇએ.

ત્રીજો દાખલો એક સુશિક્ષિત અને સંસ્કારી કહેવાય એવાં ભાભીનો આપું.

ભાઈસાહેબના માતાપિતા કાઠિયાવાડમાં રહેતાં. નાનો ભાઈ એક જ અને તે પણ માતાપિતાની સાથે રહેતો. ચંદ્રવદન મુંબઈમા એક શાળામાં ઉચ્ચ હોદ્દો ધરાવતા ને સારો પગાર મેળવતા. મનમાં એમ ખરું કે કુટુંબના બીજા સંભ્યોને જે સુખ ન મળે તે મારે ન લેવું. આવકનો મોટો હિસ્સો માતાપિતાને મોકલી આપતા અને જૂના વિચારનાં માતાપિતા ખર્ચ કરવામાં સંકોચ ન રાખે તેની પૂરી કાળજી લેતા.

આ ભાઈના લગ્ન થયાં તેને પ્રેમલગ્ન કહી શકાય. કન્યાના સ્વભાવ વિષે કંઈ પણ લખવું બીનજરૂરી છે. એમના આવ્યા પછી માતાપિતાએ ચંદ્રવદન ઉપરનો અધિકાર ગુમાવી દીધો. પોતાની આવકમાંથી ખર્ચ જેગું રાખીને ચંદ્રવદન બધું માતાપિતાને મોકલી આપતો. તેને બદલે માતાપિતાને કેટલું જરૂરી છે તેનો હિસાબ કરવા લાગ્યો ને બે ત્રણ વર્ષ પછી તો માતાપિતાનું ખર્ચ એને બોજારૂપ જણાવા માંડ્યું.

પણ ભાભી તરીકે આ સુશિક્ષિત બહેને શું કર્યું તે તમે પૂછશો. એ પણ કહું છું. ચંદ્રવદનનો નાનો ભાઈ ભાભીનાં પગલાં થયાં ત્યારે મેટ્રિક પાસ કરી ચૂક્યો હતો. એની અને સૌની ધારણા એવી હતી કે કૉલેજનો અભ્યાસ એ મોટાભાઈ સાથે રહીને મુંબઈમાં જ કરશે. લગ્ન વખતે ભાભીએ પણ એ વાતમાં સંમતિ પૂરેલી, પરંતુ મુંબઈમાં એક મહિનાથી વધારે આ નાનો ભાઈ રહી શક્યો નહિ. કોઈએ એને ચાલ્યા જવાનું કહ્યું નહોતું, અપમાન પણ કર્યું નહોતું. એને પૂછીએ તો એટલું જ કહે 'મને ગમ્યું જ નહિ,—ઊંડા ઊતરીને જોઈએ તો જણાઈ આવે કે પ્રથમ ભાભીસાહેબે ને પછી મોટાભાઈએ એની હાજરી જ સ્વીકારી નહોતી. સ્નેહભૂખ્યો નાનો ભાઈ કોઈ અજાણી વ્યક્તિ હોય એમ જ એ બંને વર્તતાં. ભાભીની દલીલ એ હતી કે આપણા 'અંગત જીવન'માં કોઈ 'કુટુંબીએ પ્રવેશવું' ન જોઈએ, એમના મત પ્રમાણે આ પદ્ધતિમાં સૌનો વિકાસ થાય ને સૌની સ્વતંત્રતા જળવાય.

આનંદની રેખાઓ મેં મારી નજરે જોઈ છે. નિષ્ઠુર ભાવે બોલતી હતીઃ 'હવે દેરાણીને ખબર પડશે કે કેટલી વીસે સો થાય છે!' એની વર્ષોની મનોકામના દિયર–દેરાણીને લાચાર બનાવવાની હતી તે હવે સફળ થશે એવાં ચિહ્નો એને દેખાતાં હતાં

એવા યે દાખલાઓ છે કે જેમા દિયર–ભાભી વચ્ચે દુરાચાર ચાલ્યા હોય, પરંતુ તેની ચર્ચા અહીં પ્રસ્તુત નહિ ગણાય કારણ કે એ તો આપણા સમાજના સ્ત્રી–પુરુષ સંબંધ અંગેનો એક સ્વતંત્ર જ પ્રશ્ન છે.

આમ સઘળી બાજુએ નજર નાખતાં ભાભીનું જે સમગ્ર ચિત્ર આપણી સમક્ષ ખડું થાય છે તેનું અવલોકન સુખદ નહિ, પણ દુઃખદ છે. એ ભાભીએ ઘણાં ભાઈ–બહેન વચ્ચેના પવિત્ર અને સ્વાર્થરહિત નિર્મળ પ્રેમ–સંબંધોને નષ્ટ કર્યા છે. એ ભાભીએ ઘણી બહેનો ભાઈઓનું ઘર ઉડાવ્યું છે. એ ભાભીએ ઘણાં સંયુક્ત કુટુંબોના કટકા કર્યા છે. એ ભાભીએ જો ધાર્યું હોત તો જે બન્યું છે, બની રહ્યું છે તેથી બરાબર ઊલટા પ્રકારનું વાતાવરણ એ-સર્જી શકી હોત.

અલબત્ત, એક વાત હું ભૂલતો નથી. આ ભાભી ધારે શી રીતે? કોણે એને એના ધર્મનું ભાન કરાવ્યું છે? કઈ માતાએ એને શીખવ્યું છે કે સસરાના ઘરમાં પગલું માંડતાં જ તારાં ભાઈબહેન પ્રત્યેની સમગ્ર લાગણીમાં ઉમેરો કરીને તારાં નણંદ તથા દિયરની સામે ધરજે? કોણે એને શીખવ્યું છે કે સંયુક્ત કુટુંબની ફૂલવાડીમાં તું અંગારો ન બનજે પણ તારી સેવાનું સીંચન કરી એ વાડીને વધુ રળિયામણી બનાવજે?

અને આટલું જ નથી. ભિન્ન પ્રકારના, સારા કે માઠા સંસ્કારો લઈને આવેલી ભાભીના સંસ્કારની શુદ્ધિનું 'કાર્ય' કોણે કર્યું છે? 'કઈ નણંદ અને કયા દિયરે ભાભીના અંતરમાં પ્રવેશ કરી એનો વિશ્વાસ જીતવાનો પ્રયત્ન આદર્યો છે? કયા ભાઈસાહેબે સંયુક્ત કુટુંબમાં સદાયે પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તી રહે એવો પુરુષાર્થ કરેલો છે?

સ્વીકારી લઈએ કે ભાભીના જે દોષો દેખાય છે તેનું કારણ માત્ર ભાભી જ નથી, છતાં દોષોની જવાબદારીમાંથી ભાભી છટકી શકશે નહિ તે આપણે જાણવું જોઈએ. જગતમાં જે ગુનાઓ થાય છે તે દરેકમાં ગુનેગારની જવાબદારી કેટલી ને પરિસ્થિતિની કેટલી તેનું પૃથક્કરણ આપણે ભલે કરીએ, છતાં પ્રગટ રીતે જે ગુનેગાર છે તેને સુધારવાનો પ્રયત્ન કરવો જ પડે છે, કરવો જ જોઈએ. ગુનેગાર પોતે પણ જે દિવસે પોતાના ગુનાને સમજે તે દિવસે, પરિસ્થિતિ એનો એ હોય છતાં એમાંથી મુક્ત થવાનો પ્રયાસ કરે છે.

હું જેને આ પત્ર લખી રહ્યો છું તે ભાભીને પણ એ કહેવા ઇચ્છું છું કે તારી આજની સ્થિતિ માટે ગમે તે વ્યક્તિ, કુટુંબ કે સમાજ જવાબદાર હોય છતાં તું એ તરફ બેદરકાર રહી શકે નહિ. તુ પોતે પણ સમાજનું અને કુટુંબનું અંગ છે. બીજાઓ શું કરે છે તે તરફ તું તે દિવસે લક્ષ આપજે જે દિવસે તારે જે કરવું જોઈએ તે તેં કરી લીધું હોય, બીજાની ફરજના વિચારો કરી તારી પોતાની ફરજ ભૂલી જતી નહિ, તેમ બીજાના દોષોની દીવાલો રચી તારા દોષોને છુપાવતી નહિ.

તું આજે નિશ્ચય કરી લેજે કે નણંદ ગમે તેમ વર્તે, દિયર ગમે તેવો ભાવ રાખે, જેઠની મનોદશામાં ભલે ફેર ન પડે, પરંતુ હું તો આ પત્રના આરંભમાં દર્શાવેલી આદર્શ ભાભી બનીશ. નિશ્ચય કરજે કે મારા ઘરમાં ઉકરડો હશે તો યે હું તો ગુલાબનું ફૂલ બની એ ઉકરડાની દુર્ગંધ યતકિંચિત પણ દૂર કરવાનો પુરુષાર્થ કરીશ.

બોલ, આમ કરવું છે? આમ કરવામાં દુનિયા જેને સુખ કહે છે તેવું સુખ તારે થોડા વખત માટે કદાચ છોડવું પડશે. જેને લોકો દુઃખ તરીકે ઓળખે છે તે પરિસ્થિતિમાં તારે કદાચ મુકાવું પડશે પરંતુ વિશ્વાસ રાખજે કે 'તારું દુઃખસહન' નિષ્ફળ જશે નહિ. જગતમાં કોઈનું તપ નિષ્ફળ નીવડયાનો દાખલો નથી, શરત એક જ

છે, જે કરે તે હૃદયથી કરજે, હસતે મુખે કરજે, દિલમાં શ્રદ્ધાનો દીવો જલતો રાખીને કરજે.

બરાબર ધ્યાનમાં રાખજે કે આ પૃથ્વી ઉપર એવી કઠોર વસ્તુ એકે યે નથી, જેને ગાળી ન શકાય કે ચૂરા થઇ ન શકે. તારી સામે જે કઠોરતા આવે તેને પ્રેમના અગ્નિથી ગાળજે. વસ્તુ વધુ કઠોર હોય તો અગ્નિ વધુ પ્રજ્વલિત કરજે ને વધુ સમય સુધી એને જાગતો રાખજે. અગ્નિથી ન ગળે એવી કઠોરતા હોય તો કર્તવ્યનો હથોડો ઉઠાવજે.

કોઈપણ કાર્યસિદ્ધિ માટે સાચો પહેલું કામ નિશ્ચય કરી લેવાનું છે. એ પછી મનોબળને કેળવવાનું છે અને છેલ્લો તે અંગેનો વ્યવહાર સમજવાનું છે. પહેલું કામ તું કરી લે, બીજા ને ત્રીજા માટે આ પત્રમાં મેં પુષ્કળ સૂચનો મૂક્યાં છે. છતાં થોડાં વધુ રજૂ કરી આ પત્રને પૂરો કરું.

તારા મનને સદાય ચોખ્ખું રાખજે. એમ માનતી જ નહિ કે નણંદ કે દિયર તારો દ્વેષ કરે છે અથવા તો તારા ઉપર સત્તા ચલાવવાનો પ્રયાસ કરે છે. કોઇ દિવસ ભૂલતી નહિ કે કુટુંબના મોટા ભાગના ઝઘડાઓમાં પૈસા કરતાં યે અભિમાન વધુ કારણરૂપ હોય છે. સૌ કોઈ એમ ઇચ્છે કે એ મોટું ગણાય, એનું ધાર્યું થાય. આ બાબતમાં તું નક્કી કરી નાખજે કે તારે નાના બનીને રહેવું છે. એવી ભ્રમણા સેવતી નહિ કે તું નાની બનશે તો બીજા તને કચડી નાખશે. કોઈ કચડશે તો નહિ પણ તું નાની બનશે એટલે તને ઊંચકી લેશે. પોતાના અભિમાનને પોષવા માટે પણ એ બધાં તારા સુખને માટે પ્રયત્ન કરશે.

આનો અર્થ એવો સમજતી નહિ કે તને અન્યાય થતો હોય તો પણ તું ખમી જજે અથવા તો બીજાને મોટા બનાવવા માટે સત્ય કે સ્વમાનનો ભોગ આપજે. સત્ય, ન્યાય કે સ્વમાનનો ભોગ આપવાનું

હું કહું જ નહિ, કારણ કે એ કરતાં વધુ મૂલ્યવાન આ જગતમાં બીજું કશું છે નહિ. એ ગુમાવ્યા પછીનું જીવન જીવન નથી, માત્ર યંત્ર છે. સુગંધ વિનાનું કાગળનું ફૂલ છે.

પરંતુ ત્યારેય નમ્રતા છોડવી નહિ. વિરોધ કરવો પડે તો વિનયપૂર્વક કરજે. એવાનો ત્યાગ તો કદી કરતી જ નહિ. માત્ર માન કે અપમાન ગમે તે સૌ, જે કરવા યોગ્ય ન હોય તે કરતી જ નહિ, પરંતુ સાથેસાથ હજાર હજાર ઝગડાની વચ્ચે પણ જે કરવા યોગ્ય છે, જે કર્તવ્ય છે તે એક ઘડી માટે પણ છોડતી જ નહિ. એમ થશે તો તારી સચ્ચાઈની સામા પક્ષ ઉપર અસર થશે જ.

એક ખાસ ગુણ તારે કેળવવાનો છે. જરા વિચિત્ર લાગે એવું એનું નામ છે, પણ તારે એ જાણી લેવું જોઈએ અને દરરોજ એની સ્મૃતિ તાજી કરવી જોઈએ. એ ગુણનું નામ જાગૃત બેદરકારી. આ બંને શબ્દનો બરાબર અર્થ સમજી લેજે. એકલી બેદરકારી ગુણ નહિ, દોષ છે. જાગૃત બેદરકારી હું જેને કહું છું તેનો અર્થ કે કેટલી યે બાબતો એવી હોય કે જે આપણને ગમતી ન હોય છતાં આજુબાજુ બન્યા કરે, આપણે એ તરફ બેદરકારી રાખવી જોઈએ. કેટલીકવાર સામાન્ય બાબતમાં ચર્ચા જાગે ને ગંભીર સ્વરૂપ પકડી લે. વાતમાં કંઈ માલ ન હોય છતાં એમાંથી કાયમ માટે મન જુદાં થઈ જાય. આવે વખતે એ જાગૃત બેદરકારીની જરૂર પડે છે.

સ્વમાન અવશ્ય જાળવવું અને અપમાન સહન કરવું જ નહિ, પરંતુ આળી ચામડી ન રાખવી. નજીવી બાબતમાં અપમાન લાગી જાય તો એ સ્વમાન નહિ, પણ અભિમાન કહેવાય. આમાં પણ જાગૃત બેદરકારીનો ગુણ કેળવવો.

ઘરમાં, ખર્ચ અને રહેણીકરણીમા પણ કશું ગંભીર ન હોય ત્યાં સુધી એ વિષે કોઈને કહેવું નહિ. એવી ચર્ચા જ ન કરવી. સમજણપૂર્વક એ બધું ગળી જવું.

અને એક મહત્ત્વની વાત. કોઈ દિવસ પતિની પાસે નણંદ કે દિયરનું ખુરું ન બોલવું. એમના દોષનું પણ શક્ય હોય તો ઢાંકણ બની જવું. આમ કરવાથી દિયર–નણંદનો વિશ્વાસ અને પ્રેમ વધશે.

આટલી બધી સાવધાની છતાં ઝગડા થશે. નણંદ–દિયરના સંસ્કારો સારા નહિ હોય તો એ ઝઘડાઓ ઉગ્ર પણ બનશે. આ વખતે શક્ય હોય ત્યાં સુધી સમાધાન માટે મથવું. થયેલો ઝગડો સત્વર ભુલાઈ જાય ને નવી લાગણીથી નવો દિવસ શરૂ થાય એમ કરવા માટે મથવું. આપણા શિરે જ આખા કુટુંબની શાન્તિની જવાબદારી હોય તે પ્રકારનું વર્તન રાખવું.

અને આટલા પ્રયત્નો પછી પણ ઘરમાં શાન્તિ ન સ્થાપી શકાય તો? તો જે 'જુદા' થવા સામે મેં રોષ બતાવ્યો છે તે પગલું લેવું. કોઈ પણ સંયોગોમાં સંયુક્ત કુટુંબ નિભાવી રાખવાની મારી મનોવૃત્તિ નથી, પરંતુ હળવે હાથે ને અલ્પ પ્રયત્ને આપણે થાકી જઈએ તે ઇષ્ટ ન ગણાય. આપણી તમામ શક્તિ ખર્ચ્યા પછી પણ જો નણંદ કે દિયરના દિલમાં પ્રેમની, વિશ્વાસની, ભ્રાતૃભાવની લાગણી જન્માવી જ ન શકાય તો એ સંબંધો છોડવા જ જોઈએ. એવા સંબંધોને ખેંચી રાખવામાં કોઈનું શ્રેય થતું નથી ને સૌની શક્તિ હણાય છે.

પરંતુ યાદ રાખજો ભાભી, કે આવી નિષ્ફળતા હજારમાં એકાદ કિસ્સામાં જ સાંપડશે; પ્રયત્નનો આરંભ કરો ત્યારે આ નિરાશા કલ્પી લેતાં નહિ. જે પ્રયત્ન સફળતાની શ્રદ્ધા વિના થાય છે તેનું અર્ધું બળ આરંભમાં જ તૂટી જાય છે. જે પગલું ભરો તે પૂરી શ્રદ્ધા સાથે ભરજો.

ફરીને કહેવા ઇચ્છું છું કે સામો પક્ષ પોતાનું કર્તવ્ય બજાવે છે કે કેમ તે જોવા માટે થોભતાં નહિ. તમે એમ માનીને જ વર્તજો કે

એ પોત નો ધર્મ ન પાળે તો યે મારે પાળવો છે ને એ રીતે જ એના ધર્મનું એમને ભાન કરાવવું છે. ભૂલતો નહિ, સામો પક્ષ જો પોતાનું કર્તવ્ય બરાબર બજાવે તો તમારે કરવાનું જ શું રહે છે? આ પત્રનો અર્થ પણ શો છે? આપણા પ્રત્યે જે પ્રેમની લાગણી રાખે તેના તરફના આપણા સ્નેહભાવની શી કિંમત છે? એટલું પણ આપણે ન કરીએ તો તો પશુ જ ગણાઈ એને!—ના, પશુ પણ લાગણીનો પડઘો પાડે છે.

આપણી માનવતાની અને સજ્જનતાની કસોટી તો દુર્જન પાસે જ થઈ શકે. સામો પક્ષ પોતાનો ધર્મ ભલે ચૂકે, આપણે ન ચૂકીએ. જે આદર્શ આપણી નજર સામે રાખ્યો હોય તેવા થવાના પ્રયત્નમાં કદી ન થાકીએ. હું ખાતરી આપું છું કે કોઈ પણ ભાભી આદર્શ ભાભી થશે તો તેની આસપાસ આદર્શ દિયર અને આદર્શ નણંદ સર્જાશે.

અને એમાંથી જ કુટુંબ સંસ્થાનો આદર્શ આપણે સિદ્ધ કરી શકીશું. ભાભી, આ વિશ્વનાટકમાં તારો પાઠ તું પૂરી કુશળતાથી ભજવી લે, બીજા પોતાનું ફોડી લેશે.



# સાસુજીની સેવામાં



[ ૧ ]

## ફરિયાદ

સાસુજીની સેવામાં,

**સં**યુક્ત કુટુંબના ઘણા-ખરા સભ્યોને મેં જેમ પત્રો લખ્યા છે તેમ તમને ઉદ્દેશીને લખવાની પણ મારી ઇચ્છા છે. મૂંઝવણ એક જ થાય છેઃ મારા પત્રો તમને કશી અસર ઉપજાવશે ખરા? તમે સામાન્ય રીતે પોતાની જાતને ડહાપણના અવતારરૂપ માનો છો. વધુમાં તમને એમ પણ લાગે છે કે તને, પુરુષને, બહારનું જીવન ગાળનારને ઘરના પ્રશ્નોની શી સમજ પડે? આમ માનીને મારા પત્રો તમે વાંચ્યા વિના જ ધખતી સગડીમાં પધરાવી દો એવી મારી બીક, હું માનું છું કે પાયા વિનાની નથી.

આ મૂંઝવણમાંથી ઉગરવાનો એક રસ્તો મને સૂઝયો છે. હું ધારું છું કે તમને આ પત્રો વાંચવા પ્રેરવા માટે એ રસ્તો સૌથી ઉત્તમ નીવડશે. મારી પાસે તમને પત્રો લખવાની જે કાંઈ સામગ્રી

રહેલી છે તેમાં જુદા જુદા વાતાવરણમા, જુદા જુદા પ્રકારના દુઃખની મઠ્ઠીમાં શેકાતી ચાર વહુઓના પત્રો પણ છે. આ પુત્રવધૂઓનું અંતર એ પત્રોમાં મેં વાંચ્યું છે ને મારું હૈયું એથી ભીંજાયું છે. મેં જોયું છે કે એ પત્રોમાં રોષ નથી, ઈર્ષા નથી, અસત્ય નથી. એ પત્રોમાં તો હૈયાનું લોહી જ ટપકતું દેખાય છે. મને આશા છે કે એનું વાચન કરવાનું મને જેવું આકર્ષણ થયું હતું તેવું જ તમને પણ થશે. સંભવ છે કે મારા ને તમારા આકર્ષણની ભૂમિકા જુદી હોય. હું એનું દર્દ જોવા ને એમાંથી એને ઉગારવાનો માર્ગ શોધવા પત્રો વાંચવા પ્રેરાઉં અને તમે, તમારી એ પુત્રવધૂઓ તમારી કેવીક નિંદા કરે છે એ જાણવા માટે આ ન ગમતા પત્રો વાંચી નાખો.

છતાં એ પત્રો એટલા નિખાલસ ભાવે લખાયા છે કે તમારું હયું ગમે તેવા પૂર્વગ્રહોથી રંગાયું હશે છતાં આ લોહીના રંગથી સાવ અલિપ્ત રહી શકશે નહિ. હું તો તમને વિનતિ કરું છું કે જો આ પત્રો વાંચો તો–ઇરાદાપૂર્વક આ લખી ગયો છું, કારણ કે તમે આ પત્રો જો વાંચો તો તમારાથી શક્ય હોય તેટલું ખુલ્લું દિલ રાખીને વાંચજો, તમે આ વાંચનાર કેવાં સાસુ હશો તે હું થોડો જ જાણી શકું છું? છતાં મને વિશ્વાસ છે કે તમને પોતાને જ ઉદ્દેશીને લખાયું હોય એવું આ પત્રોમાંથી તમને ઘણું મળી રહેશે. તમારાથી દબાઈ રહેલી કે તમને દબાવવા મથતી આ પુત્રવધૂઓના હૃદયનું વાંચન તમારા માટે સાવ નકામું તો નહિ જ નીવડે.

એક વાત તમારા મન ઉપર ઠસાવવાની મારી ઇચ્છા છે. આ પત્રો તમારી સામે ફરિયાદ કરવાના હેતુથી નથી જ લખાયા. અલબત્ત, એમાં ફરિયાદ છે જ, પરંતુ એ વ્યક્તિગત નથી, તમારા પોતા સામે નથી, પરંતુ આપણા સમાજમા જ્યાં જ્યાં સાસુ છે તે સૌના સામે છે, અને કોની પાસે આ ફરિયાદ કરવામાં આવી છે? પ્રભુ પાસે? સમાજ પાસે? તમારા ઉપર વર્ચસ્વ ધરાવતી કુટુંબની કોઈ વ્યક્તિ

પાસે ? ના રે ના, આ ફરિયાદ તમારી જ પાસે કરવામાં આવી છે. તમે પોતે જ ગુનેગાર છો. તમે પોતે જ આ દુઃખોનાં જન્માવનાર છો છતાં ફરિયાદ તમારી સમક્ષ શા માટે કરવામાં આવે છે તેનું રહસ્ય સમજજો. આ ચારે ય પુત્રવધૂઓએ જે પત્રો લખ્યા છે તે મને ઉદ્દેશીને નહિ, પણ તમને—પોતાની સાસુઓને ઉદ્દેશીને જ લખ્યા છે. જેનાં ઘર અને જીવન સળગી ગયાં છે એ વહુઓને શું તમારી ભલમનસાઈ ઉપર હજુ વિશ્વાસ છે ! શું તેઓ એમ માને છે કે તમારા હૃદયને એમની વેદનાનો સ્પર્શ થશે ? શું એવી આશા એમણે રાખી છે કે કઠોર અને ક્રૂર દેખાતા આ સાસુનું હૈયું, હૈયાનો એકાદ ખૂણો ફૂલ જેવો કોમળ હશે ! એમ માન્યું હશે આ પુત્રવધૂઓએ કે અમારી આ સાસુ કોઈની માતા છે, કોઈની ભગિની છે, કોઈની પત્ની છે એટલે એનું હૈયું, એકાદ સ્થાને પણ સુકોમળ તો હશે જ !

અમે તે હોય, ફરિયાદ તમારી સામે હોય છતાં એ તમારી, પાસે જ રજૂ થયેલી છે એમ સમજીને એનું વાચન કરશો તો તમને આ પત્રો તમારી નિંદા રૂપ નહિ લાગે. પત્રોના શબ્દોની પાછળ ડોકિયાં કરી રહેલાં આંસુઓ તમે જોઈ શકશો અને તમારામાં જે કાંઈ શુભ, સુંદર અને કોમળ પડ્યું હશે તેને જાગૃત કરી શકશો.

[ ૨ ]

## સંસ્કારનું પ્રાબલ્ય

વહાલાં સાસુજી,

તમને 'વહાલાં' લખું છું તે ખોટું ન માનશો. જે દિવસે તમારા ઘરમાં મેં પગ મૂક્યો તે દિવસે સાથે જ હું તમને વહાલાં માનતી હતી. આનો અર્થ એવો નથી કે તમારા પ્રત્યે મને આદર-

ભાન નહોતો. આદરભાવ હતો જ અને તે અંતરની સાચી લાગણીથી સંસ્કારાયેલો હોવાથી એમાં બાહ્ય શિષ્ટાચાર કરતાં વહાલાપણું વિશેષ હતું. જેવો પ્રેમ મને મારી માતા પ્રત્યે હતો તેવો જ પ્રેમ તમારા પ્રત્યે હું અનુભવતી હતી. તમારી સાથે મારે પરિચય નહોતો અને મારી બાના પ્રેમથી હું પોષાઈ હતી તેમ તમારા પ્રેમનું પોષણ મને મળ્યું નહોતું, છતાં આ લાગણી મારા અંતરમાં પ્રગટેલી હતી. આનું કારણ તમારી માતૃત્વની લાગણીથી પોષાયેલા તમારા પુત્ર મારા પતિ હતા. અમારો પરિચય થયો ત્યારથી એમણે તમારા પ્રત્યેની એમની ભક્તિ મારા અંતરમાં રેડવા માંડી હતી. પહેલા કાગળમાં જ એમણે લખેલું:

'તારું સૌથી મોટું સૌભાગ્ય તો આવાં સાસુ પામવાનું છે. બાનો પ્રેમ જોઈને તુ સાચે જ આશ્ચર્ય પામી જઈશ. હું બાની સાથેનું પ્રેમનું વર્તન જોઉં છું ત્યારે મને થાય છે કે સમાજમાં સાસુઓના ત્રાસની જે વાતો થાય છે તેમાં કેટલું સાચું હશે!'

વેવિશાળ નક્કી કરતાં પહેલાં તમે મને ઘેર બોલાવેલી ત્યારે પણ મારા મન ઉપર એવી જ છાપ પડી હતી. સાચું પૂછો તો ત્યારે મને ભાભી-રૂઢિની ભાષામાં કહું તો મારાં જેઠાણીનો થોડો ડર લાગેલો ખરો. એમની નજરમાં મને થોડો તુચ્છકાર જણાયો હતો, પણ મેં મન વાળી લીધું. મને થયું કે તેઓ કશું ભણ્યાં નથી અને ગરીબ માતાપિતાને ત્યાં ઊછરેલાં છે એટલે સ્વાભાવિક રીતે મારાં શિક્ષણ અને ધનવાન માતાપિતા સામે માનસિક પ્રત્યાઘાત અનુભવતાં હશે. એ વખતે તમે મને સંયુક્ત કુટુંબના રક્ષણરૂપ લાગેલાં.

એ પછી વેવિશાળ, લગ્ન અને બીજા પ્રસંગોમાં તમારા માતૃત્વનાં જ મેં દર્શન કર્યાં હતાં. મારાં માતાપિતાના મન ઉપર એ જ અસર હતી. તમે નહિ

તમને જણાવું. મારાં માતાપિતા મારું વેવિશાળ ત્યાં કરવા માટે ખાસ ઉત્સાહ નહોતા ધરાવતાં. તેઓ પોતાના કુટુંબને કંઈક ઊંચું અને ખાનદાન સમજતાં હતાં. પૈસો અને પ્રતિષ્ઠા એમની પાસે વિશેષ હતાં, પરંતુ એમની જ ભાષામાં કહું તો 'છોકરો સારો છે, ભણેલો છે, તેજસ્વી છે.' 'ઘર ગરીબ હોય તો શો વાંધો છે!' આવી દલીલને તેઓ વશ થયાં હતાં. મારું પોતાનું અંતર 'એમના' પ્રત્યે ખેંચાયેલું હતું એટલે જ આ બની શક્યું હતું.

પરંતુ લગ્ન પછી મેં જોયું તો મારું શિક્ષણ અને મારાં માતાપિતાનું મોટું ઘર મને મદદરૂપ થવાને બદલે ત્રાસરૂપ બનવા માંડ્યાં. કોણ જાણે શા કારણે, પણ તમે માની લીધું કે હું ધનવાનના ઘરમાં ઊછરેલી હોવાથી ઘરકામમાં હીણપત માનતી હોઈશ અને શિક્ષિત હોવાથી અભિમાની હોઈશ. લગ્નને આઠ દિવસ માંડ વીત્યા હશે ત્યાં તમે મને ઉપદેશ આપવાનું શરૂ કરી દીધું. બાબીએ તેમાં સૂર પૂરાવ્યો.

આજે મને બરાબર યાદ આવે છે તમે મને દરેક સૂચના કરતી વખતે કશાકથી ડરતાં હો એવું લાગતું હતું. આ ડરનો મેં ઉપયોગ કરી લીધો હોત તો કેવું સારું હતું? પણ મેં તો તમને સંતોષ આપવાનો અને તમારા મનમાં મારા વિષે જે કાંઈ આશંકા હોય તે દૂર કરવાનો નિશ્ચય કર્યો હતો એટલે તમારો ઉપદેશ, જ્યાં જ્યાં મારા સ્વમાનનો ભંગ કરનાર નહોતો ત્યાં ત્યાં મેં તેનો અમલ શરૂ કર્યો. મેં આશા રાખી હતી તે પ્રમાણે આનું સારું પરિણામ ન આવ્યું. હું શું કરતી હતી તે તો તમે કહી[illegible] 'નહિ, હું શું નથી કરતી

કન્યા તમારા કુળમાં કદી આવી નથી એમ કહીને તમારું હૃદય હર્ષથી ઊભરાઈ જશે એવી ધારણા મારા મનમાં હતી, પરંતુ તમે તો જ્યાં ને ત્યાં કહેવા લાગ્યાં : 'કન્યા તો આપણા કરતાં ગરીબ ઘરની જ સારી અને છોકરીઓ માટે બહુ ભણતર સારું નહિ.' મારા જે ગુણો હતા, મારી જે વિશેષતા હતી તે જ તમને દોષ અને ઊણપરૂપ જણાવા લાગ્યાં. વાત આટલેથી અટકી નહિ. તમે એ દોષ અને ઊણપ દૂર કરવા સારુ ભાભી કરતાં યે વધુ પ્રમાણમાં મારી પાસેથી કામ લેવાનું શરૂ કર્યું. હું ગમે તેટલું કામ કરું છતાં હું નથી કરતી ને નહિ જ કરું એવી તમારા ઉપર અસર રહેવા લાગી. તમે મારી ચોકી કરતાં થઇ ગયાં.

આનું બીજું દુઃખદ પરિણામ એ આવ્યું કે તમે મારી પાસે ને સૌની પાસે ભાભીનાં વખાણ કરવા લાગ્યાં. એમના વખાણ તમે કરો તે સામે તો મારે શો વાંધો હોય? પરંતુ તે દ્વારા તમે મને ઉતારી પાડો એ કેમ સહન થાય? એટલે સહજ રીતે હું કેટલીક બાબતોમાં ખુલાસો કરવા લાગી જતી અને તેનું પરિણામ હું ભાભીની ઈર્ષા કરતી હોઉં એવું આવતું. તમારો પક્ષપાત તમે કોઈ દિવસ જોતા જ નહિ.

આમ કરતા કરતાં તમે મારાં માતાપિતા મને શું આપે છે ને શું નથી આપતાં તે પણ જોવા લાગ્યાં. ભાભીનાં માતાપિતા ગરીબ હતાં એટલે તેઓ કશું ન આપી શકે તે હું સમજતી મારાં માતાપિતાની હું એકની એક પુત્રી હતી. અને કર્મયોગે તેમને મારા પ્રત્યે અત્યંત પ્રેમ હતો એટલે તેઓ મને વધુ ને વધુ આપવાની ઇચ્છા રાખતાં અને મને થતું કે મારું હવે સ્વતંત્ર ઘર થયું છે એટલે માતાપિતા પાસેથી ઓછામાં ઓછું લેવું જોઈએ. માતાપિતાને નારાજ કરીને પણ હું તે આપતાં તેનું અર્ધું જ લેતી. આમ છતાં આપણા સમાજમાં, ધનવાન કુટુંબોમાં પણ કન્યાને જે કાંઈ આપવામાં આવતું તેથી તો મારા

ત્યારે દોષ કર્યા હતા? તમારા પરિવર્તનનું કારણ શું હતું!

મારી બુદ્ધિ આ પ્રશ્નોના જવાબ ન આપી શકી એટલે જેમની બુદ્ધિ ઉપર સદા યે મને અપાર શ્રદ્ધા રહી છે તે તમારા પુત્રને જ પૂછવાનો મેં નિર્ણય કર્યો. આ નિર્ણયનું જોખમ હું સમજતી હતી. ઘરની વાતમાં એમને ન ખેંચવા જોઈએ એવો મારો નિશ્ચિત મત હતો. ઉપરાંત તેઓ પોતાનું નવું જીવન જ્યારે પરિશ્રમપૂર્વક ઘડી રહ્યા હતા ત્યારે આવી વાતમાં ખેંચવાથી એમને કેટલો ત્રાસ થાય તે હું જાણતી હતી, પરંતુ કરું શું? જેમ દિવસ જતા ગયા તેમ મારા માટે સ્થિતિ અસહ્ય બનવા લાગી. તમે અને ભાભી, પ્રભુ જાણે શા ઉદ્દેશથી પણ બરાબર મારી પાછળ જ પડ્યાં! મારી શાન્તિ અને સ્વસ્થતા હવે લૂંટાતાં લાગ્યાં. પુસ્તકોમાં પણ હવે હું રસ લઈ શકતી નહોતી કારણ કે એ પણ તમારી નિંદાનો એક વિષય હતો. મારાં માતાપિતાનાં દોષો પણ હવે તમે વધુ પ્રમાણમાં વર્ણવવા લાગ્યાં હતાં.

એક વખતે વ્યવહાર પ્રસંગે તમે ચાર દિવસ માટે બહારગામ ગયાં અને ભાભી સામેની મારી શાન્તિ તૂટી ગઈ. મોટાભાઇને એ કહી રહ્યાં હતાં તે મેં સાંભળ્યું. ભાભી કહેતાં હતાં: 'સવારમાં છાપું લઈને બેસી જાય છે. કામવાળીની માફક મારે જ આખા ઘરનો ઢસરડો કરવો પડે છે. સાહેબ (મારા પતિ)ના ધ્યાનમાં તો કાંઈ આવતું જ નથી અને તમે તો કંઈ કહેવાની બાધા જ લીધી છે.' વધુ હું સાંભળી શકી નહિ. પરંતુ મોટાભાઇના કાનમાં પણ ઝેર રેડાઈ રહ્યું છે એવું જાણતાં મારી તમામ ધીરજનો અંત આવ્યો. થોડીવાર પછી મોટાભાઈ હું સાંભળું તેમ ભાભીને ઉદ્દેશીને બોલ્યા.

'બાને અને તને બીજો ધંધો જ નથી. બા પણ જ્યારે ને ત્યારે આવી વાત કરતા શરમાતાં નહિ હોય? કાન્તા કંઈ અણસમજુ નથી. ભણેલી છે, એની મેળે સમજશે.'

ભાભી બોલ્યાં: 'પણ ભાઈના ધ્યાન ઉપર તો લાવવું જોઈએ ને?'

'એને બીજો કામધંધો નહિ હોય!' મોટાભાઈ બોલ્યા ને ચાલતા થયા.

હું સમજી. પહેલાં તમે બદલાયાં; તમારી પ્રેરણાએ ભાભીને બળ આપ્યું ને હવે તમે બંને મોટાભાઇને તૈયાર કરી રહ્યાં હતાં. નાનપણથી સાંભળેલી સાસુ-વહુની વાતો મને યાદ આવી ગઈ. હવે બાકી રહ્યા હતા માત્ર મારા પતિ. હું વિચાર કરતાં ધ્રુજી ઊઠી. તમે એમને પણ સમજાવી દો તો! એમને ઠસાવો કે હુ અભિમાની છું, કશું કામ નથી કરતી, વિનય-વિવેક જાળવતી નથી અને મારા માતાપિતા વહેવારનું પાલન કરતા નથી! પછી બાકી શું રહ્યુ?

મેં એમની સાથે વાત કરવાનો નિશ્ચય કરી લીધો. તે જ રાત્રે તેઓ શાન્તિમાં હતા ત્યારે મેં વાત ઉચ્ચારી. ગમે તેમ કહો પરંતુ મેં એ દિવસે પહેલી જ વાર એમની પાસે મારું હૃદય ખોલ્યુ અને તે પણ નીચેના શબ્દોમાં જ. તમે ત્રણ વર્ષથી મારા નામે જે ને તે બોલો છો તેમ નહિ.

મે કહ્યું: 'આજે તમને ચિંતા થાય એવી વાત કરવી છે.'

આટલું સાંભળતા જ એમના મો ઉપર ચિંતાની લાગણી ફરી વળી. મને થયું કે હવે વધુ ન બોલું, પણ એ હવે સાભળ્યા વિના રહે? એમણે પૂછવા માંડયું અને મેં જે કાંઈ બનતું હતું તે, લગ્નના પહેલા દિવસથી મોટાભાઇ અને ભાભી વચ્ચેની વાત સુધી કહેવા માંડ્યું. બધી વાત પૂરી થઇ ત્યારે તેઓ ગંભીર વિચારમાં ડૂબી ગયા અને થોડીવાર પછી બોલ્યા:

'મેં આશા રાખેલી કે મારા ઘરમાં તો આવો કલેશ થશે જ નહિ કારણ કે બા પ્રેમાળ છે ને તું સમજુ છે. પરંતુ અહીં પણ...' તેઓ વધુ ન બોલી શકયા.

'પણ આનું કારણ તમને શું લાગે છે? મેં ઘણો વિચાર કર્યો, મારાથી સમજાતું નથી.' મેં કહ્યું.

'કારણ'તો તેં વાતની શરૂઆત કરી ત્યારે જ હું સમજી ગયો, પણ એ કારણ દૂર કરવાનો કોઈ ઉપાય નથી, એ બહુ ઊંડું છે.'

હું વિચારમાં પડી ગઈ. મને એમની વાતમાં કંઈક રહસ્ય લાગ્યું. હું પૂછવા જતી હતી ત્યાં જ એ બોલ્યાઃ

'એમ સમજતી નહિ કે આમાં કંઈ રહસ્ય હશે. ઊંડું એટલે કે જેમાંથી એ કારણ ઉદ્‌ભવે છે તે સંસ્કાર ઊંડા છે. લગ્ન' પહેલાં જ એ મનોદશા મેં જોયેલી ને જાણેલી, પરંતુ તે આવું રૂપ લેશે એમ ધાર્યું નહોતું. આના પ્રેમાળ સ્વભાવ ઉપર મેં વધુ પડતો વિશ્વાસ મૂકેલો.'

'પણ હતું શું? છે શું?' મેં આતુરતાથી પૂછ્યું.

એમણે વિસ્તારથી' જે જવાબ આપ્યો તેનો સાર હું' તમને કહી દઉં.

આ' પત્રના આરંભમાં મેં તમને કહ્યું છે કે મારાં માતાપિતા આ વેવિશાળ માટે ઉત્સાહિત નહોતાં. મારા પતિ પાસેથી મેં જાણ્યું કે તમારી સ્થિતિ પણ લગભગ એવી જ હતી. ફેર એટલો જ હતો કે અમે સૌ તમારા પુત્રને જોઈ ખેંચાયાં હતાં અને તમે ડરતાં ડરતાં પણ અમારી પ્રતિષ્ઠા અને લક્ષ્મી જોઈને. મેં જાણ્યું કે શરૂઆતમાં તમે' એ બોલેલાં 'એ આપણા ઘરમાં ન પોસાય. ભણેલી તો મારે જોઈએ જ નહિ' પણ સગાંઓએ તમને ઠસાવી દીધું કે' 'આ સંબંધ બાંધવાથી કુળની આબરૂ વધશે. ચંદ્રકાન્ત-મારા પતિ-ને સારી ઓથ મળી જશે.' તમે એમ માનીને આશ્વાસન લીધું; 'પહેલેથી સંભાળ રાખીશું તો વાંધો નહિ આવે.' તમારા પુત્ર પાસે એવું બોલી પણ ગયાં કે 'એના આવ્યા પછી માને ને ભાઈભાભીને ભૂલી જતો નહિ, ચડાવ્યો ચડતો નહિ.' તે દિવસે આ શિખામણની ગંભીરતા એ સમજ્યા નહિ, તમારું માનસ પણ એમણે પૂરા રૂપમાં પારખ્યું નહિ.

એમને ય હું કેમ દોષ આપું! કારણ કે નક્કી થતાં જ તમે તમારું વલણ બદલ્યું હતું. તમે એમની પાસે ને સૌની પાસે મારી ને મારાં માતાપિતાની પ્રશંસા કરતાં થાકતાં નહોતાં. આજે મને સમજાય છે કે ખરેખર તો તમે તમારી પોતાની જ પ્રશંસા કરી રહ્યાં હતાં. ગરીબ અને સામાન્ય હોવા છતાં આવી શિક્ષિત અને ધનવાનની કન્યા લાવ્યાનો તમે ગર્વ અનુભવતાં હતાં.

તમારી આ મનોદશાએ જ આપણા ઘરમાં ઝેરનું બી વાવી દીધું હતું. એમાંથી હવે અંકુર ફૂટવા માંડ્યા હતા આ અંકુરો ઉખેડીને ફેંકી શી રીતે દેવા? મારા પતિએ કહ્યું કે પોતે તમારી સાથે શાન્તિથી વાત કરશે મેં એમને સમજાવ્યા કે 'એનો અનર્થ થશે, મેં તમને બા વિરુદ્ધ ચડાવ્યા છે એમ માનવામાં આવશે.' પરંતુ એ દલીલ એમણે કાન ઉપર લીધી નહિ.

ત્રણેક દિવસ પછી તમે આવ્યાં ત્યારે સમય મેળવીને આ વાત એમણે કરવા માંડી. હું બાજુના ખંડમાં બેસીને ચિંતાપૂર્વક સાંભળી રહી હતી. ભાભી એક સમાચે ત્યાં ગયાં હતાં, મારા કાનમાં તમારા એ શબ્દો આજે ય ખીલાની પેઠે ભોંકાય છે. તેઓ બોલી રહ્યા કે તુરત તમે તડૂક્યાઃ

'મને ખાતરી જ હતી કે એ મા–દીકરા વચ્ચે ઝેરનાં બી વાવશે જ.'

બસ, વધુ કાંઈ જ નહિ! ખુલાસો કરવા ને તમને સાન્ત્વન આપવા એમણે વ્યર્થ ફાંફાં માર્યાં. તમે છેવટે બોલ્યાંઃ 'મારે કાંઈ સાંભળવું નથી ને કહેવું યે નથી. માની એકે ય વાત હવે સાચી નહિ લાગે. જમાનો હવે બદલાઈ ગયો છે.'

નિરાશ થઈને તેઓ મારી પાસે આવ્યા મને કહ્યું: 'બાનું માનસ સાવ બદલાઈ ગયું છે. તારે સમજીને શાન્તિ રાખવી અને એમને શાન્તિ થાય એમ જ રહેવું.'

તમે ગમે તેમ માન્યું હોય ને આજે ગમે તે માનતાં હો પણ એમણે જે શબ્દો મને કહ્યા તે ખરેખર તો મારા પોતાના અંતરના જ હતા, મારાં માતાપિતા પાસેથી હું એવા જ સંસ્કાર પામી હતી.

પણ મારી શાન્તિ તમે ને ભાભીએ મળીને હચમચાવી નાખી. તે દિવસથી મારી વિરુદ્ધ બોલવામાં એક મહત્ત્વનો ઉમેરો થયો. હું 'કાન ભંભેરુ' છું ને મા–દીકરા વચ્ચે કંકાસ ઊભો કરું છું એવા આક્ષેપો તમે કરવા લાગ્યાં. આ બધું સાંભળવું મને આકરું લાગતું હતું. પરંતુ હું ગળી જતી હતી. એમને પણ નહોતી જણાવતી, પણ તમને એટલેથી કેમ સંતોષ થાય? તમે તો માની જ લીધું હતું કે હું દરરોજ અનેક સાચીખોટી વાતો કરીને તમારી વિરુદ્ધ તમારા પુત્રને ઉશ્કેરતી હોઈશ. એટલે આ શબ્દો તમે એમને પણ સંભળાવવા લાગ્યાં. એક દુર્ભાગી દિવસે એમણે શાન્તિ ગુમાવી ને બોલી ઊઠયાઃ

'તમે ને ભાભી જ મારા કાનમાં ઝેર રેડો છો. તમે મને જુદો કરશો ત્યારે જ જંપશો.'

મોટાભાઈ ત્યારે હાજર હતા, એમને લાગ્યું કે બાનું અપમાન થાય છે એટલે એ બોલી ઊઠયાઃ

'તને તારી કમાણીનું ને તારા સસરાના પૈસાનું અભિમાન હોય તો જુદો થઈ જા. અમને ભગવાન જાર–બાજરાનો રોટલો આપશે.'

મારા પતિ પણ મગજનો કાબૂ ગુમાવી બેઠા હતા. મેં વચ્ચે પડવા પ્રયત્ન કર્યો પણ હું ન ફાવી. એમણે તો જુદા થવાનું અને તે ક્ષણે તમારું ઘર છોડી દેવાનું જાહેર કરી દીધું. મને પણ એવી આજ્ઞા કરી નાખી. તમે, મોટાભાઈએ, ભાભીએ એમની એ જાહેરાત વધાવી લીધી.

પણ હું ત્યાંથી ન ખસી. તેઓ ગુસ્સે થયા, નારાજ થયા, એકલા ચાલ્યા જવાની ધમકી આપી છતાં હું બેસી રહી. મને આપણા ઘરની અને મારા માતાપિતાની આબરૂ વહાલી હતી.

એક દિવસ પસાર થઈ ગયો એટલે બધાનો રોષ કંઈક શમી ગયો. મને થયું કે હવે આ વસ્તુ ભુલાઈ જશે. અપમાન પામીને પણ ઘરકામમાં મારું ચિત્ત પરોવ્યું, ભાભી અને નમે મારી સાથે બોલતા નહોતાં છતાં ખુશામત કરતી હોઉં એમ હું તમારા સાથે બોલવાનો પ્રયાસ કરવા લાગી ચારેક દિવસે મને કંઈક સફળતા મળી. ઘરનું વાતાવરણ પણ હળવું બન્યું.

પણ એ લાંબુ ન ચાલ્યું બા.ભી અને મારી વચ્ચેનો પક્ષપાત હવે બંને ભાઈઓ સુધી પહોંચી ગયો. તમારી દૃષ્ટિએ મોટાભાઈ 'તમારા' અને નાનો દીકરો 'વહુનો' હોય એવુ બની ગયું. આ ભેદ વાતોમાંથી હવે વર્તનમાં આવ્યો. સારસંભાળમાં પણ આ પક્ષપાત દેખાવા લાગ્યો. મારા પતિ બપોરના બે વાગે આવે ત્યારે એમને ઠંડી રસોઇ મળવા લાગી. ઘરના પ્રશ્નોમાં એમનું મહત્ત્વ હવે જતું રહ્યું. કોઈ બાબતમા એમને પૂછવામાં આવતુ જ નહોતુ.

મારાથી આ સહન કેમ થાય? એમની થાળી સંભાળવાની જવાબદારી, તમને નારાજ કરીને પણ મે લઈ લીધી. એ જ દિવસમાં એમાંથી ભડકો જાગ્યો. -

વધુ શું લખું? ત્યાર પછીની વાત સાવ તાજી જ છે. રોજના કલેશ કંકાસમાં આપણું ઘર ડૂબી ગયુ. જુદા થવાની ને જુદા કરવાની વાતો હવે સામાન્ય બની ગઈ. પ્રેમ અને આદરની લાગણીઓ તો મૂળમાંથી જ ઊખડી ગઈ. સગાઓ પણ આ ઝગડાઓનાં હવે જાણકાર બન્યાં. હું જાણું છુ કે સૌએ મારો જ દોષ કાઢયો. હું શાહુકારની દીકરી, ભણેલી છોકરી, ઉદ્ધત હોઉં એમાં નવાઇ શી?

અને હું સીમંતિની બની, મારા પતિ સકારણ ચિંતાતુર બન્યા, એમણે મને આરામ લેવા આગ્રહ કર્યો, તમારી પાસે પણ બોલી ગયા, પરિણામે જે ભડકો થયો તેમાં પ્રેમના ને લાગણીના જે કંઈ અવશેષ હશે તે બળીને ખાખ થઈ ગયા.

આ સ્થિતિમાં અમે તે જ દિવસે પહેરવાનાં લૂગડાં સાથે જુદા ઘરમાં વસવાટ કર્યો. માન્યું કે હવે સૌને શાન્તિ થશે. પરંતુ એ આશા યે નિષ્ફળ નીવડી. અગવડ છતાં અમે થાકીને, કંટાળીને, ત્રાસીને એ ગામ પણ છોડી દીધું !

વહાલાં સાસુજી, આ કાગળ હવે પૂરો કરવા ધારું છું. એ ઉહલા પ્રસંગને ત્રણ વર્ષ વીતી ગયા છે. આપણી વચ્ચે, બે ભાઇ વચ્ચે, માદીકરા વચ્ચે પત્રનો વહેવાર પણ રહ્યો નથી. કયારેક સમાચાર મળે છે, પ્રભુ જાણે સાચા કે જુઠા, પણ એમાં નિંદા સિવાય બીજું કશું જાણવા મળતું નથી. લોક કહે છે કે તમે બોલ્યા કરો છો: 'કેટલી આશા રાખીને પરણાવ્યો હતો પણ વહુનો સાવ ગુલામ બની ગયો !' હું એનો શો જવાબ આપું ! મારો કાગળ કદાચ તમને જવાબ આપી શકે. પ્રેમ તો હવે છે નહિ, પણ વિશ્વાસ રાખજો કે તમારા મનમાં છે તેવો તિરસ્કાર પણ નથી. આ કાગળ, એક જૂનું સ્મરણ જાગૃત થઈ આવ્યું એટલે લખ્યો છે. અમારી પાડોશમાં એક સાસુ–વહુ છે. નાનો દીકરો હજી કુંવારો છે. સાસુ–વહુ વચ્ચે અદ્‌ભુત પ્રેમ છે. સાસુ એની વહુની મા કરતાં યે વિશેષ સંભાળ રાખે છે. એને જોઉં છું ને મને બધું યાદ આવી જાય છે. નાના દીકરાને જોતાં કયારેક આંખમાં પાણી ભરાઈ આવે છે. ભગવાનને પ્રાર્થના કરું છું કે 'અમારા જેવું કમનસીબ આ ભાઈઓનું, આ મા–દીકરાનું, આ દેરાણીજેઠાણીનું કદી ન હજો !'

આ લાગણીથી કાગળ લખ્યો છે. તમારે એનો જે અર્થ કરવો હોય તે કરજો.

લી૦ તમારી એક વેળાની
વહાલુડી વહુ.

[ ૩ ]

# યશ અને અપયશ

સાસુજી,

**આ** કાગળ તમને લખું છું છતાં તમે એ વાંચી શકવાનાં નથી, કારણ કે તમને એ આપવા જેટલી હિંમત મારામાં છે નહિ. તમારાથી છૂટવા માટે ફાંફાં તો ખૂબ મારું છું, પણ છૂટી શી રીતે શકું ? મારા સસરા અને તમે, બંને વૃદ્ધ અને અશક્ત બન્યાં છો. બીજા દીકરા તમારે નથી, આ સ્થિતિમાં અમારાથી 'જુદા' પણ કેમ થવાય ? કંઈક લોકલાજ અને કંઈક ફરજનું ભાન આ ઘરમાં જ અમને બાંધી રાખે છે. કોઈ વાર આ બંધન તોડી નાખવા જેવી આકુળતા મારામાં આવી જાય છે, પરંતુ ત્યારે 'એ' મને સમજાવી દે છે. તમે ગમે તેમ વર્તો પણ મારાથી મારો ધર્મ છોડાય નહિ એવું મગજમાં ઠસાવે છે ને હું શાન્ત બની જાઉં છું.

પણ એ શાન્તિ લાંબો સમય ટકતી નથી. આજે તો એટલી બધી અશાન્તિ મારા મનમાં વ્યાપી ગઈ છે કે જો કોઈ જ જગ્યાએ હું એ ઠાલવું નહિ તો ઘરમાં મહાભારત મંડાઈ જાય. આજે તમે મારી બા પાસે જે જે વાતો કરી તે સાંભળીને મને રોમેરોમ ઝાળ લાગી ગઈ છે. મારી નિંદા કરવાની તમને ટેવ છે તે હું જાણું છું, પણ ખુદ મારી જ બા પાસે તમે મારું વાંકું બોલી એમને શરમથી નીચું જોવડાવશો એવું તો મેં સ્વપ્ને ય ધાર્યું નહોતું. મારી બા તમારી આ રીતભાત જાણતી નથી એટલે એને બિચારીને તો મરવા જેવું થયું છે. મેં એને રહેવાં માટે કેટલું સમજાવી, પરંતુ એ તો સાંજની જ ગાડીમાં ચાલ્યા જવાનો નિશ્ચય કરીને બેઠી છે.

તમે જાણો છો કે મારા લગ્નને સાત વર્ષ થઈ ગયાં, પરંતુ મારી બા કોઈ દિવસ અહીં આવી નથી એ જૂની રૂઢિ પ્રમાણે જ પોતાનું જીવન ગુજારે છે એટલે શાની આવે ! પરંતુ મારા બાપુના પગનું ઓપરેશન કરાવવું હતું અને 'એમણે' ખૂબ ખૂબ લખ્યું એટલે આવવા માટે કબૂલ થયાં, આજે આવું સાંભળીને એમને જવું પડે છે તેનો ઘા મને કેવો લાગતો હશે ? તમારા માટે મારા અંતરમાં જરા યે પ્રેમ કે આદરભાવ નથી એમ તમે કહો છો, મારા સસરા યે એ વાતમાં પોતાની સંમતિ પૂરાવે છે, તો હું તમને ઐયતે પૂછું છું કે તમારા પ્રત્યે પ્રેમ કે આદરભાવ રહે એવું તમે રહેવા શું દીધું છે ?

અત્યારે કાગળ લખવા બેઠી છું તે તમને મોકલવા માટે નહિ પણ મારું હૃદય ઠાલવવા અને મારા મનની અશાન્તિ ઉલેચી નાખવા. એમ ન કરું તો આજે ઘરમાં રહેવાનું મારા માટે અસહ્ય બની જાય આમ છતાં જો લખીશ તે તો તમને આ કાગળ મળવાનો છે એમ ધારી લઈને જ લખીશ. તમને આંખ સામે રાખ્યા વગર અશાન્તિ ઠાલવવી કયાં ?

યાદ આવે છે તમને, સાત વરસ પહેલાં હું આવી ત્યારે તમે મારાં કેવાં ને કેટલાં વખાણ કરતાં હતાં ? મારા જીવનમાં એ મોટામાં મોટી ઝંખના હતી કે તમને ને મારા સસરાજીને સુખ આપી મારાં માતા-પિતાની આબરૂમાં વધારો કરું. પરંતુ એવા સુખી દિવસો બે વરસથી વધુ વખત ન ગયા. શું બની ગયું બે વરસમાં કે તમે મારી કિંમત જ સાવ ઉતારી નાખી ? હું બદલાઈ ગઈ કે તમે બદલાઈ ગયાં ?

તમે તો એમ કહો છો, હું પહેલાં સારી હતી, પછી બદલાઈ ગઈ. હું બરાબર એથી ઊલટું જ માનું છું. હું તો જે હતી તે જ છું. તમારી સેવા જે ભાવપૂર્વક મેં લગ્ન પછીના પહેલા દિવસે કરી હતી તે જ ભાવપૂર્વક બે વર્ષ પછી પણ હું કરતી હતી પરંતુ તમારા જીવનમાં મેં જ્યારથી ચડતો દિવસ જોયો ત્યારથી તમારી નજરમાં હું બદલાઈ ગઈ. ચોખ્ખું જ કહું તો તમારા દીકરાએ જે દિવસે નોકરી છોડી

ઈ ઘરનો ધંધો શરૂ કર્યો અને જે દિવસે ભજવાને મારા ખોળામાં એક બાળક આપ્યું તે દિવસથી તમારી નજરમાં ફેર પડી ગયો.

મને બરોબર યાદ છે. તમે ય જો એ દિવસો સંભારશો તો મારી વાત તમને ખોટી નહિ લાગે–કે મારા પતિ અને બાળકની સંભાળમાં મેં મન પરોવવા માંડયું ત્યારથી તમારા મનમાંથી હું ખસવા લાગી. તમે કહેશો કે ખરી વાત છે, ત્યારથી તારી નજરમ પણ ફેર પડી ગયો. પણ એમ નથી. તમારી તો જે રીતે અને જેટલી સેવા–ચાકરી હું કરતી તેટલી મેં ચાલુ રાખી હતી. તમારી થાળીમાં મેં કચાશ આવવા દીધી નહોતી તેમ તમારી આજ્ઞા મેં ઉથાપી નહોતી.

મને કહેતાં શરમ થાય છે પણ આ તે કેવું કે તમારા દીકરાનું કહ્યું માનવા હું તત્પર થાઉં કે એ થાક્યાપાકેલા દુકાનેથી આવે ત્યારે એમની બધી સગવડ સાચવવા હું ખડે પગે રહું, તે જ તમારાથી સહન ન થાય ? તમને મારો સ્ત્રીધર્મ પણ કેમ યાદ નહિ આવતો હોય ? તમારા પોતાના દીકરા ઉપર પણ કેમ લાગણી નહિ થતી હોય ? સવારના સાત વાગ્યાથી રાતના દસ વાગ્યા સુધી બજારમાં માથાઝીક કરનારની સેવા હું ન કરું તો કોણ કરે ! મારે જો એ ન કરવાનું હોય તો જિંદગીમાં બીજું કરવાનું શું છે ? આની યે તમને ઈર્ષા આવે ને તમે કાચુંકાચું બોલો તે કેટલું શરમજનક ! કેટલું બેહૂદું !

અને હું મા બની ત્યારે એ ફરજ પણ મારે બજાવવી તો જોઈએ ને ? પશુપંખી પણ ઈશ્વરે આપેલી લાગણી અને સમજણ પ્રમાણે પોતાનો ધર્મ બજાવે છે. તો હું તો સમજુ માનવી છું. મારાથી બેદરકાર કેમ બની શકાય ? તમે યે તમારી જુવાની અને તમારા પહેલા બાળકને યાદ કરો તો મારી લાગણી સમજી શકો, પરંતુ એમ લાગણી અનુભવવાને બદલે તમે તો કહો છો : ' અમારા નાનપણમાં અમને બાળકને તેડવાનું મન નહિ થતું હોય ? પણ

મોટાની આમન્યા રાખવા બાળક રોઈ રોઈને મરી જાય તો ય અમે તો હાથ ન અડાડતા.' સાસુજી, આમ કહીને તમે કહેવા શું માગો છો? તમારાં સાસુ તમારી લાગણીને કચડી નાખતાં તે શું યોગ્ય હતું? અત્યારે શું એનો બદલો તમે લેવા માગો છો? સમજાતું નથી કે તમારું મન શી રીતે કામ કરે છે!

આ બે સિવાય બીજી કોઇ બાબત તમારી નારાજી માટે હતી ખરી? હા, તે પછી અને આજે તો તમે મારા હજાર વાંક કાઢો છો પણ તમે ઊંડાં ઊતરીને જોશો તો મારા પ્રત્યે તમારી લાગણીમાં પહેલવહેલો પલટો તે દિવસોમાં આવ્યો અને તે પછી તો દિવસે દિવસે સ્થિતિ બગડતી જ ગઈ. આ બગાડો કેમ થયો તે તમે ધીરજ રાખો તો આજે કહી દેવા માગું છું.

તમને થશે કે આવું બધું હું કેમ સમજી, ક્યાંથી સમજી, ને આ બધામાં હું આટલી બધી ઊંડી કેમ ઊતરું છું તો તમને તેનું કારણ જણાવી દઉં. મારાથી તમારી નારાજી સહન થતી જ નહોતી. એમ થતું હતું કે ઘરમાં એક માણસ પણ જો ગંભીર હોય તો આખા ઘરનો આનંદ લૂંટાઈ જાય. વધુમા મારો તો નિશ્ચય હતો કે તમને પૂરો સંતોષ આપવો ને તમારી પાછલી જિંદગી સુખમય બનાવવી. તમારા દીકરાની પણ એ જ ઝંખના હતી. અને આજે પણ એ જ ઝંખના એમના અંતરમાં પડી છે.

એટલે તમારી નારાજીનાં કારણો હું વિચારતી. એમની સાથે પણ પ્રસંગ મળ્યે ચર્ચા કરતી. એમાંથી મને જે મળ્યું તે મેં તમને કહ્યું.

આ સ્થિતિ ટાળવા મેં ઉપાય તો ઘણા લીધા પણ મારા એક ઉપાયથી સ્થિતિ વધુ વગડવા લાગી. હું મારા પતિ અને પુત્રની ચાકરીમાં કશી યે ખામી રાખ્યા વિના તમારી સેવા કરતી હતી. તમારી સેવામાં પણ કોઈ જાતની ખામી આવતી નહોતી પરંતુ તમે

તો પેલા અભિમાની દૈત્યની પેઠે તમારી અને માત્ર તમારી જ પૂજા—સેવા માગતાં હતાં. તમારી આજ્ઞા અને ઇચ્છા વિના તમારા દીકરાનું હું કંઈ કામ કરું તે પણ તમારાથી સહન થતું નહોતું. તમારી પોતાની જુવાનીના તમે ભૂલી ગયાં હતાં અને એ વખતે જે સાસુ હતાં તેનો જ અવતાર બનવાનું તમને યોગ્ય લાગતું હતું.

આવી સ્થિતિમાં હું એક ભૂલ કરી બેઠી. આ ભૂલ મને તે દિવસે તો સૂઝી નહિ પણ તે પછી બધું વણસી ગયું ત્યાં સુધી એનું ભાન ન થયું. મારી ભૂલને મેં તો મારું ડહાપણ માન્યું હતું. હું એમ ધારતી હતી કે તમારો અસંતોષ વધુ સેવા–ચાકરીથી હું દૂર કરી શકીશ, પરંતુ બન્યું ઊલટું જ. તમારા મનમાં દઢ થઈ ગયું કે મારી પાસેથી કામ લેવાની, મને કબજામાં અને સદા ય નમતીબજતી (આ તમારા જ શબ્દ છે) રાખવાની આ જ યુક્તિ છે. પ્રેમને બદલે તમે તો નિંદાથી બધું મેળવવા માડ્યું: મેં મૂર્ખીએ સારા દેખાવાના લોભમાં તમે માગ્યું તે આપ્યું અને પરિણામે બધું ગુમાવી બેઠી. આજે મને એનો પસ્તાવો થાય છે પણ હવે શું થાય? તમારામાં જડ ઘાલી ગયેલી ટેવ હવે શી રીતે નીકળે!

આ ભાન મને જે દિવસે થયું, સાવ અચાનક નહિ, પણ ધીમે ધીમે જ આ ભાન મને થયું, પણ તે દિવસથી હું બદલાવા માંડી. સાથેસાથ તે દિવસથી તમારા પ્રત્યેનો આદરભાવ મારા અંતરમાંથી ઊખડી ગયો. મને થયું, કે તમે મને મૂર્ખ બનાવી રહ્યાં છો. એમ પણ થયું કે હું જેમ જેમ એમના માટે તૂટી મરું છું તેમ તેમ મને યશને બદલે અપયશનાં પોટલાં બંધાવે છે. બસ, ત્યારથી હું જે કાંઈ કરું છું તે ઉપર ઉપરથી અને માત્ર ફરજ સમજીને જ કરું છું. લાગણીનો છાંટો ય હવે મારામાં નથી.

આજે તમે મારી બા પાસે પણ એ જ કહ્યું છે, જે પ્રસંગે અપ્રસંગે બધાં સગાંવહાલાંને તમે કહી રહ્યાં છો. મારી નિંદા એ જ

હવે તમારું કામ બની ગયું છે. તમારા ભણાવ્યા મારા સસરાજી પણ એ જ કામ કરવા લાગ્યા છે. તમે ત્યાં સુધી બોલો છો કે 'અમે તમને લોકલાજની બીકે જ ઘરમાં રાખીએ છીએ, અંતરમાં તો તમે જલદી મરી પરવારો એમ જ ઇચ્છીએ છીએ.'

આવું બધું બોલવું ને માનવું તમને શોભતું નથી, પણ એ વિષે કંઈયે કહેવાનો અર્થ નથી. જિંદગીને આરે પહોંચેલા તમે હવે તમારા સ્વભાવમાં કંઈ ફેરફાર કરો એવી મને આશા નથી. છતાં એક વાત તમને અને જો બીજું કોઈ જાણવા માગે તો તેને હું કહી દેવા માગું છું કે અમે તમારા માટે જે કાંઈ કરીએ તેના બદલામાં ઓછામાં ઓછું યશની ભૂખ તો અમારામાં હોય જ છે. આ લાગણી અમે અમારા માતાપિતાને ત્યાંથી સાથે જ લઈને આવીએ છીએ. તમે યશ પણ ન આપી શકો તો અમારી સેવા લેવાનો તમને શો હક છે? યશ–અપયશની ચિંતા કર્યા વિના સેવા કર્યા કરવા જેવો અમારો આત્મા ઊંચે નથી ગયો અમે તો સાવ સાધારણ માટીનાં પૂતળાં છીએ. યશની પાછળ અમે અમારી કાયા ઘસી નાખતાં પણ અચકાતાં નથી અને જ્યારે યશને બદલે અમને અપયશ પ્રાપ્ત થાય છે ત્યારે અમારા અંતરમાંથી માયા, મમતા, પ્રેમ બધું બળીને રાખ થઈ જાય છે.

સાસુજી, આવી રાખ આ કાગળ મારફત તમને આપવા માટે જ આટલું લખ્યું છે. તમે નહિ તો બીજું કોઈ અમારી આ સ્થિતિ સમજશે તો મારી પોતાની રાખ પણ મને વહાલી લાગશે ને છેવટે 'મને યશ મળ્યો' એવો હું સંતોષ પામીશ.

તમારી યશભૂખી
પુત્રવધૂ.

[ ૪ ]

## લુંટાયેલી પુત્રવધૂ

સાસુજી,

**પહેલેથી** જ કહી દઉં કે મારા અંતરમાંથી તમારા માટે હજાર હજાર શાપ સિવાય બીજું કાંઈ નીકળતું નથી. તમને હું મારી તો શું, તમારા દીકરાની મા પણ માનતી નથી. તમે મનુષ્યના રૂપમાં કોણ હશો તે હું જાણતી નથી. ડાકણની વાતો મેં સાંભળી છે પરંતુ તે પણ તમારા કરતાં વધુ ભયંકર ને નિર્દય હોય એમ હું ધારતી નથી. તમે...તમે...વધુ શું લખું? કયા નરકમાં તમને જગ્યા મળશે તેનો જ હું વિચાર કરું છું.

ભગવાને મને આટલી નિર્બળ અને પોચા દિલની ન બનાવી હોત તો ઘોર પાપ વહોરીને પણ હું તમને મારી નાખવા તમારા ભોજનમાં ઝેર નાખી દેત. મારા પહેલાં આ ઘરની લક્ષ્મી બનીને જે આવેલી ને તમારા પાસે સળગી ગયેલી તેની પેઠે જ હું તમને સળગાવી દેત, પણ શું કરું? તમારી ત્રાડથી અને તમારી આંખથી હું થરથરી જાઉં છું. એમ થાય છે કે મારે ય એક દિવસ ગ્યાસતેલ ને દીવાસળીનો સાથ શોધવો પડશે. એ સિવાય આ સંસારમાંથી હું છૂટી શકીશ નહિ.

લોક કહે છે. 'બે હાથ વિના તાળી પડે નહિ.' 'બંનેના વાંક વિના ગૃહકલેશ થાય નહિ.' હું લોકમાત્રને પૂછું છું, 'મારા પહેલાં આ ઘરને શોભાવી ગયેલી કમુ સામે તમારે શું કહેવાનું છે?' એનામાં એ કોઈ અવગુણ હોય તો તે એક જ હતો. એ મારા કરતાં યે ગજની નિર્બળ હતી. કમનસીબે ય એનાથી વધુ હિંમતવાળું હશે. પોતાના ઉપર ગુજરતા જુલમોની વાત એણે કોઈ દિવસ કોઈને કરી જ નહિ. ચાર

વરસના લગ્નજીવનમાં એણે પિયરનો માર્ગ કોઈ દિવસ જોયો નહોતો. એના ઉપરનાં ચોકીપહેરામાંથી કોઈ વાર પિયરને સંદેશો મોકલવાનો મોકો મળી જતો ત્યારે પણ એ તો પોતાના સુખની વાતો જ મોકલતી. એના જેવી જ એની પોચા દિલની માને એ કહેવડાવતી કે 'તું શાન્તિ રાખજે. તારી દીકરી દુઃખી નથી, બાકી તો કર્મમાં જે લખ્યું હોય તે કોઈ મિથ્યા કરી શકતું નથી.'

તમારા ઘેર આવ્યા પછી આ બધું મેં ત્રણ સહિના પાછી જાણ્યું. મને શી ખબર. મારા માતાપિતાને ય શી ખબર કે તમારા કુંવર વિધુર થયા પછી ત્રણ વરસ સુધી કેમ કોઈ કન્યાને પામી શક્યા નથી! આપણી ન્યાતિમાં કન્યાની સ્થિતિ કેવી છે તે મારા માતાપિતા જાણતાં હતાં. કોઈ વિધુર થાય, અરે, કોઈને ત્યાં વહુ માંદગીની પથારીમાં પડે ત્યારથી અનેક ગાબાપ એની કન્યાને લઈને હાજર થવા માંડે અને હજાર હજાર લાગવગ લગાડીને આગલી પત્નીની ચિતાની રાખ હજી ઠરી ન હોય ત્યાં તો નવું મીંઢળ બાંધી દે. જાણતાં હતાં કે તમારા દીકરાને વિધુર થયે ત્રણ વર્ષ થઈ ગયાં છે પરંતુ એનો ભેદ અમારી બાજુ કોઈ જાણતું નહોતું. ક્યાં કલકત્તા અને ક્યાં મારું વઢવાણ! એ ભેદ ત્યાં સુધી પહોંચે શી રીતે? અમને તો એવું ઠસાવવામાં આવ્યું કે 'આગલી વહુનો છોકરાને ભારે આઘાત લાગેલો. 'પરણાવશો તો હું આપઘાત કરીશ' એવો ભય એ બતાવતો હતો. એટલે જ આજ સુધી એ મંડાયો નથી.' મારી મોટી ઉંમરથી ચિંતાતુર બનેલાં માતા-પિતાએ તમારા એ ભાઈ, આજે કહું તો તમારા એ દલાલ–ની વાત સાચી માની અને તમારા [illegible] જોયા વિના જ, એનો ફોટો

તમે ભારે હોશિયાર એટલે લગ્ન તો 'દેશમાં' જ કર્યાં. ધામધૂમમાં કંઈ બાકી ન રાખી. આખા ગામમાં વાહવાહના પોકારો થઈ ગયા. બેનપણીઓ મશ્કરી કરવા લાગી. આ સાહ્યબીમાં હું સૌને ભૂલી જઈશ એવી મજાક સાંભળતાં મારા આનંદનો યે પાર નહોતો. સેકન્ડ ક્લાસના ડબ્બામાં હું પહેલી વાર બેઠી ત્યારે મને લાગેલું કે આ ધરતી ઉપર મારા જેટલું સુખી કોઈ જ નહિ હોય.

પણ કલકત્તા પહોંચી કે તુરત વાતાવરણ બદલાયું. પહેલે જ દિવસે તમારા સાચા સ્વરૂપના મને દર્શન થયાં. કેમ જાણે વઢવાણથી અહીં સુધી તમે તમારું રૂપ બદલી નાખ્યું હોય! એ હાસ્ય ને એ મજાક, એ પ્રેમ ને એ લાગણી કલકત્તાના સ્ટેશન ઉપર જ પડયાં રહ્યાં. ઘેર આવતાં જ તમારા વિકરાળ રૂપનાં મને દર્શન થયાં. પહેલી ક્ષણે તમે મને ત્રાડ પાડીને મને શિખામણ આપી. 'ઘર બહાર નીકળવાનું નથી. કોઈની સાથે વાત કરવાની નથી. સગાંવહાલાં કે પાડોશી સાથે ભળવાનું નથી. કોઈ આવે તો હું કહું તેટલી જ તેની ખાતરબરદાસ કરવાની છે.' તમારા દીકરાના સાંભળતા જ આ સૂચના મને મળી ત્યારે હું ડઘાઈ ગઈ, છતાં એમ માની લીધું કે 'હમણાં જ મા-દીકરા વચ્ચે બોલચાલ થઈ જશે.' પણ એ તો નીચું માથું રાખીને ઊભા હતા!

મને પહેલી રાતે જ ખબર પડી ગઈ. આ ઘર 'મારું' નથી. 'એમનું' યે નથી. મારા દિયરનું યે નથી, પણ તમારું અને તમારું જ છે. મારા સસરા આ બંને ભાઈઓને નાના મૂકીને મરી ગયેલા. એમની બધી મિલકત તમે સાચવી અને બહુ કુશળતાપૂર્વક એમાં તમે વધારો કર્યો, એવી વાતો, તમારી પ્રશંસા કરતા જે આખી રાત થાકતા નહોતા તેવા તમારા દીકરા પાસેથી મેં સાંભળી. પહેલી રાતે હું એમને પૂછી તો શું શકું, પરંતુ વગર પૂછ્યે જ એમણે મને કહી દીધું: 'બાનો સ્વભાવ બહુ જ આકરો છે માટે સંભાળીને વર્તવું. એમની સામે તો

કોઈ દિવસ બોલવું નહિ.' વધારામાં એમણે કહેલું: 'હું પણ આટલી ઉંમરમાં કોઇ દિવસ સામે થયે નથી!'

ઘરનું વાતાવરણ મને સ્તબ્ધ કરી દેનારું હતું. પૈસાદારનું ઘર હોવાથી સગાંસંબંધીઓ તો આવતાં હતાં, પરંતુ હું જોતી કે કોઈના મોં ઉપર હાસ્યનો છાંટો નહોતો. તમારાથી જાણે બધાં બીતાં હોય એમ જ વર્તતાં. મારા તરફ એ સૌની નજર, કસાઈવાડે ગયેલા બકરા ઉપર પડે એવી લાગતી હતી. હું સમજી શકતી નહોતી કે આ બધું છે શું? આ ઘરમાં કેમ મને ગૂંગળામણ લાગે છે? કેમ કોઇ દિલ ખોલીને બોલતું નથી?

એક દિવસ તમે બહાર ગયેલાં ત્યારે કામવાળીએ આ રહસ્ય મારી પાસે ખુલ્લું કર્યું. તમે અચાનક આવી ચડશો તો—એવી બીકથી એણે બારણાં વાસ્યાં હતાં છતાંયે ડરથી બારણાં સામે જોયા કરતી હતી. એણે મને તમારી પહેલી પુત્રવધૂની કરુણ કથા કહી સંભળાવી. આ કથા પત્રમાં લખવાનો કંઈ અર્થ છે? તમારાથી એ ક્યા અજાણ્યું છે? એણે તમને કહ્યું કે 'આ કરતાં તો બળી મરવું સારું' ત્યારે તમે જ એની સામે ગ્યાસતેલનો ડબ્બો ને દીવાસળીની પેટી મુકાવ્યાં! અને એ કામ કર્યું તમારા સુપુત્રે! બિચારી કમુ ત્યારે તો બળી શકી નહિ, પણ આખી રાત આ વિચારમાં એણે તરફડિયાં માર્યાં. તમારા દીકરાને તે દિવસે તમે એના ઓરડામાં જવા જ ન દીધો!

અને પરોઢીએ તો તમારા બાથરૂમમાં બિચારી કમુ ભડકો થઇ ગઇ! એણે બૂમો પાડી. તમે જાગ્યા, દીકરો યે જાગ્યો. આ કામવાળી પણ જાગીને દોડી. પણ કોઈ બારણું ઉઘાડી શક્યું નહિ! તમે શાનાં ઉઘાડવા દો!

પણ વાત તો પ્રસરી ગઈ. પછી તમે ગભરાયાં. હજારો રૂપિયાનું પાણી કરી આપઘાતને અકસ્માતમા બદલાવી દીધો!

આ વાત જ્યારે સાંભળી ત્યારે મારી દશાની કલ્પના મને આવી ગઈ. કામવાળીએ મને શિખામણ આપી. જે શિખામણ તમારા પુત્રે આપી હતી તે જ કે 'સામે બોલીશ નહિ! સંભાળીને રહેજે!'

હું તે દિવસથી તમારાથી કંપું છું, થરથરું છું. મનમાં રોજ ભગવાનને પ્રાર્થના કરું છું કે કાં તો મને મારી નાખ, કાં તો મારી સાસુને ઉપાડી લે! આ પ્રાર્થના ભગવાન સાંભળતો નથી. દોઢ વરસ જ હજી તો મને થયું છે, પણ મારાં હાડકાં ગળી ગયાં છે. પિયરનું કોઈ સગું આવે છે ત્યારે તમારી હાજરી સિવાય એને મળી શકાતું નથી, પણ બેયની આંખમાંથી આંસુ ખરી પડે છે. આ આંસુની કિંમત મારે પાછળથી ચૂકવવી પડે છે. તમારી ને તમારા કુળની હું બદનામી કરું છું એમ કહીને તમે મારાં પિયરીઆં ઉપર ગાળોનો વરસાદ વરસાવો છો ને તમારો દીકરો માની આજ્ઞા પ્રમાણે મારો વાંસો ખોખરો કરે છે!

આ કાગળ મારા ઓરડામાં બેઠી, અધીં રાત્રે બારણાં વાસીને લખી રહી છું. તમને એ હું આપવાની નથી, પણ મારે ય કો'ક દિવસ કમુના માર્ગે જવું પડશે. એ વખતે આ કાગળ તમને અથવા કોઈને મળી જશે એવી મેં ધારણા રાખી છે. સદ્ભાગ્યે આજે તમારા દીકરા વેપારના કામ અંગે આખી રાત પેઢી ઉપર રોકાયા છે ને તમે 'બધું સલામત છે' તેની ખાતરી કરીને બસવમાટ ઊંઘો છો.

× × ×

આખો ય કાગળ ફરીને વાંચી જતાં એક વિચાર આવે છે કે આ પત્ર તમારા હાથમાં આવશે તો તો એમાં જે કાંઈ નથી લખ્યું તે બધું તમે સમજી જશો, પરંતુ બીજા કોઈના હાથમાં આ જશે અને જાય એવી મારી ભગવાનને પ્રાર્થના છે, તો એ મને પૂછશે: 'બહેન! તારા ઉપર અને કમુ ઉપર કેવા જુલમો થયા તે તો તેં લખ્યું જ નથી.' ખરી વાત છે, મેં કાંઈ લખ્યુ નથી અને મારે કંઈ લખવું'ચે

નથી. એવું બધું લખવા બેસું તો મોટી વાર્તાની ચોપડી થાય. મારે તો આટલું જ કહેવું છે કે કોઇ પણ સ્ત્રી ઉપરનો મોટામાં મોટો અત્યાચાર એની પાસેથી એના પતિને ઝૂંટવી લેવો તે છે. મારાં સાસુએ એ અત્યાચાર કમુ ઉપર ગુજાર્યો હતો અને મારા ઉપર ગુજારે છે. કેટકેટલી કલ્પના લઇને અમે પતિના ઘેર આવતાં હોઇશું! એના વિના અમારા સાદા, સરળ જીવનમાં બીજો રસ શો હોય! જ્યાં મારા પતિ જ મારા નહિ, ત્યાં મારું બાકી શું રહ્યું!

અને આ એકમાથી બીજા હજાર અત્યાચારો કેમ ઊભા થાય તે હવે મારે ગણાવવા પડશે? પતિના પ્રેમ વિના ઝૂરવાનું, જીવનમાં ક્યાંય 'મારાપણું' અનુભવવાનું નહિ. ઘરમાં તો આ સ્થિતિમાં ચાલે જ શું? ઘર અને વર બંને પરાયાં. વધુમાં એક પશુની પેઠે સાસુનું વૈતરું જ કરવાનું. એમની આજ્ઞામાં ને ગાળોમાં દિવસ પસાર કરવો. એમની ઢીંગલી બનીને જ રહેવાનું. કોઇ શોખ નહિ, સંબંધ નહિ, આશા નહિ, ઇચ્છા નહિ. જડયંત્રની પેઠે સાસુના હાથ નીચે ચાલવાનું.

આથી વધુ મારે કંઇ કહેવું નથી. સાસુજીને આની કંઇયે અસર થવાની નથી, પણ કમુની પાછળ મને જતી જોઇને એમનું હૈયું પીગળે તો મારે એટલું જ કહેવું છે કે અમારા પતિને ઝૂંટવી લઇને તમને મળ્યું શું? કયું સુખ તમે પ્રાપ્ત કર્યું? તમારા ભોથમલ દીકરાને ગુલામ બનાવવામાં તમને લાભ શો થયો? તમારી વહુઓને ઘર અને પતિ વિનાની બનાવીને તમે અંતે પ્રાપ્ત શું કર્યું? આંસુ, નિરાશા ને શાપ સિવાય તમારી જીંદગીમાં બીજું રહેશે શું?

તમારાથી ત્રાસેલી,
ઉંટાયેલી 'ઘરની વહુ.'

[ ૫ ]

## મારું મને આપો!

સાસુજી,

છેવટે અમે જુદા થવાનો નિર્ણય કરી નાખ્યો છે. ગૃહક્લેશની અને મારાં સૂક્ષ્મ દુઃખોની વાત હું ભાગ્યે જ એમને કહેતી, પરંતુ જ્યારે કહેતી ત્યારે તેઓ જવાબ આપતા, 'તો જુદા થઈ જઈએ.' 'પ્રેમ અને લાગણી ન હોય તો સાથે ન રહેવું' એ એમનો સિદ્ધાંત હતો પણ હું ના પાડ્યા કરતી. મને આશા હતી કે હું મોટી થઈશ, મારે ત્યાં બાળકો થશે, વ્યવહારમાં મારું નામ બોલાશે ત્યારે આ ઝગડાનો અંત આવી જશે. પણ આજે મને ખાતરી થઈ છે કે જ્યાં સુધી તમે જીવો છો ત્યાં સુધી આ સ્થિતિનો અંત આવવાનો નથી, કારણ કે તમારો આ સ્વભાવ ખુદ ભગવાન પણ બદલી શકે એમ નથી. તમારી પાસેથી માત્ર હું એટલી આશા રાખું છું કે તમે અમને હવે રોકવાનો પ્રયત્ન ન કરશો.

તમારી ટેવ પ્રમાણે જુદાં થવાનાં કારણો તમે માગશો જ. તમે એ માગો તે પહેલાં આ કાગળમાં હું એ આપી દેવા માગું છું. તમે જો સહાનુભૂતિપૂર્વક એનું વાંચન કરશો તો મને ખાતરી છે કે મારું દુઃખ તમને સમજાશે. સંભવ છે કે એમ છતાં યે તમારો સ્વભાવ ન બદલાય પણ અમે જુદા થઈએ તો યે તમારું મમત્વ તો અમારા તરફ રહે જ. હું ધારું છું કે એ જેવો તેવો લાભ ન ગણાય. તમારું મમત્વ અને અમારો આદરભાવ પર જુદાં થયાં પછી પણ કાયમ રહી શકે તો એ મોટી સિદ્ધિ ગણાશે. મારો આ પત્ર તેમાં નિમિત્તરૂપ બને તો મારા આનંદનો પાર ન હોય.

મેં ઉપર કહ્યું તેમ મારું દુઃખ સ્થૂળ નહિ, પણ સૂક્ષ્મ છે. તમે નિષ્ઠુર સાસુઓની પેઠે મારા ઉપર જુલમ ગુજારતાં નથી. જો કે હું યે કબૂતર જેવી વહુ નથી કે જુલમો સાંખી લઉં, પણ મારા માતાપિતાએ મને જે શિક્ષણ અને સંસ્કાર આપ્યા છે અને મારા પતિએ એનું જે રીતે પોષણ કર્યું છે, તે જોતાં મારા મન ઉપર સ્થૂળ કરતાં યે સૂક્ષ્મ દુઃખોની વધુ અસર થાય એટલું તમે સ્વીકારજો.

તમે જાણો છો કે અમારા લગ્ન પરસ્પરની ઇચ્છાથી થયા છે. તમે ને મારાં માતાપિતા એમાં સંમત થયાં તે અમારાં સદ્ભાગ્ય ગણાય. અમે બંને પહેલેથી જ સંયુક્ત કુટુંબમા માનનારાં છીએ. એકલવાયું જીવન અમને પસંદ નથી. એમ લાગે છે કે એવા જીવનથી સ્વાર્થ અને વિલાસની વૃદ્ધિ થાય છે, સંયુક્ત કુટુંબમાં પ્રેમ અને ત્યાગની ભાવના ખીલે છે. આવાં અમે આજે જુદાં થવાનો નિર્ણય શા માટે કરીએ છીએ તે સમજવાનો તમે પ્રયત્ન કરો એવી મારી વિનંતી છે.

મારું જે સૂક્ષ્મ દુઃખ હું કહું છું તે આજનું નહિ, પણ જે દિવસે તમારા ઘરમાં મેં પગ મૂક્યો તે દિવસનું છે. આવતી કાલે એ દિવસને બરાબર ત્રણ વરસ પૂરાં થશે. મને લાગે છે કે મેં સારી પેઠે ધીરજ રાખી છે હવે જો હું થાકું તો કોઈ મારો દોષ કાઢી શકશે નહિ.

તમે જાણો છો કે હું બી. એ. સુધી ભણી છું. સાહિત્ય, સંગીત, કલા વગેરેનો મને શોખ છે. જાહેર પ્રવૃત્તિમાં પણ હું થોડો ઘણો રસ લઉં છું. મારે કબૂલવું જોઈએ કે આ બધામાં તમે મને પૂરી છૂટ આપી છે. મારાં માતાપિતાની પેઠે જ તમે મને બધી જાતની સ્વતંત્રતા આપેલી છે. મારાં માતાપિતાની પેઠે તમારા કુટુંબમાં પણ આવું વાતાવરણ છે તેનો મને ગર્વ અને આનંદ બંને છે.

પરંતુ એક મોટી ખામી જેને હું મારું સૂક્ષ્મ દુઃખ કહું છું તે તમારા ઘરમાં છે, તે મારા પિતાના ઘરમાં નથી. એ છે તમારો સત્તાલોભ. તમને આ વસ્તુ મેં સીધી ને આડકતરી રીતે અનેકવાર કહી છે પણ એ તમારા ખ્યાલમાં આવતી જ નથી એ અમારું અને તમારું બંનેનું દુર્ભાગ્ય છે.

મારામાં જો ગૃહિણી બનવાની વૃત્તિ ન હોત, આજની ઘણી શિક્ષિત કન્યાઓમાં એ વૃત્તિનો સદંતર અભાવ દેખાય છે તેવું જ મારું હોત તો આ બાબતનું મને દુઃખ થાત નહિ. એટલું જ નહિ પણ મને એવું પણ થાત કે 'એમને જ હસરડો કરવા દો ને આનંદ લૂંટવા દો.' પણ મને તો 'હસરડા'નો જ શોખ છે. સાહિત્ય, સંગીત, કલા, જાહેર જીવન એ બધા કરતાં મને ઘર વધુ વહાલું છે, લગ્ન કરવા પાછળનું મારું પ્રબળ કારણ પણ કદાચ ગૃહજીવન જીવવાની મારી અદમ્ય ઈચ્છા હશે. ઘર કરતાં વધુ સુંદર અને વધુ સરસ આ પૃથ્વીમાં મને કંઇ લાગતું નથી.

પણ એ ઘર જ તમે મને આપતાં નથી. તમે વયમાં વૃદ્ધ થયાં છો. ધર્મની વાતો પણ ઘણી કરો છો. તમારા ઉપરથી કોઈ ઘરનો બોજો ઓછો કરતાં નથી એમ પણ કહ્યાં કરો છો. પરંતુ કોણ જાણે શું છે કે માથા ઉપરથી જવાબદારીનું અને છાતી ઉપરથી અધિકારનું પોટલું તમે અળગું કરતાં જ નથી. એ બોજ સાથે જ જિંદગી પૂરી કરવાનો તમે નિશ્ચય કર્યો હોય એવો તમારો વર્તાવ છે.

સંયુક્ત કુટુંબ મને ગમે છે પરંતુ તે આવું નહિ. જેમાં એક વ્યક્તિ પોતાનો અધિકાર બીજાને સોંપે જ નહિ. તમારે મારા ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. તમો હજી ઘણાં વર્ષ જીવશો—અને જીવો એવી મારી ભાવના છેઃ ત્યાં સુધી શું મને ઘર જ નહિ મળે ? ત્યાં સુધી આપણા વિશાળ બંગલામાં મારું કહી શકું એવું કંઈ જ નહિ હોય ?

મારી આ લાગણી તમે સમજી શકશો નહિ. તમારી કુમારાવસ્થા જો તમે યાદ કરી શકો તો કદાચ આ લાગણી તમને સમજાય. તમે જે દિવસે લગ્નનાં સ્વપ્નાં સેવ્યાં હોય તે દિવસે ઘર વિષે જે જે મધુર કલ્પનાઓ કરી હોય તે તમારા સ્મરણમાં હોય તો અને તો જ આ લાગણીની તમે કદર કરી શકો. વધુમાં, તમે મારી ઉંમર, સમજણ, શિક્ષણ અને ગૃહપ્રેમને ઉમેરો તો મારું દુઃખ કેટલું ઊંડું અને કેટલું તીવ્ર હશે તે તમને સમજાઈ જશે.

મારા પિતાના ઘરનો દાખલો આપીશ તો તમને ખોટું લાગશે તે હું જાણું છું, છતાં મારી સ્થિતિ સમજાવવા માટે એ દાખલો મારે આપવો જ પડશે, મારા ભાઈનાં જે દિવસે લગ્ન થયાં તે દિવસે મારી બા એમ બોલેલાં કે હવે મને નિરાંત મળશે. આજે પાંચ વરસે તમે મારા પિતાને ઘેર જાવ તો તમને ખાત્રી થાય કે તેઓ અપૂર્વ નિવૃત્તિનો આનંદ ભોગવે છે. એમની તમામ સત્તા એમણે જાતે જ અને કયારેક તો આગ્રહપૂર્વક મારાં ભાભીને સોંપી દીધી છે. એના પરિણામે અમારાં ઘરમાં જે આનંદ–ઉલ્લાસ અને પ્રેમ–આદરનું વાતાવરણ છે તે ભાગ્યે જ તમને બીજે સ્થળે જોવા મળશે.

અને આપણે ત્યાં ! તમને બીક પેસી ગઇ છે કે ઘર મારા હાથમાં આવશે તો બધું ધૂળધાણી થઇ જશે. ઘરમાં સૌ ભૂખ્યાં મરી જશે! મહેમાનોનાં માન નહિ જળવાય!

આટલું જ નથી. તમને તો, તમે મરી જશો પછી શું થશે તેની પણ ચિંતા થાય છે! તમે ઘણીવાર બોલ્યાં છો કે 'હું છું ત્યાં સુધી સૌ ભોગવી લો, પછી ખબર પડશે કે ઘર કેમ ચાલે છે!' હું અને તમારી પુત્રીઓ પણ, ઘણીવાર કહીએ છીએ કે આજે જ તમે અમને સોંપી દો ને : જુઓ કે ઘર કેમ ચાલે છે.' પણ તમે એ વાતને હસી કાઢો છો, કયારેક ગુસ્સે પણ થઈ જાઓ છો.

તમને થશે કે 'પણ આમાં દુઃખ શાનું ?' મેં ઉપર કહ્યું તેમ એ દુઃખ લાગણીનું છે. અને સાથે એ પણ કહું કે એમાંથી બીજાં દુઃખો પણ પેદા થાય છે. સંભવ છે કે તમારા ખ્યાલમાં એ દુઃખો કદી આવતાં જ ન હોય ! તમને હું અનુક્રમે ગણાવું.

આપણી સ્થિતિ સારી છે. સમાજમાં આપણું કુટુંબ પ્રતિષ્ઠિત ગણાય છે. બાપુજી અને મારા પતિ જ્યાં જાય ત્યાં માનપાન પામે છે. આમ છતાં ઘરની વાતમાં તો તમારા સિવાય કોઈનું કશું ચાલતું જ નથી. જે પૈસા કમાઈ આવે છે તે પોતે પણ વાપરી શકે નહિ એવી સ્થિતિ આપણા ઘરમાં છે. તેઓ ધારે તો હજારો ખરચી શકે એમ છે અને કોઈ વાર તમને નારાજ કરીને ખરચી પણ નાખે છે. છતાં દરરોજના ઘરખર્ચમાં તમારો સંકોચ સૌનો આનંદ લૂંટી લે છે. આમ કરવાથી તમે ખાસ બચત કરી શકો છો એવું પણ નથી કારણ કે ખર્ચ તો થયા જ કરે છે. 'ઊંટનાં ઢીંઢાં જાય અને પૂણીનો ભાવ પૂછાય' એવી આપણા ઘરની સ્થિતિ છે.

હું મારી બેનપણીઓને કે મારાં સગાંઓને સંકોચ વિના બોલાવી શકતી નથી, એવું જ મારા પતિનું છે. તેઓ પણ પોતાના મિત્રોને સાથ ઘરમાં મેળવી શકતા નથી. આ સ્થિતિ કેવી વિચિત્ર ગણાય ? કેટલીકવાર તો આ માટે મિત્રોની પાસે અમારે ઓછપ સહન કરવી પડે છે.

અમારા શોખ પણ અમારે અંતરમાં જ સંઘરી રાખવા પડે છે. ઘરમાં કોઈ પણ વસ્તુ લાવવા માટે તમારી સંમતિની જરૂર પડે ને ! અરે, ભોજનના સ્વાદમાં પણ આ સ્થિતિ પ્રવર્તે છે. તમે અમને સુખ આપવા માગો છો, પરંતુ તમારી રીતે જ. તમે જેમાં અમારું સુખ માન્યું હોય તે જ, બીજું કશું નહિ. આ સ્થિતિ સાચે જ હવે સહન થતી નથી. અમે તમારી પાસે જિંદગીભર અણસમજુ બાળક જ રહીશું કે શું, એવો ભય લાગે છે.

છેલ્લા ૭ માસથી એક નવો સવાલ ઊભો થયો છે. તમારો સ્વભાવ એમાં પૂર્ણપણે પ્રગટ થાય છે અને મારી સહનશક્તિની અહીં હદ આવે છે. એ છે મારી બેબીનો પ્રશ્ન. ૭ મહિનાથી હું માતા બની છું. બાળકને કેમ ઉછેરવું તેનો મે ખાસ અભ્યાસ કર્યો છે, અનુભવીઓ પાસેથી પણ હું ઘણું શીખી છુ, પરંતુ કેમ જાણે હું સાવ ગમાર હોઉં અને એ બાળક ઉપર મારો કંઈ અધિકાર જ ન હોય તેમ વર્તો છો. તમને ફાવે તે રીતે તમે એને રાખો છો, દવા આપો છો, ઉછેરો છો હું સમસમીને માત્ર જોઈ જ રહું છુ. સાચું પૂછો તો મારા દુઃખના ઘડાનું આ છેલ્લું ટીપું છે અને તે હવે ઘડામાં સમાતું નથી

× × ×

તમે કાગળો માગશો જ એમ માનીને આ કાગળો મેં આપ્યાં છે. તમે જોઈ શક્યા હશો કે બધી ફરિયાદો એક મહા ફરિયાદમાંથી જ જન્મી છે. એ ફરિયાદ તમે દૂર કરી શકશો નહિ, કારણ કે તમારા સ્વભાવમાં એ જડ ઘાલી બેઠી છે. તમે છોડી શકશો નહિ અને હું એ વિના હવે રહી શકીશ નહિ તમે મારું ઘર મને આપશો નહિ અને હું એ વિના જંપી શકીશ નહિ. આ સ્થિતિમાં ઘર્ષણો ઊભાં કરવા કરતાં જુદાં થવું જ અમને સારું લાગે છે. તમે એમાં આશીર્વાદ આપો એ જ અમારી પહેલી ને છેલ્લી માગણી છે.

તમારી ઘરઘેલી
પુત્રવધૂ

[૬]

## નવા યુગની તાસીર

સાસુજી

આ ચારે ય પત્રોનું વાચન તમે જો ધ્યાનપૂર્વક અને ખુલ્લુ હૃદય રાખીને કર્યું હશે તો મને ખાતરી છે કે તમે તમારી જાતને પલટવાના નિર્ણય ઉપર આવી ગયાં હશો. આ ચાર પત્રો મેં કયાંથી મેળવ્યા તેની તપાસ કરવાની પંચાતમાં પડશો જ નહિ. અનેક કુટુંબોમાં દૃષ્ટિ નાખતાં જે હાથ લાગ્યું તે મેં અહીં રજૂ કર્યું છે. મને ખાતરી છે કે આમાંનું કંઇ ને કંઈ તમને ઉપયોગી થશે. આ પત્રો ઉપરથી એમ માનશો નહિ કે માતા કરતાં યે વધુ પ્રેમાળ એવી સાસુઓની આ પૃથ્વી ઉપર હસ્તી જ નથી. કદાચ તમે જ એવા હો તો આ પત્રો વાંચી તમને અન્યાય થયાનું દુઃખ લાગે સાચું પૂછો તો એવી સાસુ મને તો હજારમાં એક જ નજરે પડી છે. જ્યાં જ્યાં એ છે ત્યાં ત્યાં ગૃહજીવનમાં સ્વર્ગની સ્થાપના થયેલી મેં જોઈ છે.

તમે કહેશો કે એનો એકે ય પત્ર તમે કેમ ન મૂકયો? મારો જવાબ આટલો જ છે; એને મારે કશું યે કહેવું નથી. ના. મારે પ્રશંસાનાં ફૂલો પણ એના ઉપર નથી વેરવાં, કારણ કે હું તો માનું છું કે એમ જ હોવું જોઈએ. એ જ માનવતા છે અને એમા જ સાસુનું પોતાનું પણ સુખ રહેલું છે. આવું સુખ સૌ સાસુઓ પ્રાપ્ત કરે એ હેતુથી આ પત્રો મેં મેળવ્યા છે ને તમારી પાસે રજૂ કર્યા છે.

આ પત્રો ઉપરાંત મારે થોડુંક કહેવુ છે તે કહી દઉં. હું જાણું છું કે કેટલી યે પુત્રવધૂઓ સાસુ કરતા યે વિશેષ પ્રમાણમાં ત્રાસવર્તાવી શકે છે. અપંગ અને નિરાધાર સાસુની લાચાર સ્થિતિનો એ લાભ ઉઠાવે છે. આ પુત્રવધૂઓ માટે મારે કહેવું છે પરંતુ તે આ પત્રમાં નહિ. આ પત્ર તો મેં તમને—સાસુને જ લખ્યો છે. એમાં બીજાના ગુણદોષ મારે વર્ણવવા નથી. તમારે પણ પોતાની જાતનું પરીક્ષણ કરતી

વખતે આજુબાજુ નજર નાખવી જોઈએ. બીજા શું કરે છે તે જોવાથી લાગે જ, પોતે શું કરવું જોઈએ તે સૂઝે છે.

આ ચારે ય પત્રોનો સાર જો કાઢવો હોય તો એમ કહું કે જુદા જુદા સ્વરૂપમાં પણ તમારું અભિમાન જ આપણાં કુટુંબોનો સર્વનાશ કરે છે. એ અભિમાન તમારા સ્વભાવ, સંસ્કાર અને સંયોગો પ્રમાણે પ્રગટ થાય છે. તમે પોતે જ એક દિવસ વહુ બનીને ત્રાસ ભોગવ્યો હોય છે છતાં ય અભિમાનની આડે તમે એ જોઈ શકતા નથી. તમારા પાછલા અનુભવો સાવ ભૂલી જ જાઓ છો, એટલું જ નહિ પણ તમને એવું ઠસી જાય છે કે જેમ તમે ત્રાસ ભોગવ્યો તેમ તમારી પુત્રવધૂઓએ પણ ભોગવવો જોઈએ! આ અજ્ઞાનના અંધારામાંથી તમારે હવે નીકળવું જ જોઈએ, કારણ કે જે યુગમાં સાસુઓનો ત્રાસ તમે સહન કર્યો તે યુગ હવે ખતમ થયો છે. નવો યુગ સારો છે કે ખરાબ તેની ચર્ચા અહીં નકામી છે, પરંતુ એ છે એમાં તો શંકા જ નથી. એ યુગમાં આવો ત્રાસ દેખાય છે ખરો, પરંતુ તેનાં પરિણામ સાસુને પોતાને પણ ભોગવવા પડે છે. એનું ઘર ભાંગીને ભુક્કો થાય છે. એનો દીકરો એનો દુશ્મન બને છે. એની પુત્રવધૂ જીવનભર એને શાપ આપે છે ને એની નિંદા કરી જીવનને અસહ્ય બનાવી મૂકે છે. જે અભિમાનમાંથી સાસુનો ત્રાસ જન્મે છે, તે અભિમાન ઉપર આ બધા ફટકાઓ પડે છે એટલે તે વધુ ઘવાય છે. છેવટે સાસુ લાચાર બની જાય છે અને જગતમાં પણ દયાપાત્ર બનવાને બદલે તિરસ્કારપાત્ર બને છે.

નવા જમાનાની આ તાસીર જો સાસુઓ સમજી જાય તો અભિમાન છોડી દે. પુત્રવધૂને પુત્રી કરતાં યે વધુ વહાલી સમજે. પુત્રનું જીવન જેને સોંપ્યું છે તેના ઉપર વિશ્વાસ રાખે અને ધીમે ધીમે ઘરનું સુકાન એ વહુના હાથમાં સોંપી દઈ પોતે નિશ્ચિંત બને.

એમાં જ સાચું અને છેવટનું સુખ છે. એમાં જ પોતાનું અને પોતાના કુટુંબને ખરું કલ્યાણ છે.

આ માર્ગ સાસુઓ લેશે!



# પુત્રવધૂ

★



(૧)

## સંકલ્પ કરી લે.

કયા સંબોધનથી તને બોલાવું? કંઈ યે સૂઝતું નથી એટલે જે કહેવાનું છે તે કહેવા જ માંડું છું.

તને થશે કે આવો પત્ર લખનાર છે કોણ? હું મારી ઓળખાણ આપું તે પહેલાં વાંચનારને જણાવી દઉં કે આ પત્ર હું કોને લખું છું. એમ તો આ પત્ર જાહેર છે. અન્યનાં સુખદુઃખમાં રસ લેનાર સૌ કોઈ આનું વાચન કરી શકે છે. પરંતુ હું જ્યારે લખું છું ત્યારે મારી નજર સમક્ષ આખો સમાજ નથી, આખું કુટુંબ પણ નથી. મારી આંખ આગળ તો માત્ર 'પુત્રવધૂ' જ છે. હું જાણું છું કે જે પુત્રવધૂ છે તે કોઈની વધૂ ને કોઈની ભગિની પણ છે. એ માતા અને પુત્રી બંને છે. સમાજના અનેક સંબંધોથી એ બંધાયેલી છે, પરંતુ મારે એમાંના એકેય સંબંધને આ પત્ર લખતી વેળા યાદ કરવો નથી. હું આ પત્ર લખું છું પુત્રવધૂને અને માત્ર પુત્રવધૂને.

જગતની વાત જવા દો. આપણા નાના સમાજમાં પણ પુત્રવધૂ એક જ પ્રકારની છે ખરી ? જો નથી તો આ પત્રનો અર્થ શો ? કયા પ્રકારને ઉદ્દેશીને આ પત્ર હું લખીશ ?

મારા મનમાં અત્યારે નીચેના પ્રકારો રમે છે. મારી આંખ આગળ આ પત્ર લખતાં જે પુત્રવધૂઓ તરવરે છે તેનું સ્વરૂપ હું અહીં રજૂ કરી દઉં છું. જેનો સમાવેશ આ સ્વરૂપમાં ન થતો હોય તેને આ પત્રની વિગતો કદાચ નકામી નીવડશે.

આ સ્વરૂપો નીચે પ્રમાણે છેઃ

૧. રિબાતી પુત્રવધૂ : એ સાસુના ત્રાસથી રિબાય છે પરંતુ એક શબ્દ પણ ઉચ્ચારી શકતી નથી. એ કાં તો આપઘાત કરે છે અને કાં તો પ્રભુએ આપેલું આયુષ્ય ઘરનો ઢસરડો ખેંચીને પૂરું કરે છે.

૨. લડાયક પુત્રવધૂ : એ સામાન્ય રીતે ઝઘડાખોર નથી, પરંતુ એનું અપમાન કરવાનો કે એને ત્રાસ આપવાનો પ્રયાસ થાય છે ત્યારે એ પણ સામે નખ ભરાવે છે. કોઈ વાર એ જીતે છે ને કોઈ વાર એ કરુણ રીતે હારી જાય છે.

૩. આક્રમક પુત્રવધૂ : એની સંખ્યા બહુ ઓછી છે પરંતુ તે છે તો ખરી જ. એ પોતે જ સાસુને અને ઘરના વડીલોને ત્રાસ આપે છે. એ 'જુદી' થતી નથી. પણ બીજાંને 'જુદાં' કરે છે.

૪. આધુનિક પુત્રવધૂ : આ પણ એક ખાસ પ્રકાર છે. એના પ્રશ્નો અને ઘર્ષણો જુદી જ જાતના છે. એમાં પે પ્રકારો તો છે પરંતુ તેની ચર્ચા એક સાથે જ આપણે કરી લઈશું.

મને આશા છે કે આ પત્ર વાંચનાર કોઈ પણ પુત્રવધૂનો સમાવેશ આ ચારમાંથી એક પ્રકારમાં તો થઈ જશે. હું આ પત્ર તો સળંગ રૂપમાં જ લખવા ધારું છું કારણ કે એ ચારે ય માટે કેટલીક ફરીઆદો

ને સૂચનાઓ એક સરખી જ મારે કરવાની છે. જ્યાં અમુકને ઉદ્દેશીને જ લખવાની જરૂર પડશે ત્યાં હું એમ કરીશ.

હવે જણાવી દઉં કે હું કોણ છું. મને તમે તમામ પ્રકારની સાસુઓના પ્રતિનિધિ તરીકે ઓળખો તો ખાસ ખોટું નથી, પરંતુ સાસુ એટલે તો જુલમગાર એમ સમજો તો ગંભીર ગેરસમજ થઈ જાય, કારણ કે જુલમગારના પ્રતિનિધિના શબ્દો ઉપર તમે વિશ્વાસ જ શાના મૂકો? મને સાસુનો પ્રતિનિધિ સમજજો, પરંતુ સાસુઓની અંદર જે કોઈ સારું તત્ત્વ છે તેનું જ પ્રતિનિધિત્વ ધરાવું છું એમ માનજો. સાસુ ગમે તેવી નિષ્ઠુર હોય છતાં એને હૈયું હોય છે એમાં શંકા નથી. એની ક્રૂરતાની પાછળ કોઈ કરુણ કથા જ પડી હોવાનો ઘણો સંભવ છે. માનવ માત્રનું એવું છે. એટલે મારો આ પત્ર તમે આખી અનુકંપાયુક્ત દૃષ્ટિ રાખીને વાંચજો.

આ પત્રમાં હું જે કહીશ તે એક બાજુ અનેક સાસુઓની વતી કહીશ અને બીજી બાજુ સંયુક્ત કુટુંબ તથા સમાજના એક નિરીક્ષક અને હિતચિંતકની દૃષ્ટિએ કહીશ. આ બંને બાજુ ઉપર તમે સમ્યું ધ્યાન આપશો તો મને ખાતરી છે કે તમારા પોતાના અંતરમાં અવશ્ય થોડું અજવાળું પથરાશે. આ અજવાળામાં તમારા સૂક્ષ્મ કે સ્થૂળ દોષો દેખાઈ આવશે. તમે નિર્બળ બની પશુની પેઠે જુલમો સહન કરતા હશો તો તેનો સામનો કરવાનું બળ પણ તમારામાં રહેલું છે એમ તમે જોઈ શકશો. સુધારાના તોરમાં અને જોરમાં તમે બીજાઓને અન્યાય કરી રહ્યા હશો તો તે પણ છાનું નહિ રહે. ટૂંકમાં કહું, તો નાનો પણ દીવો આ પત્ર બની શકશે એવી મને શ્રદ્ધા છે, આવી શ્રદ્ધા તમારામાં પણ પ્રગટે તો કેવું સારું!

પ્રસ્તાવના લાંબી થઈ છે પણ બીનજરૂરી છે એમ હું માનતો નથી. જેમની પાસે દિલ ખોલવાનું છે અને જેમનું પોતાનું અંતર

પણ ઓળખી જઈ આ બધું જ્યાં પહોંચાડવું છે ત્યાં આટલી પ્રાથમિક ઓળખાણ બીનજરૂરી છે એમ કોણ કહેશે? ઉપદેશક તરીકે નહિ, પણ મિત્ર તરીકે, શુભચિંતક તરીકે હું આ બધું લખી રહ્યો છું એટલે મારે ન ઉતાવળ કરવી જોઈએ, ન નિરર્થક લંબાણ કરવું જોઈએ.

પહેલાં તો એ જણાવી દઉં કે કુટુંબમાં અને સમાજમાં તારું–પુત્રવધૂનું સ્થાન મહત્ત્વનું છે એમ ખાતરી થયા પછી જ આ પત્ર લખવા હું પ્રેરાયો છું તારી ખુશામત કરવા માટે આ મહત્ત્વ નથી આરોપતો, સાચે જ આજના ભાગતાં કુટુંબોનો મુખ્ય આધાર તું છે. તું જો એટલું સમજી જાય કે સંયુક્ત કુટુંબના પ્રેમને જીવાડવાનું અને મારવાનું મુખ્યત્વે તારા હાથમાં છે તો તારી જવાબદારીનું તને ભાન થયા વિના ન રહે. જેમ શરીરની તેના એકેએક અંગને આભારી છે, તેમ જ કુટુંબનું છે, છતાં જેમ દરેક અંગનું મહત્ત્વ એકસરખું નથી તેવું જ કુટુંબના સભ્યોનું સમજવું જોઈએ. કુટુંબ–શરીરમાં તારું મહત્ત્વ ફેફસાં જેવું કે હૃદય જેવું છે એમ હું કહું તો તેને તું અતિશયોક્તિ માનતી નહિ.

આ પત્રની સૂચનાઓ વાંચતા પહેલાં તારી જાતને તું બરાબર ઓળખી લેજે. આ સંસારમાં તારું શું મહત્ત્વ છે તે પણ પિછાનજે. યાદ રાખજે કે દરેક માણસે કંઈ ને કંઈ હેતુ સિદ્ધ કરવા અર્થે જ જીવવું જોઈએ. એ રીતે પુત્રવધૂ તરીકે તારે કયો હેતુ સિદ્ધ કરવાનો છે? જગતની નવરચનામાં તારો હિસ્સો તું શી રીતે નોંધાવશે?

કુટુંબમાં તારું સ્થાન કેટલું મહત્ત્વનું છે તે મેં તને જણાવી દીધું. જે ઘરમાં તારું સન્માન થાય છે તે ઘરમાં સાચે જ સ્વર્ગનું સુખ ઊતરે છે. શરત એક જ કે એ સન્માન તારી સત્તાનું નહિ, પણ

તારા ગુણનું થતું હોવું જોઈએ અને ન્યાયી રીતે જ તું એની અધિકારિણી હોવી ઘટે.

કોઈ દિવસ ભૂલતી નહિ કે જે ઘરમાં તેં પગ મૂક્યો છે તે ઘરમાં શાન્તિ હોય કે કલહ, પ્રેમ હોય કે ઇર્ષા, આનંદ હોય કે શોક, પરંતુ એ ઘર તારું છે અને તારું જ રહેવાનું છે. એ ઘરનું ઘડતર તારા આવ્યાં પહેલાં ગમે તેણે કર્યું હોય અને તારા આવ્યા પછી પણ પોતાનો અધિકાર ન હોવા છતાં ગમે તે કરતું હોય છતાં એનાં પરિણામો તારે જ ભોગવવાનાં છે. આજે એ ઘરમાં જે તારો અધિકાર નહિ સ્વીકારતા હોય તે આવતી કાલે જતા રહેવાના છે અને અંતે તારો, માત્ર તારો જ અધિકાર સ્થાપિત થવાનો છે.

આ દૃષ્ટિ રાખીને તું તારા ઘરને જોજે. પિયરમાં સેવેલાં સ્વપ્નાં સિદ્ધ કરવામાં મુસીબતો તને આવશે જ. પરંતુ તું પહેલે જ પગલે એ નિશ્ચય કરી લઈશ કે આ ઘર મારું છે અને આજે એમાં બીજા કોઈની સત્તા ચાલતી હોય તો પ્રેમ અને કુનેહથી, જરૂર પડે તો દ્વેષરહિત સામનાથી એ સત્તા મારે ઉખેડી નાખીને ઘર મારું બનાવવું છે–તો ખાતરી રાખજે કે તારી સફળતા વિષે દુશ્મન પણ શંકા નહિ ઉઠાવી શકે.

આ દૃષ્ટિ જો તારામાં નહિ હોય તો ગમે તેટલા પ્રયત્નો છતાં તું એ ઘરને તું તારું બનાવી શકશે નહિ. ઘર્ષણ થશે ત્યારે તારે જ એ ઘરમાંથી ખસી જવું પડશે. ખસી જવાની કંઇ ચિંતા નથી, કારણ કે તે પછી તારું સ્વતંત્ર ઘર તું રચી શકશે પરંતુ એ તારો પરાજય હશે અને તેનાં ફળો પણ તારે ભોગવવાં પડશે.

તને થશે કે એમાં ફળો શું ભોગવવાનાં છે, મારા ઘરમાં હું સુખી રહીશ. અમે બંને, બીજાં કોઈની રોકટોક વિના મોજ ઉડાવીશું.

વાત તો સાચી છે. પરંતુ એવી મોજ આ જીવનનું ધ્યેય હોઈ શકે નહિ. માતા–પુત્ર વચ્ચે, પિતા–પુત્ર વચ્ચે, ભાઈ–બહેન વચ્ચે, ભાઈ–ભાઈ વચ્ચે, અરે સાસુ–વહુ વચ્ચે જ્યાં વૈમનસ્ય જાગે, જ્યાં એક બીજાંના અંતરમાંથી ઈર્ષા ને દ્વેષની વાણી નીકળે ત્યાં જીવનનો એક પરાજય થયો જ માનવો જોઈએ. એ પરાજય પછી જે સુખ પ્રાપ્ત થાય તે સાચું ગણાય જ નહિ. તું કલ્પી લે, તારો પુત્ર તારાથી દૂર ચાલ્યો જાય, તારું અપમાન કરે. તું એના પ્રત્યે લાગણીથી ન જુએ. આ સ્થિતિ કેવી કરુણ અને દુઃખદ છે!

હું એમ માનું છું કે તારા જીવનની સફળતા, તારા જીવનનો વિજય કુટુંબને અને ઘરને જીતી લેવામાં છે. દુર્ભાગ્યે એ સ્થિતિ તું ન જ નિપજાવી શકે તો નહિ જય–નહિ પરાજય, એવી સ્થિતિ તારે ઉત્પન્ન કરવી જોઈએ. એટલે કે પ્રેમની તીવ્રતા ન હોય, ત્યાગની પ્રબળ ભાવના ન હોય છતાં દ્વેષ કે ઈર્ષાનો ભાવ પ્રગટે નહિ. અપમાન અને અનાદર નજરે પડે નહિ. જુદા થવાં છતાં સદ્‌ભાવનાનો દીવો તો બંને કુટુંબોના અંતરમાં જલતો જ રહે અને સંકટ સમયે એકમેકને મદદરૂપ પણ બને.

આ બીજી સ્થિતિને હું છેવટનો માર્ગ ગણું છું. સમય આવ્યે આ પત્રમાં એ વિષે હું વિસ્તારથી લખીશ. અત્યારે તો મારે એટલું જ કહેવાનું છે કે સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાનો જ તું નિશ્ચય કરી લે. હું વિશ્વાસ આપું છું કે તેની પ્રાપ્તિ અસંભવિત તો શું, મુશ્કેલ પણ નથી. જરૂર છે પ્રેમની, ત્યાગની, વ્યવહારકૌશલ્યની અને સ્વભાવની મધુરતાની. આમાંની એક ય વસ્તુ એવી નથી કે જે ઓછાવત્તા પ્રમાણમાં તારામાં ન હોય. તું એની ખીલવણી કરે તો તને વિજય મળે જ એમાં સંશય નથી.

તું જે દિવસે કન્યા મટી જઈને પુત્રવધૂ થાય તે દિવસે તારી જીવનદૃષ્ટિમાં જે પરિવર્તન થવું જોઈએ તે તું કરી લેજે. માતાનું

ર હવે તેં છોડયું જ છે. એ ઘર ઉપર તારો અધિકાર રહ્યો નથી, હાય તો તે ભાઈ-ભાભી ને માતા-પિતાના સૌજન્યને આધારે જ છે એમ સમજીને તું તારી દૃષ્ટિ ત્યાંથી ઊઠાવી લેજે. એ સૌ તારા ઉપર પ્રેમ રાખશે અને તું એ સૌના ઉપર પ્રેમ રાખજે, પરંતુ તેથી વિશેષ તું કશું યે કરવાનો વિચાર સેવતી નહિ. તું બે ઘોડા ઉપર નહિ ચડી શકે. ખ્યાલમાં રાખજે કે એક નવી જ સૃષ્ટિમાં તું પ્રવેશે છે, ને એ સૃષ્ટિને તારે તારી પોતાની બનાવી દેવાની છે. તારી જાતને એમાં ઓતપ્રોત કર્યા વિના એ બની શકશે? તારી તમામ લાગણીના તંતુ ત્યાં જોડયા વિના તને સિદ્ધિ પ્રાપ્ત થશે?

તારી પાસે જે પુત્રીનો સ્નેહ ને આદરભાવ છે તે તારે સાસુ-સસરાના ચરણે ધરવો પડશે. ભગિનીનો પ્રેમ તારે દિયર-નણંદને સુપ્રત કરવો પડશે. ગૃહમમત્વ તારે ત્યાંના ઘરના એકેએક ખૂણાને સોંપી દેવું પડશે. ઘર તારું અને તું ઘરની એ સ્થિતિ નહિ થાય તો તું બંને ગુમાવી બેસશે. પિયર તો હવે તને પાછું મળવાનું જ નથી અને સાસરું પણ તું સાબૂત નહિ બનાવે તો તારું થશે શું?

તને થશે કે આ ઘર ઘર હું કહ્યા કરું છું તે 'ઘર' તે છે શું? ખરું જોતાં આવો પ્રશ્ન કોઈ સ્ત્રીને થવો જોઈએ નહિ. ઘર એટલે ચાર દીવાલોમાં બંધાયેલા ઓરડા નહિ. ઝૂંપડાં નહિ તેમ મહેલો પણ નહિ. રાચરચીલું ને ઘરની બીજી સમૃદ્ધિ પણ નહિ. પ્રશ્ન થશે કે ત્યારે શું? ના, ઘરમાં રહેતાં ને આવતાં જતાં માણસો પણ નહિ. આ બધું ઘરમાં હોઈ શકે પણ 'ઘર' એમાં ન હોઈ શકે. 'ઘર' તો એક ભાવનાનું બીજું નામ છે. જે સામગ્રી ગણાવી તે તો એનું સ્થૂળ રૂપ છે. એનું સૂક્ષ્મ રૂપ છે મમત્વ. એ મમત્વ જાગે તો અને તો જ ઘર સ્થપાય. એ મમત્વ વિનાની મહેલાતો પણ મસાણરૂપ લાગે.

આરે જ કહું છું કે એ ઘર સત્તાથી પ્રાપ્ત થઈ નહિ. અન્યાયથી ઊભું કરી શકાય નહિ. બીજાંને દબાવીને, ત્રાસ આપીને

રચી શકાય નહિ. આ ઘર પ્રાપ્ત કરવા માટે, મેં કહ્યું તેમ પ્રેમ જોઈએ, ત્યાગ જોઈએ, વ્યવહારકૌશલ્ય જોઈએ ને સ્વભાવનું માધુર્ય જોઈએ. આ ચારમાંથી એક પણ વસ્તુ ઓછી હોય તો ઘરમાં એટલી ખામી રહી જાય. મૂળ વસ્તુ–પ્રેમ જો ઓછો હોય તો પાયો જ કાચો રહે. બીજી વસ્તુ–ત્યાગ ન હોય તો ચણતર નબળું બને. ત્રીજી વસ્તુ–વ્યવહારકૌશલ્ય–ન હોય તો! એમાં સુખસગવડો ન મળે. ચોથી વસ્તુ–સ્વભાવનું માધુર્ય–ત્યાં ન મળે તો સૌંદર્યની જ ખામી લાગે. આ ચારે ય વસ્તુ તારે પ્રાપ્ત કરી લેવી જોઈએ.

તને લાગશે કે તારી સામે એવડો મોટો ડુંગર મેં ખડકી દીધો છે કે જે ઊંચકી જ ન શકાય. પણ તું એક વાર એની નજીક આવીશ તો ખાતરી થશે કે આ ડુંગર નથી અથવા તો જો એ ડુંગર છે તો તે ફૂલોનો છે. એને ઊંચકવામાં કશો શ્રમ જ પડે એમ નથી. સુગંધ અને સૌંદર્યનું પાન કરતાં કરતાં એ ઊંચકી શકાય એમ છે.

બીજી ઉપમા આપું તો આ પર્વતનું એક ઊંચું શિખર છે, પરંતુ નજીક આવીને જોતાં ખાતરી થાય કે ઉપર ચડવા માટે સુંદર ને મજબૂત પગથીઆંઓ પણ છે. ઠેર ઠેર પ્રવાસીઓનાં પગલાં પણ તને દેખાશે. તું જોઈ શકશે કે જાણેઅજાણે આ માર્ગે હજારો ગયાં છે ને જીવનકલ્યાણને પામ્યાં છે.

બોલ. એ માર્ગે જવાનો તું આજે નિશ્ચય કરી લેશે!

[૨]

# આપઘાત અથવા સામનો

તારી પાસે કોઈ પણ પ્રકારની વ્યવહારુ સૂચનાઓ રજૂ કરતાં પહેલાં જે નિશ્ચયની હું અપેક્ષા રાખી રહ્યો છું તે વિષે જ થોડું કહી દેવા ઇચ્છું છું.

મને એમ જણાયું છે કે માનવ માત્રના જીવનમાં પ્રથમ પહેલી જરૂર પોતાના જીવનપ્રવાસનો આખરી મુકામ ક્યાં છે તે જાણી લેવાની છે. આપણે વિશેષ ઊંડા ઊતર્યા વિના જ, એક પુત્રવધૂ તરીકે તારા જીવનપ્રવાસના આખરી મુકામની શોધ કરી લીધી છે. 'ઘર' અને તેની વ્યાખ્યા મેં તારી પાસે કરી દીધી છે. તેની પ્રાપ્તિ એ જ તારું ધ્યેય હોઈ શકે.

આ રીતે ધ્યેય તો નક્કી થયું પરંતુ કેવળ નક્કી કરી લેવાથી જ એની પ્રાપ્તિ થઈ શકતી નથી. એ પ્રાપ્તિ માટે જે પુરુષાર્થ કરવો પડે છે તે એક પ્રકારનું સંકલ્પબળ માત્ર છે અને એ નિશ્ચયનું જ બીજું નામ છે. આ નિશ્ચય શ્રદ્ધા અને જ્ઞાન વિના અંતરમાં પેદા થતો જ નથી. તારામાં એટલી કલ્પનાશક્તિ હોવી જોઈએ કે તું ઉજાગરે તો અમુક વસ્તુ પ્રાપ્ત કરી જ શકશે એવું સ્પષ્ટ જોઈ શકે. સાથે સાથે એ વસ્તુ પ્રાપ્ત કરવા માટે જે બળ જરૂરી છે તે પણ તારામાં છે જ એવો વિશ્વાસ અંતરમાં પ્રગટવો જોઈએ. આવું જ્ઞાન અને આવી શ્રદ્ધામાંથી સંકલ્પનો જન્મ થાય અને એક વાર સંકલ્પ થઈ જાય છે એટલે જેમાંથી તેનો ઉદ્ભવ થયો છે તે જ્ઞાન અને શ્રદ્ધામાં પણ નવું તેજ પૂરાય છે. એ પણ બળવાન બને છે.

આટલું થયા પછી આખરી મુકામે પહોંચવાના વ્યવહારમાર્ગો આપણને આપોઆપ જડી આવે છે. 'આપોઆપ'નો અર્થ અકસ્માત નહિ, પરંતુ સ્વાભાવિક રીતે આપણા અંતરમાં જે મનોમંથન જાગે અને આપણી બુદ્ધિ, જે, કસોટીએ, ચડે તેમાંથી સાચા રસ્તાઓ આપણને મળી જાય છે. આવા માણસોને દુનિયામાં બીજાંની સલાહ–સૂચનાની બહુ ઓછી જ જરૂર પડે છે. પત્ર દ્વારા હું તને સલાહ–સૂચના આપી રહ્યો છું છતાં એમ માનું છું કે તને આની જરૂર ન પડવી જોઈએ. સાચી સલાહ અંતરાત્મા જ આપી શકે છે અને સાચાં સૂચનો પણ પોતાની બુદ્ધિમાંથી જ પ્રગટ થાય છે. મારો આ પત્ર જો એ અંતરાત્માને સ્પર્શી ન શકે કે એ બુદ્ધિને સંતોષી ન શકે તો એને નકામો જ ગણવો જોઈએ.

પરંતુ દુનિયામાં આવી શક્તિઓ બહુ જૂજ માણસોમાં જ હોય છે અને તેથી જ જગતમાં ધર્મપુસ્તકો રચાયાં છે. જરા સૂક્ષ્મતાથી જોઈએ તો સાહિત્ય, સંગીત, કલા વગેરેનો ઉદ્ભવ પણ માનવ ચિત્તને સંસ્કારવા માટે જ થએલો જણાઈ આવશે. એટલું ખરું કે કલા પ્રથમ પહેલો આનંદ તો કલાકારને પોતાને જ આપે છે પરંતુ કલાકાર એટલાથી સંતુષ્ટ થતો નથી. બીજાંને એ આનંદનું પાન કરાવીને જ એ તૃપ્તિ અનુભવે છે.

તને લાગશે કે તારા પુત્રવધૂના પત્રમાં આવું બધું ગંભીર મેં શું લખી નાખ્યું! સાચું પૂછે તો હું કશું યે ગંભીર લખવા ઇચ્છતો નથી. મારે મારી વિદ્વત્તા જો હોય તો તને થોડી જ બતાવવી છે? મારે તો મારું અંતર જ અહીં ઉઘાડું મૂકવું છે. પણ એ અંતરને તારે કઈ દૃષ્ટિએ જોવું જોઈએ તે તો મારે બતાવવું જોઈએ ને? એ દૃષ્ટિ તને સમજાવવા જતા થોડાં ગંભીર વાક્યો લખાઈ ગયા છે એ વાક્યોનું મહત્ત્વ તું સમજશે તો આપણી વચ્ચે આંતરિક એકતા સ્થપાઈ જશે અને હું જે કહેવા ઇચ્છું છું તે સોંસરું તારા હૃદયમાં જ પ્રવેશશે.

માની લઉં છું કે તેં નિશ્ચય કરી લીધો છે. એ નિશ્ચય પાર પાડવા માટે જરૂરી ચાર ગુણો પ્રેમ, ત્યાગ, વ્યવહારકુશળતા અને મધુરતા કેળવવાનું પણ તેં નક્કી કરી નાખ્યું છે. હવે મારે તને વ્યવહારૂ સૂચનાઓ આપવાની રહે છે.

મારા મનમાં આ સૂચનાનો વિચાર કરતી વખતે આપણાં ઘરોનાં અનેક દૃશ્યો ખડાં થાય છે તેને હું દૂર ધકેલી શકતો નથી અને તેમાં શું પહેલા કહું અને પછી કહું તેની મુઝવણમાં પડી જાઉં છું. હું જોઉં છું તો એ ઘરમાં તું દૂર દૂરના એક ખૂણામાં બેઠેલી છે. તારી સાથે હું વાત કરવા ઇચ્છું છું પરંતુ વચ્ચેની ચોકીઓ ઉપર નજર પડતાં મારો વિશ્વાસ તૂટી પડે છે.

આ મનોદશામાં મને એમ લાગે છે કે મારે જે સૌને કહેવાનું છે તે હું છેવટે જ કહીશ. જે ચાર વર્ગો, ચાર પ્રકારો મેં વર્ણવ્યા છે એને સ્વતંત્ર રીતે ઉદ્દેશીને મારે જે કહેવું છે તે પહેલાં કહી દઉં. આમ છતાં એટલું તો સૌએ સમજી લેવાનું કે જે એકને માટે સો ટકા સાચું છે તે બીજાં માટે પણ અમુક પ્રમાણમાં તો સાચું હશે જ એટલે આનું વાચન, તું ગમે તે પ્રકારમાં હોય તો પણ કરશે જ એવી આશા રાખું છું.

પ્રથમ પગલે રિબાતી પુત્રવધૂની પાસે આપણે જઇએ. એની સંખ્યા સૌથી વિશેષ છે એ હકીકત રજૂ કરતાં મને, સમાજની એક વ્યક્તિ તરીકે શરમ બહુ તો આવે છે, પરંતુ શું થાય! આપણા રોગનું સાચું દર્શન કર્યા વિના તેનું નિવારણ કેમ સૂઝી શકશે! આ પુત્રવધૂઓનાં આંસુ આપણા તમામ પુણ્યો ને તમામ સુખોને ધોઈ નાખે છે, એના નિસાસાથી આપણા સામાજિક જીવનની તમામ પ્રવૃત્તિઓ ગૂંગળાઈને મૃત્યુ પામે છે. આજનું આપણું દુઃખ, ગૃહજીવનનું દુઃખ મુખ્યત્વે એ આંસુનો પ્રતાપ છે. જે પોતાના ઘરમાં જ રિબાય તે કરતાં વધુ કરુણ પાત્ર બીજું કયું હોઈ શકે?

આ પાત્રને મારે સૌથી પહેલાં એ કહેવું છે કે તું તારી જાતને ઓળખ! તું શા માટે રિબાય છે તેનો વિચાર કર! કયા સુખ માટે આ જિંદગી તું એંચી રહી છે તે વિષે તારા મનને તું પૂછ!

હું જાણું છું કે તારામાંથી કેટલીક બહેનો આવો પ્રયત્ન કરે છે અને તેના જે જવાબો એની બુદ્ધિમાંથી સ્ફુરે છે તે એને મૃત્યુના મુખ ભણી ખેંચી જાય છે. એ પોતાની જાતને ઓળખે છે ત્યારે એને કસાઈવાડે ગયેલાં ઘેટાંની યાદ આવે છે. પોતે શા માટે રિબાય છે એવો વિચાર કરે છે ત્યારે સામેથી પ્રશ્ન આવે છે, તું શા માટે જીવે છે–અને આત્મહત્યાની ઇચ્છા જાગી ઊઠે છે. કયા સુખ માટે આ દુઃખસહન, એવું જ્યારે મનને પૂછે છે ત્યારે એ જવાબ આપે છે કે એક ઝાટકે મરી જવાનું દુઃખ સહન થતું નથી માટે તસુ તસુ મોતે મને મરવાનું મને પસંદ છે. આ રીતે ત્રણે યે પ્રશ્નોનો જવાબ મૃત્યુમાં આવે છે અને ગામડાં અને કસ્બાઓમાં એમનાં શરીર કૂવા કે વાવમાં પુરાય છે અથવા દોરડા ઉપર લટકી જાય છે. શહેરોમાં પ્રાયમસ અને ગ્યાસતેલનો સાથ મળે છે, દોડતી ટ્રેનો મદદગાર થાય છે. કાતીલ ઝેરોનો સાથ શોધાય છે, કોઈ વાર વીજળીના પ્રવાહો પણ મદદરૂપ બને છે. પરિણામ તો એક જ આવે છે.

હું જ્યારે જ્યારે આવા મૃત્યુ સમાચાર વાંચું છું કે સાંભળું છું ત્યારે પ્રથમ તો કરુણાથી દિલ ભરાઈ આવે છે, પરંતુ બીજી જ પળે એમ થાય છે: 'સારું થયું, બિચારી ત્રાસમાંથી છૂટી.' એનું જીવન મૃત્યુથી યે ભયાનક હોય ત્યાં બીજી લાગણી અનુભવી જ કેમ શકાય!

આવી બહેનના હાથમાં મારો આ પત્ર આવશે ખરો? વિશ્વાસ તો નથી છતાં જો આવી જાય તો હું કહું છું કે તું આપઘાતથી ડરીશ નહિ, એમાં પાપ છે જ નહિ. જંતુની પેઠે જીવવા કરતાં મરી જવાનું પસંદ કરજે. તારા મૃત્યુમાંથી અમારા સમાજના પથ્થર જેવાં હૈયાંને કંઈક તો અસર પહોંચશે જ.

પરંતુ મારા શબ્દોને બરાબર સમજજો તારી પાસે આ પત્ર ન પહોંચે તો તને કોઈ સાચી સલાહ આપવાની સ્થિતિમાં હોય અને તેની પાસે આ પત્ર પહોંચ્યો હોય તો તેને કહું છું કે મારા કહેવાનો મર્મ બરાબર સમજજો. મારે કોઈ પણ રીતે આજની સ્થિતિ, જંતુની પેઠે જુલમો સહન કરવાની સ્થિતિનો અંત જોઈએ છીએ. આવાં જુલમો સહન કરવાં એ પણ ઘોર પાપ છે કારણ કે એમાં માનવની માનવતા નથી. એમાં આત્માનું અપમાન છે. આ પાપમાંથી છૂટવા માટે કાંઈ પણ માર્ગ લેવો જોઈએ.

પરંતુ સૌએ સમજી લેવું જોઈએ કે આ સ્થિતિમાં ઉગરવાનો શ્રેષ્ઠ અને સહેલો માર્ગ છે જ. મૃત્યુ કરતાં એમાં યાતના ઓછી છે, પુરુષાર્થ વધારે છે. મૃત્યુ પામી જવાથી માનવતા ખીલતી નથી. જીવન અને તેનાં દુઃખો બંનેનો સાથે જ અંત આવે છે, જ્યારે બીજો જે માર્ગ છે તેમાં જીવન રહે છે ને દુઃખો નાશ પામે છે, એમાં માનવતાનો વિકાસ થાય છે.

અને એ માર્ગ ભયંકર નથી, એ માર્ગે દુઃખ તો છે જ, છતાં એ દુઃખો આ પુત્રવધૂ દરરોજ ભોગવે છે તેની પાસે આ દુઃખ કશી વિસાતમાં નથી.

આ માર્ગ કયો છે?

એક જ વાકયમાં જવાબ આપું તો–દુઃખનો સામનો કરવાનો.

પ્રેમની અને ત્યાગની વાત હું અહીં કરવા ઇચ્છતો નથી. આવી દુઃખી સ્ત્રી પાસે એવી વાતો શોભતી પણ નથી, એ બધું તો એનામાં પડેલું છે જ પરંતુ એનું પ્રગટીકરણ તો ત્યારે જ શક્ય બને જ્યારે એનામાં માનવતા જાગે. જ્યારે એનામાં સ્વમાનની ભાવના પ્રગટે. આ ભાવના પ્રગટાવવા માટે સામનાની વૃત્તિ જ ખીલવી જોઈએ.

પ્રશ્ન પૂછવામાં આવશે કે સામનો કરવો શી રીતે? પોતે તો માતાપિતાથી છૂટી પડી ગયેલી એક અબૂઝ બાળા છે અને સામે અનુભવથી પીઢ થયેલાં સાસુ છે. પતિ છે. બીજાં સગાંઓ છે. જીવનનો તમામ આધાર પણ એમની જ પાસે છે એમને છોડી જવાથી પિયરમાં કે ક્યાંયે સ્થાન મળવાનું નથી કાયદો પણ ખાસ રક્ષણ આપતો નથી અને સમાજમાં તો છૂટી પડેલી એ હરિણીનો શિકાર કરવા માટે અનેક શિકારીઓ તત્પર બેઠા છે આ સ્થિતિમાં કરવું શું?

નાસી જવાની કે ઘર છોડવાની સલાહ હું આપતો નથી. મારી સલાહ તો એવી છે કે હાથ ઝાલીને કાઢી મૂકવામાં આવે તો યે ન નીકળવાનો પૂરો પ્રયત્ન કરવો. એમ છતાં યે જો જવું જ પડે તો શું કરવું તે આગળ ઉપર વિચારીશું અત્યારે તો ઘરમાં રહીને જ સામનો કેમ કરવો તેનો વિચાર કરીએ.

યાદ રહે કે આ સ્ત્રીઓ દુઃખો તો સહન કરી જ રહી છે અને પ્રત્યેક લડાઈમાં, સામનામાં, સંઘર્ષમાં દુઃખ રહેલું જ છે ફેર એટલો જ કે સામનાથી નિપજતું દુઃખ આપણે સ્વેચ્છાએ સહન કરીએ છીએ એટલે એ દુઃખ ઘણી વાર સુખ બની જાય છે અને એમ ન થાય તો યે તેની તીવ્રતા તો ઓછી થાય જ છે. આ સામનો કરવાની રીત સાવ સાદી છે.

જ્યાં જ્યાં અપમાન અને અન્યાય જણાય ત્યાં ત્યાં એ સહન કરવા માટે ઇન્કાર કરવો આ ઇન્કારથી જે કાંઈ સહન કરવું પડે તે મૂંગે મોંએ નહિ પણ સૌ જાણે તેવો વિરોધ નોંધાવીને સહન કરી લેવું. મૂંગે મોંએ સહી લેવાથી સામા પક્ષના અંતરાત્માને અસર થશે એવું માનવું નહિ. એવી સહનશક્તિ તો પ્રેમમાંથી જ પ્રગટી શકે પરંતુ અહીં એ પ્રેમનો અભાવ છે આ સ્થિતિમાં સાસુનો ત્રાસ અસહ્ય બને ત્યારે પતિની, ઘરના બીજા વડીલોની, પિયર—નણંદમાં કોઈ સહાયરૂપ બની શકે તો તેની જાહેર રીતે મદદ લેવી જોઈએ. કશું ફળ ન આવે

તો પાડોશી, 'સર્ગા અને જ્ઞાતિ સુધી પહોંચવું જોઇએ. આજનો યુગ ધ્યાનમાં લઇને વર્તમાનપત્રો ને સરકાર સુધી પહોંચવું જોઇએ. હું તો 'માનું છું કે જે પહેલે જ પગલે અન્યાય સહન કરવાની ના પાડશે તેને આટલું 'આગળ જવુ જ નહિ પડે

હું ધારુ છું કે આટલી સ્પષ્ટતા છતાં મારો મુદ્દ કદાચ નહિ સમજાય. અન્યાય અને અપમાન એટલે શું, તેના મારે દાખલા આપવા પડશે. મને આશા છે કે થોડા જ દાખલાઓ ઉપરથી વિશેષ સમજાઇ જશે. આ દાખલાઓંથી પુત્રવધૂને રિબાવવાની કઇ કઇ રીતો છે તે ઉપર પણ પ્રકાશ પડી જશે. આપણે એ દાખલાઓ અને તેમાંથી નીકળવાના માર્ગોનો બહુ વિસ્તારથી વિચાર નહિ કરી શકીએ, કારણ કે આ પત્રમાં તો એ સિવાય પણ મારે ઘણું કહેવાનું છે સાસુઓ વતી જે કહેવું છે તેનો તો હજી ઇશારો સરખો પણ નથી કર્યો પુત્રવધૂઓ તો દરેક સંયોગોમાં નિર્દોષ જ હોય છે એવી માન્યતા હું નથી ધરાવતો. એ પણ અનેક પ્રસંગે ધર્મ ચૂકે છે ને આખા કુટુંબની સ્થિતિ અસહ્ય કરી મૂકે છે. સાસુઓ એની સામે હજારો ફરીઆદો કરે છે તેમાં બે પાંચ સાચી પણ છે. આ બધું આપણે નાનકડા પત્રમા જ વિચારી લેવાનું છે એટલે ત્રાસનો પ્રકાર અને તેનો ઉપાય હું ટૂંકમાં જ સમજાવીશ.

[ ૩ ]

## ત્રાસ અને ઉપાય

ત્રાસના પ્રકારો વિચારતાં સૌથી પહેલું સ્થાન પિયરની નિંદાનું આવે. આવી નિંદા શા માટે થાય છે તેના કારણો તપાસવા બેસીએ તો આપણે સ્પષ્ટ જોઇ શકીએ કે એ દ્વારા અપમાન કરવાનો અને

પુત્રવધૂ હલકા કુળની છે એવી પોતાની માન્યતાને સંતોષવાનો ઈરાદો હોય છે. આ પ્રકારની માન્યતાને સંતોષ ન મળતાં પોતે જે અન્યાયો કરે છે તે તેને વ્યાજબી લાગવા માંડે છે અને આત્માનો ડંખ હળવો બની જાય છે. જ્યાં સાસુ ત્રાસદાયક હોય છે ત્યાં આ નિંદાનું કાર્ય પહેલા દિવસથી જ નહિ, લગ્ન વખતથી જ શરૂ થઈ જાય છે. આ અપમાનનો જો સામનો નથી થતો તો સાસુ સમજી લે છે કે આ પુત્ર-વધૂ કોઈ પણ જાતના દુઃખો ને અપમાનો બરદાસ્ત કરી લેશે. સાસુની આ ધારણા ઘણાખરા દાખલાઓમાં ખોટી પડતી નથી, કારણ કે જે પોતાનાં માતાપિતા અને ભાઈબહેનોનું અપમાન સહન કરી શકે તેનામાં સામનો કરવાની શકિત હોય એમ માને જ કોણ ?

એટલે પહેલે પગલે જ પુત્રવધૂએ માતાપિતાનું સ્વમાન જાળવવા તત્પર બનવું જોઈએ. એમના વિષે એક પણ હીણું વાક્ય બોલાય કે તુરત એનો વિરોધ કરવો જોઈએ અને સાફ કહી દેવું જોઈએ કે મારાથી આ સાંખી શકાશે નહિ આમ છતાં એ નિંદા જો ચાલુ જ રહે તો નિંદા કરનારનું સીધું અપમાન કરવા સુધી જવું જોઈએ. એમનાં કે એમનાં સગાંના જે દૂષણો હોય તે વર્ણવી બતાવવાં અને પોતાના પિયરનું જે સારું હોય તે જોરશોરથી કહેવા માંડવું. "આબરૂ"નો જુઠો ભય સદંતર છોડી દેવો. એમ કર્યા વિના આવી સાસુ ઠેકાણે આવે જ ન[illegible]

પણ જો એ ઉગ્ર બને તો ઉગ્ર બન્ને જ છૂટકો. થોડાક દિવસની અથડામણથી આ ઝઘડાનો અંત આવશે અને જીવનભરનું સુખ પ્રાપ્ત થશે.

ત્રાસનો બીજો પ્રકાર અતિ કામનો છે. સ્થિતિ સારી હોય કે ખરાબ પણ સાસુ પોતાનો પંજો જમાવવા ઇચ્છતી હશે તો પુત્રવધૂના માથે કામનો હલ્લો ખડકી દેશે. આમાંથી એક સાથે બે અર્થ સારવા ઇચ્છશે. એક તો કામથી જ થકવી નાખવાનો અને બીજું એ રીતે પુત્રવધૂને કોઈ ને કોઈ વાંકમાં ગુનામાં લેવાનો.

આ બાબતમા હું એમ કહું કે સાસુના ઘરની સ્થિતિ કેવી છે તે પહેલાં સમજી લેવું. તેઓ પોતે સશક્ત છે કે અશક્ત તે પણ જાણી લેવું. ઘણી સાસુ સશક્ત હોવા છતાં ઘરમાં પુત્રવધૂ આવતાં જ અશક્ત બની જાય છે! પરંતુ આ બાબતમાં જો ભૂલ થાય તો ભલે અશક્ત માનવા તરફ થાય, ઘરની અને સાસુની આ સ્થિતિ જાણ્યા પછી પોતાની શક્તિ પ્રમાણે અને તેટલું કામ કરી છૂટવું. આ બાબતમાં લેશમાત્ર મનચોરી ન કરવી, પરંતુ જ્યારે એમ લાગે કે શક્તિની હદ આવી પહોંચી છે અને વધુ કામના થાકથી તબિયત ઉપર માઠી અસર થાય છે ત્યારે અટકી જવું અને ચોખ્ખું કહી દેવું.

આ પત્ર હું ચાલી આવતી પુત્રવધૂને ઉદ્દેશીને જ નથી લખતો એટલે એ પણ જણાવી દઉં કે જો પોત અને બાળકોની અમુક જવાબદારી ઉઠાવવાની હોય તો તે માટે શક્તિ અને સમયનો બચાવ કરવો જ. સાસુની નિંદા કે ટોકટોક તરફ બેદરકાર બની પત્ની અને માતાનો ધર્મ બરાબર બજાવવો.

આને પરિણામે પણ સાસુ નવા નવા નુસખા શોધી કાઢી પોતાના પુત્રની નજરે પુત્રવધૂના દોષો વધુ ને વધુ પ્રમાણમાં આવે એવું કરશે. એ બને વચ્ચે વૈમનસ્ય વધારવાને યત્ન થશે. આનો ઉપાય સાચી હકીકત દરરોજ રજૂ કરવાનો અને જ્યારે જ્યારે સાસુ ત્રાસ આપતાં

હોય ત્યારે ત્યારે પતિનું ધ્યાન દોરવાનો જ છે. મૂંગા રહેવાની કે માત્ર આંસુ સારવાથી કશો અર્થ સરશે નહિ.

ત્રીજો ત્રાસ ભોજન ઉપર ઊતરશે. કોઈ પણ બહાના નીચે, સાસુ જાતે દુઃખી થઈને પણ પુત્રવધૂને ઓછું ને હલકા પ્રકારનું, ઓછા પોષણવાળું ખાવાનું આપવાનો પ્રયત્ન કરે જ છે. અહીં પણ નફફટ બનવું એ જ ઉપાય છે. આમ છતાં યોગ્ય ખાવાનું ન મળે તો એક પ્રકારની હડતાળ પાડી દેવી જોઈએ 'ખાવા ન મળે તો કામ શી રીતે થાય!' એમ ચોખ્ખું કહી દેવું. બાળકો માટે તો લડી–ઝઘડીને પણ ખાવાનું લેવું જ.

એ પછી બીજા શોખો, સંબંધો ને જરૂરિયાતો વિષે ત્રાસ ઊભો થાય છે. આ બાબતમાં મારો મત એવો છે કે સાસુને ન્યાયપૂર્વક ઠેકાણે લાવવા ઇચ્છનાર પુત્રવધૂએ એક બાજુ સંયમ અને બીજી બાજુ બેદરકારી ધારણ કરવી જોઈએ જ્યાં સુધી ઘરનું વાતાવરણ ઠીક થાય નહિ ત્યાં સુધી અમુક શોખ ન સચવાય કે અમુક ઓછા મહત્ત્વના સંબંધો છોડવા પડે તો તે વિષે નિશ્ચિંત બનવું જોઈએ. આ બેદરકારી સાસુ ઉપર અસર કરશે જ.

ટૂંકમાં જ કહું તો જ્યાં સ્વમાન, આરોગ્ય અને કુટુંબના બીજા ધર્મો દા. ત. પુત્ર, પતિ કે પોતાના માતાપિતા પ્રત્યેના ધર્મો ઉપર તરાપ પડતી હોય ત્યાં તે સાંખવું જ નહિ. એ ને માટે જે કાંઈ આવી પડે તે સહન કરી લેવું. લોકનિંદાનો અને માબાપની આબરૂ ચાલી જવાનો ભય પણ છોડવો કારણ કે એ બંને બાબતો સહન કરવા છતાં સુધરશે જ એવી ખાતરી નથી.

જ્યાં આ કરતાં યે વધુ ત્રાસ આપવામાં આવે છે. દા. ત. માર મારવામાં, અનીતિ આચરવાની ફરજ પાડવામાં આવે, ઘર બહાર જવાની કે કોઈ સાથે વાત સરખી કરવાની મનાઈ ફરમાવવામાં આવે,

પિયર તરફની દુશ્મનાવટ જ ઇચ્છવામાં આવે—ત્યારે પુત્રવધૂએ કોઈ પણ ભોગે, જાતના ભોગે પણ તે બાબતોમાં તાબે ન થવું. સામનો કરવો એટલું જ નહિ પણ એવા સામના માટે પૂરતું બળ ન હોય તો જ્યાંથી મળી શકે ત્યાંથી મદદ પણ મેળવવી. ગયા પત્રમાં મેં કહ્યું તેમ બધું જ અશક્ય હોય તો પ્રાણ કાઢી આપવો. પણ પશુ કરતાં ય બદતર જીવન તો પસંદ કરવું જ નહિ.

આટલું મેં લખ્યું રિબાતી પુત્રવધૂ માટે. હવે મારે લખવું છે લડાયક પુત્રવધૂને. ખરું પૂછો તો રિબાતી પુત્રવધૂ પાસે હું જે માગી રહ્યો છું તે જ આ પુત્રવધૂનું સાચું સ્વરૂપ છે. પ્રગતિના પગથીઆં ગણીએ તો આ પહેલું પગથીઉં છે, પરંતુ ત્યાં અટકી જવું નહિ, કારણ કે એ સ્થિતિમાં નથી શાન્તિ કે નથી સુખ. એ સ્થિતિ જડતા કરતાં, કાયરતા કરતાં સારી છે એટલું જ.

આ સ્થિતિમાંથી ઉગરવું શી રીતે? પ્રથમ તો પોતે ક્યાં ક્યાં અથડામણમાં આવે છે તે શોધી કાઢવું. આમાં પોતાનો દોષ કેટલા પ્રમાણમાં છે તે સમજી લઈને દૂર કરવો અને જ્યાં સાસુનો જ દોષ હોય ત્યાં પણ લડાઈ જારી રાખવા છતાં મનમાંથી ઝેર કાઢી નાખવું. પ્રયત્નપૂર્વક એમ માનવું કે સાસુ જે ત્રાસ વર્તાવે છે તેનું કારણ એનું અજ્ઞાન છે અને એના ખરાબ સંસ્કાર છે. એ અજ્ઞાન અને અસંસ્કારને વશ ન જ થવું પણ સાસુનો તિરસ્કાર પણ ન કરવો. આમ કરવાથી ધીમે ધીમે અમુક પ્રસંગે સાસુની સેવા કરવાની વૃત્તિ જાગશે. સાસુ પણ સમજશે કે મારી સાથે લઢી શકે છે તેમ માગે ચાકરી પણ કરી જાણે છે. આ વસ્તુની એમના ઉપર ભારે અસર થશે. અલબત્ત કે એવો પ્રસંગ આવી પડે ત્યારે તો આડું—અવળું જોયા વિના એમની સેવામાં મંડી જ પડવું. એજ સાસુનું હૈયું જીતી લેવાનો માર્ગ છે.

હું ધારું છું કે મારા કહેવાનો આશય બરાબર સમજાશે. પહેલે પગલે સામનો અને બીજે પગલે સામનો છતાં તિરસ્કારનો અભાવ તથા

સેવાની વૃત્તિ. આટલું જો બરાબર સમજાય તો સાસુ પથ્થરની જ કેમ નથી હોતી, એણે પીગળવું જ પડે.

કેટલાક કહે છે કે સાસુ કે ઘરડું માણસ એનો સ્વભાવ બદલતું જ નથી. આ વાત માનવાની હું સાફ ના પાડું છું, બહુ સૂક્ષ્મ અર્થમાં જોવા જઇએ તો એ સાચું છે, પરંતુ સહજ રીતે જોઇએ તો મરણ પહેલાંની ક્ષણે પણ સ્વભાવ બદલાઇ ગયાના ઘણા દાખલા મળી આવે છે. ઘણા પુત્રો ને પુત્રવધૂઓએ માતાપિતાના સ્વભાવમાં પલટા આણ્યા છે.

આનું ખરું કારણ એ છે કે પૃથ્વી ઉપર કોઇ માનવી સંપૂર્ણ રીતે કઠોર હોતો જ નથી. કતલનો ધંધો કરનાર કસાઇ શેરીના કૂતરાંને એક લાકડી પણ ન મારી શકે એવા દાખલાઓ છે. આપણે યાદ રાખવું કે દરેક માણસના હૃદયનો એકાદ ખૂણો તો પ્રેમ અને અનુકંપાથી ભરેલો હોય જ છે. સાસુ પણ માતા છે, પત્ની છે, બહેન છે વગેરે કદી ન ભૂલવું. એવો જ પ્રેમ સાસુના હૈયામાં પડ્યો છે, તેને આપણા પ્રત્યે વાળવાના જો પ્રયત્નો થતા હોય તો વહેલી મોડી સફળતા મળે જ.

હવે ત્રીજો પ્રકાર આપણે જોઇએ. આવી સંખ્યા અલ્પ છે, પણ છે તો ખરી જ. પુત્રવધૂ પણ સાસુને રિબાવતી હોય એવા દાખલાઓ છે. કેટલીક સાસુમાં સાસુપણું હોવું જ નથી, એ પ્રેમાળ માતા જેવી હોય છે. કેટલીકવાર એ અતિશય નમ્ર અથવા ભોળી હોય છે. કોઇ વાર ગરીબી અને કૌટુંબિક આઘાતો સહન કરીને એની છાતી ભાંગી ગઇ હોય છે. આવી સાસુઓને જ્યારે પુત્રવધૂ ત્રાસ આપતી હોય એવાં દશ્યો હું જોઉં છું ત્યારે મારા અંતરમાંથી સાચે જ રોષની જ્વાળા પ્રગટે છે. એમ થાય છે કે આ સ્ત્રી નારીનું જ બીજું સ્વરૂપ છે.

આમ બનવાના સાસુ પક્ષના કારણો તો મેં ઉપર વર્ણવ્યા.

પુત્રવધુના પક્ષે જોઇએ તો એમાં મોટે ભાગે એની માતા જવાબદાર હોય છે. એ લગ્ન પહેલાં જ પોતાની પુત્રીને આ માટે તૈયાર કરે છે. લડાયક જેમ એનામાં ઊભું કરે છે. ઘરનો કબજો લેવાની અદમ્ય લાલસા એનામાં ઉત્પન્ન કરે છે; કેટલીકવાર માતાના પોતાના સંસ્કારો આમાં કારણભૂત હોય છે અને કેટલીક વાર સાસુઓના ત્રાસની વાતોથી દોરવાઈ જઇ પુત્રીને સંરક્ષણના માર્ગો સૂચવવાની વૃત્તિ કારણરુપ બને છે. પરિણામ તો બંનેનું એક સરખું જ આવે છે. ઘરડાં લોકો એની પાછલી અવસ્થામાં રિબાય છે. પુત્રવધૂનાં કારણે એ વહાલા પુત્રનો પ્રેમ પણ ગુમાવી બેસે છે

આવી પુત્રવધૂને મારે એટલું જ કહેવું છે કે આમ કરવાથી તું સાસુને ત્રાસ ઉપજાવી શકે છે પરંતુ સુખ કે શાન્તિ તો મેળવી શકતી જ નથી. જેમ ક્રૂર સાસુ પુત્રવધૂને રિબાવતાં પોતાનાં સુખ–શાન્તિને વેડફી નાખે છે તેવું જ તારું બને છે. ઊંચા આદર્શોને તું ભલે બાજુએ રાખ, માનવતાનો વિચાર પણ ભલે ન કર, તારી ફરજનો ખ્યાલ પણ છોડી દે; પરંતુ તારા પોતાના ને તારા પતિના સુખનો ખ્યાલ તો કરીશ ને?

તો એક વાર તારા મનનું પૃથક્કરણ કર અને તારા વર્તનનું નિરીક્ષણ કર. મને ખાતરી છે કે તને પોતાને તું માનવીના અને તેમાં યે સ્ત્રીના રુપમાં કોઇ હિંસક પશુ જેવી જ લાગશે. તને ભાન થશે કે તારા ઉપર પોતાના સુખનો મદાર બાંધીને બેઠેલાં વૃદ્ધજનોને તેં તિરસ્કાર્યાં, નકાર્યાં, અવગણ્યાં ને પાછલી અવસ્થાએ એના પોતાના ઘરમાં જ તેં એને સાક્ષાત નર્કાગારના દર્શન કરાવ્યાં!

આમાંથી તારે છૂટવુ જ જોઇએ. તારું સુખ તો તને મળશે જ, એ વૃદ્ધો પણ સુખી થશે જ, પણ આ શુભ તત્ત્વ એટલેથી ન અટકતાં તારાં બાળકો સુધી પહોંચશે. નાનપણથી જ તેઓ વિનય

અને સેવાના પાઠ શીખશે તો એ તને જ ખપમાં આવશે. તારા ઝેરી સ્વભાવથી એ મુક્ત રહેશે તો તારું ને તારા પતિનું પાછલું જીવન અમૃતમય બનશે.

ઘણી વાર એવું બને છે કે તને તારો વાંક દેખાતો જ નથી અને ઘરડાંઓનો એવો સ્વભાવ છે, દબાવીએ નહિ તો તેઓ આપણને દબાવે, હું તો બીજાં કરતાં સારી રીતે રાખું છું–વગેરે ભ્રમણાઓ તું સેવે છે. જાગૃત થઇને અંતરમાં ઊતરીશ તો આ ભ્રમણાઓ જરૂર દૂર થશે. સેવા કરવાનો તું સંકલ્પ કરશે તે ક્ષણથી તારા જીવનમાં શાન્તિ સ્થપાશે અને તે પછી તો એ સેવા જ તારા માટે નિરંતર વહે જતું આનંદનું ઝરણું બની જશે. વૃદ્ધોના આશીર્વાદ એમાં ઉમેરાશે ત્યારે તેનું મહત્ત્વ પણ તને સમજાશે.

હું એક વાત આ પુત્રવધૂને કહીને આ પત્ર પૂરો કરવા ધારું છું. સાસુ નિર્બળ, અશક્ત, પ્રેમાળ અથવા ભોળાં હોય તો જ ત્રાસ કે અપમાન સહન કરે એટલું તો તું સ્વીકારશેને? એ સાસુ તારી સામે શીંગડા ભરાવે અથવા તને ત્રાસ આપવાનો પ્રયત્ન કરે ત્યારે તું એનો સામનો કરે તો તે સમજાય એમ છે, પરંતુ ગાયના ઉપર ઘા કરી શકાય? એમાં તારી બહાદુરી શી? જિંદગીના માર ખાઇને ભાંગી ગયેલાને મલમપટ્ટા કરવા જોઇએ કે એના ઘા ઉપર અપમાનના મરચાં છાંટવા જોઇએ?

આમ માનવતા, ધર્મ, વીરતા, તારું સુખ, પતિનું સુખ, સંતતિના શુભ સંસ્કાર એ બધું, જો તું સાસુને ત્રાસ આપે તો જોખમમાં મુકાય છે ને એની સેવા કરે તો સુવાસિત બને છે. તું શું પસંદ કરશે? સત્તાની દુર્ગંધ કે સેવાની સુગંધ?

આથી વધારે મારે કંઇ કહેવું નથી. જે ત્રણ પ્રકારો મેં વર્ણવ્યા । સૌનો સમાવેશ થઇ જાય છે એમ મારું માનવું છે. ચોથો પ્રકાર

નવાયુગની એટલે કે શિક્ષિત, સંસ્કારી અને સુધારક–સાથેસાથ કે કહેવાતી–પુત્રવધૂ માટે પણ આમાં ઘણું કહેવાઇ ગયું છે છતાં એના કેટલાક સવાલો તદ્દન નિરાળા હોવાથી હું જુદો જ પત્ર લખવાનું પસંદ કરીશ.

[૪]

## આધુનિક પુત્રવધૂને

જેને આધુનિક કહી શકાય એવી પુત્રવધૂને ઉદ્દેશીને આ પત્ર લખવા ધારું છું. આધુનિકોમાં પણ પ્રકારભેદ તો છે જ, પરંતુ તેમાં ઊંડા ઉતરવાની જરૂર નથી, કારણ કે મુખ્ય ભેદ બે જ છે. એક તો જે સુધારક છે અને સુધારાનો મર્મ પણ સમજે છે તે અને બીજા સુધારક છે પણ સુધારાનું રહસ્ય તેમ જ વ્યક્તિ અને સમાજ ઉપરનાં તેનાં પરિણામો સમજતાં નથી કે સમજવાની પરવા કરતાં નથી તે. પહેલા કરતાં આ બીજાંઓની સંખ્યા ઘણી મોટી છે. મારો આ પત્ર મુખ્યત્વે બીજા પ્રકારની પુત્રવધૂઓ માટે જ ઉપયોગી હશે.

આ પુત્રવધૂ પહેલા દિવસથી જ, ના, લગ્નનો વિચાર જ્યારે કરે છે ત્યારથી જ પોતાના જીવનની કલ્પનામાં સાસુ–સસરા કે કુટુંબના કોઈ સભ્યને સ્થાન આપતી નથી. એની નજરે પતિની આસપાસ જ ઘૂમે છે. એનાં લગ્ન પ્રેમ અને પરિચયના પરિણામે થયાં હોય છે તો કુટુંબમાં બીજું છે કોણ તેનો વિચાર સુદ્ધાં એ કરતી નથી. કેટલાક દાખલાઓમાં લગ્ન પહેલાં જ એણે પોતાના સાસુ–સસરા પ્રત્યે તિરસ્કાર કેળવ્યો હોય છે. કોઈ વાર ભાવી પતિ સાથે સ્પષ્ટ કબૂલાત કરી હોય છે કે લગ્ન થતાં જ પોતાનું સ્વતંત્ર ઘર એ

વસાવશે. કેટલીક વાર પતિએ પણ સામે ચાલીને આ દરખાસ્ત મૂકી હોય છે.

આવાં પુત્રવધૂને મારે એટલું જ કહેવું છે કે કુટુંબની અને સમાજની રચના એ માનવ પ્રાણીએ આટલાં વર્ષોમાં સાધેલો વિકાસ છે. તમે ધારી લો છો તેવી એ સંકુચિત મનોવૃત્તિનું પરિણામ નથી. જગતમાં કોઈ પણ એક વ્યક્તિ પોતાના સુખનો જ વિચાર કરે તેમાં 'સુધારો' શો છે? સ્વતંત્રતા કે સંસ્કારિતા ક્યાં છે? 'પ્રેમ'ને પણ એમાં ક્યાં સ્થાન રહ્યું! જેવું એક વ્યક્તિ માટે તેવું જ બે વ્યક્તિ માટે કહી શકાય. જ્યાં 'પ્રેમ'નો વિકાસ અને વિસ્તાર નથી, જ્યાં પોતાની 'સંસ્કારિતા' બીજાંના સુખનો ખ્યાલ કરતી નથી, જ્યાં 'શિક્ષણ'નો અર્થ આચરણમાં તો બીજા પ્રત્યેના તિરસ્કારમાં જ દેખાય છે ત્યાં એ ત્રણે ય પ્રકારની યોગ્યતા ધરાવનાર પુરુષ કે સ્ત્રી સાચા અર્થમાં જોઈએ તો પ્રેમ, સંસ્કાર અને શિક્ષણનો કાં તો દંભ કરે છે અને કાં તો તેનો સ્પર્શ પણ તેઓ પામ્યાં નથી.



માણસ માત્ર પાસે સૌથી પહેલી અપેક્ષા એ બીજાંના સુખનો ખ્યાલ કરે એ રાખવામાં આવે છે. એમાં જ માનવતા છે. બીજાના માટે ઘસાવું એ દૈવી નહિ, પણ શુદ્ધ માનવી વૃત્તિ છે. આખું જગત આવા સહકાર ઉપર ટકેલું છે. સહકાર ન હોય તો આ જગતમાં એટલાં બધાં પરસ્પર વિરોધી તત્ત્વો વસે છે તેનો—જગતનો આટલો વિકાસ થવાને બદલે લાખો વર્ષ પહેલાં નાશ જ થઈ ગયો હોત. માણસ જ્યારે પોતાની જાત કરતાં સહેજ આગળ વધે છે ત્યારે એટલા પ્રમાણમાં એનો વિકાસ જ થાય છે. કોઈ પણ સ્ત્રી એક પુરુષને ચાહે, ભલે પોતાના સુખ ખાતર ચાહે પણ એ ચાહવામાંથી એના પ્રત્યે મમત્વ જાગે, એના સુખનો ખ્યાલ જાગે, એના દુઃખમાં ભાગ પડાવવાની વૃત્તિ જાગે એ બધું વિકાસની દિશા સૂચવે છે.

પરંતુ આટલેથી જ એ વિકાસ અટકી જવો ન જોઈએ. એકમાંથી બે અને બેમાંથી બાવીશ, બાવીશમાંથી બાવીશ હજાર અને છેવટે આ પૃથ્વી ઉપરના કુલ બે અબજ તરફ પ્રેમની લાગણીનો વિસ્તાર થવો જોઈએ. દૂર દૂરની વાત જવા દઈએ, જે આપણાં પોતાનાં છે તેના તરફ પણ આપણું લક્ષ ન જાય તો એમ જ માનવું જોઈએ કે આપણામાં 'પ્રેમ' નથી, પરંતુ એક સ્ત્રી કે એક પુરુષને માત્ર ભોગવવાની જ વૃત્તિ છે. આ ભોગવૃત્તિને બહેકાવવા માટે સ્વતંત્ર જીવન આવશ્યક લાગે માટે આપણે તેમ કરીએ છીએ!

એક બીજું અને મહત્ત્વનું દૃષ્ટિબિંદુ રજૂ કરું. ઉપર કહ્યું તેમ બીજાંને માટે ઘસાવું એમાં માનવતા છે, પરંતુ બીજાં આપણે માટે ઘસાયાં હોય તેનો તિરસ્કાર કરવો, અવજ્ઞા કરવી, એ બધું ભૂલી જવું, તેને શું કહીશું? કઈ વૃત્તિનું એ લક્ષણ છે? પશુતા તો એને કહી શકાશે નહિ, કારણ કે હિંસક પશુઓમાં પણ સર્વ સ્થળે આ વૃત્તિ દેખાતી નથી. ત્યાં પણ પોતાને પાળનાર પ્રત્યે એ પક્ષપાત દર્શાવે છે. સમાજમાં વસતાં પ્રાણીઓ તો બિચારાં માનવીઓ પાસેથી જે લે છે તે કરતાં ઘણો મોટો બદલો વાળી આપે છે. કૂતરામાં પણ આ સ્વભાવનાં દર્શન થાય છે,

ત્યારે શું એક માનવી જ કૃતઘ્ન છે? જે પોતાના માતાપિતા અને વડીલોના અનંત ઉપકારોને ભૂલી જાય છે તેને શી ઉપમા આપવી? કોની સાથે તેની સરખામણી કરવી?

હું જાણું છું કે પુત્રો–પુત્રીઓ એવી દલીલ કરે છેઃ 'અમે તમને ક્યાં કહ્યું હતું કે અમને જન્મ આપો, ઉછેરો, શિક્ષણ આપો. તમે તો લોકલાજની બીકે અથવા તો તમારા સ્વાર્થ ખાતર જ આ બધું કર્યું છે!'

આ દલીલ સાવ ખોટી છે એમ હું કહીશ નહિ, પણ એટલું તો કહું છું કે વધુ નહિ તો એવી જ કારણસર તો માતાપિતાની સેવા કરો!

અને આ દલીલ બધા દાખલામાં તો સાચી નથી જ અને સંપૂર્ણ અર્થમાં કદાચ એકે ય દાખલામાં સાચી નથી. બાળક સમજણું થાય તે પછી તો એ જોઈ શકે છે કે માતાપિતા એના માટે કેટકેટલું કષ્ટ સહન કરે છે. આ માતાપિતા જો પુત્ર પાસે સેવાની અપેક્ષા રાખે તો એમાં પાપ શું છે? સ્વાર્થ શો છે? માનવી માત્ર એવી અપેક્ષા રાખે છે. જે 'પ્રેમી'ઓ એવી દલીલ કરે છે તે જ એકબીજા પાસે આવી અપેક્ષા નથી રાખતા?

જરા આગળ વિચારીએ. પ્રેમ અને પરોપકાર ન કરી શકાય તો માનવતાનો વિકાસ ન થાય, પરંતુ આપણી જાત ઉપર જેમણે પ્રેમ ઢાળવ્યો છે ને પરોપકારો કર્યા છે તેને ભૂલી જઈએ તો? એ પછી મેળવેલું સુખ ન્યાયયુક્ત તો નથી જ, પરંતુ કર્મસિદ્ધાંતની વાત ઉખેળ્યા વિના જ હું કહી શકું કે એ સુખની સ્થિરતા પણ નથી. આપણાં બાળકોમાં આ સ્વાર્થી અને કૃતઘ્ન મનોવૃત્તિ મોટે ભાગે ઊતરશે જ અને ત્યારે કપાળે હાથ દઈને રોવા સિવાય બીજો માર્ગ આપણા પાસે રહેશે નહિ. સંભવ છે કે આજે આ 'ભય'ને આપણે હસી કાઢીએ. એમ પણ બોલી દઈએ કે 'અમે તો એમ માગીએ છીએ કે તેઓ પહેલી તકે જ સ્વતંત્ર થઈ પોતાનું જીવન જીવવા લાગે.' પણ પ્રસંગ આવે આ જોશ નથી રહેતું એમ અનેક દાખલાઓમાં જોઈ શકાય છે.

પણ હું આ શું લખું છું? કોને લખું છું! 'પુત્રવધૂ'ને આ વિચારણા સાથે કંઈ સંબંધ છે?

મારા મત પ્રમાણે તો સંબંધ છે જ. એનાં માતાપિતા પ્રત્યે એણે કેવો વર્તાવ રાખ્યો [illegible] વિષે મેં જે કહ્યું છે તેને, [illegible] લખ્યા [illegible] રહે છે. પ્રશ્ન થશે કે [illegible] માતાપિ[illegible] કો [illegible] હોય તો

મારો જવાબ આટલો જ છેઃ આજની સામાજિક રચનાને આપણે લક્ષમાં લેવી જોઈએ. જ્યાં સુધી 'સ્ત્રી 'પુરુષને ઘેર'' જાય છે ત્યાં સુધી આમ વિચાર્યા વિના છૂટકો જ નથી. અને આ વસ્તુ આખા સમાજમાં વ્યાપક છે એટલે સૌમાં 'નગ્રાણું' કુટુંબોને પુત્રી આપી દેવી પડે છે ત્યારે 'પુત્રવધૂ' મળી જાય છે. 'ઘરજમાઈ'ની પ્રથા અમલમાં આવે તો આ પત્ર પુત્રવધૂને બદલે જમાઈને ઉદ્દેશીને લખવો પડે.

કોઈ પણ કન્યાએ 'વધૂ' બનતી વખતે પોતાનો ધર્મ પુત્રવધૂ તરીકે શો છે તે વિચારવું જોઈએ. પોતાનો પતિ જો સંકુચિત સ્વાર્થને કારણે માતાપિતાને તજી દેવા તત્પર થયો હોય તો એણે પતિને એના ધર્મનું ભાન કરાવવું જોઈએ. નવા યુગના યુવક-યુવતીઓનું અવલોકન કરતાં એમ જણાય છે કે આ બાબતમાં મોટે ભાગે સ્ત્રી જ જવાબદાર હોય છે. પોતાના અંગત સુખ માટે નહિ, પણ પોતાની પ્રિયતમાને સુખ મળશે એવા ખ્યાલથી જ વિશેષ કરીને યુવકો પોતાનું જુદું ઘર રચવા તૈયાર થાય છે. માતાપિતા પ્રત્યેની ફરજનો ખ્યાલ એને જરા સતાવે પણ છે પરંતુ 'પ્રેમ' અને એવી જ ભ્રમણાઓના આશ્રયે એ શુભ વિચારને એ દબાવી દે છે.

આ સ્થિતિમાં સ્ત્રીનો ધર્મ ખેવડાય છે. એણે જાતે પણ વડીલોની સેવા ઇચ્છવી જોઈએ અને પતિને તો એક પુત્ર તરીકે ફરજની યતો બંધાવી લેવો જ જોઈએ.

શુદ્ધ પ્રેમ અને સંસ્કારની દૃષ્ટિએ તથા કૃતજ્ઞતા અને કર્તવ્યની દૃષ્ટિએ આ પ્રશ્ન વિષે આપણે વિચાર કરી લીધો. આ બંને દૃષ્ટિએ સંયુક્ત કુટુંબથી દૂર ભાગવાની અને કેવળ પોતાના જ સુખનો ખ્યાલ કરવાની વૃત્તિ નથી ઇષ્ટ કે નથી શિષ્ટ તે આપણે જોયું. હવે એક ડગલું આગળ વધીને જોઈએ કે શુદ્ધ રીતે પોતાના સ્વાર્થ માટે પણ સંયુક્ત કુટુંબ આવશ્યક છે કે નહિ!

અને આ દલીલ બધા દાખલામાં તો સાચી નથી જ અને સંપૂર્ણ અર્થમાં કદાચ એકે ય દાખલામાં સાચી નથી. બાળક સમજણું થાય તે પછી તો એ જોઈ શકે છે કે માતાપિતા એના માટે કેટકેટલું કષ્ટ સહન કરે છે. આ માતાપિતા જો પુત્ર પાસે સેવાની અપેક્ષા રાખે તો એમાં પાપ શું છે? સ્વાર્થ શો છે? માનવી માત્ર એવી અપેક્ષા રાખે છે. જે 'પ્રેમી'ઓ એવી દલીલ કરે છે તે જ એકબીજા પાસે આવી અપેક્ષા નથી રાખતા?

જરા આગળ વિચારીએ. પ્રેમ અને પરોપકાર ન કરી શકાય તો માનવતાનો વિકાસ ન થાય, પરંતુ આપણી જાત ઉપર જેમણે પ્રેમ ઢાળવ્યો છે તે પરોપકારો કર્યા છે તેને ભૂલી જઈએ તો? એ પછી મેળવેલું સુખ ન્યાયયુક્ત તો નથી જ, પરંતુ કર્મસિદ્ધાંતની વાત ઉખેળ્યા વિના જ હું કહી શકું કે એ સુખની સ્થિરતા પણ નથી. આપણાં બાળકોમાં આ સ્વાર્થી અને કૃતઘ્ન મનોવૃત્તિ મોટે ભાગે ઊતરશે જ અને ત્યારે કપાળે હાથ દઈને રોવા સિવાય બીજો માર્ગ આપણા પાસે રહેશે નહિ. સંભવ છે કે આજે આ 'ભય'ને આપણે હસી કાઢીએ. એમ પણ બોલી દઈએ કે 'અમે તો એમ માગીએ છીએ કે તેઓ પહેલી તકે જ સ્વતંત્ર થઈ પોતાનું જીવન જીવવા લાગે.' પણ પ્રસંગ આવે આ જોશ નથી રહેતું એમ અનેક દાખલાઓમાં જોઈ શકાય છે.

પણ હું આ શું લખું છું? કોને લખું છું? 'પુત્રવધૂ'ને આ વિચારણા સાથે કંઈ સંબંધ છે?

મારા મત પ્રમાણે તો સંબંધ છે જ. એનાં માતાપિતા પ્રત્યે એણે કેવો વર્તાવ રાખવો જોઈએ તે વિષે મેં જે કહ્યું છે તેને, ઉપરનું આટલું લખ્યા પછી પણ હું વળગી રહું છું. પ્રશ્ન થશે કે જો સ્ત્રી એના માતાપિતાની સેવા ન કરી શકે એ ન્યાય્ય હોય તો પુરુષ માટે એ કેમ ન્યાય્ય ન ગણાય?

મારો જવાબ આટલો જ છે: આજની સામાજિક રચનાને આપણે લક્ષમાં લેવી જોઈએ. જ્યાં સુધી 'સ્ત્રી ' પુરુષને ઘેર ' જાય છે ત્યાં સુધી આમ વિચાર્યા વિના છૂટકો જ નથી. અને આ વસ્તુ આખા સમાજમાં વ્યાપક છે એટલે સૌમાં નવ્વાણું કુટુંબોને પુત્રી આપી દેવી પડે છે ત્યારે ' પુત્રવધૂ ' મળી જાય છે. ' ઘરજમાઈ 'ની પ્રથા અમલમાં આવે તો આ પત્ર પુત્રવધૂને બદલે જમાઈને ઉદ્દેશીને લખવો પડે.

કોઈ પણ કન્યાએ ' વધૂ 'બનતી વખતે પોતાનો ધર્મ પુત્રવધૂ તરીકે શો છે તે વિચારવુ જોઈએ. પોતાનો પતિ જો સંકુચિત સ્વાર્થને કારણે માતાપિતાને તજી દેવા તત્પર થયો હોય તો એણે પતિને એના ધર્મનું ભાન કરાવવું જોઈએ. નવા યુગના યુવક–યુવતીઓનું અવલોકન કરતાં એમ જણાય છે કે આ બાબતમા મોટે ભાગે સ્ત્રી જ જવાબદાર હોય છે. પોતાના અંગત સુખ માટે નહિ, પણ પોતાની પ્રિયતમાને સુખ મળશે એવા ખ્યાલથી જ વિશેષ કરીને યુવકો પોતાનું જુદું ઘર રચવા તૈયાર થાય છે. માતાપિતા પ્રત્યેની ફરજનો ખ્યાલ એને જરા સતાવે પણ છે પરંતુ ' પ્રેમ ' અને એવી જ ભ્રમણાઓના આશ્રયે એ શુભ વિચારને એ દબાવી દે છે.

આ સ્થિતિમાં સ્ત્રીનો ધર્મ ખેવડાય છે. એણે જાતે પણ વડીલોની સેવા ઇચ્છવી જોઈએ અને પતિને તો એક પુત્ર તરીકે કૃતઘ્ની થતો બચાવી લેવો જ જોઈએ.

શુદ્ધ પ્રેમ અને સંસ્કારની દૃષ્ટિએ તથા કૃતજ્ઞતા અને કર્તવ્યની દૃષ્ટિએ આ પ્રશ્ન વિષે આપણે વિચાર કરી લીધો. આ બંને દૃષ્ટિએ સંયુક્ત કુટુંબથી દૂર ભાગવાની અને કેવળ પોતાના જ સુખનો ખ્યાલ કરવાની વૃત્તિ નથી ઇષ્ટ કે નથી શિષ્ટ તે આપણે જોયું. હવે એક ડગલું આગળ વધીને જોઈએ કે શુદ્ધ રીતે પોતાના સ્વાર્થ માટે પણ સંયુક્ત કુટુંબ આવશ્યક છે કે નહિ!

મારો એવો નિશ્ચિત મત છે કે આપણા સમાજના અગ્રણીઓએ કુટુંબરચના કરીને અદ્‌ભુત કાર્ય કર્યું છે. એમાં સદ્‌ગુણોના વિકાસનો ખ્યાલ તો રહ્યો જ છે પરંતુ અજબ પ્રકારની સલામતી અને સંરક્ષણ એમાં સિદ્ધ થયાં છે. અલબત્ત એમાં સાવ અંગત સ્વાર્થને અવકાશ નથી. એક પ્રકારની શ્રમવિભાગની યોજના આ રચનામાં દેખાય છે.

યાદ રાખવું જોઈએ કે માનવી સામાજિક પ્રાણી છે. એ સુખ ભોગવવા માટે એકલપણું ઇચ્છે છે પણ એ સુખની પ્રાપ્તિ અને સલામતી બીજાના સહકાર વિના સંભવી શકતી નથી. પતિ-પત્નીને સંયુક્ત રીતે લઈએ તો એમના સુખનો જેટલો આધાર એકબીજા ઉપર છે તેટલો જ કે તેથી વધુ આધાર બહારની દુનિયા ઉપર હોય છે. આ દુનિયામાં માતાપિતા નહિ હોય તો મિત્રો હશે, શુભેચ્છકો હશે, સુરબ્બીઓ હશે.

એમ દેખાય છે કે જેઓ સાધનસંપન્ન છે તેઓને બીજાની મદદની ઓછી જરૂર પડે છે, પરંતુ અહીં પણ બે વસ્તુ સમજી લેવાની જરૂર છે. એક તો સંપત્તિ સ્થિર નથી અને બીજું જે કામ પ્રેમથી અને કર્તવ્યથી થઈ શકે છે તે લાખો રૂપિયા ખરચવાથી થઈ શકતું નથી. આ બંને વાકયોને ધાર્મિક સૂત્ર સમજીને ફેંકી દેતા નહિ. ધર્મના સૂત્રો ફેંકી દેવા જેવા નથી, છતાં શુદ્ધ વ્યવહારની રીતે જ આપણે વિચાર કરીએ. આ દુનિયામાં ઉઘાડી આંખે રહેનાર એવો કયો અંધ હશે કે જે સંપત્તિની ફેરબદલી દરરોજ ન જોતો હોય? ગરીબને તવંગર અને તવંગરને ગરીબ બનતાં ન જોયાં હોય એવો માનવી જો મળે તો એને બેવકૂફ અથવા જંગલી જ માનવો જોઈએ.

એટલે સંપત્તિથી સુખનાં સાધનો અને સલામતી મળતાં હોય તો પણ એના જ ઉપર આધાર રાખીને રહેવું યોગ્ય નથી. સંપત્તિ નહિ હોય ત્યારે આપણું કોણ, એ વિચાર કરીને માણસે વર્તવું જોઈએ.

અને એ પણ યાદ રાખવું જોઈએ કે પરસ્પર પ્રેમ હોય છતાં કલેશના પ્રસંગો આવે છે. જ્યાં 'સ્વતંત્ર' ઘર હોય ત્યાં આવા પ્રસંગો વિશેષ આવે છે. એ કલેશ ઉગ્ર રૂપ પકડે છે ત્યારે 'સ્વતંત્ર' ઘર ભાંગે પણ છે. આ વખતે કુટુંબીઓની મદદ, ખાસ કરીને ઓને જરૂરી થઈ પડે છે. આ ધારણાને અવાસ્તવિક ગણીને હસી ન કાઢશો.

એથી યે વધુ સંભવિત હકીકત માંદગીની છે. મોટામાં મોટા ડૉક્ટરોની મદદ કાયમ હોય તો પણ જ્યારે માંદગી, ગંભીર માંદગી આવી પડે છે ત્યારે કુટુંબીઓની મદદ વિના ચાલતું જ નથી.

આર્થિક સંકટને પણ લક્ષમાં લેવું જોઈએ. ઘણા પ્રસંગે પિયરનો સાથ પણ શોધવો પડે છે.

મિત્રો મદદરૂપ બને છે ખરા, પરંતુ એક વસ્તુ લક્ષમાં રાખવી. પ્રેમ અને કર્તવ્ય વચ્ચે થોડો તફાવત છે. કેટલીક વાર પ્રેમની લાગણી મંદ પડી જાય છે ત્યારે પણ જો કર્તવ્યભાવના માણસમાં હોય છે તો સહકાર મળી શકે છે ને એમાંથી જ ફરીને પ્રેમ-લાગણી જાગૃત બને છે. મિત્રોમાં, નિઃસ્વાર્થી મિત્રોમાં પણ એવું દેખાયું છે કે પ્રેમની લાગણી હોય ત્યાં સુધી જ એમનો સહકાર પ્રાપ્ત થાય છે, જ્યારે માતાપિતા, ભાઈબહેન, પતિપત્ની કર્તવ્યની અને લોકલાજની લાગણીથી લાંબા સમય સુધી સહકાર રાખે છે. આ સહકારને ફેંકી દેવામાં નથી ડહાપણ, નથી સુધારો, નથી સ્વાર્થ.

આમ બીજા કશા ખાતર નહિ તો પોતાના અંગત સ્વાર્થ ખાતર પણ પુત્રવધૂએ એના સસરાનું ઘર છોડવું ન જોઈએ. પ્રેમ, કર્તવ્ય અને સ્વાર્થ ત્રણેય દૃષ્ટિએ એનું હિત સંયુક્ત કુટુંબ સાથે જ સમાયેલું છે. અલબત, એ કુટુંબ છોડવાના પ્રસંગો નથી જ આવતા અથવા તો કોઈ પણ સંયોગોમાં એ ન છોડવું જોઈએ એમ હું ન કહી શકું.

પરંતુ એટલું તો જરૂર કહી શકું કે પહેલે પગલે દૂર થવાનો વિચાર તજી દેવો જોઇએ અને પોતાનું સ્વત્ત્વ ને વિકાસ સાધવામાં ગંભીર અંતરાયો ન આવતા હોય તો કદી એ વિચાર ન કરવો જોઈએ એ અંતરાયો નિવારવાના જુદા થવા સિવાયના જેટલા માર્ગો મળે તેટલા લેવા જોઈએ અને છેવટના પગલાં તરીકે જ સ્વતંત્ર ઘરનો વિચાર કરવો જોઈએ.

આ વિષે આપણે છેલ્લા પત્રમાં વિચારીએ.

[ ૫ ]

## આદર્શ પુત્રવધૂનાં લક્ષણો

આધુનિક પુત્રને માટે મેં ઠીક ઠીક લખ્યું છે છતાં હજી થોડું લખવા ધારું છું. સંયુક્ત કુટુંબ શા માટે આવશ્યક છે તેના સમર્થનમાં મેં જે કારણો રજૂ કર્યાં છે તેમાં એક મહત્ત્વનો ઉમેરો કરવા ઇચ્છું છું. હમણાં હમણાં એક ઉપર બીજી કરવાના જે બનાવો બને છે તેનું નિરીક્ષણ કરતાં એમ જણાય છે કે ઘણા દાખલામાં સંયુક્ત કુટુંબ ન હોવાને લીધે જ પુરુષને અનુકૂળતા સાંપડે છે. પુરુષભાવ વૈવિધ્ય ઇચ્છે છે એ વિધાન સાચું હોય કે ખોટું પરંતુ એટલું ખરું છે કે સંયુક્ત કુટુંબમાં એના સ્નેહને અને પુરુષાર્થને પૂરો માર્ગ મળ રહે છે. પોતાના ચિત્તને પ્રફુલ્લ અને કાર્યશીલ રાખવા માટે એને પત્ની ઉપરાંત પણ ઘણાં સ્નેહાળ તત્ત્વો મળી આવે છે.

આ પ્રશ્નને સ્થૂળ રીતે જોઈએ તો નવી મૈત્રીઓ માટે જેટલો અવકાશ 'જુદા' ઘરમાં હોય છે તેટલો સંયુક્ત ઘરમાં હોઈ શકે નહિ પણ બે માણસ લાંબો સમય એકલાં જ રહી શકતાં નથી. પોતાન

માનંદમાં ભાગીદાર બનાવવા માટે એમને ત્રીજી વ્યક્તિની જરૂર પડે છે. આ ત્રીજી વ્યક્તિ અનેક સમસ્યાઓ ઊભી કરે છે એ હકીકત નવા યુગના લોકો માટે નવી નથી. આમાંથી બચવા માટે પણ સંયુક્ત કુટુંબ રક્ષણરૂપ બને છે.

આ ઉપરાંત બાળકોના ઉછેરનો વિચાર પણ કરવો જોઈએ. આવી પુત્રવધૂ પોતાના ઘરમાં જ ભરાઈ રહી શકતી નથી એટલે બાળકો નોકરોના હાથમાં જ જાય છે. એની ઉપર દેખરેખ પણ રાખી શકાતી નથી. બાળઉછેરનો અનુભવ પણ નહિવત્ હોય છે આ સ્થિતિમાં માતૃધર્મનું પાલન સુયોગ્ય રીતે થતું નથી. જેમ જૂના યુગની જડતા અને દુષ્ટ સાસુનો ત્રાસ બાળકો માટે આફતરૂપ બને છે તેમ આ સ્થિતિમાં અજ્ઞાન અને બેદરકારી બાળકો માટે શાપરૂપ થાય છે. બાળકના વિકાસ માટે પ્રેમભર્યું કુટુંબ આશીર્વાદરૂપ છે.

આ બાળકોમાં નાનપણથી જ વડીલો પ્રત્યે જો અનાદર પેદા થાય તો નવાઈ નહિ, પણ એમ જોવાને બદલે ઊલટી રીતે જ આપણે જોઈએ તો નવયુગી માતાપિતાને મારે પૂછવું જોઈએ: 'તમે જેવું વર્તન તમારા માતાપિતા સાથે કર્યું છે તેવું જ તમારા બાળકોનું તમારા પ્રત્યે ઇચ્છો છો? એ તમે સાંખી શકશો? તમારું બાળક 'તમારું' રહે જ નહિ, કોઈ બીજાનું બની જાય તે સહન થઈ શકશે? તમારી પાછલી અવસ્થામાં કોઈનો સાથ ન હોય તે સ્થિતિ તમે બરદાસ્ત કરી શકશો?' હું ધારું છું કે જો આ પ્રશ્નોનો જવાબ અંતઃકરણપૂર્વક આપવો હોય તો ભાગ્યે જ હકારમાં આપી શકાશે.

પુત્રવધૂને પૂછવા ચાહું છું: 'જેવું વર્તન તારા સાસુ-સસરા સાથે તું રાખે છે તેવું તારા માતાપિતા સાથે તારી ભાભી રાખે તો તને મંજૂર છે? તારા માતાપિતા પાસેથી તારો ભાઈ છૂટવાઈ જાય તો તેને તું યોગ્ય ગણશે? તારા ભાઈ-ભાભીને તું અભિનંદન આપી શકશે? તારા માતાપિતાને તું કહી શકશે કે એમનો રોષ અને એમના

નિસાસા ખોટા છે?' જો જવાબ નકારમાં હોય તો હું પૂછું–તને આમ કરવાનો શો અધિકાર છે!

આ રીતે જોતાં આધુનિક યુવતીએ પ્રેમભર્યું સંયુક્ત કુટુંબ જ ઇચ્છવું જોઈએ એમાં શંકા નથી. એક શરત મેં પહેલેથી જ મૂકી દીધી છે તે એ કે કુટુંબ 'પ્રેમભર્યું' હોવું જોઈએ. 'પ્રેમભર્યું' ન હોય તો તેને એવું બનાવવું જોઈએ. લાખ પ્રયત્ને પણ એ અશક્ય હોય તો અને તો જ ત્યાંથી ખસવું જોઈએ.

હવે આપણે ત્યાં સુધી પહોંચી ગયાં છીએ કે જ્યાં આદર્શ પુત્રવધૂનું સ્વરૂપ આપણી પાસે સ્પષ્ટ થઈ જાય. ગયા પત્રમાં આધુનિકોમાં મેં મુખ્ય બે પ્રકાર કહ્યા છે તેમાંનો પહેલો પ્રકાર આદર્શ પુત્રવધૂનો છે, એ પત્રનું વાક્ય 'જે સુધારક છે અને સુધારાનો મર્મ સમજે છે.' તમે યાદ રાખશો તો મારું કહેવાનું વધારે સમજાઈ જશે.

અહીં એટલું સ્પષ્ટ કહી દઉં કે આધુનિકોમાં જ આદર્શ છે એમ કહેવાનો મારો આશય નથી. આદર્શ પુત્રવધૂનાં લક્ષણ જેનામાં હોય તે આદર્શ જ છે. એનાં લક્ષણો મેં અગાઉ વર્ણવી બતાવ્યાં છે. ફરીને કહું તો એનામાં પ્રેમ હોય, ત્યાગભાવના, વ્યવહાર કુશળતા અને માધુર્ય હોય. આ ગુણો એકમેકમાંથી ફલિત થતા હોય એવા છે છતાં સ્પષ્ટતા ખાતર મેં એને જુદા મૂક્યા છે, આમ છતાં આધુનિક તરફ મને વિશેષ આકર્ષણ તો છે જ, કારણ કે મને ત્યાં જ્ઞાનનો પ્રકાશ વધુ દેખાય છે. જ્ઞાનપૂર્વકના પ્રેમ-ત્યાગનું મહત્ત્વ મારે મન વિશેષ છે.

આવી પુત્રવધૂમાં જૂના જમાનાની શરણાગતિનો ભાવ ન હોય તેમ નવા જમાનાની બંડખોરી પણ ન હોય. જૂના યુગની જડતાને એ ધિક્કારે અને નવા યુગની ચંચળતા તરફ પણ ન આકર્ષાય. જૂના યુગની સ્વમાનહીનતા એનામાં હોય જ નહિ અને નવા યુગના અવિનય તથા ઉદ્ધતાઈથી પણ એ મુક્ત હોય. જૂના જમાનાના ઘરના દસ્તૂર

એને ગમે નહિ, તેમ નવા યુગની નારીની કામ માત્રની સૂગ પણ એને સ્પર્શે નહિ. જૂના યુગની સ્ત્રીની પેઠે એ પતિ અને બાળકો પ્રત્યે બેદરકાર બનીને પણ સાસુની ચાકરી ન કરે તેમ નવા યુગની યુવતીની પેઠે પતિ પાસે જ એના પ્રેમનું પૂર્ણવિરામ ન આવી જાય. આદર્શ પુત્રવધૂ સમજપૂર્વક પોતાની નિષ્ઠા ને પ્રેમ પતિને અર્પણ કરે. પુત્રમાં પોતાના સંસ્કારો સીંચે અને સેવાવૃત્તિને વડીલોને માટે અનામત રાખે. કર્તવ્યનું ભાન એ કદી ચૂકે જ નહિ.

આવી પુત્રવધૂને અથડામણમાં આવવું જ ન પડે એમ માનતા નહિ. એને પણ ત્રાસ આપવાનો પ્રયત્ન કરનારી સાસુઓ આ દુનિયામાં વસે છે. આવે વખતે જેને આદર્શ જીવન ગાળવું છે તે થાકીને હારી ન જાય, પણ સાસુનું અંતર પલટાવવાનો ગંભીર પ્રયત્ન આદરે. આવી પુત્રવધૂ ત્રાસ સામે ત્રાસ ન વર્તાવે, નિંદા સામે નિંદા કે ફેલાવે, કઠોરતા સામે કઠોરતા ન દાખવે, પરંતુ પ્રત્યેક પ્રસંગને બરાબર ઓળખે અને એના પ્રેમધર્મમાંથી જે કર્તવ્ય સૂઝી આવે તે પ્રકારનું વર્તન રાખે. અન્યાયને તાબે થાય જ નહિ અને છતાં યે નવાણું બાબતના વિરોધ છતાં એક બાબતમાં જો મેળ હોય તો સહકાર કરવામાં પાછા પગલાં ન ભરે.

આવી પુત્રવધૂ પહેલેથી જ સ્વીકારી લ્યે કે પોતે સંસ્કારી છે એટલે એનાથી સાસુ જેવા થવાય જ નહિ. સાસુના અજ્ઞાનમાંથી જન્મેલાં તમામ દુર્ગુણો તરફ એ અનુકંપાની દષ્ટિ રાખે. એ જોઇ શકે કે સાસુ પોતે પણ દુઃખી જ થઇ રહ્યાં છે એટલે તિરસ્કાર તો કદી એના મનમાં વ્યાપે જ નહિ. સાસુને છાનાં શાપ પણ એ ન આપે. સાસુનું કલ્યાણ ઇચ્છતી જ એ પોતાનું કલ્યાણ સાધી લે.

આમ છતાં પણ સાસુને પલટો ન થાય તો ? જીવનભર આ સાધનામાં જ એણે મચ્યા રહેવું ? સાસુનો પલટો કરવા જતા બાળકો તરફ પૂરી દરકાર રાખી શકાય નહિ તે ચલાવી લેવું ? પતિની અશાન્તિ

વધતી જતી હોય તે તરફ એણે દુર્લક્ષ કરવું ?

હું ના કહું છું. આ પ્રયત્નો પછી પણ સાસુ પલટે જ નહિ તો જુદા થવું એ જ શ્રેષ્ઠ માર્ગ છે. જો એ વખતે પણ જુદા ન થતાં સાથે જ ખેંચ્યે રાખવાનો પ્રયત્ન થાય તો સંભવ છે કે પુત્રવધૂ પોતાનું સ્વત્વ ગુમાવી બેસે. પોતાના પતિ અને પુત્ર પ્રત્યેના ધર્મો પણ એ ચૂકી જાય.

પણ જુદા થવા છતાં એ પ્રેમની લાગણી અને કર્તવ્યની ભાવના ગુમાવે નહિ. સંયુક્ત કુટુંબના જે લાભો મેં જણાવ્યા છે તે બધા લાભો સ્થૂળ જીવનમાંથી નથી મળતા; બાહ્યાચારમાંથી નથી નિપજતા, પણ આ લાગણી અને ભાવનામાંથી ઉદ્‌ભવે છે. વ્યવહારીક રીતે વિચારીએ તો જૂદા થવા છતાં એ સંબંધ છોડે નહિ. સાસુ–સસરાને જ્યારે જરૂર પડે ત્યારે તેમની સેવામાં હાજર રહે. માંદગી વખતે તો એ જ એને સહાયરૂપ બને. આર્થિક મદદ આપવાની જરૂર પડે તો એમાં પોતાનો લહાવો મળે છે એમ માને. જુદા થતી વખતે પણ જેટલું તેઓ પ્રેમથી આપી શકે તેટલું જ લ્યે. લેવા કરતાં આપતાં શીખવાની વૃત્તિ જ વધારે ગણે.

જો આમ થાય તો સ્વતંત્ર ઘરનાં જોખમો ઓછાં થઈ જાય અને સંયુક્ત કુટુંબના લાભો પ્રાપ્ત થાય. પતિ અને બાળકોને પૂરી રીતે ઉપયોગી થઈ શકાય અને છતાં વડીલો નિરાધાર ન બને.

આમાં વર્તનની અસર ન થાય એમ હું માની શકતો નથી. ગમે તેવી દુઃખદ સાસુ પણ આ વખતે તો પીગળે જ. સાથે હોય ત્યાં સુધી પુત્રવધૂની સેવા પાછળ સ્વાર્થ છે એમ એ માની શકે. એમ પણ કદાચ ધારે કે જુદા થઈને કરે શું ! મિલકત હોય તો એનો લોભ પણ કદાચ હ્યો; પરંતુ જુદા થાય ત્યારે તો એણે બેદરકારી અને નિંદાની જ અપેક્ષા રાખી હોય. આ વખતે સાસુને જો બધું ઊલટું જ દેખાવા લાગે તો એના અંતરને અસર પહોંચ્યા વિના ન રહે.

આવા આદર્શને પહોંચવા માટે દરેક પુત્રવધૂએ પ્રયત્ન કરવો જોઇએ. એ પ્રયત્નોનો આરંભ કરતાં જ સાસુમાં જે કોમળ લાગણી પડી હોય—એ હોય જ છે એવો વિશ્વાસ રાખવો—તેને જાગૃત કરવા યત્ન કરવો. સાસુના પ્રત્યેક ત્રાસને સારી રીતે સમજવો. એ ત્રાસની પાછળ પણ કોઈ કારણ જ હોય છે. પોતે વહુ હોય ત્યારે જે ત્રાસ સહન કર્યા હોય તે અસંસ્કારને કારણે અત્યારે પોતામાંથી જ પ્રગટ થતાં હોય છે. કેટલીક રૂઢ માન્યતા, આસપાસનું વાતાવરણ, સત્તાશોખ એ બધું ભેગું મળીને અનેક વિકૃતિઓ જન્માવે છે.

પુત્રવધૂએ માનવું કે સાસુ માતા છે. એના પુત્રને દુઃખી કરવાનો એનો ઇરાદો ન હોય. સંસ્કારને કારણે એ સત્તા ઇચ્છે, સેવા ઇચ્છે, બહુમાન ઇચ્છે, કુશળ પુત્રવધૂએ આ બધું સામે ચાલીને એમને આપવું. ટૂંકમાં એમને વશ કરી લેવાં. એમને જે પ્રિય હોય તે સ્વમાન અને સત્યની વિરુદ્ધ ન હોય તો જરૂર આચરવું. આમ કરવાથી સાસુને લાગશે કે પોતાની પાસે સત્તા છે અને છતાં યે એ નહિ હોય. એ માનશે કે પુત્રવધૂ મારી સેવા કરે છે અને હકીકતમાં પુત્રવધૂનું જ એ વધુ ધ્યાન રાખતાં હશે. એને થશે, પુત્રવધૂ મને ગમતું જ બધું કરે છે; પણ વાસ્તવમાં સાસુ જ એમ કરતાં હશે.

સાસુમાં આ પ્રકારની જે સ્વાભાવિક નબળાઈઓ હોય છે તે દરેકે સમજી લેવી જોઇએ. જો એમ થાય તો ઘણાં ઘર્ષણોનો અંત આવે અને ઘરમાં મંગલની સ્થાપના થાય.

આમ કરવા માટે પુત્રવધૂએ પોતાના સ્વભાવને કેળવવો જોઇએ. ક્યારે બોલવું ને ક્યારે ગળી જવું તે જાણી લેવું જોઇએ. ક્રોધ લાગ્યે જ લાંબો વખત સજીવ રહી શકે છે. એ જ્યારે ભભૂકી ઊઠે ત્યારે શાન્તિ ધારણ કરવી જોઇએ. પ્રસંગ વીતી ગયા પછી એ વસ્તુ સમજાવી શકાય છે. બીજાની હાજરીમાં તો દરેક સાસુ વધુ માન ઇચ્છે છે. આ નબળાઈને વશ થવામાં હરકત ન થવી જોઈએ.

સાદાઈની સાસુ ઉપર બહુ અસર થાય છે. એનો પ્રત્યાઘાત એવો થાય છે કે સાસુ પોતે પુત્રવધૂના શોખ પૂરા કરવા, એ દ્વારા પોતાનું અભિમાન પોષવા તત્પર બને છે. સાસુની આ નબળાઈ પંપાળવામા પણ હરકત ન હોવી જોઈએ. અલબત્ત, જીવનના સિદ્ધાન્તો જાળવીને, પૂતળી બની જઈને નહિ જ.

શક્ય હોય ત્યાં સુધી પતિ પાસે ફરિયાદ કરવી નહિ અને કરવી જ પડે તો એ સાસુ પાસે ન જાય તેની સંભાળ રાખવી. દરેક સાસુને એમ લાગે છે કે પોતાનો પુત્ર હવે 'પારકી જણી'નો બની જશે. આ પૂર્વગ્રહને કારણે પુત્ર તરફથી આવતું કોઈ પણ સૂચન એનામાં વિરોધ અને દ્વેષનો ભાવ જમાડે છે. અસહ્ય સ્થિતિ થાય ત્યારે જ પતિની મદદ લેવી જોઈએ.

આ બધાં સૂચનો, મેં ઉપર વર્ણવ્યા તે ચાર સૂત્રોમાં સમાઈ જાય છે. ફરીને એનું સ્મરણ કરાવી આ પત્રમાળા પૂરી કરું.

પ્રેમ, ત્યાગ, વ્યવહારકૌશલ્ય અને સ્વભાવની મધુરતા.

લિ૦............ના

શુભાશિષ



# ભાઇ અને બહેન





[૧]

## પ્રાસ્તાવિક

વહાલાં ભાઈ-બહેન,

**મને** આશા જ નહોતી કે અમુક સંસ્કારી ભાઈ અને સંસ્કારી બહેન વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર મારા હાથમાં આવી પડશે. હું તો વિચારી રહ્યો હતો કે તમને મારે જે કાંઈ કહેવું છે તે શી રીતે કહું,

બંનેને એક સાથે જ પત્ર લખું કે જુદા જુદા લખું ? સમાજના પ્રેક્ષક તરીકે લખું કે ભાઈ–બહેનની પુનિત લાગણી હૈયામાં ભરીને લખું ?

તમે જાણો તો છો કે પત્રો તો મારા માટે એક બહાનારૂપ છે. મારે જે કહેવું છે તે તો કહેવું જ છે. શી રીતે કહેવું ? વાર્તા કહું ? ચર્ચા કરું ? નાટક લખું ? વિચારો તો ઘણાય આવ્યા, અંતે પત્ર લખવા ઉપર જ મન ઠર્યું. એમ લાગ્યું કે બીજી કોઈ પણ પદ્ધતિ કરતાં એ પદ્ધતિ જ વધુ અસરકારક નીવડશે. મારું આ લખવું સાચું છે કે ખોટું તે તો તમે જ નક્કી કરી શકો.

લખવાનો તો વિચાર કર્યો, પણ કેવી રીતે ને કોને ઉદ્દેશીને લખવું તેની મુઝવણમાં હતો ત્યાં તો તમારા બેયના પુસ્લાં અંતઃકરણ જેવો પત્રવ્યવહાર મારા હાથમાં આવી પડ્યો. મેં જોયું તો મારે જે કહેવું હતું તેમાંનું ઘણું એમાં દેખાયું. બહેન અને ભાઈની આંતરિક લાગણીનાં મેં એમાં દર્શન કર્યાં. પ્રેમનો દોર તો એ બધા પત્રોની આરપાર પરોવાયેલો મેં જોઈ જ લીધો, પરંતુ સાથે સાથે વેદના, અસંતોષ, આશા, ઝંખના વગેરેનાં યે મને દર્શન થયાં.

આ પત્રવ્યવહાર જ સમાજના સર્વ ભાઈ–બહેનો પાસે રજૂ કરી દઉં તો શું ખોટું–એવો વિચાર આવ્યો. થયું કે માત્ર એટલું પૂરતું નહિ થાય. મારે જે કહેવું છે તે બધું તો એમાં આવી જતું નથી. પણ તુરત ઉપાય સૂઝી આવ્યો. પત્રવ્યવહાર રજૂ કર્યા પછી મારે જે કહેવું છે તે સ્વતંત્ર જ કહી દઉં, તો ! ઉપાય સારો લાગ્યો. એક સાથે જ બંને અર્થ સરશે એવો વિશ્વાસ બેઠો. જે ભાઈ હશે ને જે બહેન હશે તે એકબીજાના અંતર પણ પામી શકશે અને સાથોસાથ મારા જેવા તટસ્થનો અભિપ્રાય પણ જાણી શકશે.

હું તટસ્થ જ છું એમ ખાતરીથી માનજો. કોઈ વકીલ બનીને લખવાનું મને રુચતું નથી. તટસ્થ છું માટે તો આ પત્રો રાગદ્વેષ

વિના રજૂ કરી દઉં છું. આ પત્રોનો મોટામાં મોટો ગુણ એની સ્વાભાવિકતામાં રહેલો છે. મારી પેઠે ઉપદેશ કે સૂચના આપવા માટે એ પત્રો લખાયા નથી. એમાં વ્યવસ્થાનો અભાવ દેખાય છે તે પણ એનો ગુણ જ છે. ભાઈ અને બહેન, બંને સુશિક્ષિત ને સંસ્કારી છે. માતાપિતા ય એવાં જ સંસ્કારી છે. આમ છતાં એ બંનેના હૈયામાં કંઇ કંઇ આશાઓ અણપુરાયેલી પડી છે. તેઓ પોતાની વાત કરતાં કરતાં આખા સમાજ ઉપર દષ્ટિ ફેરવી જાય છે, તે બતાવે છે કે તેઓ સંકુચિત નથી. પોતાની લાગણીના સમર્થનમાં આસપાસની દુનિયામાં જે દેખાય છે તે પણ તેઓ રજૂ કરે છે.

આ કારણોને લઇ પત્રો જીવતા તો બન્યા જ છે પણ એની પ્રેરક શક્તિનો પણ આપણને અનુભવ થાય છે.

પણ લાંબી પ્રસ્તાવના કર્યા વિના પત્રો જ રજૂ કરી દઉં. એ ક્યારે ને ક્યાંથી લખાયા છે તે તો વાંચતાં જ સમજાઇ આવશે.

[ ૨ ]

## ઝંખના

મુંબઇ

તા. : જુલાઇ '૪૩

ચ. કુન્દન

વિનુભાઇ સાથે મોકલેલો તારો સંદેશો મળ્યો. એ બિચારા સંદેશો આપવા આવતાં રસ્તામાં સાવ પલળી ગયા. મુંબઇનો વરસાદ કેવો

ગાંડો છે તેની તને ખબર છે ? હોય, તું ચોમાસામાં અહીં આવી છો જ ક્યારે ? પણ પલળવામાં યે મઝા તો આવે જ હો ! વિનુભાઈએ આજે એ મઝા ભોગવી.

તું કહેવડાવે છે કે હું કાગળ કેમ નથી લખતો. મારો જવાબ હું પ્રશ્નાર્થમાં જ આપું ? આપે મને કેટલા કાગળો લખી નાખ્યા ? બાપુજી ઉપર હું કાગળ લખું છું તેમાં તારું નામ તો લખું જ છું. તું એટલું યે કોઈના કાગળમાં લખે છે ?

તું કહે છે કે ઇન્ટર પૂરું કર્યા પછી તારે ભાવનગર નથી રહેવું અને મુંબઈ આવવું છે. હું કહું છું, તને ના કોણ પાડે છે ? બા-બાપુજીના તો તારા ઉપર ચારે ય હાથ છે. મારા કરતાં યે તું એમનો વિશેષ 'લાડકો દીકરો' છે. હા, બા હવે એ દીકરાની ચિંતામાં પડ્યાં હશે અને તારા કાન ઉપર એવું અથડાઈ જતું હશે કે ઇન્ટર પછી આગળ નથી ભણવું, પણ 'પારકે ઘેર' જવાની તૈયારી કરવાની છે. સંભવ છે કે એટલે જ તને ભાવનગરનું વાતાવરણ છોડવાની ઇચ્છા થઈ હોય.

પણ તારા કાગળ વિના મારે લખવું શું ? મુંબઈની અને મારી કૉલેજની વાતો તો પેટ ભરીને ઘર ઉપરના સંયુક્ત કાગળમાં મેં લખી નાખી છે. એને ફેવડાવવાથી શો લાભ ? તને ય કદાચ કંટાળો આવે. તેં વિનુભાઈ સાથે જે કાગળ માટે સંદેશો કહેવરાવ્યો છે તે આ જ કે કોઈ બીજા પ્રકારનો ?

તારા જવાબ પછી વધુ. લખીશ.

તારો ભાઈ.

ભાવનગર

તા. : જુલાઈ ૧૯૪૪

પ્રિય ભાઈ

તમારા આવા કાગળમાં મને શી મઝા આવે ! મારે તો સરસ સરસ પત્રો જોઈએ, મારી એક મિત્ર છે. એના ઉપર દર અઠવાડીએ એના ભાઈનો કાગળ આવે છે. ભાઈ કલકત્તા છે ને બહેન અહીં છે પણ સાથે બેસીને વાતો કરત ાય એટલાં નજીક લાગે છે. કંઈ પણ વાત કરતાં એના ભાઈનું નામ તો એક વાર આવે જ આવે.

એને જોઉં કે એની સાથે વાત કરું ત્યારે હંમેશ મને તમારા કાગળની પ્રચ્છા થાય. કોઈ વાર લાગી પણ આવે કે મારા ભાઈને આ સુશીના ભાઈ જેટલી હું વહાલી નથી ! સુશીને કંઈ પણ મુઝવણ થાય કે બસ, કાગળ લખ્યો જ છે અને દસમે દિવસે જવાબ પણ આવ્યો જ સમજો. એ બંને વચ્ચે પણ આપણી પેઠે ત્રણ વરસનો જ ફેર છે. હું તો 'તમે' કહું છું પણ એ તો તું કહીને જ ભાઈને બોલાવે છે. એ બે ય વચ્ચે છે એવો પ્રેમ આપણું ન થાય ? એવા પત્રો મને ન મળે ?

પણ મારો જ વાંક છે. હું જ ક્યાં લખું છું ? કયે દિવસે તમારી સાથે મેં વાત કરી છે ? બા-બાપુજી ખૂબ ખૂબ સાગ છે એટલે 'દીકરી' છું તો યે મુસ્કેલી તો કદી આવી જ નથી. ભાઈની મદદની સુશીને જરૂર પડે છે, મારે તો પડતી જ નથી, પણ એમ તો યથા જ કરે છે કે આપણે જાણે ભાઈબહેન છીએ જ નહિ ! અજાણમાં ને આપણી વચ્ચે ફેર હોય તો એટલો જ કે ઊંડે ઊંડે પ્રેમની લાગણી પડી હશે. એ સિવાય તો કંઈ જ નહિ. તમારા મિત્રો જુદા ને મારા ય જુદા. તમારો આનંદ જુદો ને મારો ય જુદો, ભાઈબહેન તો માત્ર કહેવાનાં જ ને ?

વિનુભાઇ સાથે કહેવડાવ્યું ત્યારે મોટો કાગળ મારે તો લખી આપવો હતો પણ હિંમત ન ચાલી. સાચું કહું તો વિનુભાઇ સાથે અમારે તે દિવસે ચર્ચા જામી પડી હતી. વિનુભાઈ એમ કહેતા હતા કે 'આપણો સ્વભાવ એવો છે કે નજીકમાં નજીક હોય તેની મદદ ન લઇએ ને બહાર દોડીએ. સાત ભાઇબહેન હોય તો યે બીજા મિત્રો તો જોઇએ જ અને તે પણ ભાઇબહેન ઉપરાંત નહિ, પણ એમના વિના જ.' મેં સામે દલીલ કરી. 'એ તો એમ જ હોય. ઘરનાં સાથે તો રોજ રહેતાં હોઇએ. એમાં શી મઝા આવે ?'

એમણે સરસ જવાબ આપ્યો : 'ક્યાંથી મઝા આવે ? લાગણી હોય તો જ આનંદ આવે ને ? અને કોણ કહે છે કે ઘરમાં જ બંધાઈ રહેવું ! પહેલાં સગાં ભાઇ–બહેનો ને પછી મિત્રો એમ રાખીએ તો બધું જળવાય.'

હું તો કંઇ ન બોલી, પણ સુશી એમના પક્ષમાં બોલી ઊઠી: 'મને તો ભાઈ જેટલું વહાલું કોઇ જ નથી. પ્રવીણ કલકત્તા નહોતો ગયો ત્યાં સુધી અમારાં બંનેના મિત્રો પણ એક જ હતા. અમને તો એમાં જ મઝા આવે.'

હું તે દિવસે વિચારમાં પડી ગઇ હતી, સાંજના ફરવા ગઇ ત્યારે પણ એ જ વિચાર મારી પાછળ પડયો હતો. એમ થતું હતું કે ભાંડરૂમાં આપણે બે જ છીએ પણ આપણી વચ્ચે સંબંધ જ ક્યાં છે ? છેક નાનપણને યાદ કરતાં તો એવું લાગ્યું કે હું તમને ગમતી જ નહોતી. બા હમેશાં મારો પક્ષ ખેંચી તમને ઠપકો આપતાં ને કહેતાં 'પોતાની બહેન છે પણ જરી યે વહાલ કરે છે ? પાડોશીના છોકરાંને રમાડશે પણ પોતાની નાની બહેનને નહિ !' આ શબ્દોનો અર્થ ત્યારે તો સમજાયો નહોતો, આજે બરાબર સમજાય છે.

એ પછીના દિવસો યાદ ન કરું તો યે તમને યાદ આવી જશે. વિનુભાઇની વાતોએ મને તો પહેલાં ચિંતામાં ડુબાડી દીધી અને પછી

રડાવી મૂકી. એમ થઈ ગયું કે મારે ભાઈ છે પણ ભાઈનો પ્રેમ નથી!

અને બીજે દિવસે પણ વિનુભાઈએ એ જ ચર્ચા શરૂ કરી. ત્યારે પણ સુશી હાજર હતી. વિનુભાઈ એ કહ્યું:

'બધાં ભાઈબહેનો એમ કહે છે કે અમારી વચ્ચે ખૂબ સ્નેહભાવ છે પણ મને તો એ સાચું જ લાગતું નથી. એટલું હું માનું છું કે એવું બોલનારાઓમાં દ્વેષભાવ નહિ હોય, પણ સાથે સાથે સ્નેહભાવની પણ ઊણપ જ હશે.'

મેં તુરત પૂછ્યું: 'શા ઉપરથી તમે કહો છો?'

વિનુભાઈએ જવાબ આપ્યો: 'સ્નેહ છાનો રહે નહિ. પ્રેમનો સ્વભાવ એવો છે કે બીજાંને માટે કંઈ ને કંઈ કર્યા વિના જંપ જ ન વળે. જે ભાઈબહેનો એમ કહેતાં હોય કે અમારી વચ્ચે પ્રેમ છે તેમને હું પૂછું છું કે એની નિશાની શી? મને કોઈ જવાબ જ આપતું નથી.'

સુશી તુરત બોલી ઊઠી: 'કુન્દન જવાબ આપશે.' અને હું શરમથી નીચું જોઈ ગઈ.

વિનુભાઈ એ વખતે સાવ ઢીલા પડી ગયા હોય એવું લાગ્યું, કારણ તો આગળથી સમજાયું નહિ ચર્ચા છોડીને કોઈ ગંભીર વિચારમાં એ ડૂબી ગયા!

થોડીવાર પછી એ ગંભીર સ્વરે બોલ્યા ત્યારે જ એમની ગંભીરતાનું રહસ્ય સમજાયું અને જેવું સમજાયું તેવું જ મારા અંતરમાં ફરીને મંથન જાગી ઊઠ્યું.

વિનુભાઈએ કહ્યું: 'આ બધા વિચારો મને એટલા માટે આવે છે કે હું બહેન વિનાનો છું. કોઈ ભાઈબહેનને સાથે રમતાં, ફરતાં કે ચર્ચા કરતાં જોઉં ત્યારે મને મારું દુર્ભાગ્ય યાદ આવી જાય છે. એમ થાય છે કે મને ય આવી બહેન હોત તો કેવું સારું થાત! એ પછી કોઈને બહેન બનાવવા મથું છું પણ એમાં તો સમાજ, સમાજની

રૂઢિઓ, 'બહેન'ના કુટુંબીઓની ભાવના વગેરે હજાર વાતો આડી આવે છે........'

હું વચ્ચે બોલી ઊઠી : 'પણ તમે તો કહો છો ને કે ભાઈબહેન વચ્ચે સાચો પ્રેમ મને ક્યાંય દેખાતો જ નથી !'

'એવું મેં કયારે કહ્યું છે ?' વિનુભાઇ બોલ્યા: 'હું તો એમ કહું છું કે એવો પ્રેમ દરેક સ્થળે નજરે પડતો નથી, સાથેસાથ કહું તો, બહેન માટેની મારી ઝંખનામાંથી જ આ નિરીક્ષણ કરવાની વૃત્તિ ઉદ્દભવી છે.' આટલું બોલી એ જરા અટક્યા ને પછી બોલ્યા: 'આવી બધી વાતો સાંભળવી તમને ગમે છે !'

અમે બંનેએ તુરત માથું હલાવી હા પાડી એટલે વિનુભાઇએ આગળ ચલાવ્યું :

'હું નાનો હતો ત્યારથી બહેનને ઝંખતો રહ્યો છું. અમારી પડોશમાં એક ભાઇ-બહેનની સુંદર જોડી હતી. એ બંને સાથે જ ઊઠે, સાથે જ જમે, સાથે જ નિશાળે જાય, સાથે જ રમે બીજાં મિત્રો ખરાં, પણ બેમાંથી એકનાં નહિ, બંનેના જ. એટલે મિત્રોમાં પણ એ સાથે જ. મને માતાપિતાના લાડમાં કશી યે ખામી નહોતી પણ બહેન વિનાનો હું મને એકલો જ લાગતો હતો. એ પછી મારી બાએ મને બે ભાઈઓ આપ્યા. પણ એકે ય બહેન નહિ ! નાના ભાઇઓ આવતાં મારી એકલતા તો ઓછી થઈ પણ બહેનની ઝંખના શમી નહિ. વગર સમજ્યે એમ લાગ્યા જ કરે કે જેણે ખૂબ પૂણ્યો કર્યાં હોય તેને જ બહેન મળે. જેમ મોટો થતો ગયો તેમ આ લાગણી વધુ દૃઢ થવા લાગી.

'લાગણીના સૂક્ષ્મ પ્રવાહો અને ભાઇબહેનના સંબંધની જીવન અને સમાજ ઉપરની અસર વિષે તો હું અત્યારે તમને કશું નહિ કહું, પરંતુ તે દિવસથી જ હું દરેક ભાઈબહેનનું નિરીક્ષણ કરતો થઇ ગયો. જેમ જેમ હું જોવા લાગ્યો તેમ તેમ મને દુઃખદ રીતે જણાયું કે જે ઈશ્વરદત્ત

સંબંધને હું ઝંખું છું તે સંબંધ તરફ દુર્લક્ષ કરનારાઓનો પાર નથી. પહેલાં તો મને આ નિરીક્ષણથી થોડું આશ્વાસન મળ્યું. એમ થયું કે 'મારે જેમ બહેન નથી તેમ મોટા ભાગના ભાઈઓને પણ 'બહેન' નથી. બહેનભાવ ન હોય તો બહેન હોય કે ન હોય એ સરખું જ મનાય ને?' આટલું બોલી વિનુભાઈ મારી સામે જોઈ રહ્યા. શા માટે જોતા હશે તે તો એ જાણે પણ મારે નીચું જોઈ જવું પડ્યું.

એમણે આગળ ચલાવ્યું: 'જેને નથી તે ઝંખે છે અને જેને છે તે પરવા કરતા નથી. એમ લાગે છે કે એ સંબંધનું મહત્ત્વ જ તેઓ નહિ સમજતાં હોય. સૂક્ષ્મ તત્ત્વોને બાજુએ રાખીએ તો યે સ્થૂળ જીવનમાં, સામાજિક અને કૌટુંબિક જીવનમાં ભાઈબહેન એકમેકને કેટલાં સહાયક થઈ શકે તેનું તેમને ભાન જ નહિ હોય.'

મને કહેવાની ઇચ્છા થઈ કે 'એ મહત્ત્વ સમજાવો' પણ હિંમત ન ચાલી. ડર લાગ્યો કે કદાચ મારા મનમાં ભાઈની ઝંખના જાગી ઊઠી છે તેની એમને ખબર પડી જશે!

ત્યાર પછી વિનુભાઈ બે વાર મળ્યા, પણ એ વાત ઉચ્ચારી જ નહિ. વિનુભાઈના ગયા પછી સુશી અને હું ચર્ચા કરતાં. પરંતુ એમાં સુશીનો આનંદ વર્ણવવા ઉપરાંત કંઈ લખવા જેવું નથી.

વિનુભાઈ મુંબઈ આવવા નીકળ્યા ત્યારે મેં ભાર દઈને કહેલું કે જયંતભાઈ મને કાગળ લખે જ, એમ કહેજો—તેની પાછળ આ ચર્ચા અને આ ચિંતા પડેલાં હતાં. બોલો, હવે સમજી ગયા ને કે વિનુભાઈ વરસતે વરસાદે પણ શા માટે ત્યાં આવ્યા હતા?

અને તમે કહો છો ને કે મને 'રીપોર્ટ' કરતાં સરસ આવડે છે? તેનો નમૂનો પણ આ કાગળમાંથી મળી આવશે. વિનુભાઈ સાથેના 'વાર્તાલાપ'નો 'અહેવાલ' કેવો લાગ્યો તે લખજો.

અને...અને કંઈ નહિ. આટલું વાંચ્યા પછી જે પ્રશ્ન મારે

વિનુભાઇને પૂછવો હતો પણ હિંમત ન ચાલી તેનો જવાબ શું તમે નહિ લખી નાખો ?

ભાવનગર થી મરિ ઊઠવું છે તેનાં કારણો બીજા પત્રમાં તમારો સરસ પત્ર આવશે તો જ લખીશ.

નાની બહેન
કુન્દન.

મુંબઇ
તા. : જુલાઇ '૪૩

પ્રિય કુન્દન,

તારો આજ સવારે જ મળેલો લાંબો કાગળ વાંચી હું તો ઊંડા વિચારમાં પડી ગયો છું. એક વાર તો તને તાર કરી અહીં બોલાવી લેવાની ઇચ્છા થઇ આવી બીજી પળે એક આંટો ભાવનગર મારી જઉં એવી લાલચ થઇ, પણ એ બંને ઇચ્છાઓ રોકીને ભાઇબહેનના, મારા ને તારા વિચારમાં જ ઊંડા ઊતરવાનું પસંદ કરું છું

તેં સ્પષ્ટ રીતે જે પ્રશ્ન પૂછયો છે ને તારા પત્રમાંથી બીજા જે પ્રશ્નો ઊઠે છે તે બધાનો જવાબ હું તને અવશ્ય લખીશ, પણ અત્યારે નહિ. મારું મન અત્યારે તો અનેક વિચારોથી ઘેરાવા માંડયું છે. એમાં એકાદ વિચાર મારામા સ્થિર થાય પછી જ હું તને વિસ્તારથી જવાબ લખીશ.

વિનુભાઇ આટલા વર્ષથી મારા મિત્ર છે પણ એમની આ ઝંખનાનો પરિચય મને કદી થયો જ નહિ. હું એમને મળીશ અને તારી પાસે એમણે જે જે કહ્યું તે વિષે અમે બંને ચર્ચા પણ કરીશું. આ બધો 'અહેવાલ' તારી પેઠે અક્ષરશઃ તો નહિ, પણ સારરૂપે તને જરૂર જણાવીશ.

આ કાગળ તો આજની લાગણી વ્યક્ત કરવા પૂરતો જ છે. ત્રણ ચાર દિવસમાં તું આનંદથી નાચી ઊઠે અને પેલી સુથી મોં ફાડીને જોઈ રહે એવો કાગળ હું લખવા ધારું છું.

જોઈ

તારો...ભા

l બ્હેન.

[ ૩ ] ગષ્ટ '૪૩

## ભાવના

કાગળ આવી

આઠ–દસ દિવસે

તા. : ખુલ્લાર દિવસે

પ્રેય મોટાભાઈ,

ત્રણ દિવસ સુધી તમારા પત્રની રાહ જોયા પછી આ કાગળ લખું છું. 'મોટાભાઈ' એટલા માટે લખું છું કે હવે તમે મારા ભાઈ જ હિ મોટાભાઈ બનવાનો નિર્ણય કરી લીધો હશે.

તમને પહેલો કાગળ લખ્યા પછી કોણ જાણે શા માટે, પણ એમ આ જ કરે છે કે મને મારો ભાઈ મળી ગયો. હું એની વહાલુડી હેન બની ગઈ! આ લાગણીમાં તમારા કાગળે ઉમેરો કર્યો. સુશી થે મારે સાધારણ ઓળખાણ તો હતી જ, પણ વિનુભાઈની વાતો ગી અમે તો ખાસ બેનપણીઓ બની ગયાં છીએ. તમારો કાગળ એને વંચાવ્યો. એ મોં ફાડવાનો અભિનય કરીને બોલી 'તારો ઈ ઊંઘમાંથી ઊઠ્યો ખરો!'

સુશી બહુ સરસ છોકરી છે. એના ભાઈના એ બહુ જ વખાણ તી એટલે મને એના પ્રત્યે થોડો કંટાળો આવેલો, પણ હવે તો

લાગે છે કે મારું યે સુશી જેવું થઇ જશે. આજે બાએ પણ કહ્યું: ' ભાઈને આટલું બધું હેત ક્યાંથી આવી ગયું કે બહેનને જુદો કાગળ ...ો?' મેં જવાબમાં કહ્યું: 'હવે તો મોટા મોટા કાગળો આવશે.' ...સરસ ...ઓ આ સાંભળીને ખડખડાટ હસી પડયા.

પણ બા–બાપુજી કેટલાં સરસ છે! સુશી બિચારી એ ...ભારે કમભાગી છે. મા–બાપ જૂના વિચારનાં તો ખરાં જ, ...યે પ્રેમાળ પણ નહિ. એના ભાઈનો સાથ ન હોત તો ...ન્ટરમાં ભણવાને બદલે પરણીને સાસરે જઈને બેઠી હોત. ...સારું કમાય છે એટલે એનાં બા–બાપુજીને પરાણે મોટા... રાખવું પડે છે. હમણાં એના સગપણની વાતો ચાલે છે. ...ની ઓથ છે એટલે ગભરાતી નથી.

પ્રિય કુન્દન,

...વારો.

વિચારમાં ...ની સામે આપણાં બા–બાપુજીનો વિચાર કરીએ તો! મને લેવાની ...ર છોડવાની ઇચ્છા થઈ છે તેનું તમે ધાર્યું તેવું કારણ તો જઉં નથી, પણ સહેજ ખરું. બા તો કંઈ બોલતાં નથી અને બાપુ... તો ક્યારે એવું બોલે છે? પણ ભાણુ અને ભાઈજીએ હમણાં બા–બાપુજીનો જીવ ખાવા માંડયો છે. આપણાં બીજાં સગાંઓ પણ અવારનવાર 'દરખાસ્તો' લઈ આવે છે. આ બધાને જવાબ આપતાં બા થાકે છે. મને થયું કે હું મુંબઈ હોઉં તો બાની મુશ્કેલી ઓછી થાય.

તમે મશ્કરી ન કરો તો કહું. મારે એમ. એ. થઇ ગયા પહેલાં આ વિષે વિચાર જ કરવો નથી. બા–બાપુજી મને દબાણ કરશે જ નહિ, પણ જો કરે તો સુશીના ભાઈની પેઠે તમારે.........પણ એનાં ને આપણાં બા–બાપુજીમાં કેટલો બધો ફેર છે!

વિનુભાઇને તમે મળો ને ચર્ચા થાય તે સવિસ્તાર મને લખજો. એમની વાતો સાંભળવી મને બહુ ગમે છે. એમની પાસે 'બહેન'

નથી એટલે એ કેવા ઝંખે છે! મારે હવે એવી બહેન શોધી કાઢ઼ છે કે જેને ભાઈ ન હોય અને ઝંખતી હોય.

તમારો કાગળ હવે ક્યારે આવશે? સુશી તો મોં ફાડીને જો રહેવાની વાટ જુએ છે.

તમારી બહે

તા. ઑગષ્ટ '૧

પ્રિય કુન્દન,

તને કાગળ લખવા બેસનો હતો ત્યાં તારો બીજો કાગળ આ પડ્યો. સુશીને કહેજે કે તારા પ્રવીણભાઈનો કાગળ આઠ-દસ દિ આવતો હશે, ને મારા જયંતભાઈના કાગળો તો હવે દર ચાર દિ આવશે, જો કે આ કાગળને તો જરા મોડું થઈ ગયું છે.

વિનુભાઈ સાથે વાતો થઈ. એ તો ગજબના નીકળ્યા. તમ પાસે એ જે કાંઈ બોલ્યા તે તો સાવ સામાન્ય છે. એમના મન તો ભાઈબહેનના સંબંધ વિષે હજારો વાતો અને હજારો કલ્પના પડેલી છે. તારી પેઠે અને તું ધારતી છે તેમ એમની સાથેની ચર્ચા અક્ષરશઃ અહેવાલ તો હું નહિ આપી શકું. પણ એનો સાર અવ આપીશ. આ સારમાં કંઈ પણ ભૂલ રહેશે નહિ તેની ખાતરી રાખ અને કોઈ વાર પ્રસંગ મળી આવે તો વિનુભાઈને પૂછીને પણ પા ખાતરી કરી લેજે.

વિનુભાઈને મેં તારા કાગળની વાત કરી ત્યારે પ્રથમ તો તે હસ્યા. પછી બોલ્યા: 'કોણ જાણે કેમ, એ બંને બહેનોને મારાથી આટલું કહ્યા વિના રહેવાયું જ નહિ. પાછળથી તો મૂંઝાઈ ગયો. મને થયું કે આવી વાતોની એમના મન ઉપર ક

જાણે કેવી અસર થશે! પણ એમ લાગે છે કે મારી ઝંખના એમના હૃદયને સ્પર્શી ગઈ છે.'

તારો કાગળ વંચાવીને એમનું મન હળવું કરવાની મને ઇચ્છા થઈ ખરી, પણ એમણે માગ્યો નહિ એટલે મેં આપ્યો નહિ. તારો પ્રશ્ન તો એમને કહી સંભળાવ્યો. જવાબમાં એમણે જે કહ્યું તેનો આ સાર :

'મારા નાનપણની વાત તો મેં એમને કરી જ છે. એ પછી જેમ સમજતો થયો તેમ એ લાગણી દૃઢ બની. નાના ભાઈઓ મળ્યા ત્યારે એકલતા ગઈ અને મિત્રો મળ્યા ત્યારે હૃદય ખોલવાનું સાધન પણ પ્રાપ્ત થયું, પરંતુ બહેન તો ન જ મળી. આજે પણ નથી.

'તમને થશે કે બહેનની આવી તે મને શી જરૂર ઊભી થઈ? જેમને બહેન છે તેમને આ ઝંખના નહિ સમજાય, જેમને નથી તેમના દિલમાં પણ અમુક પ્રકારના લાગણીપ્રવાહો નહિ હોય તો આના મર્મની ખબર નહિ પડે. કોઈ તો મારી વાત માનશે નહિ ને મને ઘેલો પણ ગણી કાઢશે.

'પણ હું કહું છું કે બહેન અને ભાઈનો સંબંધ સ્થાપિત કરનાર ઈશ્વર હોય કે મનુષ્ય હોય, તેણે આ સમાજ ઉપર મહાન ઉપકાર કર્યો કર્યો છે. પુરુષ અને સ્ત્રી, એ બે શબ્દો બોલતાં ને તેના વિષે કલ્પનાની એક સૃષ્ટિ રચવા જતાં જે દશ્યો નજરે પડે છે તે મનોહર તો છે જ. એમાં પ્રેમની પરાકાષ્ઠા પણ કોઈ કોઈ વાર દેખાય છે, પરંતુ સ્થૂળ જગતમાં જે જોઈએ છીએ તે સુખ ઉત્પન્ન કરનારું નથી. એ દશ્યો પ્રસન્નતાને બદલે દુઃખ અને, ક્યારેક તો ઘૃણાની લાગણી જન્માવે છે. સ્ત્રી–પુરુષ એકમેકને ભોગવવા માટે જ કેમ જાણે પૃથ્વી ઉપર અવતર્યાં ન હોય, એવું લાગે છે.

'આ દુનિયામાં એક ભાઈ–બહેન જ એવાં સ્ત્રી–પુરુષ છે કે જ્યાં

ભોગવવાની વૃત્તિનો સર્વથા અભાવ છે. જ્યાં પ્રેમ છે, પણ શાન્ત ઝરણાં જેવો; જ્યાં ત્યાગની વૃત્તિ છે પરંતુ કંઈ મેળવવાની ઇચ્છા નથી. જ્યાં આંખોમાંથી અમી ઝરે છે પણ એ ચાહ જરાયે ભાન ગુમાવાતું નથી. આ ભાઈબહેનને સ્ત્રી–પુરુષથી જુદાં ગણવાની કલ્પના જેણે માનવસમાજને આપી હોય તેને હું કોટિ કોટિ વંદન કરું છું.

'મને હમેશાં એમ લાગ્યું છે કે પશુના અને માનવના વર્તનમાં ભેદ પાડનારું આ એક મોટું તત્ત્વ છે.' 'આ બહેન છે' એવી માન્યતા માણસના ચિત્તને કેવું ફેરવી નાખે છે! માતા, પુત્ર કે પિતા–પુત્રી માટે મને એવું નથી લાગતું ત્યાં વયનું અંતર તો છે જ; ઉપરાંત એકની પાસે બીજાનો ઉછેર થયો હોય છે તેની યે સંસ્કારો ઉપર અસર પડે છે. ભાઈબહેન સમવયસ્ક હોય છે અને છતાં યે ત્યાં ઊંચેરા અને અનોખા પ્રેમની સ્થાપના થાય છે.

'હું જાણું છું કે માનવીમાં યે પશુઓ છે, પરંતુ એક દિવસ જ્યારે આ કલ્પનાની હસ્તી જ નહિ હોય ત્યારે તો બધા પશુઓ જ હશે. ભાઈબહેનનો ભેદ સ્પર્શતો નહિ હોય એટલું જ નહિ પણ જાતીય આકર્ષણ માટે એ જ નિકટનું સાધન બનતું હશે. માનવ–શક્તિના વિકાસ માટે આ મોટો અંતરાય ત્યારે હશે. એમાંથી સંયમની ભાવના પ્રગટી હશે ભોગ અને આકર્ષણ ઉપર ત્યારે જ પહેલી વાર મર્યાદા મુકાઈ જશે. કુદરતી રીતે કશું યે ભિન્ન ન હોવા છતાં એ સંબંધો ત્યારે ભિન્ન ગણાયા હશે.

'આ માન્યતાની અસર કેટલી પ્રબળ થઈ છે તે તો તે પછીના માનવ–ઇતિહાસમાંથી મળે છે. સ્ત્રી–પુરુષને આ ભાવનાએ ભારે રક્ષણ આપ્યું છે, પતિ–પત્ની સિવાયના સંબંધો ભાઈબહેન રૂપ હોવા જોઈએ એ વિચાર આમાંથી જ ઉદ્ભવ્યો હશે. એટલે જ કદાચ

રચી શકાયાં હશે અને સમાજ વ્યવસ્થિત બન્યો હશે. લગ્નસંસ્થાની ઉત્પત્તિ અને તેમાં પવિત્રતાનું આરોપણ પણ ત્યારે જ થયું હશે.

'આ સંયમભાવના, પવિત્ર ભાવના જે સંબંધના મૂળમાં રહેલી છે તે સંબંધ જેને પ્રાપ્ત ન થયો હોય તે કેવો દુર્ભાગી ગણાય? આવો દુર્ભાગી હું–તારો મિત્ર વિનુ છું.'

વિનુભાઈના આ શબ્દો તારા મન ઉપર શી અસર કરશે, એના મર્મ તું સમજશે કે નહિ વગેરે વિચારો આ લખતાં મને આવી જાય છે, પરંતુ મારી બહેન જેટલી નાની લાગે છે તેટલી એની બુદ્ધિ નાની નથી એમ માનીને આ બધું હું લખી રહ્યો છું.

કાગળ ધાર્યા કરતાં ઘણો લાંબો થઇ ગયો છે. વિનુભાઈની વાતોનો સાર આપવાનું પણ મારે માટે તો અઘરું થઈ પડયું છે. કારણ કે મેં જેટલું ઉપર લખ્યું છે તે તો એમની વાતોના ચોથા ભાગનો પણ સાર નથી; ખરું જોતાં તો એમણે કહેલો આ એક જ મુદ્દો છે. એવા બીજા મુદ્દાઓ પણ આ પત્રમાં લખું તો નાની શી પુસ્તિકા થઈ જાય. તને કદાચ કંટાળો પે આવે.

આવા વિચારથી અત્યારે આટલું જ લખું છું. તારા મન ઉપર આની શી અસર થાય છે તે લખજે. તારો પત્ર વાંચ્યા પછી જ હું વિશેષ લખીશ.

× × - ×

ભાવનગર છોડવા માટેના તેં જે કારણો આપ્યાં છે તે મને સાચાં લાગે છે. બા–બાપુજી ખૂબ ભલા છે. પરંતુ દૃઢ મનનાં નથી. બીજા માણસોની વાતો એમના ઉપર અસર કરી જ જાય છે. તું નહિ જાણતી હો પણ મારા માટે ય તૈયારી ચાલી રહી છે. ત્યાં...મોદીની પુત્રી પ્રમિલા માટે મને પુછાવ્યું છે, મારી ઇચ્છા તો અહીંનો

અભ્યાસ પૂરો કરી બે વર્ષ સુધી આખા દેશની સફર કરવાનો છે; અને જો લડાઈના સંયોગો અનુકૂળ હોય તો પરદેશ જવાનો પણ વિચાર છે. આ બધું પૂરું થયા પછી જ લગ્નનો વિચાર કરવો છે. સદાયે પ્રેમ અને સમજણ આપનાર બા–બાપુજીની ઇચ્છાનો વિરોધ કરતાં મને દુઃખ તો ખૂબ થાય છે, પણ કરું શું? એમની સાથે દલીલો કરું છું ત્યારે તેઓ સમજી જાય છે, પણ પાછળથી બીજા લોકો એમનું મન ફેરવી નાખે છે.

તારા માટે તું ચિંતા કરીશ જ નહિ. બા–બાપુજીને હું સમજાવીશ. મારા જેવો ભાઈ હોવા છતાં તારી ઇચ્છા વિરુદ્ધ કોઈ કશું યે કરાવી શકે ખરું? સુશીના ભાઈ કરતાં તું મને કોઈ રીતે–લાગણીમાં કે શક્તિમાં નબળો ગણીશ નહિ.

સુશીને તું બધા કાગળો વંચાવે છે! મને તો વાંધો નથી, પણ ગંભીર વાતો સંઘરવા જેટલું એનું હૈયું વિશાળ છે? અને એવો ભાર ઉપાડવાની એમાં તાકાત છે! આવો પત્રવ્યવહાર જાહેરમાં ચર્ચાય તે સારું નહિ એમ તો તું પણ સ્વીકારશે.

મારો બીજો કાગળ હવે આ કાગળની પહોંચ પછી.

તારો ભાઈ.

ભાવનગર
તા. : ઓગષ્ટ '૪૨

પ્રિય મોટાભાઈ,

તમારો લાંબો કાગળ મળ્યો. વિનુભાઈના ઉદ્ગારો વાંચીને મને તો એમના પ્રત્યે અદ્ભુત માન ઉપજ્યું છે. તમે પૂછ્યો કે હું એમાં સમજી કેટલું! મારો જવાબ આટલો જ કે કે તમે મારી સમજણની ચિંતા કર્યા વિના વિનુભાઈનું કહેલું બધું જ લખો અને સાથે સાથે

તમારા સ્વતંત્ર વિચારો પણ મને જણાવો. અમે છોકરાઓના કરતાં વધુ સમજણ ધરાવીએ છીએ એમ હું કહું તો તમે ચિડાશો તો નહિ ને?

પ્રમિલા માટે તમે લખ્યું, તેને હું ઓળખું છું. મારા જ વર્ગમાં એ અભ્યાસ કરે છે. તમારી ઇચ્છા હોય તો હું એની સાથે પરિચય કેળવું ને મારી અસર તમને જણાવું. બાએ એક વાર એને આપણે ઘેર બોલાવી હતી.

સુશીને હું પત્રો વંચાવીશ નહિ. એ ગંભીર અને ઉદાર તો છે જ, છતાં ન વંચાવવામાં કંઈ નુકસાન નથી. એમાં એને માઠું પણ નહિ લાગે. એના પ્રવીણભાઈના પત્રો વાંચવાનું હું બંધ કરીશ તો એને બધું સ્વાભાવિક લાગશે. ઘરની વાતો બહાર ફેલાય તે ઠીક નહિ, એ વિષે તમે મારું ધ્યાન ખેંચ્યું તે સારું કર્યું.

વિનુભાઈના વિચારો તમે જરૂર જરૂર લખજો. એ બાબતમાં લખવાની આળસ કરતા નહિ. તમે જે રીતે લખ્યું છે તે જો સાર હોય તો એવા 'સાર'થી મને સંતોષ છે. બીજા મુદ્દાઓ પણ એટલા વિસ્તારથી અને સ્પષ્ટતાથી જણાવજો.

અને તમારા પોતાના વિચારો જણાવવાનું તો ભૂલતા જ નહિ. બહેન વિનાના ભાઈના વિચારો જાણ્યા પછી મારા જેવી બહેન પામેલા ભાઈના વિચારો તો જાણવા જ જોઈએ ને?

મુંબઈ આવવાની ઇચ્છા તો ખૂબ છે અને મેટ્રીક પછી આવવું પણ છે, પરંતુ છેલ્લા થોડાક દિવસથી એમ થાય છે કે પછી કાગળો કેમ લખાશે? તમે અહીં તો મારી સાથે કોઈ દિવસ વાતો કરી નથી. હવે કરશો ખરા? આ પત્રોનું એટલું પરિણામ તો આવશે જ ને!

બા, બાપુજી તમને ખૂબ યાદ કરે છે. તમે એમના ઉપર છેલ્લા

વીસ દિવસમાં કાગળ લખ્યો જ નથી ને! મારો કાગળ હું એમને વંચાવતી નથી. તમે જુદો લખજો.

તમારા બીજા કાગળની રાહ જોતી............નાની બહેન.

[૪]

બેરૂ

મુંબઈ
તા. ઓગષ્ટ '૪૩

પ્રિય કુન્દન,

તારો કાગળ મળ્યો. મારી ધારણા સાચી પડી. વિનુભાઈએ કહેલુ બધું અને મારો પોતાનો અભિપ્રાય હું તને અવશ્ય જણાવીશ. તારી જિજ્ઞાસાને પૂરેપૂરી સંતોષવાનો હું પ્રયાસ કરીશ.

મને દષ્ટિમાં રાખીને પ્રમિલા સાથે તું પરિચય કેળવીશ નહિ. જો એ દિશામાં પગલું માંડવાનો મારો વિચાર હોત તો તારી આ મદદનો હું પૂરેપૂરો ઉપયોગ કરત. વિનુભાઈએ પોતાની વાતોમાં ભાઈબહેન એકમેકને કેટલાં ઉપયોગી થઈ શકે તે કહેતી વખતે તારી આ મદદનો ઉલ્લેખ પણ કર્યો હતો. તારું નામ લીધા વિના જ એમણે કહ્યું હતું કે પસંદગીમાં પણ ભાઈ કે બહેન જ વધુ ઉપયોગી થઈ શકે. મારો દાખલો આપીને બોલેલા કે તારા જીવનસાથીની પસંદગીમાં તારી બહેન જ વધુ મદદગાર બની શકે. એનું દિલ પણ એ જ ઉકેલી શકે. રૂઢિના બંધન હોત તો એ જ એમાંથી માર્ગ કાઢી શકે.

પણ પ્રમિલા વિષે કંઈ વિચારવાનું નથી કારણ કે આ હવે હું

લગ્ન વિષે નિર્ણય તો શું, વિચાર પણ કરવા ઇચ્છતો નથી એ સમય આવશે ત્યારે કુન્દનની જરૂર પડશે જ. કોઇના પરિચયમાં આવીને લગ્ન કરવા તત્પર થઈશ તો પણ કુન્દનના તટસ્થ અભિપ્રાયની અપેક્ષા રાખીશ. મને ઓળખનાર મારા જીવનસાથીની યોગ્ય ઓળખાણ મને અવશ્ય આપી શકશે. એ જ રીતે હું પણ............પરંતુ તને એ વાત અત્યારે નહિ ગમે.

સુશીને પત્રો નહિ વંચાવવાનું નક્કી કર્યું તે બહુ સારું કર્યું. મને પણ એટલા પ્રમાણમાં લખવામાં સ્વતંત્રતા રહેશે. પત્ર લખતી વખતે ભૂલી શકાતું જ નથી કે એ કોણ કોણ વાંચવાનું છે ? હૃદય એ રીત એટલા પ્રમાણમાં જ ઊઘડે છે.

તારી સમજણ જોઈ ને મને ચીડ ઉપજવાને બદલે આનંદ ઉપજ્યો છે. સાચું પૂછ તો આ પત્ર પછી મને એમ લાગ્યું કે આપણે મિત્રો જેમ રહી શકીએ. જીવનના અને જગતના પ્રશ્નોની ચર્ચા કરી શકીએ. આ 'મિત્રો' શબ્દ વાપરતાં મને વિનુભાઇનું સ્મરણ થઈ આવે છે, કારણ કે તેઓ સહેજ ઉશ્કેરાટમાં આવીને કહે છે:

'પહેલાં એમ કહેવાતું કે અમારા વચ્ચે ભાઈ–ભાઈ, બહેન–બહેન કે ભાઈ–બહેન જેવો પ્રેમ છે તેને બદલે હવે ઊલટું જ બોલાય છે. ભાઈઓ વચ્ચે નિખાલસ પ્રેમ હોય તો સૌ બોલે છે–આ લોકો મિત્રોની જેમ રહે છે. એમ જ ભાઈ બહેનના સબંધનું બની ગયું છે.'

વિનુભાઇના મત પ્રમાણે જૂના કાળમાં ભાઇબહેનનો સંબધ જ સૌથી નિકટનો ગણાતો. મૈત્રીનો શ્રેષ્ઠ સંબંધ ભાઇ કે બહેન જેવો શબ્દપ્રયોગો કરીને ઓળખાવી શકાતો. આજે મિત્રોએ એ સ્થાન લીધું છે તેની ચિંતા નથી, પરંતુ ભાઈ અને બહેને એ સ્થાન ખોઇ નાખ્યું છે તે દુઃખદ વસ્તુ છે. ભાઈ અને બહેન નિકટના મિત્રો હોય એ જ સ્વાભાવિક ગણાય. તેઓ સાથ રમે, ખેલે, કૂદે, સ્વપ્નાં રચે અને

જગતનો પ્રવાસ કરે. આ બધું કશા પ્રયત્ન વિના થાય. એમાં જાગૃતિની પણ જરૂર નહિ.

પણ વિનુભાઈની વાત મારે તને વ્યવસ્થિત રીતે કહેવી જોઈએ.

એમણે કહ્યું : 'આવો સંબંધ જીવનવિકાસમાં સહાયરૂપ ન થાય તો કયો સંબંધ થઈ શકે! આ સંબંધ સ્વાર્થરહિત હોય. એમાં ઉશ્કેરાટ ન હોય. એમાં જીવનભર સાથે રહેવાનું ન હોય છતાં કલ્યાણની ભાવના તો પ્રત્યે ક્ષણે બંનેનં અંતરને ભરી દેતી હોય. બહેન દૂર દૂર પોતાના ઘરમાં બેઠી ભાઈનું શુભ ઇચ્છતી હોય અને ભાઈ પોતાના ગૃહજીવનમાં બહેનની મીઠી યાદ અનુભવતો હોય. બંને મળે ત્યારે આંખ અને હૈયાં હસી ઊઠે. બાળકો વધુ પ્રેમ મેળવે.

'સ્ત્રી અને પુરુષ, આ પૃથ્વીના બે આંખોઆં એમને કહું ! એમના સાથ–સહકાર વિના જગતની રચના જ ન થાય. એ બંને વચ્ચે કેવળ જાતીય આકર્ષણ જ હોય તો જગતનો નાશ થાય. સ્ત્રી અને પુરુષમાં માત્ર એટલું જ નથી. એ સિવાય અથવા એ ઉપરાંત પણ એમનો સાથ જીવનને કેળવવામાં આવશ્યક છે. જુવાનીનું ફૂલ પૂર્ણપણે ખીલે તે પહેલા સ્ત્રી–પરિચય અને પુરુષ–પરિચય સાવ સ્વાભાવિક રીતે થવો ઘટે. એમાં જાતીય આકર્ષણને સ્થાન ન હોય. સ્ત્રી કે પુરુષ એકબીજાને ભડકાવનારું તત્ત્વ ન હોય.

'આ સ્થિતિ સંયુક્ત કુટુંબમાં સહજ હોય છે. બહેન કે ભાઈનો નિર્દોષ સહવાસ અને નિર્દોષ આનંદ એમનામાં આ તત્ત્વો સહજ રીતે દાખલ કરે છે. બહેનનો ભાઈ સ્ત્રીને જોઈ ડરતો નથી. અસ્વાભાવિક સંકોચ એનામાં જામતો નથી. બીજી કન્યા તરફ પણ એ બહેનભાવે જોઈ શકે છે.

'જેને બહેન નથી, નિકટનો એવો નિર્મળ ને સરસ સ્નેહ નથી

તેનામાં આ સ્થિતિ આવતી નથી. એ સ્રીથી ડરે છે અને ડરે છે એટલે જ એનું અંતર નબળું બને છે

'આ યુગમાં યુવક અને યુવતીને મિત્રની ઝંખના જાગે છે અને એવી મૈત્રીઓ તેઓ શોધે છે તેનું કારણ પણ મને તો ભાઈબહેનના સંબંધનું અવસાન થયું છે એ જ લાગે છે. પ્રત્યેક મૈત્રીની પાછળ લગ્નપ્રેમની ભાવના હોય નહિ, હોવી જોઇએ પણ નહિ. પરંતુ આ મૈત્રીઓ અસ્વાભાવિક વાતાવરણમાં થતી હોવાથી અને સમાજ–નવો સમાજ પણ એક તરફ એવી જ દષ્ટિથી જોતો હોવાથી મોટે ભાગે વિકૃતિમાં જ પરિણમે છે. આવી મૈત્રીઓમાં કોઇક જ સ્થળે 'ભાઈ-બહેન'નો સંબંધ નજરે પડે છે.

'એટલે કુટુંબોમાં પહેલેથી જ જો ભાઈબહેનના સંબંધો કેળવવા તરફ લક્ષ અપાય તો જીવનમાં સ્વાભાવિકતા અને સરળતા વૃદ્ધિ પામે'

વિનુભાઇની વાતોનો બીજો મુદ્દો આ હતો. ત્રીજા મુદ્દામાં એમણે એક નવી જ વાત કહી :

'આજે સ્રી–ઉદ્ધારની આપણે વાતો કરીએ છીએ. ગૃહજીવન અને સમાજજીવન સુધારવાની વાતો કરતાં યે થાકતાં નથી. જૂના રીત-રિવાજોને તિલાંજલી આપવા માટે પણ પોકારો પાડીએ છીએ. આ બધું ભાઈબહેન વચ્ચે સાચો પ્રેમસંબંધ સ્થપાય તો આપણે પાર પાડી શકીએ એમ જો હું કહું તો તમે હસી કાઢતા નહિ. આ સંબંધને મારું હૈયું અહોરાત ઝંખે છે પણ તેથી મેં મારું ડહાપણ ગુમાવી દીધું નથી. ભાઈબહેનના જોડામાં પૃથ્વી ઉપર સ્વર્ગ આવી જાય અને નર્ક માત્રનો નાશ થાય એવી વાત હું કરવા નથી માગતો. સાવ વ્યવહારિક રીતે જ આ પ્રશ્નને હું જોઉં છું.

'સ્રી–ઉદ્ધાર અને સમાજ સુધારાની વાતો આ યુગમાં આવી છે અને મુખ્યત્વે પુરુષ જ એ બોલે છે એમ તો તમે સ્વીકારશો.

"આ પુરુષ એટલે પિતા, પતિ, પુત્ર કે ભાઈ. આ ચારેય સ્વરૂપમાં મને સૌથી ક્રાંતિકારી રૂપ ભાઈનું લાગે છે. પિતા પુત્રીમાં, પતિ પત્નીમાં કે પુત્ર માતામાં જેટલા પ્રમાણમાં ક્રાંતિકારી વિચારોનું સીંચન કરી શકે તે કરતાં અનેકગણું વધુ સીંચન જો પૂછો તો ભાઈ પોતાની બહેનમાં કરી શકે, એ બંને મેરૂઓ પણ બની શકે. એ બંને એક થાય તો આખા ઘરનું વાતાવરણ પલટાવી શકે, એકબીજાને સહાય આપવા માટે દૃઢ નિશ્ચય કરે તો એકે ય જંગલી રિવાજ સ્થાન ન પામી શકે.

'જાહેર પ્રવૃત્તિમાં પણ પતિપત્ની જેટલી જ નિર્ભયતાથી ભાઈ બહેન સુહાવી શકે. વાતાવરણને તેઓ પવિત્ર કરવા ઉપરાંત અનેક યુવક-યુવતી-ઓને, ભાઈબહેનોને ખેંચી પણ શકે.

'કુટુંબની બાબતમાં તો મને હર પળે એમ લાગે છે કે જો ભાઈબહેન વચ્ચે મેળ હોય તો સાસુવહુના, નણંદભાભીના અને એવા બીજા ઝગડાઓ સંભવે જ નહિ. ભાઈબહેનનો પ્રેમ સાચો હોય તો તેઓ એકબીજાના સુખ માટે જ મથે. એ મથામણમાંથી બીજાનું સુખ આપોઆપ ઉત્પન્ન થાય.

'અને સૌથી મોટી વાત. એ સ્નેહ કેવો સુંદર, શાન્ત અને સ્વસ્થ લાગે છે!'

આ ઉપરાંત પણ વિનુભાઈએ ઘણું કહ્યું. આ જ કાગળની શરૂઆતમાં મેં લગ્નપ્રશ્નમાં મદદ વિષે જે લખ્યું છે તેનું ઘર-કુટુંબના અનેક સવાલોમાં એમણે કહી બતાવ્યું અને ઘડીભર તો એમ થઈ ગયું કે વિનુભાઈએ સમાજના આ એક અંગનું અદ્ભુત નિરીક્ષણ કર્યું છે અને અપૂર્વ કહી શકાય એવો એનો અભ્યાસ કર્યો છે.

પણ છેવટે તેઓ જે બોલ્યા તે તારે જાણવું છે? એ ઘણું કરુણ છે પણ ખૂબ ટૂંકું છે એટલે કહી દઉં છું.

એમના જ શબ્દોમાં કહું :

'બ્હેન ભાઈના સંબંધમાં આટલું બધું માનનારો હું બ્હેન વિહોણો છું તેનું મને પારાવાર દુઃખ છે. મેં પણ બીજાંની પેઠે 'બ્હેન' મેળવવા પ્રયત્નો કર્યા પણ સમાજનું વાતાવરણ દૂષિત હોવાથી હું કરુણ રીતે નિષ્ફળ ગયો. જૂના કાળમાં આ સંબંધ એટલો વિકસેલો હતો કે એની સુવાસ ઇશ્વરદત્ત સંબંધો ન હોય ત્યાં પણ પહોંચી જતી. 'ધરમનો ભાઇ' કે 'ધરમની બ્હેન' વળી મેં નાનપણમાં સાંભળી હતી. અહીં ધર્મ શબ્દનો ઉપયોગ શા માટે છે તે હું ખૂબ મોટો થયા પછી જ સમજ્યો. આ સંબંધ ધર્મભાવના વિના રાખી શકાય નહિ, ટકી શકે નહિ એવું મને બહુ મોડું સમજાયું

'આરંભમાં હું કોઇ પણ સ્નેહાળ કન્યાને કહી દેતો કે તું મારી બ્હેન છે પણ પછી મને સમજાઇ જતું કે કહેવાથી 'બ્હેન' મળતી નથી. એવી લાગણીનું પ્રગટીકરણ ઇશ્વરના હાથમાં છે. કોઈ વાર એ લાગણી પ્રગટતી હું જોતો ત્યારે આસપાસની ત્રાંસી નજરોથી અંતર વીંધાઈ જતું. મનમાં ભય પણ લાગતો કે 'હું અંતરથી નબળો નહિ હોઉં તો આ લોકો મને નબળો બનાવી મૂકશે.' છેવટે મેં નક્કી કર્યું કે ઇશ્વર દયાળુ હોવા છતાં જેમ અંધ, બધિર, અપંગ જન્માવે છે તેમ મને બ્હેનવિહોણો જન્માવ્યો છે. મારે હવે કલ્પનાની બ્હેનનો સાથ શોધવો ને ભ્રાતૃભાવને આ જગતમાં પ્રકટાવવો.'

વિનુભાઇ આ બોલતી વખતે ગળગળા થઈ ગયા હતા. એમનો કંઠ રૂંધાયો હોય એવું તે દિવસે મેં પહેલી જ વાર જોયું હતું. આ વાત શરૂ કરનાર હું જ હતો. મારે તો ભાઈબ્હેનના સંબંધ વિષે ચર્ચા, સાચું કહું તો વાદવિવાદ કરવાની ઇચ્છા હતી, પરંતુ વાત જરા વધી કે તુરત એમણે પોતાની વિચારણા ઠાલવવા માંડી, હું સ્તબ્ધ બનીને સાંભળી જ રહ્યો. તું જ કહે, આવી વાતો કરનાર સાથે વાદવિવાદ, વાતવિવાદ કે ચર્ચા શક્ય છે?

વિનુભાઈની વાતો મેં જણાવી દીધી. હું મારો મત પણ આપું એવી તારી માગણી છે. મારા પત્રોમાં ને વિનુભાઈની આ વાતોમાં એવું કેટલુંક છે કે જે વિષે મારે ખુલાસાઓ કરવા જોઈએ, પરંતુ એ બધું પત્રો દ્વારા બની શકશે? આ કાગળ તો ખૂબ મોટો થઈ ગયો. ફરી કોઈ વાર લખું તો?

બા-બાપુજીને કાગળ લખાયો નથી એ વાત ખરી છે. આજે આટલું લખીને થાકી ગયો છું અને......સામેથી વિનુભાઈ જ આવતા દેખાય છે એટલે પૂરું કરું છું. બા-બાપુજીને કહેજે કે આવતી કાલે જ હું એમને પત્ર લખીશ.

વધુ તારો પત્ર આવ્યે.

તારો ભાઈ.

ભાવનગર

તા. : સપ્ટેમ્બર : '૫૩

પ્રિય મોટાભાઈ

તમારો લાંબો પત્ર મળ્યો. બાપુજી ઉપરનો પત્ર મળી ગયો છે. વિનુભાઈના વિચારો વાંચતાં વાંચતાં તેઓ મારી સામે બેસીને બોલતા હોય એવું જ મને લાગ્યું. આ બાબતમાં મને પણ વિચારો આવ્યા છે, પરંતુ તમારો મત જાણ્યા પછી જ હું મારા વિચારો જણાવીશ. એટલે તમે વગર વિલંબે નિબંધ જેવો એક પત્ર લખી નાખશો.

છેલ્લા અઠવાડીઆમાં મારી આસપાસમાં બે બનાવો બની ગયા. તમને એ જાણવાનું ગમશે એમ ધારીને લખું છું.

એક બનાવ તો સુધીનો છે. એ બહુ કરુણ છે અને એ વિષે મને ભારે ચિંતા થાય છે. સુધીના પિતાએ સુધી કે તેના ભાઈને પૂછ્યા વિના જ એનું વેવિશાળ કરી નાખ્યું છે. સુધી ચોધાર આંસુએ રડે છે. ભાઈને તાર કર્યો તેના જવાબમાં એ તારથી લખે છે.

'ખૂબ કામમાં છું એટલે આવી શકું તેમ નથી. તું નિશ્ચિંત રહે. આપણે એ સગપણ ફોક કરીશું.' પણ સુશીલી હિંમત ભાંગી ગઈ છે. ભાઈની મદદ ન મળે તો માતાપિતાની સામે થવાની એનામાં તાકાત રહી નથી. બિચારી અભ્યાસમાં મુદ્દલ ધ્યાન આપી શકતી નથી.

બીજો બનાવ આશ્ચર્યકારક છે. આપણી પાડોશમાં રહેતા ધનસુખલાલે એમનાં પત્નીને તજી દઈ પેલી કમળા સાથે લગ્ન કર્યાં છે. આ લગ્નનો વિરોધ થયો છે પણ તેની અસર થઈ નથી. આગલી પત્ની શાન્તામાં કશી ખામી નથી. એ અત્યારે જુદી રહે છે. ધનસુખલાલ એને માસિક પચીસ રૂપિયા ખર્ચ આપવા તૈયાર છે, વધુ કંઈ કરવા માગતા નથી.

પણ આમાં એક આશ્ચર્ય બન્યું છે. એક બાજુ ધનસુખલાલની વિધવા બહેન અને બીજી બાજુ કમળાના ભાઈ પ્રભાકરે આ લગ્નના વિરોધ તરીકે ઉપવાસ શરૂ કર્યા છે. આજે ચોથો ઉપવાસ છે. સગાંઓ સમજાવે છે કે જે થયું તે મિથ્યા થઈ શકે નહિ, કારણ કે લગ્ન થઈ ગયાં છે. આ બંને જવાબ આપે છેઃ 'મારા ભાઈનું—મારી બહેનનું પાપ સહન થતું નથી. લગ્ન ફોક ન થાય તો અમે પ્રાણ આપીએ.' ખબર નથી પડતી કે શું થશે, પરંતુ સૌના અંતરમાં એ બહેન—ભાઈ માટે આદરભાવની લાગણી જન્મી છે. મને તો એમનો માર્ગ સાચો લાગે છે. બહેન અને ભાઈ જો પોતાના ભાઈબહેનનું પાપમાંથી રક્ષણ ન કરે તો કોણ કરે?

× × ×

પ્રમિલા માટે તમે લખ્યું તે જાણ્યું. એની સાથે પરિચય કેળવ્યો નથી, પરંતુ તમારા કાગળ પછી હું જેમ જેમ એના તરફ જોઉં છું તેમ તેમ મારી એના પ્રત્યેની લાગણી વધતી જાય છે તેનું શું કારણ હશે?

જવાબ જરૂર લખજો. તમારી બહેન.

[૫]
# સ્પષ્ટતા

મુંબઈ
તા. સપ્ટેમ્બર '૪૬

પ્રિય કુન્દન,

તારો કાગળ મળ્યો, જવાબ આપવામાં તને આટલી વાર લાગી એટલે મેં માન્યું કે તારા તરફથી મને કોઈ લાંબો કાગળ મળવાનો છે, પરંતુ આ કાગળ જોયા પછી એમ લાગે છે કે વિનુભાઈના પત્ર ઉપર વિચાર કરવામાં, પેલા બે કિસ્સાઓનું અવલોકન કરવામાં અને પ્રમિલાનું નિરીક્ષણ કરવામાં તેં વખત આપ્યો છે. મારી આ ધારણા સાચી છે?

પહેલાં પ્રમિલા વિષે જ લખું. તારામાં લાગણી પ્રગટી છે તેનું કારણ સમજવાનું અઘરું નથી. મારા પત્ર પછી એને જોવાની તારી દૃષ્ટિ બદલાઈ ગઈ હશે. તારા અંતરમન ઉપર એણે એવી છાપ પાડી હશે કે એ તારા ભાઈનું એટલે કે તારું સ્વજન છે. આ લાગણી સુંદર છે પરંતુ તારી પરીક્ષક શક્તિમાં એ અંતરાયરૂપ ન નીવડે તે જોવું જોઈએ. આ શબ્દો હું પ્રમિલા માટે નથી લખતો, જ્યારે તારો ભાઈ કોઈ પણ 'પ્રમિલા' સાથે જોડાવા ઇચ્છે ત્યારે તારે કેવી જાગૃતિ રાખવી જોઈએ તે સૂચવવા માટે લખું છું. અત્યારે આ પ્રશ્ન પૂરતો તો મારો મત એવો છે કે તારે એ વિચાર મનમાંથી પ્રયત્નપૂર્વક દૂર કરવો.

જે બે કિસ્સાઓ તેં લખ્યા છે તેણે મારા અંતરમાં અનેક વિચારોને જાગૃત કર્યા છે. આપણી વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો

ત્યારથી વધુ સ્પષ્ટ રીતે કહું તો ભાઈ અને બહેન તરીકે આપણે જાગૃત બન્યાં તે ક્ષણથી આવા કિસ્સાઓ તરફ આપણું વધુ લક્ષ જાય છે. મારી આસપાસ પણ એવા બનાવો બને છે, પહેલાં પણ બનતા હતા પરંતુ હમણાં હમણાં એમાં જેટલો રસ લેવાય છે તેટલો પહેલાં કદી લેવાતો નહોતો.

........ગઈ કાલે જ એક સહાવદ્યાર્થીની વાત સાંભળી. ભાઈ સાહેબનું નાનપણમાં જ લગ્ન થયેલું છે. આજ સુધી અભ્યાસના બહાને ઘરથી દૂર રહ્યા છે. બી. એ. પૂરું કર્યા પછી ઘેર ગયેલા ત્યારે ઉશ્કેરાટમાં કહી આવેલા કે 'આ ગામડાના ઢોર્યા સાથે મારું જીવન નહિ નભે. હું મારો માર્ગ કરી લઈશ.' આ બાબતમાં આખું ઘર ચિંતામાં પડી ગયેલું. ભાઈની પેઠે બહેને પણ નવું શિક્ષણ લીધું છે. બહેન મોટાં છે. ને પરણેલા છે. એમને ખબ પડી એટલે ભાભીને પોતાને ત્યાં, અમદાવાદ લઈ ગયાં ને ત્રણ મહિનામાં સાધારણ લખતાંવાંચતાં શીખવી દીધું. છ મહિનામ રીતભાત શીખવી. એક વરસ પછી તો એ પત્ર લખતી થઈ ગઈ. આ બિરાદર એમ. એ. પૂરું કરશે ત્યાં તો એમનાં પત્ની થોડીક યોગ્યતા મેળવી લેશે. પતિપત્ની અને કુટુંબ આ રીતે એક મહાન આફતમાંથી બચી ગયું.

બીજો કિસ્સો ભાઈના પરાક્રમનો જાણવા મળ્યો. જૂના વિચારના માતાપિતાએ બહેનનાં લગ્ન જે વ્યક્તિ સાથે કર્યાં હતાં તે સ્વભાવે દુષ્ટ અને સર્વ દુર્ગુણોનો ભંડાર હતા. બહેન ઉપર ત્રાસ વરસવામાં કશી મણા નહોતી. માતાપિતાની સહાય મળી શકતી નહોતી. પેલા જાલિમથી બધા ડરતા હતા. છેવટે ભાઈ હિંમત કરીને બહેનને લઈ આવ્યો. પેલો પતિ કેસ કરવા તૈયાર થયો છે પણ ભાઈને એની પરવા નથી. બહેન બિચારી ભાઈ ઉપર લાખ આશીર્વાદ વરસાવે છે.

સુશી માટે મને ખાતરી છે કે એનો ભાઈ મદદરૂપ બનશે જ. પેલા ઉપવાસના કિસ્સામાં શું બને છે તે લખજે. એ ભાઈ–બહેન

પ્રાણ આપવા સુધી તૈયાર થયાં હશે તો છેવટે જીતશે જ એમ મારું માનવું છે. પ્રાણત્યાગની ભાવના અંતરની ઊંડી લાગણી વિના સંભવી શકે નહિ.

વિનુભાઈના પત્ર ઉપર મારા વિચારો હવે જણાવી દઉં. તારા પત્રની અનુત્તર રહેલી બાબતો પણ એમાં આવી જશે. તું વળતો કાગળ લખે ત્યારે તારા પ્રત્યાઘાતો અવશ્ય જણાવજે.

વિનુભાઈએ ભાઈબહેનના સંબંધનું જે મૂળ શોધ્યું છે તે મને સાચું લાગે છે. એ સંયમભાવના કેવળ ભાઈ–બહેન પૂરતી જ નથી, બીજા સંબંધોમાં પણ છે અને તે પ્રયત્નપૂર્વક જ કેળવાઈ હશે છતાં ભાઈબહેન એમાં અગ્રણી છે એ હકીકત બરાબર છે. આ ભાવનાએ માનવીના વિકાસક્રમમાં અદ્ભુત ફાળો આપ્યો છે એમાં પણ શંકા નથી.

ભાઈ–બહેન જ મિત્રો બનવાં જોઈએ એવું વિનુભાઈ ભારપૂર્વક કહે છે તે મને બરાબર લાગતું નથી. મિત્ર બનવા માટે સ્નેહ ઉપરાંત પણ અમુક તત્ત્વોની જરૂર પડે છે. મિત્રોમાં અમુક અંશે વિચારોની સમાનતા અને અમુક અંશે શક્તિની સમાનતા પણ જરૂરી છે. દરેક ભાઈબહેનમાં આવું હોઈ શકે નહિ, પરંતુ એટલી વાત ખરી છે કે જ્યાં યુવક સ્ત્રી–મિત્ર શોધે છે ને યુવતી પુરુષ–મિત્ર શોધે છે ત્યાં પણ આવી સમાનતા બહુ ઓછા દાખલાઓમાં નજરે પડે છે. માનવની સહજ લાગણીને સંસ્કારવા પૂરતી જ આ મૈત્રી હોય તો બીજા સંબંધો કરતાં ભાઈબહેનનો સંબંધ શ્રેષ્ઠ છે એમાં શંકા નથી.

કુટુંબ અને સમાજની બદીઓ ને કલેશ–કંકાસ દૂર કરવામાં આ સંબંધને એમણે જે મહત્ત્વ આપ્યું છે તે મને યોગ્ય લાગે છે. ભાઈબહેન વચ્ચે મેળ હોય તો કુટુંબના જૂનવાણી તત્ત્વોનું જોર ઘટી જાય અને એ બંને પ્રયત્ન કરે તો તૂટી પણ જાય એ શંકા વિનાની

વાત છે. લગ્ન પસંદગી અને એવા જ પ્રશ્નોમાં એકબીજાને સહાયરૂપ બની શકાય એ વસ્તુ પણ સાચી જ છે. તેં જે બે કિસ્સાઓ લખ્યા અને મેં આ પત્રમાં જે જણાવ્યા છે તે આ પ્રકારની મદદને વધુ સ્પષ્ટ કરી બતાવે છે.

આટલું સ્વીકાર્યા પછી પણ જેને બહેન ન હોય કે ભાઈ ન હોય તે કોઈ શાપિત વ્યક્તિ છે એમ મને નથી લાગતું. અલબત્ત એટલી ઊણપ તો છે જ, પરંતુ બીજા સંબંધોથી એ પૂરી શકાય છે. એ સંબંધ મૈત્રીમાંથી નથી પ્રાપ્ત થતો. હું તો કોઈ દિવસ એમ માનતો જ નથી કે સ્ત્રી–પુરુષની મૈત્રી ભાઈબહેનના સંબંધ જેવી હોય. 'ધરમની બહેન' કે 'ધરમના ભાઈ' વિષે વિનુભાઈએ જે લખ્યું છે તે સાચું છે. એ ભાવના આજે લુપ્ત થઈ ગઈ છે. એમાં અદ્ભુત બળ હતું તે હું કબૂલ કરું છું પરંતુ આજની મૈત્રીઓ પાછળ એ દૃષ્ટિ જ નથી. આજની મૈત્ર 'ભાઈબહેન જેવો સંબંધ છે' એવું જ્યાં કહેવાતું હોય ત્યાં તેનો અર્થ એટલો જ છે કે એ સંબંધ પતિપત્ની જેવો નથી. ભાઈબહેનનો સંબંધ નિષ્ક્રિય ન હોઈ શકે. એમાં પણ પરસ્પરના ધર્મો ને સ્વાભાવિક કર્તવ્યો રહેલાં જ છે.

આજની મૈત્રી ખરું જોતાં એક અસ્પષ્ટ સ્થિતિનું જ બીજું નામ છે. મિત્રો સંસ્કારી અને ચારિત્રવાન હોય તો થોડા પરિચય પછી તેઓ પોતાના મનનું પૃથક્કરણ કરી લે છે. એમને લાગવા માંડે છે કે આ મૈત્રી લગ્નપ્રેમમાં પરિણમશે કે કેવળ મૈત્રી જ રહેશે. આ કેવળ મૈત્રીનો અર્થ ભાઈબહેનનો સંબંધ જ એમ કહી શકાય, કારણ કે બંનેના અંતરથી જ એવો જવાબ આવે કે અમે લગ્ન માટે સરજાયાં નથી. એવું આકર્ષણ ઉદ્ભવ્યું જ નથી અને છતાં યે જો સ્નેહભાવ રહેતો હોય તો ભ્રાતૃભાવ કે ભગિનીભાવ છે એમાં શંકા નથી.

પરંતુ આ જવાબ અંતરનો ન હોય અને સંયોગોનો હોય, બુદ્ધિનો હોય, તો એ બંને પતિપત્ની ન બનવા છતાં ભાઈબહેન બની શકતાં નથી.

આનો અર્થ એ થયો કે ભાઈ–બહેન એ એક મનોવૃત્તિનું પરિણામ છે આવી મનોવૃત્તિ અન્ય સંબંધોની પેઠે પરસ્પર હોવી પણ જરૂરી છે. વિનુભાઈને જો બહેન ન મળી હોય તો તેનું કારણ આ મનોવૃત્તિનો એમનામાં કે સામા પક્ષમાં અભાવ છે.'

એક બીજી વાત વિનુભાઈએ નથી કહી તે હું કહું. ભાઈબહેનના સંબંધની એક વિશિષ્ટતા અને વિશેષતા એમના લક્ષમાં આવી લાગતી નથી. મને પણ વિચાર કરતાં જ સમજાયું કે ભાઈ અને બહેન ગમે તેટલાં હોઈ શકે. ઈશ્વરે પણ આ બાબતમાં કેટલી છૂટ મૂકી છે ! પાંચ ભાઈ વચ્ચે એક બહેન હોય અને પાંચ બહેન વચ્ચે એક ભાઈ હોય, બ ને લગભગ સરખા પણ હોય. આમ છતાં ઇર્ષાને ત્યાં સ્થાન હોય નહિ. એક બીજાના વિકાસના તત્વોને મદદ પણ આપી શકાય આ દૃષ્ટિએ ભાઈ-બહેનનો સંબંધ મારી દૃષ્ટિએ બહુ મહત્ત્વનો બની જાય છે. આપણે તો એકલાં જ છીએ પણ એવું નથી લાગતું કે તને એકને બદલે ત્રણ ભાઈ હોય તો વધુ સારું લાગે ? અને એ જ રીતે મને પણ ?

મૈત્રીઓમાં પણ આવું હોવું જોઈએ, પરંતુ ઉપર જણાવી તેવી અસ્પષ્ટતા હોવાના કારણે ત્યાં ઇર્ષાનો ભાવ પેદા થાય છે. આ ઇર્ષા ભાવના મૂળમાં નજર નાખીએ તો સ્વાર્થની દુર્ગંધ આપણે અનુભવી શકીએ છીએ. મને તો તર્કશાસ્ત્રના નિયમ જેવું જ આ લાગે છે કે જ્યાં જ્યાં ઇર્ષા છે ત્યાં ત્યાં સ્વાર્થ છે જ.

એક મુદ્દો વિનુભાઈ ચૂકી ગયા લાગે છે. બહેનનો અભાવ એમને એટલો સાલે છે કે ભાઈ ભાઈ અને બહેન બહેન વચ્ચેના સંબંધો વિષે તેઓ વિચારી શક્યા નથી. બીજો ભાઈ ન હોય તે પણ મોટી ખોટ છે અને

એ જ રીતે બહેન ન હોય તે પણ ઊણપ છે, એટલો ફેર છે ખરો કે મૈત્રીથી એ બે ખોટ અમુક અંશે પુરાય છે, પુરુષ પુરુષ કે સ્ત્રી સ્ત્રી મિત્રોમાં ઇર્ષાભાવ ઓછો હોય છે. ઓછો હોય છે તેનો અર્થ એ કે સાવ અભાવ તો હોતો જ નથી. એમ તો બહુ ઊંડા ઊતરીએ તો ભાઇ ભાઇ કે ભાઇબહેનમાં પણ ઇર્ષા કે સ્વાર્થનાં દર્શન થાય, પરંતુ આપણે અહીં અતિશયતાનો જ વિચાર કરવો જોઇએ.

મને લાગે છે કે બધા મુદ્દા મેં સ્પષ્ટ કરી દીધા છે. હવે તારા વિચારો જાણ્યા પછી જ નવું કંઇ સૂઝી આવે તો જુદી વાત છે.

ફરીને યાદ આપું છું કે પેલાં ભાઇબહેનનાં ઉપવાસનું શું પરિણામ આવ્યું તે લખજે.

તારો ભાઈ.

ભાવનગર.
તા. સપ્ટેમ્બર '૪૩

પ્રિય મોટાભાઈ,

તમારો કાગળ આજ સવારે મળ્યો. પેલા ઉપવાસનું પરિણામ ગઇ કાલે રાત્રે આવી ગયું. ધનસુખલાલના હૃદયને તો વિધવા બહેનના ઉપવાસની કે માંદગીની કશી અસર ન થઈ, પરંતુ કમળા એના ભાઈનું દુઃખ જોઇ શકી નહિ. ધનસુખલાલને કહ્યા વિના એ પોતાના પિતાને ત્યાં ચાલી આવી છે. આખા શહેરમાં ચર્ચાનો વંટોળ જાગ્યો છે. એ બંને પરણી ગયાં છે એટલે કમળા હવે શું કરશે, ધનસુખલાલ છાનાને પાછી બોલાવશે કે નહિ વગેરે પ્રશ્નો લોકોમાં ચર્ચાય છે. હું તો ધારું છું કે કમળા હવે પાછી નહિ જ જાય અને એનો ભાઇ આમાંથી કંઇક માર્ગ કાઢશે.

સુશીના પિતા પ્રવીણના તાર અને કાગળથી મઞરાયા છે. સગપણ તોડી નાખવાનો અને સાથે સાથે ભાઈ આવે તે પહેલાં જ પરણાવી

દેવાનો વિચાર તેઓ કરતા હતા, પણ ગઈ કાલે ખબર મળ્યા કે પ્રવીણ આવતી કાલે જ આવે છે. સુશી હવે હિંમતમાં આવી ગઈ છે.

× × ×

તમારા વિચારો વાંચ્યા પછી મારે હવે કંઈ જ લખવાનું નથી. વિનુભાઈના વિચારોએ મને દબાવી મૂકી હતી છતાં મને એમાં વિશેષ ઉગ્રતા લાગતી હતી. તમારા બંનેના વિચારો એક સાથે વાંચતા આ સંબંધનું મહત્ત્વ–જે મારો પ્રશ્ન હતો તે મને સમજાયું છે. એક વિચાર આજ સવારથી મનમાં આવ્યા કરે છે. હું વિનુભાઈની બહેન ન બની શકું ? આટલી વાતો ને આટલા પત્રવ્યવહાર પછી મને તો એમના પ્રત્યે એવી જ લાગણી થઈ આવે છે. આ દિવાળી ઉપર તમે અહીં આવો ત્યારે વિનુભાઈને પણ સાથે લાવશો ? તો એમને ય ભાઈબીજનું જમણ હું જમાડું.

બા–બાપુજી આપણા પત્રો વાંચતા નથી, પણ ખૂબ ખૂબ આનંદ પામતાં દેખાય છે. જુઓ આ મુદ્દો તો તમે ચૂકી જ ગયા. ભાઈ બહેન વચ્ચેનો સ્નેહ માતા–પિતાને અપૂર્વ આનંદ આપે છે.

એક વિચાર અત્યારે આવે છે. આ પ્રશ્ન તો આપણે ચર્ચી લીધો. હવે પછી કાગળમાં શું લખીશું ? તમારા લાંબા પત્રો હવે શું બંધ થઈ જશે ?

તમારી બહેન.

મુંબઈ
તા. : ઑક્ટોબર'૪૪

પ્રિય કુન્દન,

તારો પત્ર મળ્યો. તને હું લખતાં જ ભૂલી ગયો કે વિનુભાઈ તે દિવસે, તને હું કાગળ લખી રહ્યો હતો ત્યારે આવેલા અને તને

એમણે ખૂબ ખૂબ યાદ કરેલી. તારા પત્રમાં એમની બહેન બનવાની ઇચ્છા છે તે એ સ્મરણનું તો પરિણામ ન હોય! એમણે મને કહ્યું હતું: 'જો કુન્દન જેવી બહેન મારે હોય!' બસ, આગળ કંઇ બોલ્યા જ નહિ, મેં પૂછ્યું: 'તો શું?' જવાબમાં એમના મુખ ઉપર પ્રસન્ન હાસ્ય છવાયું.

દિવાળી ઉપર હું એમને જરૂર સાથે લેતો આવીશ. એ મારા મિત્ર તો છે જ, એ મૈત્રી આ ચર્ચા પછી વધુ દૃઢ થઇ છે. તારા એ ભાઇ બને તો વિશેષ દૃઢ બનશે.

પેલા ઉપવાસનું પરિણામ જાણી મને તો ખૂબ આનંદ થયો. હવે ગમે તે થાવ, એકવાર બંધુપ્રેમનો વિજય થયો એ કાંઇ ઓછું નથી. પ્રાણત્યાગની શક્તિનું જ એ પરિણામ, સુશી પણ હવે ઉગરી જશે એમ ધારું છું.

પત્રવ્યવહાર ટૂંકો થઇ જશે કે અટકી પડશે એવો ભય તું રાખીશ નહિ. બહેન અને ભાઇએ આ જગતના અનેક પ્રશ્નો સમજવા જેવા છે અને અનેક કાર્યો એમણે સાથે મળીને કરવાનાં છે. તું પૂછજે. હું જવાબ આપીશ. આપણે આટલા વર્ષ પછી પણ જાગ્યા છીએ તો તેનો સંતોષ લઇએ અને હવે ઊંઘી ન જઇએ. આદર્શ ભાઇબહેન બનીને જીવનની સુવાસ ચારે બાજુ ફેલાવીએ.

પત્રો લખ્યા કરજે.

તારો ભાઇ.

# આખરે

પ્રિય ભાઇ બહેન,

'આશા રાખું છું' કે આ પત્રવ્યવહારમાં તમને રસ પડ્યો હશે. એવો પણ સંભવ છે કે ભાઇ-બહેનનાં પ્રશ્નોની આટલી છણાવટ પછી એમના પત્રોમાં બીજા કયા વિષયોની ચર્ચા ચાલતી હતી તે જાણવાની પણ તમને જિજ્ઞાસા હોય. આ જિજ્ઞાસા અત્યારે તો હું સંતોષી શકું એમ નથી કારણ કે એ પ્રશ્નો માત્ર તમારા જ નથી અને અહીં તો જે સવાલો તમારા છે તેની જ મારે ચર્ચા કરવી, એવી મર્યાદા મેં સ્વીકારી છે.

હવે આ પત્રોમાં જે નથી આવ્યું અને જે જાણવું તમારા માટે આવશ્યક છે તે મારા અભિપ્રાય રૂપે અહીં રજૂ કરી દઉં છું. વિનુભાઇ, પ્રવીણ, જયંત, સુશી, કુન્દન વગેરેને ભૂલ્યા વિના પણ આ અભિપ્રાય ઉપર તમે તમારો તટસ્થ મત બાંધી શકશો એવી મને આશા છે.

ભાઇ અને બહેન વચ્ચે જે સ્નેહસંબંધની હું અપેક્ષા રાખી રહ્યો છું તે અત્યારે નથી એમ તો મને ચોખ્ખું દેખાય છે. એનાં કારણોમાં ઊંડા ઊતર્યા વિના એટલું જોઇ શકાય છે કે આજનું સામાજિક જીવન, માતા-પિતાની બેદરકારી, પ્રેમ અને સદકાર અંગેના સાચાખોટા ખ્યાલો વગેરેમાંથી આજની સ્થિતિ ઉદ્ભવી છે. આપણે જો ભાઇબહેનના સંબંધને કીમતી ગણતા હોઇએ તો આ અંતરાયો દૂર કરવા જોઇએ અને સાચો સ્નેહસંબંધ સ્થાપવો જોઇએ.

મને એમ જણાયું છે કે કુટુંબના બીજા સંબંધો જેટલા પ્રમાણમાં કલુષિત થયા છે તેટલા પ્રમાણમાં આ સંબંધ થયો નથી. હું જે કહું

છું તે સરખામણીમાં જ કહું છું તે લક્ષમાં રાખજો. ભાઇ ભાઇ અને બહેન બહેન વચ્ચે જેટલું ઘર્ષણ દેખાય છે તેટલું યે ભાઇ-બહેન વચ્ચે દેખાતું નથી.

આનો અર્થ એ કે ભાઇ-બહેન એક બીજાંના વિરોધી બન્યાં નથી, પરંતુ એક બીજા પ્રત્યે બેદરકાર બન્યાં છે. તેઓ એકમેકને કશું નુકસાન કરતાં નથી પરંતુ લાભ આપી શકે એવી સ્થિતિમાં હોવા છતાં આપતાં નથી. આ બેદરકારી દૂર થવી ઘટે. એ કેમ થાય તે આપણે જોઇએ.

સૌથી પહેલાં તો આ સંબંધ જીવનમાં ઉપયોગી છે એવું એનું મહત્ત્વ સ્વીકારવું જોઇએ. હું ધારું છું કે કુન્દન અને જયંત વચ્ચેના પત્રવ્યવહારે એટલું કાર્ય તો કર્યું જ હશે. તો પછી એમાં વિક્ષેપ કેમ ઊભો થાય છે તે જ આપણે જોઇએ.

પહેલો વિક્ષેપ જાણતાં અજાણતાં માતાપિતા તરફથી ઊભો થાય છે. કોઇ પણ કારણસર એ ભાઇ-બહેન વચ્ચે પક્ષપાત ઊભો કરે છે. સામાન્ય રીતે પુત્ર તરફ તેઓ વિશેષ મમત્વ બતાવે છે. બીજી બાજુ જે કહ્યાગરું હોય તે વધુ વહાલું બની જાય છે. આવો ભય માતાપિતાએ ન રાખવો જોઇએ, પરંતુ અહીં તો મારે ભાઇ-બહેનને જ કહેવાનું છે એટલે એમ કહું છું કે એવા ભેદ પારખવાની તમારામાં સમજણ આવે કે તુરત તેનો વિરોધ કરજો અને એકતા સ્થાપજો. માબાપને બંને આંખ સરખી હોવી જોઇએ એ સૂત્રનો ઘરમાં પ્રચાર કરજો. આ ભય દૂર થશે તેટલા પ્રમાણમાં એકતા વધશે.

આવો જ ભેદ જ્યાં વધુ ભાઇ-બહેનો હોય ત્યાં અંદર અંદર થાય છે. સ્વભાવમેળના કારણે અમુક ભાઇ કે બહેન સાથે વધુ ફાવે તે સમજી શકાય છે છતાં અંતરની લાગણી અને બાહ્ય રૂપે જ્યાં મદદ

કરવાની હોય ત્યાં આ ભેદને સ્થાન ન મળવું જોઇએ. ભાઈબહેનનું સંપૂર્ણ જૂથ બની શકે તો વધુ સારું.

જ્યાં બહેન એક હોય ને ભાઈ વધુ હોય ત્યાં આ સંબંધને જાળવવાનો વધુ ભાર બહેન ઉપર આવી પડે છે. એણે બધા ભાઈઓને સરખા પ્રમાણમાં પોતાનું મમત્વ આપવું જોઇએ અને ભાઇઓની શક્તિના પ્રમાણમાં તેમની સહાય લેવી જોઈએ. એ જ રીતે ભાઈ માટે પણ સમજી શકાય. એ એકલો હોય તો પાંચ બહેનમાં એક બહેનના જ એણે દર્શન કરવાં જોઈએ.

આનો અર્થ એ નથી કે એક બહેન કે ભાઈ જીવનમાં કોઈ પણ રીતે નબળાં હોય તો એને વિશેષ સાથ નહિ આપવો જોઈએ, પરંતુ સ્પષ્ટ અર્થ આટલો જ છે કે સૌના પ્રત્યે સમાન દૃષ્ટિ કેળવવી જોઈએ. જેને જેટલી મદદની જરૂર હોય તેટલી તેને મળવી જોઈએ.

ત્રીજો અંતરાય મિત્રોને લઈ ઊભો થાય છે. મિત્રો ન જ કરવા એમ હું કહેતો નથી. મિત્રોનું પણ જીવનમાં વિશિષ્ટ સ્થાન છે, પરંતુ એ મૈત્રી ભાઈબહેનના સંબંધનું સ્થાન લઈ શકે નહિ. ભાઈ બહેનનો સંબંધ લોહીનો છે અને ઈશ્વરદત્ત છે. સ્વદેશીની વ્યાખ્યા પ્રમાણે જોઈએ તો આપણું પહેલું કર્તવ્ય આપણી નિકટમાં જે હોય તેમના પ્રત્યે છે. શક્ય હોય ત્યાં મિત્રો, કુટુંબ સમસ્તના મિત્રો બને એવી ઈચ્છા રાખવી, જ્યાં એ ન બને ત્યાં કુટુંબના બીજા સભ્યો પ્રત્યે મિત્રોનો સદ્ભાવ તો કેળવવો જ જોઈએ. સાચી મૈત્રીમાં આ વરતુ સહજ હોય છે.

આ અંતરાયોમાં એકે ય એવો નથી કે જે સહેલાઇથી દૂર ન થઈ શકે. આ પછી એક પ્રશ્ન વિચારવાનો રહે છે. જો તમે કુટુંબોનું અવલોકન કરશો તો તમને જણાશે કે ભાઈ કે બહેન, વિશેષ ભાઈ, જ્યારથી લગ્નસંબંધનમાં બંધાય છે ત્યારથી ભાઇબહેનના પ્રેમમાં ઊણપ

આવવા માટે છે. આ બાબતમાં હું બહેન વતી એક ભાઈને એટલું કહેવા ઇચ્છું છું કે:

'મારી ભાભી પ્રત્યે તમે અનહદ પ્રેમ ઢાલવો, પરંતુ તમે અમને વીસરી ન જાઓ. ભાભી ભલે તમારું નિકટનું સ્વજન બને પણ અમને અમારા સ્થાન ઉપર તો રહેવા દો. ભાભીને પ્રેમ કરો પણ એને વેચાઈ ન જાઓ. અમે બહેનો પણ તમારી શક્તિના અને સામગ્રીના ભાગીદાર છીએ. અમે અમારા જીવનમાં તમારો સાથ અને સહકાર માગીએ છીએ.'

એ જ રીતે ભાઈ પણ બહેનને કહેશે: 'તારી ભાભીનો તું દ્વેષ ન કર. એ પારકે ઘેર જન્મીને અહીં આવી છે. મારા માટે જ આવી છે. અમારા પ્રેમમાં વૃદ્ધિ થાય એવા તું પ્રયત્નો કર. તારા ભાઇમાં ભાભીને અને ભાભીમાં ભાઇને તું જોવા માંડ. હવે અમે બંને મળીને એક છીએ એટલું લક્ષમાં રાખ.'

બહેન ભાઇને કહેશે: 'તારા બનેવીથી તું દૂર ન નાસજે. એને પરાયો પણ ન સમજજે. મને સુખી કરવી હોય તો તું એનો મિત્ર બની જજે.'

જવાબમાં ભાઇ કહેવાનો: 'એમા તારો, સહકાર વિશેષ જરૂરી છે. તારે અમારું-અમારા બન્નેનું સ્વાગત કરવું જોઇએ અને મારે તમારું-તમારા બંનેનું માન જાળવવું જોઇએ.'

આવી ભાવના જો કેળવાય તો ભાઇ અને બહેન વચ્ચે કદી યે અંતરાય ન રહે. સામાન્ય રીતે ભાઇ વધુ શક્તિશાળી હોય છે. બીજી બાજુ બહેનમાં વ્યવહારબુદ્ધિ અને સ્નેહભાવ વિશેષ હોય છે. એ બંને પરસ્પર અસાધારણ મદદ કરી શકે એમાં શંકા નથી.

છેક નાનપણથી જોઇએ તો પોતાની બહેન પ્રત્યે જો અસમાનતા રાખવામાં આવતી હોય તો ભાઇ તે દૂર કરાવી શકે. બહેનનું

સ્થાન પણ ભાઇના જેવું જ પ્રતિષ્ઠિત છે એમ એ ઠસાવી શકે. એને અભ્યાસ અને જીવનના અન્ય માર્ગોમાં જે સહજ અંતરાયો આવે છે તે હઠાવવામાં મદદ આપી શકે. લગ્નના પ્રશ્નમાં તો ભાઈ એની પડખે હોય, અન્યાય થવાનો ભય જ ઉપસ્થિત ન થાય.

મોટા થયા પછી એ બહેનનો વિસામો બને. સસરા પક્ષે ત્રાસ હોય તો માતાપિતા તો સામાજિક રિવાજ પ્રમાણે લાચારી પ્રગટ કરી દે છે. જુવાન ભાઇમાં એવી કાયરતા ન હોય. એ બહેનની પડખે રહેવા માટે સદા યે તૈયાર હોય.

એ જ રીતે બહેન ભાઇના વ્યવહારિક પ્રશ્નો ઉકેલવામાં સહાયરૂપ બને. કુન્દનની પેઠે એ પ્રમિલાની પરીક્ષા કરી શકે. પ્રમિલા ગમાર હોય તો એને સંસ્કાર પણ આપી શકે. ભાઇ કુમાર્ગે જતો હોય તો પોતાના પ્રેમ અને તપના બળે એને પાછો વાળી શકે.

આ બધું, તમે કહેશો, કે મિત્રોથી ન થઇ શકે શું ? હું કહું છું ના, ન થઈ શકે. મિત્રો ગૃહજીવનમાં અમુક હદ સુધી જ દાખલ થઈ શકે છે, આગળ જવાનો એને અધિકાર નથી મળતો. કુન્દન પ્રત્યે વિનુભાઇને ગમે તેટલો પ્રેમ હોય પરંતુ જે મદદ જયંત કરી શકે તે વિનુભાઇ ન જ કરી શકે. આવી સ્થિતિ સમાજમાં દરરોજ આપણે જોઇએ છીએ. ભાઈ અને બહેન ભાઇબહેન હોવાનાં કારણે જ અમુક વિશિષ્ટ અધિકારો ધરાવે છે. આ અધિકારોનો ઉપયોગ જીવનને સંસ્કારવામાં અને ભીડને વખતે મદદ કરવામાં થવો જોઇએ.

ભાઇબહેનને હું કહું છું, તમે નવા યુગના પ્રતિનિધિ બનો. સમાજે તમારા સંબંધને માન આપ્યું છે તે મનોવૃત્તિનો સન્માર્ગે ઉપયોગ કરો. તમે બંને એક થશો તો કુટુંબમાં, સમાજમાં અને દેશમાં અનેક કાર્યો કરી શકશો. આજની બેદરકારી છોડો અને પરસ્પરના જીવનને સુવાસિત કરવા તત્પર બનો! આજના યુવા-યુવતીના જીવનને વેડફી

હતી મૈત્રીઓમાં પણ તમારો પ્રવેશ થશે તો વાતાવરણમાં જબરદસ્ત પલટો આવશે. સ્ત્રી–પુરુષના, યુવક–યુવતીના કુમાર–કુમારીના સંબંધો પવિત્ર બનશે.

તમે એક ભાવના છો, એ ભાવનાની આજના સમાજને અત્યંત જરૂર છે. આજે એ ભાવના લુપ્ત થઈ છે. તમે ઇચ્છો તો એ સજીવન કરી શકો છો. આજે તમારો ભાઈ બીજી કોઈ કન્યા સાથે ઘૂમે છે ને તમે બીજા કોઈ યુવક સાથે. આ સ્થિતિનો અંત આણો. યુવક યુવતીના સંસર્ગ અને સહવાસનો વિરોધ નથી. પરંતુ આજની સ્થિતિમાં તો ઇષ્ટ નથી જ. એમાં સ્વાભાવિકતા નથી, સ્વતંત્રતા નથી, સ્પષ્ટતા નથી. એ સંબંધો દેખાય છે તે કરતાં ઊંડા અને ગુપ્ત બનતા જાય છે. એમાંથી અનિષ્ટો જન્મે છે. ભાઈબહેનનો સત્કાર અને પ્રેમ એવા સંબંધોને શુદ્ધ કરી શકે એમાં સંશય નથી

આ રીતે વ્યક્તિના, સમાજના અને રાષ્ટ્રના જીવન માટે તમારી ભ્રાતૃભાવના અને ભગિની ભાવના જાગૃત કરો!



# સૌ સગાંને





[૨]

## કાકાભત્રીજા

પૂજ્ય કાકાશ્રીની સેવામાં,

તમારો પત્ર બે દિવસ પહેલાં મળ્યો છે. જવાબમાં શું લખવું તેના વિચારમાં આટલી ઢીલ થઈ. તમે લખો છો કે અમારે અમારી ફરજનો ખ્યાલ કરવો જોઈએ અને અત્યારે તમે મુશ્કેલીમાં છો એટલે નાણું ભીડવીને પણ તમને રૂા. પાંચસો મોકલવા જોઈએ.

જવાબમાં લખવાનું કે મારી પાસે પૈસાની છાકમછોળ હોત તો હું જરૂર રૂા પાંચસો મોકલી આપત, પરંતુ તમે જાણો છો તેમ મારી

સ્થિતિ પણ સામાન્ય છે. હું ધારું તો પાંચસો ન જ મોકલી શકું એવું તો નથી, પરંતુ મારી નાની મૂડી, કૌટુંબિક સલામતી માટે મેં એકઠી કરી છે તેમાં મોટો ખાડો પડી જાય એમ છે એટલે રકમ મોકલવાનું દિલ થતું નથી.

તમે મને યાદ આપો છો કે મારા પિતાના મૃત્યુ પછી તમે જ પિતાને સ્થાને ગણાઓ, એટલે મારે પિતા સમજીને જ તમારી સાથે વર્તવું જોઈએ અને કમાણીમાં પણ તમારો હક્ક સ્વીકારવો જોઈએ. દલીલ કરતાં તમે એમ પણ કહો છો કે કાયદેસરનો તમારો કંઈ હક્ક નથી પણ મારા જેવા નીતિ ઉપર ચાલનાર છોકરાએ કાયદાની દૃષ્ટિએ વિચાર કરવાને બદલે ફરજનો જ ખ્યાલ કરવો ઘટે.

આ બધું વાંચ્યા પછી મને એમ થયું કે આજે કે ભવિષ્યમાં આવા સવાલો ઊભા જ ન થાય તે માટે તમારા વિષે મારા અંતરમાં જે વિચારો પડેલા છે તે હું તમને જણાવી દઉં. તમારા જેવા બીજા કાકાઓ હશે અને તેમની નજરમાં આ વિચારો આવશે તો એમને પણ કંઈક જાણવાનું મળી આવશે. ઉપરાંત, મારી પાસે છે છતાં હું તમને રૂા. પાંચસો શા માટે નથી મોકલતો તેનું કારણ પણ આ ઉપરથી તમને સમજાઈ જશે.

તમે ઘણા વર્ષોથી મારા પિતાથી જુદા પડી ગયા છો. મારા પિતાના સુખદુઃખમાં તમે કદી સાથ આપ્યો નથી. પિતાના મૃત્યુ પછી અમારી સંભાળ લેવાનું પણ તમને કોઈ દિવસ સૂઝયું નથી. આવા તમે, માત્ર કાકા છો એટલા ખાતર જ ખાસ હક્ક શી રીતે ભોગવી શકો તે મારી સમજમાં આવતું નથી. કાયદાની વાત હું કરતો નથી. નીતિની દૃષ્ટિએ વિચારું છું તો મારી કમાણી ઉપર પહેલો હક્ક મારાં સ્ત્રી–બાળકો અને બાનો છે. એ પછી મારી બહેનો ને ભાઈઓનો છે. એ પછી મને કે મારા પિતાને મદદ કરનારા

"સગાંઓનો છે: આટલાં પછી પણ તમારું નામ આવી શકતું નથી, કારણ કે મિત્રોના બળ ઉપર મારો કામધંધો ચાલે છે. એમના પછી સમાજમાં શુભ કાર્યો કરતી સંસ્થાઓને મારે સ્થાન આપવું જોઈએ.

આ રીતે તમારા માટે કોઈ સ્થાન જ મને દેખાતું નથી. તમે મારા કાકા છો તે સ્વીકારું છું. એટલે જ કહું છું કે મારી પાસે પૈસાની છાકમછોળ હોત તો તમને જરૂર આપત.

તમે કે કોઈ મને એવો પ્રશ્ન કરશો કે 'કાકાએ મદદ નથી કરી અથવા તો એક ભૂલ કરી છે એટલા ખાતર શું તમારે પણ ભૂલ કરવી જોઈએ? તમે તો સુધારક છો, તો તમારી ફરજ અપકાર ઉપર પણ ઉપકાર કરવાની નથી?' દેખીતી રીતે તો આ પ્રશ્ન મૂંઝવનારો લાગે છે, પણ એના ઉપર મેં વિચાર કરી લીધો છે. કાકા–ફૈબા અને એવાં સગાંઓ સાથે સંબંધ રાખવા વિષે મેં એક નિયમાવલિ જેવું જ તૈયાર કરી નાખ્યું છે. તમને એ મોકલું તો કદાચ અપમાન જેવું લાગે એટલે એનો સાર જ જણાવી દેવા ઇચ્છું છું.

કુટુંબના અને સમાજના બધા સંબંધો પરસ્પરની સહાય ઉપર જ નભે છે. જો મારે બીજાની મદદની જરૂર હોય તો મારી શક્તિ અનુસાર બીજાને મારે મદદ કરવી જ જોઈએ. જો હું કોઈ તરફથી ઉદારતાની અપેક્ષા રાખતો હોઉં તો બીજા કોઈ તરફ મારે પણ ઉદાર બનવું જોઈએ. એકલી લાભ લેવાની વૃત્તિથી સમાજને પારાવાર નુકસાન થયું છે. આ વૃત્તિને ઉત્તેજન પણ ન આપવું જોઈએ.

ઉપરાંત એ પણ સમજવું જોઈએ કે દરેક માણસની શક્તિ અને સાધનોને મર્યાદા હોય છે. આપણી સામે ફરજના તો ઢગલા પડ્યા છે. એ બધી ફરજનો ક્રમ ગોઠવવો જોઈએ અને તે પ્રમાણે જ સાધનો વાપરવાં જોઈએ. આનું નામ વિવેકબુદ્ધિ. હું તમને જ પૂછું કે તમારા ચિરંજીવી માટે તમે જે કંઈ કરવા તૈયાર થશો તે બધું મારે

આટે કરશો ખગ ! તમે ન કરો તો મારે તો મારું લગાડવું યોગ્ય છે ! તમે અમારાથી 'જુદા' ન થયા હો તો પણ આટલો ભેદ તો રહેવાનો જ. મને લાગે છે કે એમાં વાંધો પણ ન હોઈ શકે.

આમ છતાં સંકટના, માંદગીના, દુઃખના એવા પ્રસંગો આવે કે જ્યારે માણસે પોતાથી થાય તે બધું કરી છૂટવું જોઈએ. આ વખતે પણ એ વિવેક તો વાપરે જ, પોતાના સાધનો અને બીજી ફરજોનો પણ ખ્યાલ કરે. તમે અત્યારે જે રકમ મગાવો છો તેને હું એવું સંકટ ગણતો નથી. ભાણુના લગ્ન તમારે સાદાઈથી જ કરવાં જોઈએ. સામો પક્ષ ઇન્કાર કરતો હોય તો તમારે બીજી કંઈ વ્યવસ્થા કરી લેવી જોઈએ.

તમને થશે કે હું ઉદ્ધત બનીને આ ડહાપણ કરી રહ્યો છું. પણ તમે શાન્તિથી વિચારશો તો મારી વાત તમને સાચી લાગશે. હું જોઉં છું કે ફૈબાને પણ મારા વિષે ઘણી વાર દુઃખ થાય છે. ફૈબા સારી સ્થિતિનાં છે છતાં મારા જેવા સામાન્ય સ્થિતિના ભત્રીજા પાસેથી વારતહેવારે કંઈ ને કંઈ અપેક્ષા–રાખી રહ્યાં છે. મારા પિતાના એ બહેન છે એટલે મને તેવી સ્થિતિમાં પણ મારે એમને મદદ કરવી જોઈએ એવી એમની માન્યતા છે. હું તો સમજી જ શકતો નથી કે આ મનોવૃત્તિ કયા પ્રકારની છે ! મારી પોતાની બહેન હોય ને આવી માગણી કરતી હોય તો યે મને અયોગ્ય લાગે, પછી ફૈબાની તો વાત જ ક્યાં !

મેં તો મારા મન સાથે એક સિદ્ધાંત નક્કી કરી નાખ્યો છે કે આપવું તો લાગણીથી આપવું અથવા તો કર્તવ્ય સમજીને આપવું. એ રીતે ન આપી શકાય તો લોકનિંદાના ભયથી તો ન જ આપવું. હું જોઉં છું કે ઘણાખરાં સગાંઓનાં સંબંધો આજે નિંદાના ભયને કારણે જ નભી રહ્યા છે. આ સ્થિતિ દુઃખદ ગણાવી જોઈએ. આવા દંભના પડદા અમારા જેવા જુવાનોએ દૂર હઠાવી જ દેવા જોઈએ.

જેવું મદદ વિષે છે તેવું જ માનમર્યાદા વિષે છે. વડીલોનું માન સાચવવું જોઇએ એવું માનનારો હું છું જ અને એ પ્રકારે મારું વર્તન પણ વિનયી છે એમ માનું છું, પરંતુ મારો ને મારી પત્ની પાસે તમે ને ફેઆ માન માગવા જ કરો છો તે મને રુચતું નથી. માગવાથી માન મળે નહિ. અમે ક્યાંક ભૂલ કરતાં હોઈએ તો તમે જરૂર અમને સમજાવો પરંતુ અમારા ઉપર ગુસ્સો કરો અથવા પાંચ માણસોની વચ્ચે અમને ભોંઠા પાડવાનો પ્રયાસ કરો તે તો સહન ન જ થાય. અમે એ વખતે જો તમારું અપમાન નથી કરતાં તો તેનું કારણ અમારી સમજણ અને અમારા સંસ્કાર છે, નહિ કે લોકનિંદાનો ભય અથવા અમારો ભૂલનો સ્વીકાર. તમારી હાજરીમાં અમારે કેમ બેસવું, કેમ બોલવું, કેમ વર્તવું તે અમે સમજીએ છીએ. આ બાબતમાં તમે સૂચના આપવા જ કરો તો અમને કંટાળો આવે.

આજે આપણી વચ્ચે એટલો સંબંધ છે કે વારતહેવારે એકબીજાને મળીએ. ક્યારેક સાથે જમીએ કે કોઇ સ્થળે ફરવા જઇએ. મને લાગે છે કે આ પૂરતું છે. આ સ્નેહમાં જો વૃદ્ધિ કરવી હોય તો મેં ઉપર લખ્યું તે પ્રમાણે એકબીજાએ પોતાની મર્યાદા સમજીને વર્તવું જોઇએ.

આ કાગળનો ભાવ તમે સમજશો કે નહિ તે વિષે મને બીક તો છે છતાં એ મોકલું છું.

અમારા બંનેના પ્રણામ સ્વીકારશો.

લિ૦.........ના
પાયવંદન.

ભાઇ......,

તમારા કાકા ઉપરનો તમારો પત્ર મેં પણ વાંચ્યો છે. તેઓ તો એ કાગળ વાંચીને ચોંકી જ ગયા છે. એમના માટે તમે જે કાંઇ લખ્યું છે તેમાંથી એકે વસ્તુ સામે તેઓ વિરોધ કરી શકે એવી સ્થિતિમાં

નથી, પરંતુ એ કાગળ વાંચ્યા પછી મને, તમારા અને તમારા કાકાના એક સંબંધીને જે વિચારો આવ્યા તે તમને ઉપયોગી થશે એમ માનીને લખવા પ્રેરાયું છું.

પહેલેથી જ એટલું જણાવી દઉં કે તમારા પત્રમાં જે લાગણી વ્યક્ત કરી છે તે યોગ્ય છે પરંતુ હું તમને એક વિચારવંત અને સુધારક યુવાન તરીકે ઓળખું છું એટલે સામાન્ય ભત્રીજા કરતાં તમારી પાસે જો હું વિશેષ અપેક્ષા રાખું તો તે ગેરવ્યાજબી નહિ ગણાય. મારે ખાસ તો તમને એ કહેવાનું છે કે તમારા કાકાએ તમારી પાસે રૂ. ૫૦૦ ની મદદ માગી તેના જવાબમાં તમે આટલું બધું ન લખ્યું હોત તો ચાલી શકત. કૌટુંબિક સંબંધો અંગેના તમારા વિચારો માટે આ પ્રસંગ શોધવાને બદલે તમે સ્વતંત્ર જ પત્ર લખ્યો હોત તો તેની અસર વધારે થાત. તમે એટલું તો કબૂલ કરશો કે કોઈ પણ વ્યક્તિ પાસે આપણે નવો વિચાર રજૂ કરવા ઇચ્છતા હોઈએ તો એની માનસિક સ્થિતિ અને આપણા પત્રના પ્રત્યાઘાતો કેવા થશે તે પહેલેથી જ વિચારી લેવું જોઈએ. આ દૃષ્ટિએ તમારો પત્ર તમને યોગ્ય લાગે છે ખરો?

બીજી વાત, તમારે નાની નાની બાબતોને મોટું રૂપ આપવું ન જોઈએ અને એ જ રીતે જૂના વિચારના લોકોનું જે વર્તન તમે જુઓ તે આજની કસોટીએ ન તપાસતાં તેની પાછળ રૂઢ રિવાજોનું કેટલું બળ છે તે પણ તમારે જોવું જોઈએ. ફૈબા વિષે તમે જે લખ્યું છે તે માટે હું એટલું કહી શકું કે ફૈબાની એમાં સ્વાર્થવૃત્તિ કરતાં જૂની માન્યતાનું બળ વિશેષ છે. મારો કહેવાનો આશય એ નથી કે એવી માન્યતાને પોષવી જોઈએ. એ માન્યતાઓ તો પહેલી તકે જ ઉખેડી નાખવી ઘટે પરંતુ તેનો આપણને ખ્યાલ હોય તો આપણે ફૈબા વિષે હીણો ભાવ કદી ન અનુભવીએ—એમના પ્રત્યેની ફરજમાં કે લાગણીમાં પાછા ન પડીએ અને છતાં યે તેઓ જે માગતાં હોય તે અયોગ્ય હોય

તો ન કરીએ. આમ આપણે જેટલું ખરાબ છે તેટલાનો વિરોધ કરીએ અને જેટલું સારું છે તેને સ્વીકારીએ અને પોષીએ. હું ધારું છું કે તમે સહેજ પણ વિચાર કરશો તો મારી આ વાત ખરી લાગશે. ઉપરાંત બહેનો કે કૈઓઓ પોતાનાં પિયર પાસેથી કાંઈ લેવાની અપેક્ષા રાખે છે તેની પાછળ મુખ્ય કારણ સસરા પક્ષમાં પોતાનું અને પોતાના પિયરનું સારું દેખાડવાનું પણ હોય છે. આ વસ્તુ જો તમારા લક્ષમાં હોય તો ફઇબા સાથેના તમારા વર્તનમાં ઘણો ફેર પડી જાય. જૂનાં રિવાજોમાં જે અનિષ્ટ તત્ત્વો છે તેનો તો આપણે નાશ કરીએ જ. પરંતુ એટલું સમજી લઈએ કે મોટા ભાગના રિવાજોનો ઉદ્ભવ તો કોઈક શુભ હેતુમાંથી જ થયેલો હોય છે. આ હેતુને જીવતોજાગતો રાખવો અને અનિષ્ટોને વિદાય આપવી એ કામ આજના વિચારવંત સુધારકોનું છે.

તમે જ્યારે કાકાને ઉપદેશ આપવા બેસો છો ત્યારે તમારે તમારા પોતાના કર્તવ્યનો પણ ખ્યાલ કરી લેવો જોઈએ. ફરજો બજાવવા અંગે તમે જે ક્રમ ગોઠવ્યો છે તે મને સારો લાગે છે. પરંતુ તેને પણ જડતાપૂર્વક વળગી રહેવું યોગ્ય નથી તમે કાકાને લખો છો કે લગ્ન સાદાઈથી કરો ત્યારે તમે તેમની પરિસ્થિતિનો પૂરો વિચાર કરતા નથી. મારા મન પ્રમાણે તો તમારે પાંચસો નહિ તો એકસો પણ, તમારી શક્તિ અનુસાર આપવા જોઈતા હતા. તમે જો એમ કર્યું હોત તો તમારા કાકાની પાસે નવા વિચારો રજૂ કરવાનો તમારો હક તમે મેળવી શક્ત. એક વસ્તુ સતત લક્ષમાં રાખી જોઈએ કે કોઈપણ વસ્તુ મેળવવા માટે ભોગ તો આપવો જ પડે છે. તમે કુટુંબમાં પ્રેમમર્યો સંબંધ સ્થાપવા ઇચ્છતા હો તો તમારે પણ થોડી તાણ ભોગવીને બીજા માટે ઘસાવું જ જોઈએ. તમને હું એક વ્યવહાર-જડ વ્યક્તિ તરીકે ઓળખતો હોત તો આ બધું ન લખત, પરંતુ હું તો તમને સાચી રીતે ન્યાય અને નીતિ ઉપર ચાલનાર બુદ્ધિશાળી જુવાન

તરીકે પિછાનું છું; એટલે જ કહું છું કાકા ભૂલ કરતા હોય તો પણ તમારે તો તમારી ફરજ બજાવવી જ જોઇએ.

કાકાએ તમારા પિતાને ભીડને પ્રસંગે પણ કશી મદદ કરી નથી તે હું જાણું છું. તેઓ ઘણા લોભી અને સ્વાર્થી છે તેની પણ મને માહિતી છે, પરંતુ આ મનોદશા કાકાના જુવાન દીકરાઓમાં ઊતરવા ન દેવી હોય તો આપણે કાકા જેવા ન થવું જોઇએ. તમારા પિતા અને કાકા ભલે જુદા થયા. આજે તમે ફરીને સંયુક્ત કુટુંબની રચના ન કરી શકો તે હું સમજું છું. તમે એવો પ્રયાસ કરો તો નિષ્ફળતા જ મળે એમાં યે મને શંકા નથી. પરંતુ તમે સ્નેહનો તંતુ તો રચી જ શકો. એ તંતુ વડે તમારું આખું યે કુટુંબ સ્નેહભાવથી બંધાયલું રહે. આ સિદ્ધિ કાંઈ ઓછી ન ગણાય.

જ્યાં જુદા પડવા છતાં આવા સ્નેહતંતુ કાયમ રહે છે ત્યાં એક પ્રકારની સલામતીનો ભાવ સૌ કોઈ અનુભવે છે. દરેકને એમ લાગે છે કે મારી પીઠ પાછળ આટલા બધા ઊભા છે, આ વિશ્વાસથી માણસનું બળ અને સમૃદ્ધિ બંને વધે છે—સ્વાર્થવૃત્તિ કંઇક ઓછી થાય છે. બીજા માટે ઘસાતી વખતે મારું લૂંટાય જશે એવો ભય નથી રહેતો. આનું નામ કુટુંબભાવના છે. આ ભાવના તમારે કેળવવી જોઈએ —અને નજીકના સગાંઓમાં પ્રસરાવવી જોઈએ.

મને આશા છે કે મારા આ પત્રનું યોગ્ય રીતે વાંચન થશે. આવું બધું લખવાનો મને શો હક છે એવું માનીને તમે એમની અવજ્ઞા નહિં કરો એટલું માની લઉં છું.

લિ. શુભેચ્છક...... ૧

[૨]

# મામા ભાણેજ

પૂજ્ય મામા,

હું તમારો ભાણેજ નથી અને છતાં તમને મામા લખું છું તેનું કારણ એ કે તમે મારા નહિ તો કોકના તો મામા છો જ. એમ તો તમે પિતા હશો, બંધુ હશો, પતિ હશો પણ અત્યારે એ બધું ભૂલી જઇ તમને કેવળ મામા તરીકે ઓળખીને જ આ કાગળ લખું છું. આ કાગળની અંદર લખેલી દરેક વિગત એક સહૃદયી અને સમજુ ભાણેજે લખી છે એમ માનજો.

મારા મન ઉપર સૌથી પ્રબળ અસર બ્હેન અને ભાણેજ પ્રત્યેની તમારી મીઠી લાગણીની છે. વર્ષોથી હું જોઇ રહ્યો છું કે તમે એમને માટે ઘસાવામાં કાંઇ બાકી રાખતા નથી. કોઇ અપવાદરૂપ સ્થળે તમે તેમના ઘરના કારભારમાં માથું મારો છો ત્યારે તમે બહુ બેહૂદા લાગો છો. એ વખતે તમારા તરફ તિરસ્કાર પણ પેદા થાય છે. 'શેકના સાળા' જેવી ગાળ તમારા માટે જ વપરાય છે. આવું બેહૂદું સ્થાન તમે કાં તો ખુશામત કરીને મેળવો છો અને કાં તો અનેક કાવાદાવા કરી તમારી બ્હેનને તમારા પક્ષમાં લઇ પ્રાપ્ત કરો છો. આમ કરવાને પરિણામે તમારો સ્વાર્થ કદાચ સધાતો હશે, પરંતુ મામાના જ પવિત્ર સંબંધને તો તેથી કલંક જ લાગે છે. આજે એ અપવાદરૂપ મામાને એક બાજુ મૂકીને મોટા ભાગના મામાઓ આ પત્ર લખતી વખતે મારી નજર સમક્ષ હું રાખું છું. અને એમની મીઠી લાગણી માટે જીવનની ધન્યતા અનુભવું છું.

સામાન્ય રીતે કૌટુંબિક સંબંધોમાં એક પક્ષની બીજા પક્ષ સામે જે મુખ્ય ફરીઆદ હોય છે તે મામા સામે તો કોઇ ભાણેજની હોતી જ નથી. દરેક સ્થળે એમ કહેવું પડે છે કે લેવા કરતાં આપવાની વૃત્તિ વિશેષ રાખો. મામાભાણેજના સંબંધમાં તો એમ છે જ. ઉપર જણાવ્યા પ્રમાણેના અપવાદો બાદ કરતાં મામા હમેશાં ઘસાય છે અને ભાણેજના ભાગે ઘસાવાનું કદી આવતું જ નથી.

આ બાબતમાં મારે એમ કહેવું છે કે તમે ઘસાવાની વૃત્તિની થોડી મર્યાદા બાંધો. હું જાણું છું કે દરેક વખતે તમે લાગણીપૂર્વક જ નથી ઘસાતા. કોઇ વાર પ્રચલિત રિવાજોને માન આપી બહેન અને ભાણેજ માટે તમારે ઘસાવું પડે છે અને કોઇ વાર એક જ માના ખોળે રમેલાં ભાંડુઓમાંથી છુટી પડી ગયેલી બહેન પ્રત્યે તમને સ્વાભાવિક લાગણી જન્મે છે. એમાંથી તમે ઘસાવા માટે, કંઇક કરવા માટે, કંઇક આપવા માટે તત્પર થાઓ છો. આ બધું ભાણેજને સારું લાગે છે ને લાભદાયી થાય છે છતાં આજના સંસ્કારી ભાણેજો મામા ઉપરનો આ બોજો ઓછો કરવા ઇચ્છે છે.

તેઓ એમ માગે છે કે જે વસ્તુ રિવાજને ખાતર કરવી પડતી હોય તે તો આજે જ બંધ કરો. અમારે મદદની જરૂર પડશે તો અમે સ્પષ્ટ શબ્દોમાં એ માગી લઇશું એ વખતે તમારી શક્તિ હોય તો મદદ કરજો, પણ રિવાજને ખાતર એક પાઇનો પણ ઘસારો સહન કરતા નહિ. જે ઘસારાની પાછળ પ્રેમનું બળ ન હોય તે ઘસારો ખરું જોતાં પૈસાનો નહિ પણ સ્નેહનો જ હોય છે. એવા દરેક રિવાજને અંતે સ્નેહભાવ ઓછો થતો જાય છે. જે વસ્તુ બળપૂર્વક અને અણગમતા મને કરવી પડે તેનું પરિણામ આખરે કેવું આવે?

મને ખાસ તો લગ્ન અને એવા પ્રસંગો આ વખતે વધુ યાદ આવે છે. આવા દરેક પ્રસંગે મામાને શક્તિ હોય ?

હોય કે ન હોય છતાં સારો એવો પસારો સહેવો પડે છે. આવા પ્રસંગે પ્રેમ વધવાને બદલે ઘટી જાય એ કેવી કરુણતા ગણાય? તમારા સંબંધ પરત્વે જ નથી કહેતો, પરંતુ સર્વ સંબંધો લક્ષમાં રાખીને કહું છું કે આવા દરેક પ્રસંગમાં કલેશ—કંકાસ થાય છે અને મન જુદાં પડી જાય છે તેનું કારણ આ ખોટો, પરાણે સહેવો પડતો પસારો જ હોય છે. આ પદ્ધતિ અને મનોદશા બદલાવાં જ જોઈએ.

એટલે રિવાજને ખાતર તો તમે કશું કરો જ નહિ, પણ તમે લાગણીપૂર્વક જે કાંઈ કરી રહ્યા છો તે વિષે પણ મારે એ કહેવાનું છે કે ત્યાં તમારી મર્યાદાનો હમેશાં ખ્યાલ રાખો. તમારો પ્રેમ અમે સમજીએ છીએ અને તેની કદર પણ કરીએ છીએ. તમારી સ્થિતિ સારી હોય અને મદદ કરતા રહો તો બહુ ન લાગે, પરંતુ ગમે તેવી સ્થિતિમાં પણ તમે અમારા માટે કંઈ કરો છો ત્યારે જરા લાગી આવે છે. અમારા સંસ્કારોને એ બંધબેસતું થતું નથી.

વળી તમે અમારી મદદ તો કોઈ સંયોગોમાં સ્વીકારતા જ નથી, એટલે વિશેષ લાગી આવે છે. અમે સાચે જ 'સો બ્રાહ્મણ બરાબર એક ભાણેજ' થવા નથી ઇચ્છતા. એમાં અમારું અપમાન છે. જે કાળમાં સ્ત્રી નિરાધાર ગણાતી હશે તે કાળમાં આ કહેવત શોભતી હશે. આજે એમાં શોભા નથી રહી.

એક બીજી વસ્તુ પણ મારે તમને કહેવી છે. ઉપર જણાવેલા અપવાદરૂપ મામાને તો હું તિરસ્કારું છું. એનામાં માણસાઈનો જ અભાવ હોય છે એમ મારું માનવું છે. કોઈ વાર બહેનના ઘરના કારભારમાં બહેન અને તેનાં બાળકોના હિતને ખાતર રસ લેવો પડે તે હું સમજી શકું છું, પરંતુ એ વખતે તો મામાની નિઃસ્વાર્થતા વિશેષ ઝળકી ઊઠવી જોઈએ. એ વખતે એ 'શેઠનો સાળો' ન હોય, પણ દુઃખિયારી બહેનનો બાંધવ હોય.

પણ આ બંને અપવાદરૂપ પ્રકારને છોડીને સર્વ સામાન્ય સંબંધો વિષે એક વસ્તુ મને ખૂંચી રહી તે જણાવવા ઇચ્છું છું. મામા પોતાની બહેનના ભાણેજના ઘરમાં કેમ મુદ્દલ રસ લેતા નથી તે મારી સમજમાં નથી આવતું. એણે શા માટે એમ માની લેવું જોઇએ કે બહેન કે એના દીકરાઓ પ્રત્યે પોતાને કોઇ હક્ક જ નથી! શરીરથી છૂટા પડી ગયેલા અંગની પેઠે એમને શા માટે ગણવા જોઇએ?

કુટુંબ વ્યવસ્થા ખાતર એટલું જરૂરી છે કે બંનેનું સંચાલન તે તે ઘરનાં માણસો જ કરે, પરંતુ કોઈ પણ પ્રકારનો રસ ન લેવાનું પરિણામ એ આવ્યું છે કે બહેનના કે ભાણેજના સુખદુઃખમાં ભાઈ—મામા કશો હિસ્સો જ લઇ શકતાં નથી. દૂર બેઠાં બેઠાં આંસુ સારીને જ તેઓ બેસી રહે છે. મારો મત એવો છે કે આમાં મામા પોતાના ધર્મ ચૂકે છે. એમણે બહેન સાથેનો સંબંધ જીવંત રાખવો જ જોઇએ.

આમ કરવાથી એક પ્રકારનો સમાનભાવ પણ કેળવાશે. બહુ જતા આવતા રહેવાથી સંબંધો શુદ્ધ બનશે ને એમાં સ્નેહની પ્રગાઢતા આવશે. ભાણેજ એટલે લેનારો અને મામા એટલે દેનારા એ સ્થિતિનો પણ અંત આવી જશે. તમે આમ કરશો તો આજે અમે માસી સાથે કોઇ જાતનો સબંધ ધરાવતા નથી તે પણ સંધાશે. તમે જ આ બધા સંબંધોમાં સાંકળરૂપ બનશો અને સૌને આપણું કુટુંબજીવન આ પદ્ધતિથી વધુ સમૃદ્ધ અને વિશાળ બનતું લાગશે.

લિ૦........ના પ્રણામ

વહાલા ભાણેજ.

હું તારો મામો ન હોવા છતાં જો તેં મને મામો ગણીને પત્ર લખ્યો છે તો હું પણ તને ભાણેજ માની લઈ એનો જવાબ આપી દઉં. મેં તારો કાગળ જે સ્નેહથી વાંચ્યો છે તે જ સ્નેહથી મારો આ કાગળ તું વાંચીશ એવી આશા રાખું છું.

તારી લખેલી એકએક વાત સો ટચનું સોનું છે. આજના જમાનાને લક્ષમાં રાખતાં તેં જે કાંઇ લખ્યું છે તે મને બરાબર લાગે છે. મારે એમાં ઉમેરવાનું એટલું જ છે કે મામાભાણેજના સંબંધમાં આ નવીનતા આણવાનું બળ મારા કરતાં તારામાં વિશેષ છે. અમે તો ગમે તેમ તો યે જૂના જમાનાના બાળકો છીએ. નવી હવા અમને પર્શે છે ખરી પરંતુ અમે એથી ડરીએ છીએ. શું સારું અને શું ખોટું તે અમે સમજીએ તો છીએ પણ સારું આચરવાનું અમારામાં બળ નથી અને ખોટું છોડી દેવાની હિંમત નથી. આ બંને વસ્તુ તમારી પાસે છે એટલે બધી બાબતમાં પહેલ તારે જ કરવી જોઈએ.

તને થશે કે જે કરવાનું મારે છે તેની પહેલ તારે શી રીતે કરવી? આનો વ્યવહારુ જવાબ તારે જોઈતો હોય તો હું આપવા માટે તૈયાર છું. જેમ સિદ્ધાંતની વાત તને વધુ રુચે છે તેમ વ્યવહારની વાત અમારા જેવાને વધારે સમજાય છે.

તું લખે છે કે રિવાજને ખાતર જે કરવું પડતું હોય તે ન કરો. વાત તો સાવ સાચી છે પણ તું ભૂલી જાય છે કે અમારી દુનિયામાં વ્યવહાર વિના સુખે જીવી શકાય નહિ. આટઆટલું આચર્યા પછી પણ અમારે ટીકાને પાત્ર થવું પડે છે. તું લખે છે તેવું કરીએ તો કોઈ સાથે અમારો સંબંધ જ ન રહે અમારા પરણુ–મરણમાં કોઈ આવે નહિ અને અમને ય કોઇ પોતાના ઘરના પ્રસંગમાં બોલાવે નહિ. અમે આખી જ્ઞાતિમાં એકલા પડી જઇએ એટલે લાચાર થઇને એ સૌના પગમાં પડવા જવું પડે.

આમાંથી ઉગરવાનો રસ્તો જ નથી એમ ન માનતો. પણ એ તો તું લઈ શકે એવો રસ્તો છે. અમે મામા તરીકે જે કંઇ કરવા

तैयार थईए ते योग्य न लागतुं होय तो तमारे ज न स्वीकारवुं जोईए. तमे आम करो तो ते गेरव्याजबी पण न गणाय. अमने रक्षण मळे के 'अमे शुं करीए, ए सुधारक छे.' एटले तमे, आजना युगना भाणेजो असारो घसारो बचाववा ज मागता हो तो आ सीधो रस्तो तमारे पकडवो जोईए. आवु थोडा कुटुंबोमां थाय तो रिवाजनुं जोर ओछुं थई जाय अने धीमे धीमे सौ कोई एमांथी नीकळी जाय. बोल, आ रस्तो तुं लई शकशे?

लागणीथी जे आपीए छीए तेमां मर्यादा मूकवा बाबत तुं जे लखे छे ते तो ठीक नथी लागतुं. ए तो तमारा बापुने के बाने तमे घसावानी ना पाडो तेना जेवुं छे. आ बाबतमां तमारे कंई बोलवुं ज न जोईए. एटलुं खरुं के आजे तमारो कंई उपयोग ज अमे लई शकता नथी ते बराबर न गणाय, परंतु ए माटे पण तमारे ज-भाणेजोए ज प्रयास करवानी जरूर छे. मामाना पुत्र—पुत्रीओने माटे ए कंई करे तो अयोग्य न गणाय. एमने करेली मदद अमने ज कर्या बराबर छे ने? एकला पैसाथी आ दुनियामां जीवातुं नथी अने पैसा मेळववामां पण अक्कल, होशियारी अने किस्मतनी साथे लागवग अने साथ-सहकारनी जरूर पडे छे. आवो साथ तमे जरूर आपी शको.

तमे जे अपवादरूप मामाओ गणाव्या तेमां पहेलानी अमने पण शरम छे अने बीजा, दुःखियारी बहेनना भीरु थनारने अमे पण वंदन करीए छीए. साचुं पूछ तो अमारी लागणी हमेशां ए बीजा प्रकारना मामा जेवी ज होय छे. अमारी अशक्ति के बीकने कारणे अमे प्रसंग आव्ये एम न वर्ती शकता होईए ते जुदी वात छे.

हवे एक ज वस्तुनो जवाब आपवानुं बाकी रहे छे. अमे

તમારા ઘરમાં અને તમારા જીવનમાં કેમ રસ લેતા નથી, આ તારો પ્રશ્ન છે. મારો જવાબ અમુક અંશે તો તેં પોતે જ આપી દીધો છે. આપણા કુટુંબોની રચના જ એવી છે કે અમે વધુ પડતો રસ લેવા માંડીએ તો અવ્યવસ્થા અને અસંતોષ જ પેદા થાય. આમ છતાં આજે અમે અજાણ્યાની પેઠે દૂર જ ઊભા રહીએ છીએ તે તો યોગ્ય ન જ ગણાય, પરંતુ તે માટે પણ મારે તો તારા ઉપર જ ભાર નાખવાનો છે. તું ધારે તો આપણી વચ્ચે જે અંતર છે તે પૂરી શકે. તું મામાના ઘરમાં રસ લેવા માંડ અને એમને તારી પ્રવૃત્તિમાં સાથે રાખે તો આપોઆપ એ રસ પેદા થશે. તારા પિતાશ્રીને પણ તારે આ વાત સમજાવવી જોઈએ અને પરસ્પર લાગણી વધારવાના પ્રયાસો કરવા જોઈએ.

તને થશે કે મામાએ તો બધું મારે માથે જ ઢોળી નાખ્યું, પણ તું જરા ઊંડે ઊતરશે તો જોઈ શકશે કે નવા યુગના સુધારાનો ભાર ઊંચકવા જેટલી અમારી પીઠ મજબૂત નથી. અમારા પગ રૂઢિના બંધનથી બંધાયેલા છે અને એટલે અમારી કેડ વાંકી વળી ગઈ છે. અમને સુધારાને માર્ગે ચલાવવા હોય તો અમારા સંબંધમાં જે જે જુવાનો આવતા હોય તે સૌએ અમારી અવગણના કરવાને બદલે, અમારી મુશ્કેલીઓ સમજી અમને સાથ આપવાનો પ્રયાસ કરવો જોઈએ.

આ મામાના ભાણેજો એટલું કરશે ?

લિ. મામાના આશીર્વાદ.

]

## સાસુસસરા

પિતાતુલ્ય વડીલશ્રી,

**પહેલેથી** જ કબૂલ કરી લઉં છું કે આ કાગળ લખતાં મને સંકોચ થાય છે. તમારી સાથે હું એટલા પરિચયમાં નથી કે મારા મનની વાત સામે બેસીને કહી શકું. જો એ વાત ન કહેવાથી કશું નુકસાન થવાનો સંભવ ન હોત તો હું મૌન રાખવાનું પસંદ કરત, પરંતુ મને મારા પોતાના જીવનથી અને મારા જેવા જમાઈઓના જીવનથી જે જાણવા મળ્યું છે તે આ પત્ર લખવા માટે પ્રેરે છે. તમને આ પત્ર લખતી વેળા કોઈ ચોક્કસ જમાઈના સસરા તરીકે હું કલ્પતો નથી પરંતુ આપણા સમાજના સર્વ સસરાઓના પ્રતિનિધિરૂપ ધારી લઉં છું. આમ છતાં મારે જમાઈ વતી બોલવાનું છે એટલે થોડો સંકોચ રહે તે સાવ સ્વાભાવિક છે. મારા આ પત્રમાં હું જે લખું છું તે 'થોડું લખ્યું ઝાઝું કરી વાંચજો'ના જેવું છે. મને આશા છે કે મારો આ કાગળ મારા માતાતુલ્ય સાસુજી પણ વાંચશે કારણ કે મારી નજર સમક્ષ તમને બંનેને રાખીને આ પત્ર લખવા હું તત્પર થયો છું.

મારે એટલું બધું લખવું છે કે પહેલું શું લખવું ને પછી શું લખવું તે નક્કી થઈ શકતું નથી. પત્રમાં અવ્યવસ્થા લાગે તો માફ કરજો કારણ કે મારે તો જેવા છે તેવા મારા વિચારો નિખાલસપણે તમારી પાસે રજૂ કરી દેવા છે. એમાં હું કંઇ ભૂલ કરતો હોઉં તો તમે એક વડીલ તરીકે દરગુજર કરશો એવી મારી આશા છે.

સૌથી પહેલું મારે એ કહેવાનું છે કે મને મારા કુટુંબથી તમે જુદો ન ગણો. તમારી પુત્રી તમે મને સોંપી છે છતાં તમારે યાદ

રાખવું જોઈએ કે હું મારા કુટુંબને સોંપાયેલો છું એટલે તમે તમારી પુત્રી મારા આખા કુટુંબને સોંપી છે એમ કહું તો ખોટું નથી. અમારાં લગ્ન પહેલાં તમારી પુત્રીને તમે કેવા વિચારો આપ્યા હશે, એનામાં કેવા સંસ્કારોનું સિંચન કર્યું હશે, મારા ને મારા કુટુંબ પ્રત્યે કેવી ભાવના તમે એના હૃદયમાં કેળવી હશે તે બધું હું જાણતો નથી. તમારી પુત્રીના આજના વર્તન ઉપરથી પણ હું તે નક્કી કરવા માગતો નથી. પરંતુ તમને એટલું તો જણાવું છું કે હવે પછી એના ઉપર જે કાંઈ અસરો પડવાની હોય તે મારા અને મારા કુટુંબના હિતને લક્ષમાં ગણીને પાડવામાં આવે. તમે એનામાં સારા સંસ્કારો સીંચશો તો તેનો લાભ એને પોતાને પણ મળશે.

ઘણી વાર મને એમ લાગે છે કે અમારા ગૃહજીવનને સુખી કરવાનું તમારા હાથમાં પણ છે. તમે તમારા કુટુંબ જેવો જ પ્રેમ અમારા કુટુંબ પ્રત્યે કેળવો તો અમારા ગૃહજીવનમાં અનેરી મીઠાશ આવે એવું મારું માનવું છે. આજે ઘણાખરા કુટુંબોમાં હું દુઃખ સાથે એ કરતાં ઊલટી સ્થિતિમાં જ દર્શન કરું છું. કન્યાના માતાપિતા એના શ્વસુર પક્ષના કેમ જાણે વિરોધી હોય એમ જ વર્તે છે. પુત્રી જ્યારે પોતાને ત્યાં આવે છે ત્યારે એને ઉશ્કેરવાનો જ તેઓ આડકતરો પ્રયત્ન કરે છે. પોતાની પુત્રીને એનાં સાસુ નણંદ, દિયર, જેઠ, સસરા તરફ ભક્તિભાવ ઉપજે તેવું કશું કહેવાને બદલે તેમના પ્રત્યે તિરસ્કાર અથવા અવજ્ઞા થાય તે પ્રકારનું જ બોલવામાં આવે છે.

આમ શા માટે થાય છે તેનાં કારણોમાં હું ઊંડો ઊતર્યો છું. જૂના અને નવા વિચારના કુટુંબોનાં કારણો જુદાં જુદાં છે. એ બંને અહીં રજૂ કરીશ તો તમને સમજવાનું સહેલું થશે અને તમે જેમે તે વર્ગમાં હશો છતાં આ પત્ર તમને ઉપયોગી નીવડશે.

આ કારણો શોધવા જતાં પુત્રી માટે જીવનસાથીની પસંદગી કેમ થાય છે તે આપણે જોવું પડશે. જ્યાં વિચારો જૂના છે ત્યાં જમાઈ

તરફ ઓછું લક્ષ રહે છે. 'મુરતીઓ' જોવાય છે ખરો, પરંતુ તે કરતાં વિશેષ તેનું ઘર, માતાપિતા અને સગાંઓનું નિરીક્ષણ થાય છે અહીં મુરતીઓ તો માત્ર સાધન જ હોય છે. બીજી બાજુ, નવા વિચારો ધરાવનારાઓ માતાપિતા અને ઘરકુટુંબ તરફ દુર્લક્ષ કરી 'જમાઈ'માં જ સર્વસ્વ જુએ છે.

મારી દૃષ્ટિએ એ બંને પદ્ધતિઓ ભૂલ ભરેલી છે. આમાંથી જ ઉપર કહેલી અવગણનાની ભાવના જન્મે છે, અને આમાંથી જ બીજા અનિષ્ટો પણ ધીમે ધીમે અવતાર લે છે.

જ્યાં ઘરને લક્ષમાં રાખવામાં આવ્યું હોય છે ત્યાં જમાઈની અવગણના થાય છે. બાહ્યરૂપે એને માન મળે છે ખરું, એનો વિનય પણ કરવામાં આવે છે પરંતુ અંતરમાં એનું પ્રતિષ્ઠાભર્યું સ્થાન રહેતું નથી. એ સ્થાન તો એના માતાપિતાનું જ હોય છે. આ માતાપિતા પ્રત્યે પણ રૂબરૂમાં વિનય-વિવેક અને ગેરહાજરીમ મજાકો દેખાય છે.

જ્યાં 'જમાઈ'ને મહત્ત્વ હોય છે ત્યાં તો ઘર, જમાઈના માતાપિતા કે અન્ય સગાંઓનું કશું સ્થાન જ હોતું નથી. એમની મશ્કરી કેવળ દીકરી પાસે, નહિ, જમાઈ પાસે પણ ઘણી વાર થઈ જાય છે.

આના પ્રત્યાઘાતો બહુ ખરાબ થાય છે. તમારી પુત્રીના અંતરમાં ભક્તિભાવ પેદા થવાને બદલે અણગમાનો અથવા તો તોછડાઈનો ભાવ પ્રગટે છે. આ સ્થિતિમાં લોકલાજને વશ થઈ અથવા તો મને ખુશ કરવા જો મારા વડીલોનું બહુમાન કરે તો યે તેમાં સંતોષ કે આનંદ પ્રગટતો નથી. સાચી લાગણી ન હોવાના કારણે ખરે પ્રસંગે એ હારી જાય છે. પોતાના કર્તવ્યમાંથી ખસી જાય છે અને સામા પક્ષના દોષો જોવાની એની વૃત્તિ કેળવાય છે.

આ વસ્તુ સાવ નજીવી લાગે છે, પરંતુ તેની અસર નજીવી નથી. તમારે ઘેર જ્યારે એ આવે ત્યારે અમારા ઘર માટે તમે શું કહો છો તે જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસા એનામાં હોય છે. આરંભના દિવસોમાં તો સસરાનું ઘર એનું પોતાનું થયું હોતું નથી અને તમારું ઘર એ ભૂલી હોતી નથી એટલે આવી ચર્ચાની એના ઉપર ઊંડી અસર થાય છે. આને પરિણામે તમને કશો લાભ થતો નથી અને અમારા ઘરની શાન્તિ જોખમમાં મુકાય છે.

હું જાણું છું કે આવુ તમે ઇરાદાપૂર્વક કરતાં નથી. તમારી પોતાની પુત્રીને દુઃખમાં મૂકવાનો વિચાર તમે કરો જ નહિ, પરંતુ સહજ બેદરકારી અને જૂની પદ્ધતિનું જ આ પરિણામ છે. તમે તમારા ઘરમાં આ વિષે જાગૃતિ રખાવી શકો તો આ દોષ સહેલાઈથી નિવારી શકાય એવો છે.

આટલુ તો મારા કુટુંબ વિષે. હવે મારા પોતાના વિષે થોડું લખવા ધારું છું. આપણા સમાજમાં ચાલી આવતા રિવાજ પ્રમાણે હું માન અને આદર આપવા લાયક વ્યક્તિ છું, પરંતુ હું જોઉં છુ કે બધે સ્થળે મારા પ્રત્યે એક જ પ્રકારનું વર્તન ચલાવવામાં નથી આવતું. પુષ્કળ વિચાર અને અવલોકનને અંતે મને એમ લાગ્યુ છે કે સસરા-જમાઈના સંબંધો નીચેના ત્રણ પ્રકારોમાં વહેંચાઈ જાય છે.

પહેલો પ્રકાર · પુત્રી આપી દીધા પછી એના વિષે બેદરકાર રહેનારાઓનો છે. કેટલાક વારતહેવારે દીકરી-જમાઈને પોતાને ત્યાં બોલાવે છે અને વ્યવહાર પૂરતો સંબંધ રાખે છે અને જ્યારે કેટલાક તો દીકરી જતાં એક મોટો બોજો દૂર થયો હોય એમ તે પછી સંબંધ જ છોડી દે છે. વ્યવહારમાં રહેવા માટે જે થોડાક સંબંધ રાખવો પડે છે તેમાં સ્નેહભાવનો લગભગ અભાવ જ હોય છે.

હું ઇચ્છું છું કે આ સ્થિતિમાં ફેર પડે. જે દિવસથી હું તમારી પુત્રીનો સ્વીકાર કરુ છુ તે દિવસથી હું તમારો પુત્ર બનું છું. તમારું મારી સાથેનું વર્તન એ પ્રકારનું જ હોવું જોઈએ. તમે મારા-અમારા જીવન પ્રત્યે બેદરકારી કેળવો તે હું ઇષ્ટ ગણુતો નથી. તમારે અમારા જીવનમાં રસ લેવો જ જોઈએ અને તમારા કુટુંબમાં અમે કંઈ પણ ઉપયોગી થઈ શકતા હોઈએ તો અમારી સેવા લેવાનો તમારો પણ અધિકાર હોવો ઘટે. આ પ્રકારનો સંબંધ રહે તો અમને હમેશાં એમ લાગે કે તમે અમારાં વડીલ છો, આ મનોવૃત્તિનો લાભ તમારી પુત્રીને પણ મળે જ.

તમારે લક્ષમાં રાખવુ જોઈએ કે જે પુત્રીને અઢાર કે વીસ વર્ષ સુધી તમે ઉછેરી છે તે લગ્ન થતાં જ તમને ભૂલી જઈ શકે નહિ. એન અંતરની શાન્તિ માટે એ હમેશાં તમારા ઘરને ઝંખતી હોય છે. સસરાને ત્યાં એના માથે જવાબદારીનો બોજ હોય છે. આ બોજ ઉતારીને લહેર કરવાની, નિશ્ચિંત બનવાની પણ તેને ઇચ્છા થાય છે. તમારો લાભ લેવાની વૃત્તિથી નહિ, પણ આશ્વાસન અને નવું બળ મેળવવાની ઇચ્છાથી એ તમારે ત્યાં આવવા ચાહે છે.

તમે કહેશો કે એ સવાલ તો અમારો અને અમારી પુત્રીનો છે, એ માટે તમે શા માટે આટલું બધું લખો છો? જવાબમાં મારે જણાવવાનું કે આ ભેદ તમે ભૂંસી નાખો, તમારી પુત્રી અને હું લગ્ન પછી એક જ શ્વાસે જીવનારા બે શરીરો છીએ એવું માનો. અને બીજું એ પણ ધ્યાનમાં રાખો કે તમારી પુત્રીને મન એનું જીવન-સર્વસ્વ હું છું અને મારામાં માનવતા હોય તો મારું જીવન-સર્વસ્વ એ છે. અમે બંને એમ ઇચ્છીએ કે અમારા ઉપર જે સ્નેહ વરસાવવા ઇચ્છો તે બંને ઉપર એક સરખો અને એક સાથે જ વરસાવો. એમાં અમને અપૂર્વ આનંદ મળે છે.

વેળા તમાર એ પણ જોવુ જોઇએ કે તમારી પુત્રી તમારે ત્યાં આવે, તમારી સાથે ઘનિષ્ઠ સબંધ રાખે વગેરે મને અનુકૂળ છે કે નહિ! તમે આ ન જુઓ તો અમારા જીવનમા તો કલેશનાં બીજ જ રોપાય. હુ જોઉં છુ કે ઘણાં પુત્રીઘેલા માતાપિતા આ વસ્તુ તરફ દુર્લક્ષ કરે છે. આમ કરવાને પરિણામે પુત્રીના દિલમાં અવગણના તો પેદા થાય જ છે, પણ જમાઇ અને સસરા વચ્ચે પણ મોટો ખાડો ખોદાય છે. એ બંને એકબીજાથી દૂર જતા જાય છે.

આ બધાંનું નિવારણ અમારાં બંને સાથે જીવતો સંબંધ રાખવામાં રહ્યુ છે. આ સંબધ કેવળ અમારા જ લાભ માટે હુ નથી માગતો. તમારો પણ એમાં જ લાભ રહેલો છે. જે સ્નેહ આપે છે તે અધિકાર પણ ભોગવી શકે. અમે તો સ્નેહ અને સેવા બનેને ઝંખીએ છીએ.

બીજો પ્રકાર આથી ઊલટી જ મનોવૃત્તિ દર્શાવતા સસરાઓનો હોય છે. તેઓ પોતાની પુત્રીને હમેશાં 'પોતાની'જ માને છે. એ 'પુત્રી હવે એના શ્વસુર પક્ષની છે, એના પતિની છે વગેરે ખ્યાલો એમનાં મગજમાં બેસતા જ નથી. તેઓ વધુ ને વધુ દિવસો પુત્રીને પોતાને ત્યાં રાખવાનું ચાહે છે. પુત્રીને તેઓ સ્નેહથી ભીંજવી નાખે છે અને જે કાંઇ આપી શકાય તે બધુ એને આપે છે.

આનું પરિણામ પણ વિપરીત જ આવે છે. પુત્રીનું મન એના પતિને ઘેર સ્થિર થતું નથી. પતિને ત્યાં એ પરાયા જેમ રહે છે એટલે જે સ્નેહબીજ લગ્નની પળથી જ રોપાવાં જોઈએ તે રોપાતાં નથી. પુત્રીના માતાપિતાએ આ વસ્તુ ધ્યાનમાં લઈ પોતાના સ્નેહની મર્યાદા બાધવી જોઇએ.

આ પ્રકારમાં એવાં સાસુ-સસરા પણ હોય છે કે જેઓ પુત્રીની પેઠે જમાઇને પણ પોતાને ત્યાં રાખવા ઇચ્છતાં હોય. તેઓ ઘણી વાર તો એમાં અભિમાન લેતાં હોય છે. તેઓ એમ માને છે કે અમે પુત્રી અને

જમાઈની સર્વ જવાબદારી ઉઠાવીએ તેમાં જ અમારી શોભા છે. ઓછાવત્તા પ્રમાણમાં 'ઘરજમાઈ' રાખવાની આ મનોવૃત્તિ છે. આ બાબતમાં મારું કહેવું એમ છે કે પોતાના પુત્ર માટે આવી સ્થિતિ તેઓ સહન કરશે ખરાં ?

જો તમારે ત્યાં સંતાનમાં એક પુત્રી જ હોય અને મારા પિતાને ત્યાં મારા ઉપરાંત બીજા ભાઈઓ પણ હોય તો તમારી આ મનોવૃત્તિ હું સમજી શકું છું. ખરું પૂછો તો મને એ યોગ્ય પણ લાગે છે. 'ઘરજમાઈ' જેવું કંઈક શરમભર્યું સ્થાન લેવાનું પણ આ સ્થિતિમાં મને અયોગ્ય ન લાગે. ઊલટું એમ લાગે કે તમને સ્નેહ ઠાલવવાનું અને અમને સેવા-ભક્તિ ઠાલવવાનું સાધન પ્રાપ્ત થાય. કુટુંબભાવના એથી વધુ ઉજ્જવળ બને.

પરંતુ સામાન્ય પરિસ્થિતિમાં આ વસ્તુ ઈષ્ટ નથી. એમાં બીજાના પુત્ર અને પુત્રવધૂ ઝૂંટવી લેવાનું પાપ રહ્યું છે. કોઈ જમાઇ આ સ્થિતિ પસંદ કરે જ નહિ. પરંતુ જો એ બેજવાબદાર, સ્વમાનહીન અને પ્રમાદી હોય તો એ તરફ લલચાય પણ ખરો. આ વખતે તમારે જ એના પુત્ર-ધર્મનું એને ભાન કરાવવું જોઈએ.

મને એમ લાગ્યું છે કે સસરા-જમાઇના સંબંધની આ મર્યાદા છે અને તેનું બરાબર પાલન થવું જોઈએ.

'ઘરજમાઈ' જેમ ન રાખી શકાય તેમ એને જ્યારે ને ત્યારે આપ્યા કરવાની રીત પણ યોગ્ય નથી. કબૂલ કરી લઉં છું કે એ આપવાની વૃત્તિ તમારા પુત્રી-પ્રેમનું પરિણામ હશે. તો પણ એ વસ્તુથી અમને લાભ થવાને બદલે ગેરલાભ જ થાય છે. એટલા પ્રમાણમાં અમારો પુરુષાર્થ હણાય છે. તમારી પાસે સાધન, સગવડ અને જ્ઞાન હોય તો અમે એટલું જ માગીએ છીએ કે અમારા પુરુષાર્થને માર્ગ આપવામાં તમે સહાયરૂપ બનો, એથી વિશેષ અમે કશું ઇચ્છતા જ નથી.

એક વસ્તુ મારે આ સ્થળે જ તમને કહી દેવી જોઈએ કે તમારી આપવાની વૃતિ પાછળ હમેશાં સ્નેહભાવ જ હોય છે એવી પણ અમને ખાતરી નથી થઈ. કેટલીક વાર સમાજમાં તમારા અભિમાનનું પ્રદર્શન ભરવા માટે પણ તમે અમને નવાજો છો આ મનોવૃત્તિ ઇષ્ટ નથી. અમને એ તરફ તિરસ્કાર સિવાય બીજી કોઈ પ્રકારની લાગણી નથી.

સમાજમાં આવા ઘણા દાખલાઓ જોયા પછી જ હું આ શબ્દો લખી રહ્યો છું. પુત્રીને કે જમાઈને કંઈ આપવું હોય તો ઊંડા અંતરથી આપવું જોઈએ અને તેની કશા યે પ્રકારની જાહેરાત ન હોવી જોઈએ. તમે દીકરી-જમાઈને એવું ભાન કરાવો કે 'તમે અમારી મદદથી જ સુખે જીવી શકો છો' તો ખાતરીથી માનજો કે તમારી મદદ લેવા કરતાં આત્મહત્યા કરવાનું, તેઓ જો સ્વમાનશીલ હશે તો વધુ પસંદ કરશે.

અને તેઓ એવી કફોડી સ્થિતિમાં મુકાયાં હશે કે તમારી મદદ વિના ચાલે જ નહિ. સાથે કોઈ પણ ભોગે એમાંથી છૂટવાનું મનોબળ એનામાં નહિ હોય તો તેઓ તમારી મદદ લેતાં લેતાં મનમાં તો તિરસ્કારનો ભાવ જ સેવશે અને એક દિવસે પોતાની સ્થિતિ ઠીક થતાં તમારું અપમાન કરતાં પણ નહિ અચકાય. તે દિવસે તમને લાગશે કે 'મારા ઉપકારોનો આવો દુષ્ટ બદલો આ લોકોએ આપ્યો!' તમે ભૂલી જ જશો કે તમે જે મદદ કરી હતી તે ઉપકાર માટે નહિ, પણ સમાજમાં તમારી વાહવાહ બોલાવવા માટે કરી હતી. આ મનોદશાનું ફળ અપમાનમાં ન આવે તો શામાં આવે?

એટલે જે આપો તે સ્નેહપૂર્વક આપો અને એની જાહેરાતની અપેક્ષા ન રાખો. એટલું જ નહિ, પણ પ્રયત્નપૂર્વક એ જાહેર ન થાય તેની કાળજી રાખો. આમ કરશો તો તમારા દીકરી-જમાઈ ઉપર તેની ઘેરી અસર થશે.

[૪]

## જમાઈને

ચિ.........ની દીર્ઘાયુ,

સુકન્યા અને તમે તમારે ઘેર પહોંચશો કે બીજે જ દિવસે તમને આ પત્ર મળશે. પહેલાં તો તમે બંને મારા હસ્તાક્ષરો જોઈને આશ્ચર્ય પામી જશો, પરંતુ જેમ જેમ વાંચવા માંડશો તેમ તેમ તમને વિદાય આપતી વખતે સુકન્યાની બાની આંખોમાંથી આંસુ કેમ સરી પડ્યાં અને મેં મહામહેનતે આંસુને ખાળવાનો પ્રયત્ન કર્યો છતાં મારી આંખો કેમ ભીની થઈ ગઈ તેનાં આંતરિક કારણો સમજાઈ જશે.

આ પત્રની લીટીએ લીટીએ તમે એક પ્રેમાળ માતાપિતાનું હૈયું વાંચી શકશો એવી મને આશા છે, આ હૈયું વાણીમાં વ્યક્ત ન થઈ શકે તે સમજવાનું પણ તમને અઘરું નહિ પડે. હૈયાની લા[illegible] વાણી કરતાં લેખન સહેલું પડે છે છતાં તેમાં યે એ પૂરેપૂ[illegible] તો પ્રગટ થઈ શકતી નથી, પરંતુ મને ખાતરી છે કે. જેવા તમે આ શબ્દો દ્વારા એ લાગણીની ઝાંખી તો [illegible]

આ પત્રમાં મારી લાગણી ઉપરાંત તમારા [illegible] વ્યવહારુ સૂચનો મૂક્યાં છે તે તમે લક્ષમાં લેવાનું ચૂ[illegible] સૂચનો આપનાર અહોરાત્ર તમારું કલ્યાણ ઇચ્છનાર તમે સ્વીકારશો તો એનું બળ વધી જશે. આ [illegible] આપણો સંબંધ કેમ ઊંચા દરજ્જાનો રહી શકે [illegible] પરંતુ તેમાં સમગ્ર જીવનને ઊંચે લાવનારું બળ [illegible] છું. જીવનનું દરેક વિશિષ્ટ કર્તવ્ય સમગ્ર જીવનને [illegible] છે એમ ખાતરીથી માનજો.

જેને તમે જીવન સોંપ્યું છે અને જેણે તમને જીવન સોંપ્યું છે તે મારી પુત્રી છે એટલું હું કહું તો તમે બધું સમજી જશો. ખરા? એ પુત્રીની અમે સાથે જ આત્માનું અમૃત પાઈને ઉછેરી છે. અનેક માબાપોની પેઠે અમે કોઈ દિવસ એને 'પથરો' માની નથી. અમારે ઘેરથી એક દિવસ એ ચાલી જનારી છે એ જ્ઞાનથી અમને એના પ્રત્યે બેદરકારી થવાને બદલે વધુ મમત્વ જ પેદા થયું છે. હમેશાં એમ લાગ્યું છે કે દીકરા તો અહીં જ રહેવાના છે અને આ ઘરની તમામ સમૃદ્ધિ કે સુખદુઃખમાં ભાગીદાર બનવાના છે, પરંતુ જે એક દિવસ અમને સૌને જીવનભરને માટે છાંડી કોઈ અજાણ્યા સ્થળે ચાલી જવાની છે તેને તો લાડ લડાવીએ! આ મનોવૃત્તિ સાથે સુકન્યાને અઢાર વર્ષ સુધી અમે ઉછેરીને છેવટ તમને સુપ્રત કરી છે.

તમારાં બંનેનાં લગ્ન એકબીજાંની ઇચ્છા અને સંમતિથી થયાં છે અને બંને પક્ષના વડીલોએ પણ એમાં આશીર્વાદ ઉચ્ચાર્યા છે, તે આ યુગમાં પરમ ભાગ્યની નિશાની ગણાય. આવાં લગ્નમાંથી જન્મેલો પ્રેમ જીવનભર તમને સુખ, શાન્તિ અને શક્તિ આપી રહેશે એવી આશા હું વ્યક્ત કરું તો તે યોગ્ય જ ગણાશે. એ પરમ મંગલ સ્થિતિને અંગે જ મારે તમને બે શબ્દો કહેવા છે.

સુકન્યા અમને કેવી વહાલી છે તે મેં તમને કહ્યું. તેના સંસ્કારો કેવા છે તે તો હું નહિ કહું, કારણ કે અમારી પોતાની પ્રશંસા કરવા જેવું એ છે. આ કન્યાને અમે જે પ્રેમથી ઉછેરી છે તે જ પ્રેમથી તમને સોંપી છે. અમારી આંખના આંસુની પાછળ એ દુ:ખી થશે એવી કોઈ ભાવના હતી નહિ, હોઈ શકે નહિ, એવી ભાવના સાથે પોતાની પુત્રીનું નસીબ બીજાંની સાથે જોડનાર અમે નથી. એના ભાવિ સુખ વિષે માનવીથી શક્ય એટલી ખાતરી ન મળે તો અમે એને જીવનભર કુમારિકા રાખવાનું પસંદ કરીએ. જાણીએ છીએ કે માનવીની શક્તિ મર્યાદિત છે અને ભવિષ્ય વિષે કોઈ જ કશું જાણતું નથી, છતાં પરમાત્માએ

[૪]

## જમાઈને

ચિ........ની દીર્ઘાયુ,

સુકન્યા અને તમે તમારે ઘેર પહોંચશો કે બીજે જ દિવસે તમને આ પત્ર મળશે. પહેલાં તો તમે બંને મારા હસ્તાક્ષરો જોઈને આશ્ચર્ય પામી જશો, પરંતુ જેમ જેમ વાંચવા માંડશો તેમ તેમ તમને વિદાય આપતી વખતે સુકન્યાની બાની આંખોમાંથી આંસુ કેમ સરી પડ્યાં અને મેં મહામહેનતે આંસુને ખાળવાનો પ્રયત્ન કર્યો છતાં મારી આંખો કેમ ભીની થઇ ગઈ તેનાં આંતરિક કારણો સમજાઈ જશે.

આ પત્રની લીટીએ લીટીએ તમે એક પ્રેમાળ માતાપિતાનું હૈયું વાંચી શકશો એવી મને આશા છે, આ હૈયું વાણીમાં વ્યક્ત ન થઈ શકે તે સમજવાનું પણ તમને અઘરું નહિ પડે. હૈયાની લાગણીને વાણી કરતાં લેખન સહેલું પડે છે છતાં તેમાં યે એ પૂરેપૂરા રૂપમાં તો પ્રગટ થઇ શકતી નથી, પરંતુ મને ખાતરી છે કે મારા પુત્ર જેવા તમે આ શબ્દો દ્વારા એ લાગણીની ઝાંખી તો કરી શકશો.

આ પત્રમાં મારી લાગણી ઉપરાંત તમારા માટે મેં થોડાક વ્યવહારુ સૂચનો મૂક્યાં છે તે તમે લક્ષમાં લેવાનું ચૂકતા નહિ. આ સૂચનો આપનાર અહોરાત્ર તમારું કલ્યાણ ઇચ્છનાર વ્યક્તિ છે એટલું તમે સ્વીકારશો તો એનું બળ વધી જશે. આ સૂચનામાં મુખ્યત્વે તો આપણો સંબંધ કેમ ઊંચા દરજ્જાનો રહી શકે તે જ મેં લખ્યું છે પરંતુ તેમાં સમગ્ર જીવનને ઊંચે લાવનારું બળ પણ છે એમ હું માનું છું. જીવનનું દરેક વિશિષ્ટ કર્તવ્ય સમગ્ર જીવનને બળ આપનારું હોય છે એમ ખાતરીથી માનજો.

જેને તમે જીવન સોંપ્યું છે અને જેણે તમને જીવન સોંપ્યું છે તે મારી પુત્રી છે એટલું હું કહું તો તમે બધું સમજી જશો. ખરા ? એ પુત્રીની અમે સાચે જ આત્માનું અમૃત પાઈને ઉછેરી છે. અનેક માબાપોની પેઠે અમે કોઈ દિવસ એને 'પથરો' માની નથી. અમારે ઘેરથી એક દિવસ એ ચાલી જનારી છે એ જ્ઞાનથી અમને એના પ્રત્યે બેદરકારી થવાને બદલે વધુ મમત્વ જ પેદા થયું છે. હમેશાં એમ લાગ્યું છે કે દીકરા તો અહીં જ રહેવાના છે અને આ ઘરની તમામ સમૃદ્ધિ કે સુખદુઃખમાં ભાગીદાર બનવાના છે, પરંતુ જે એક દિવસ અમને સૌને જીવનભરને માટે છાંડી કોઈ અજાણ્યા સ્થળે ચાલી જવાની છે તેને તો લાડ લડાવીએ ! આ મનોવૃત્તિ સાથે સુકન્યાને અઢાર વર્ષ સુધી અમે ઉછેરીને છેવટ તમને સુપ્રત કરી છે.

તમારાં બંનેનાં લગ્ન એકબીજાંની ઇચ્છા અને સંમતિથી થયાં છે અને બંને પક્ષના વડીલોએ પણ એમાં આશીર્વાદ ઉચ્ચાર્યા છે, તે આ યુગમાં પરમ ભાગ્યની નિશાની ગણાય. આવાં લગ્નમાંથી જન્મેલો પ્રેમ જીવનભર તમને સુખ, શાન્તિ અને શક્તિ આપી રહેશે એવી આશા હું વ્યક્ત કરું તો તે યોગ્ય જ ગણાશે. એ પરમ મંગલ સ્થિતિને અંગે જ મારે તમને બે શબ્દો કહેવા છે.

સુકન્યા અમને કેવી વહાલી છે તે મેં તમને કહ્યું. તેના સંસ્કારો કેવા છે તે તો હું નહિ કહું, કારણ કે અમારી પોતાની પ્રશંસા કરવા જેવું એ છે. આ કન્યાને અમે જે પ્રેમથી ઉછેરી છે તે જ પ્રેમથી તમને સોંપી છે. અમારી આંખના આંસુની પાછળ એ દુખી થશે એવી કોઈ ભાવના હતી નહિ, હોઈ શકે નહિ, એવી ભાવના સાથે પોતાની પુત્રીનું નસીબ બીજાંની સાથે જોડનાર અમે નથી. એના ભાવિ સુખ વિષે માનવીથી શક્ય એટલી ખાતરી ન મળે તો અમે એને જીવનભર કુમારિકા રાખવાનું પસંદ કરીએ. જાણીએ છીએ કે માનવીની શક્તિ મર્યાદિત છે અને ભવિષ્ય વિષે કોઇ જ કશું જાણતું નથી, છતાં પરમાત્માએ

જે બુદ્ધિ સૌને આપેલી છે તેનો ઉપયોગ તો એણે કરવો જ જોઈએ એમ માનીને અમે વર્તીએ છીએ.

એટલે અમારી સુકન્યા પ્રેમ અને વિશ્વાસથી તમને સોંપી છે. આમ છતા માતાપિતાનુ દિલ તમને એટલું તો કહી દેવા તલપે છે કે તમે એને પ્રેમ અને વિશ્વાસથી સંભાળજો. એ કન્યા છે તે કદી ભૂલતા નહિ એનું દિલ બહુ કોમળ છે. આ મારા ઘરમાં એણે પ્રેમ સિવાય બીજી કોઈ લાગણીનાં દર્શન કર્યાં નથી એટલે જીવનના ઘર્ષણોમાં એ ડગી જાય અને થાકી જાય એવી છે તે હમેશાં લક્ષમાં રાખજો. એમ તો અમે કહેતાં નથી કે જે રીતે અમે એને જાળવી છે તે રીતે તમે જાળવજો, કારણ કે તમારે ત્યાં એ પત્ની, ગૃહિણી, પુત્રવધૂ વગેરે બનીને આવે છે હવે એની પુખ્ત ઉમર થઈ છે, એટલે ઘરનો ભાર એણે ઉપાડવાનો છે. એની સેવાપરાયણ માતાએ આ શક્તિ એને આપી હશે એમ ધારુ છુ, છતા મારે તમને એટલી ભલામણ કરવાની છે કે એના ઉપર ધીમે ધીમે બોજો મૂકજો. અને ખાતરી છે કે તમે એમ જ કરશો અને મારી સુકન્યા પણ હોંસભેર તમારા ઘરનો બોજ ઊંચકાવશે છતાં એક પિતાનુ દિલ પુત્રી વિષે ભલામણ કર્યા વિના રહી શકતુ નથી માટે લખ્યે જાઉં છુ

તમે તો જાણો જ છો કે હું વિયાગેમાં મધ્યમમાર્ગી છું. ઉદ્દામ વિચારો હું ધરાવતો નથી તેમ જૂની જડતામાં પણ હું પડયો રહ્યો નથી. મારી દૃષ્ટિએ તમારા લગ્નની ક્ષણે મેં પુત્રી ગુમાવી દીધી છે એમ હુ માનતો નથી. એ જ રીતે મેં તમને મેળવી લીધા છે એવી યે મારી માન્યતા નથી. હું તો એમ સમજ્યો છુ કે મેં જેટલું ખોયુ—સુકન્યાને તમારે ત્યાં મોકલીને—તેટલું મને મળી ગયું છે—તમારો સંબંધ મેળવીને. બોલો, મારી માન્યતા તમને સાચી લાગે છે ? એવી લાગણીને તમે ઝીલી શકશો ખરા ? તમારી બુદ્ધિ આ વસ્તુનો સ્વીકાર કરે છે ?

તો તમે લગ્નની ક્ષણથી જ મારા વિશિષ્ટ પ્રકારના પુત્ર બન્યા છો. વિશિષ્ટ શબ્દ હું ઇરાદાપૂર્વક વાપરું છું કારણ કે તમને હું પુત્ર કહું અને તમે મને પિતા કહો છતાં તમારા જે જન્મદાતા માતાપિતા છે અને અમારાં લોહી–માંસમાંથી જન્મેલા પુત્રો છે તેમાં તો અમુક ભેદ રહેશે જ. તમે પુત્ર બનશો અંતરથી, તમારી પહેલી ફરજ તમારા પિતા તરફ હશે તે બજાવીને તમે મને યાદ કરશો. એવું જ હું કરીશ. એટલે આપણી વચ્ચે ફરજ કરતાં યે, સામાજિક રિવાજ કરતાં યે અંતરનો સંબંધ વિશેષ રહેવો જોઈએ. સામાજિક જીવનમાં આપણાં ઘર સદા યે નિરાળાં હશે. વ્યક્તિત્વનો વિકાસ પણ જુદા માર્ગે થતો હશે પરંતુ અંતરમાં પ્રેમ અને આદરની જે લાગણી પડી હશે તે આપણને એક પ્રકારની હિંમત હમેશા આપ્યા કરશે.

માટે હું કહું છું કે તમે મારા વિશિષ્ટ પ્રકારના પુત્ર છો. તમારા પ્રત્યેની મારી લાગણી કોઇ વાર સ્પષ્ટ રીતે અને કોઈ વાર મારી પુત્રી દ્વારા વ્યક્ત થતી રહેશે. [તમારી પાસેથી પણ એવી જ લાગણીની હું અપેક્ષા રાખું તો તમે મને સ્વાર્થી તો નહિ કહો ને! પ્રેમની ઝંખના સ્વાર્થ ગણાય ખરી?]

આ તો મેં કહી મારી માનસિક અવસ્થાની વાત. મને ખાતરી છે કે તેનો તમે સ્વીકાર કરશો જ. કદાચ આ વાંચતા વાંચતા તમે પણ એવી જ કોમળ અને મધુર લાગણી અનુભવતા હશો.

હવે મારે થોડીક વ્યવહારૂ વાતો કરવી છે. પહેલેથી જ હું કહી દઉં કે તમારામાં કંઈ જોઈને આ સૂચનાઓ કે વાતો હું કરતો નથી. તમને મેં સંસ્કારી અને સુધરેલા સુવાન માન્યા છે. અહીં હું જે કહું છું તે તો તમને જ નહિ પણ પ્રત્યેક જમાઇને ઉદ્દેશીને કહું છું. ખરું જોતાં તો આપણા સંબંધમાં તમારી બાજુએ કયા કયા ભયસ્થાનો

છે તે જ હું જણાવવા ઇચ્છું છું. આ ભયો તમારો માર્ગ કોઈ દિવસે રુંધી શકશે એમ હું માનતો નથી, પરંતુ સાથે સાથે હું એમ તો માનું છું કે આ ભયોનો તમને ખ્યાલ હોય તો કશું ખોટું નથી. એટલા પ્રમાણમાં તમારો જીવનમાર્ગ સરળ બનશે.

કઈ રીતે આ ભયસ્થાનો તમારી સમક્ષ રજૂ કરવા તેનો વિચાર કરું છું તો એક એવી પદ્ધતિ સૂઝે છે કે ઘડીભર તમને અંગત રીતે વીસરી જઈ, જમાઈને જ ઉદ્દેશીને થોડું લખી નાખું. એમ ન કરું તો મારે ક્રમશઃ સૂચનાઓ મૂકવી પડે અને તે પણ બધી તમને જ ઉદ્દેશીને હોય એવું બને નહિ. એટલે જમાઈમાં જે દોષ મને દેખાય છે અથવા જેની સંભાવના છે તે કહી દેવાનુ વધુ યોગ્ય થશે.

સૌથી પહેલો દોષ તમે લગ્ન કરીને અમારી પુત્રી પ્રત્યેનો અમારો હક્ક ઝૂંટવી લો છો તે મને સૂઝે છે. અમારી પુત્રીએ શ્વસુરપક્ષના ધર્મો બજાવવામાં ઇન્કાર કરવો જોઈએ એમ કહેવાનો આશય નથી પરંતુ અમારા પ્રત્યે એની કશી ફરજ જ નથી, એ લાગણી પણ ન રાખી શકે એવી જે મનોવૃત્તિ દેખાય છે તે મને દોષરૂપ લાગે છે. તમારા ઘર પ્રત્યેની ફરજ અદા કર્યા પછી જો અમારા પ્રત્યેની ફરજો વિચારે તો તેમાં અજુગતું શું છે? આ ફરજ હંમેશની તો હોતી જ નથી અને સાચું પૂછો તો એમાં ફરજ કરતાં વિશેષ પુત્રીની લાગણી જ દેખાતી હોય છે. આવા પ્રસંગો ક્યારેક આવે છે. ખાસ કરીને અમારે ત્યાં કોઈની માંદગી હોય અથવા લગ્ન જેવો કોઈ પ્રસંગ હોય. મેં જોયું છે કે આવે વખતે તમારા તરફથી એક પ્રકારની છાની ઈર્ષા સેવવામાં આવે છે. તમે એને ઉત્તેજન આપવાને બદલે તમારા ઘરની મુશ્કેલીઓ બતાવવા માંડો છો અને સીધી કે આડકતરી રીતે અમારે ત્યાં આવતી રોકવાનો પ્રયત્ન કરો છો.

હું એવા દાખલા તો અત્યારે તમારી સમક્ષ મૂકતો જ નથી કે જ્યાં વ્યવસ્થિત રીતે કન્યાના માનસ ઉપર પણ એના માતાપિતા પ્રત્યે દ્વેષ પ્રગટે એવી અસરો મૂકવામાં આવતી હોય ! એ જ રીતે એવા દાખલા પણ મારે યાદ નથી કરવા કે જ્યાં કન્યાની તમામ લાગણી તરફ ક્રૂર બેદરકારી બતાવીને એના માતાપિતાના ઘર સામે નજર નાખવાનું પણ બંધ કરાવવામાં આવ્યું હોય! હું તો સામાન્ય સ્થિતિ કલ્પીને કહું છું ... રી પુત્રીની જે લાગણી અમારા પ્રત્યે વહે છે તેને તમે પોષજો અને ઉત્તેજન આપજો, એને રુંધશો નહિ.

કોઇ વાર એવું પણ બને છે કે અમે અમારી પુત્રી પ્રત્યે અમુક લાગણી બતાવતા હોઇએ અ ... કેમ તે કારણસર જમાઇ પ્રત્યે ઉદાસીન હોઇએ તો તમે અમારી ... રુદ્ધ થઇ જાઓ છો. તમને માન નથી મળતું તો તમે અમારી કન્યાને મળતો પ્રેમ પણ અટકાવવાનો પ્રયાસ કરો છો. હું કબૂલ કરી લઉં છું કે જ્યાં જમાઇ પ્રત્યે આવી ઉદાસીનતા સેવવામાં આવતી ... ય ત્યાં ભૂલ રહેલી છે પરંતુ એ ભૂલ સુધારવાનો માર્ગ કન્યાના માર્ગને રુંધવાનો નથી. જમાઈ પ્રત્યેની લાગણી જો કોઇ દિવસ પ્રગટવાની હોય તો તે કન્યા દ્વારા જ પ્રગટે છે કારણ કે એ સંબંધનું ઉદ્ભવસ્થાન જ એ છે

બીજી દૃષ્ટિએ પણ આ જ વસ્તુ હું કહેવા ઇચ્છું છું. અમારી પુત્રીની લાગણી તો ન જ રુંધવી જોઈએ, પણ અમારી લાગણીની યે તમારે કદર કરવી જોઇએ. કોઈ વાર પ્રસંગ વિના જ, અમે અમારી દીકરીને બોલાવવા, થોડા દિવસ અમારી સાથે રહેવા ઇચ્છા રાખીએ તો તમારે એ ઇચ્છાને માન આપવું જોઇએ. એ અમારું ફરજંદ છે તે તમારે ન ભૂલવું જોઈએ. માતાપિતા અને બીજાં ભાઇબહેનની આ લાગણી માટે તમને પ્રેમ ઉપજવો જોઈએ.

હવે બીજો દોષ એની બંને બાજુઓ સાથે બતાવું. કેટલાક જમાઈઓ અમારી પાસેથી કેમ વધુમા વધુ લાભ લેવો એ વૃત્તિ રાખે છે અને કેટલાક અભડાઈ જવાનો ભય હોય એટલા બધા દૂર નાસે છે. આ બંને સ્થિતિ સારી નથી. પહેલી સ્થિતિ વધુ ખરાબ છે અને એ પ્રકારના જમાઈઓની સંખ્યા પણ વિશેષ છે. મને આશ્ચર્ય થાય છે કે આ પ્રકાર જૂના જમાનામાં હતો તે કરતાં આ સુધારાના જમાનામાં અનેક ગણો વધી ગયો છે. કન્યાવિક્રયનું સ્થાન આજે વરવિક્રયે તો લઈ જ લીધું છે પરંતુ દોષ એટલેથી અટક્યો નથી. લગ્ન પછી પણ સસરાને કેમ નીચોવવો એ આજના શિક્ષિત, સંસ્કારી અને સુધારક કહેવાતા જમાઈઓનો મહાન વ્યવસાય થઈ પડયો છે. આમાં જુવાન માણસોનો પુરુષાર્થ હણાય છે, પ્રેમનો નાશ થાય છે, પતિ–પત્ની પ્રત્યે પણ સારા સંબંધ રહેતા નથી કારણ કે એની પત્નીએ જ પૈસા લઈ આવવામાં મનેકમને મદદ કરવી પડે છે. પરિણામે આખું ગૃહજીવન કલેશમય બની જાય છે.

આવા જમાઈઓને મારે એટલું જ કહેવાનું છે જો ત્રેવડ ન હોય તો એમણે પરણવું જ ન જોઈએ. કોઈ દુર્ભાગી ક્ષણે અમે તમને એવી લાલચો આપીએ તો યે તમારે એમાં ન ફસાવું જોઈએ કારણ કે અંતે તો એનું દુઃખ અમારા કરતાં યે તમારે જ વિશેષ ભોગવવું પડે છે. તમારું આખું જીવન નષ્ટ થાય છે.

સસરા પાસેથી કોઈ પણ સંયોગોમાં મદદ જ ન લઈ શકાય એમ કહેવાનો આશય નથી. જો કે મદદ ન જ લેવી પડે તે ઉત્તમ તો છે જ, પરંતુ મદદ લેવી હોય તો કોઈ ત્રાહિત માણસ પાસે જેમ પોતાની લાયકાત પુરવાર કરવી પડે છે, પોતાની જરૂરિયાત સાચી છે એમ ઠસાવવું પડે છે તેવું જ આ સંબંધમાં પણ બનવું જોઈએ. કેવળ એની પુત્રી તમારા ઘરમાં છે અને તમે એના ઉપર જુલમ ગુજારી શકો

છો એટલે જ મદદ માગો તો એ વૃત્તિ એક બાજુ કસાઈની છે અને બીજી બાજુ એ એક પ્રકારની હલકાઈ છે. આ સ્થિતિમાંથી સમજપૂર્વક જમાઈઓએ નીકળી જવું જોઈએ.

અભડાઈ જનારાઓનો વર્ગ ઘણો નાનો છે પણ છે તો ખરો જ. આ વર્ગનું માનસ હું સમજી શકું છું. ખોટું અભિમાન જ એને મીઠા અને પ્રેમમય સંબંધથી અળગો રાખે છે. આ અભિમાન તજવું જોઈએ. મદદ આપવી અને લેવી એ તો આ જગતનો સનાતન નિયમ છે. એકમેકને મદદ કરવાથી પ્રેમમાં વૃદ્ધિ થાય છે અને ગૃહજીવનમાં મધુરતા આવે છે.

આ બે મુખ્ય દોષો મેં વર્ણવ્યા તેમાં હું માનું છું કે બધા દોષો, જે તમે અને હું આંખ ઉઘાડી રાખીએ તો જોઈ શકીએ તે આવી જાય છે. એનો પડછાયો પણ તમારા જીવન ઉપર ન પડે એમ હું ઇચ્છું છું. ઉપર લખ્યું તેમ આપણે સાચા અર્થમાં વિશિષ્ટ પ્રકારના પિતા–પુત્ર બનીએ અને બંને કુટુંબોની અંદર પ્રેમની સુવાસ પ્રસરાવીએ.

ચિ. સુકન્યા આ પત્ર વાંચશે જ એમ હું ધારી લઉં છું. એને મારે એટલું જ કહેવાનું છે કે તારો ધર્મ તું પાળજે. બીજા પોતાનો ધર્મ પાળે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરજે, પરંતુ કોઈ દિવસ એ માટે દબાણ કરતી નહિ. ધર્મપાલન બળપૂર્વક કરાવી શકાતું નથી. અંતરના સહકાર વિના જે ફરજ બજાવીએ તેમાં સફળતા ન મળે. એ બધાં તો સુગંધી વિનાનાં કાગળનાં ફૂલ. આપણે એનાથી દૂર રહીએ.

.....ના

ીર્વાદ.

[૫]

# વેવાઇને

શ્રીમાન,

તમને પત્ર લખનાર હું કોણ છું તે પૂછશો જ નહિ. હું તમારો સગો નથી, તમારો વેવાઈ નથી, પણ તમારો એક હિતચિંતક તો છું જ. આ પત્રના વાંચન પછી તમને એમ લાગે કે તમારા હિતની બે વાતો આ પત્રમાં મેં કહી છે તો તેને ગ્રહણ કરી જીવનમાં ઉતારજો અને એમ લાગે કે નકામો બકવાદ જ કર્યો છે તો ફાડીને ફેંકી દેજો. હું ખાનરી આપું છું કે નકામો કાગળ ફાટી જશે તો મને મુદ્દલ અફસોસ નહિ થાય.

આ કાગળ હું તમને, એટલે કે વેવાઈને લખું છું. કઇ રીતે તમે વેવાઈ છો તે જોવાનું કામ મારું નથી. તમે કન્યાના પિતા છો કે વરના તે તમે જાણો, મારે મન તો તમે વેવાઇ છો. તમે તમારી પુત્રી કે પુત્રનું જીવન બીજા સજ્જનના પુત્ર કે પુત્રી સાથે જોડયું છે. આ જોડવામાં તમારો પોતાનો કેટલો હિસ્સો છે તે જોવાનું પણ મારું કામ નથી. હું તો તમે વેવાઈ બન્યા છો એટલું જાણીને આ પત્ર લખી રહ્યો છું.

તમારો સંબંધ બહુ મહત્ત્વનો હું માનું છું. જ્યાં સુધી તમે વેવાઈ બન્યા નથી ત્યાં સુધી તમારા બંને કુટુંબો સમાજના સામાન્ય અંગો જેવાં છે, પરંતુ જે દિવસથી તમે સંબંધ જોડો છો તે દિવસથી તમે વિશિષ્ટ સ્થાન ભોગવવા લાગો છો. એ પછી સમાજમાં તમારે સંયુક્ત રીતે જ ઊભા રહેવું પડે છે.

* આપણા સમાજમાં આજે જોઈએ તો વેવાઈઓ વચ્ચે ભાગ્યે જ મીઠા સંબંધો નજરે પડે છે. એ બંને કેમ જાણે ભિન્ન ભિન્ન મોરચા સાચવવા માટે જ ઊભા હોય—એવા લાગે છે. એમની વચ્ચે સગાં થયા પહેલાં જે સામાન્ય સદ્ભાવ હોય છે તે પણ સગપણ પછી ઘણી વાર નાશ પામતો દેખાય છે. બંને વચ્ચે એક વાર ઘનિષ્ટ સંબંધ સ્થપાયા વિના તો તેઓ સ્વેચ્છાએ વેવાઈ બનતા નથી પરંતુ સંબંધ નક્કી થયા પછી બંનેનું અભિમાન એકબીજા સાથે અથડાવા લાગે છે. કોણ મોટો ને કોણ નાનો તેની હરીફાઈ ચાલે છે. એમાં દીકરી અને દીકરાનો બાપ કોણ છે તે વસ્તુ તો અતિ મહત્ત્વની બની જાય છે! બંને પોતાનાં બાળકોને એકબીજાનાં હાથમાં સોંપી રહ્યા છે અને જગતમાં અપૂર્વ કહેવાય એવો સંબંધ જોડી રહ્યા છે તે વસ્તુ જ સાવ વિસારી દે છે.

* આ સ્થિતિનાં કારણો આપણે પહેલાં તપાસવાં જોઈએ. મુખ્ય કારણ તો ગુમાન, મિથ્યા અભિમાન, બીજું કારણ જૂના રીતરિવાજો, ત્રીજું કારણ વર અને કન્યાના બાપની સ્થિતિ વચ્ચેનો પ્રચલિત ભેદ અને ચોથું, જે ઓછું નજરમાં આવે છે છતાં મહત્વનું છે તે વિરોધીઓની ઉશ્કેરણી. આ વિરોધીઓ જ મોટે ભાગે બંને વચ્ચે સમાધાન થવા દેવામાં અંતરાય નાખે છે. વિરોધ ગમે તે કારણે હોય પરંતુ તે વ્યકત કરવા માટે અસંસ્કારી લોકો આવા જ માર્ગો શોધે છે.

ઘણી વાર આ વિરોધના મૂળમાં નિરાશા પણ પડેલી હોય છે. અમુક જગ્યાએ પોતાનાં સગાંની પુત્રી આપવી હોય કે છોકરો પરણાવવો હોય એ સ્થળે બીજા કોઈ ફાવી જાય તો તેનાથી સહન થતું નથી. આ નિરાશા વિરોધમાં પરિણમે છે. પોતાના બદલે જે બીજું ઘર પસંદ કરવામાં આવ્યું છે તેની છાની અથવા પ્રગટ નિંદા એ શરૂ કરે

છે. આ માણસ બહુ યુક્તિબાજ હોય તો બીજાઓને સાધીને વિરોધી વાતાવરણ પેદા કરે છે.

આ ચારે ય દોષો દૂર કરવા જોઈએ. તો જ વેવાઈઓ વચ્ચે સ્નેહસંબંધ સ્થપાઈ શકે વેવાઈઓ જ્યારે વેવાઈ બને ત્યારે એટલું સમજી લે કે બંને કુટુંબોના સુખદુઃખ અને શાન્તિનો ઘણો મોટો આધાર તેઓના સંપ ઉપર રહ્યો છે—તો આ દોષ નિવારવાનું અઘરું નથી. વેવાઈઓ વચ્ચેના કલેશમા વહેલા અથવા મોડા પરણેલા યુગલે પણ પડવું જ પડે છે. બેમાંથી એક ઘરનો ત્યાગ કરવાનો અથવા તો સાવ જુદા થઈ જવાનો પ્રસંગ કેટલીક વાર આવા ઝગડામાંથી પણ ઊભો થાય છે. વેવાઈઓ સમજી જાય તો આ સ્થિતિ પલટવાનું મુશ્કેલ નથી જ.

ઉપર લખેલાં ચાર કારણો જો તમે દૂર કરી નાખો તો બંને કુટુંબ વચ્ચે પ્રેમની લાગણી પ્રગટી શકે એમ છે. અભિમાન દૂર કરવાનું શી રીતે બની શકે એમ તો તમે નહિ પૂછો એમ માની લઉં છું. એ વૃત્તિ માણસ માત્રમાં હોય છે. જરૂર છે એની મર્યાદા સમજવાની. 'આપણે બીજાને ભોગે અભિમાન ન રાખવું જોઈએ. અને સતત એ વસ્તુ લક્ષમાં રાખવી જોઈએ કે આપણા સગાં મોટાં ગણાય તેમાં આપણી પોતાની પણ શોભા રહેલી છે. બંને કુટુંબો વચ્ચે જ્યારે ઘનિષ્ટ સંબધ બંધાય ત્યારે બનેના માનાપમાનનો હિસાબ એક સાથે જ થવો જોઈએ. બંને સમજપૂર્વક વર્તે તો કોઈના અભિમાન ઉપર ઘા પડે નહિ અને સમાજમાં બંને ઉન્નત મસ્તકે રહી શકે.

જૂના રિવાજોમાં જે સ્પષ્ટ રીતે હાનિકારક છે તે દૂર કરી જ નાખવા જોઈએ. આ બાબતમાં બંને વેવાઈઓ વચ્ચે આ યુગમાં

મતભેદ થવાનો સંભવ છે, પરંતુ એ વસ્તુ જો પુત્રપુત્રી ઉપર, પરણનારાંઓ ઉપર છોડી દેવામાં આવે તો મતભેદનો બહુ ઓછો અવકાશ રહેશે. એમ ન જ બની શકે તો છૂટછાટ મૂકી સમાધાન શોધવું જોઈએ. એવું સમાધાન પણ અશક્ય હોય તો અમુક મતભેદ રાખવા છતાં બંનેએ એકબીજાંનો વિનય જાળવવો જોઈએ. આ વિનયભાવના જો હોય તો પ્રેમની લાગણીને કદી હાનિ પહોંચે નહિ.

ત્રીજી વસ્તુ પુત્ર-પુત્રીના પિતા વચ્ચેના ભેદની છે. આ યુગમાં આવો ભેદ વધુ બેહૂદો લાગે છે. આ બાબતમાં મુખ્ય ધ્યાન પુત્રના પિતાએ જ રાખવું જોઈએ. જો બે કુટુંબો વચ્ચે સ્નેહગાંઠ મજબૂત કરવી હોય તો પુત્રના પિતાએ કન્યાના પિતાને નિશ્ચિંત બનાવી સમાન માન-આદર આપવાં જોઈએ. આ પ્રકારના વર્તનથી પુત્રના પિતાની આબરૂ વધશે જ.

ચોથી બાબતનો નિકાલ તો સહેલાઈથી લાવી શકાય એમ છે. બીજાની વાતો તરફ દુર્લક્ષ કેળવવું જ જોઈએ. દુનિયા સામે જો બંને એક રૂપે જ ઊભા રહે તો એ નિંદા કરનારાઓ ભોંઠા પડીને છેવટ ખસી જાય.

અંતે મારે એટલું જ કહેવાનું છે કે જો સગાં બનો તો સાથોસાથ વહાલાં પણ બનજો વહાલાં બન્યા વિનાના સગાં માત્ર નામનાં જ સગાં રહે છે. જીવનની ભીડમાં તેઓ એકબીજાને કામ આપવાને બદલે આડકતરી રીતે બોજારૂપ જ બને છે. તમે એ સ્થિતિ તમારા જીવનમાં કદી ન આવવા દો અને સાચાં 'સગાંવહાલાં' બનો એવી આશા સાથે પત્ર પૂરો કરું છું.

[ ૧ ]

# સૌ સગાંને

લાંબા સમયથી લખાઇ રહેલી આ પત્રમાળાનું પહેલું વર્ષ આજે પૂરું થાય છે. પહેલું વર્ષ એટલા માટે કે ભવિષ્યમાં પત્રો નહિ જ લખાય એમ તો કેમ કહું? ગ્રંથાવલિના બાર પુસ્તકોની યોજના પ્રમાણે આ છેલ્લા પુસ્તકનું છેલ્લું પ્રકરણ છે માટે મેં એને પહેલું વર્ષ કહ્યું છે. બીજા વર્ષનો આરંભ કેમ કરવો તે મેં વિચારી રાખ્યું છે. આ પત્રો તમને ઉપયોગી જણાયા હશે તો બીજા વર્ષનો 'વાર્તાલાપ' એટલા જ રસ અને ધ્યાનપૂર્વક તમે સાંભળશો એવી હું આશા રાખું છું.

બધા પત્રોને અંતે મારે કંઇક કહેવું એવી ઇચ્છા થાય છે, પણ કહું શું? આ લાંબા પત્રોમાં કહેવાનું બધું કહી દીધું છે. એ પત્રો લખવા પાછળ દૃષ્ટિ કઈ રહી છે તે જણાવું! એમાં શું શું કહ્યું છે તેનો સાર મૂકી દઉં! એમ લાગે છે કે એ બધું નકામું અથવા હવે વધારે પડતું છે.

છતાં એક વાત મારે કહેવી છે, આ પત્રોના વાંચનને અંતે તમારા માનસ ઉપર જે અસર પડી હોય તે મને જણાવશો તો હું તમારો ઉપકાર માનીશ.

પુરુષાર્થની સ્થાપના થાય. માનવજીવનના વિકાસ માટે જે ગુણો આવશ્યક છે તે બધાને ખીલવાનો અને ખીલવવાનો જ્યાં પૂર્ણ અવકાશ છે એ કુટુંબ-વાડી નવા યુગના પ્રયોગો ઝીલીને વધુ સુંદર અને વધુ સ-રસ બને.

આ ભાવના સાથે કુટુંબના સર્વ સભ્યોને નમ્રતાપૂર્વક પ્રણામ કરું છું.



હૃદય જીવનનું એ રસાયન. એ વિના
જીવનના ઝંઝાવાતમાં ઝૂઝવાનું બળ
પ્રાપ્ત ન થાય. સમગ્રજીવનની સિદ્ધિની
પ્રથમ પહેલી શરત અંતરના પ્રેમ. આ
પ્રેમની પરીક્ષા સ્વાર્પણ અને સેવા.
લૂંટવાની અને ભોગવવાની વૃત્તિનો સર્વથા
અભાવ હોય ત્યાં જ પ્રેમની વીણા અહો-
રાત વાગતી રહે અને પ્રેમના દીપક જીવન-
માર્ગના અંધારામાં પંથ સુઝાડતા રહે



## આતિથ્ય

મનું જ એક સ્વરૂપ તે આતિથ્ય
ભાવના. અતિથિ જોતાં હૈયું નાચી ઉઠે
અને ભેટવાનો મનમાં તલસાટ જાગે
તો સમજવું કે ભારત વર્ષના ગૌરવસમી
આતિથ્યભાવના હજુ જીવે છે. અંતરનો
દીવો ઓલવાઈ ગયો હોય ને વ્યવહાર-
ના ધક્કાથી જ જો સત્કાર કરવો પડે
તો તે જીવનનું દુર્ભાગ્ય સમજવું.
આવું દુર્ભાગ્ય કોઇને પ્રાપ્ત ન થાઓ.



